॥ ओ३म् ॥

स्व. जेठाभाई प्रेमजी दर्शन ग्रंथमाळा

महर्षि गोतम प्रणीत।

# न्यायदर्शनम्

આચાર્ય પં. મયાશંકર-પ્રણીત ગુજરાતી
'ન્યાયાર્થપ્રકાશ' નામક ભાષ્ય સહિત.

*


: પ્રકાશક :

સ્વ. જેઠા પ્રેમજી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ.

તરફથી મેનેજીંગ ટ્રસ્ટી શૂરજી વલ્લભદાસ.

| વિક્રમાબ્દ | સૃષ્ટયબ્દ | દયાનન્દાબ્દ |
| --- | --- | --- |
| ૧૯૯૫ | ૧,૯૭,૨૯,૪૯,૦૪૦ | ૧૧૫ |

પ્રથમાવૃત્તિ
૧૦૦૦

સંવત
૧૯૯૫

મુમુક્ષુઓને અભ્યાસાર્થે.

મુદ્રણાલય:
શ્રી. રા. પુ. 'આર્યપ્રકાશ' પ્રેસ,

મુદ્રક:
બાપુભાઈ કુબેરભાઈ પટેલ

આર્યનરોડ, આણંદ.

# પ્રસ્તાવના

સ્વ. જેઠાભાઈ પ્રેમજી ગ્રન્થમાળાનો આ પાંચમો મણકો ગુજરાતી અનુવાદ સાથે પ્રસિદ્ધ કરી ગુર્જર ભાષાભાષી ભાઈબ્હેનો સમક્ષ મૂકતાં અમને ઘણો હર્ષ થાય છે.

સંસ્કારવિધિ, સાંખ્ય, વેદાન્ત અને યોગદર્શન આ પહેલાં પ્રસિદ્ધ થઈ ચુકયા છે જેમાંથી હવે યોગદર્શનની થોડી પ્રતો સિલકમાં રહી છે.

આ ન્યાયદર્શનની પણ ૧૦૦૦ પ્રતો છપાઈ છે. આશા છે મુમુક્ષુ આર્યસમાજ આ પુસ્તકનો યોગ્ય અભ્યાસ કરી અને તેમાંથી દરેક રીતે લાભ લઈ સ્વર્ગસ્થ તેમજ ટ્રસ્ટીઓનું આ કાર્ય સફળ બનાવવામાં સહાયભૂત થશે.

આ પ્રકાશન પછી વૈશેષિકદર્શન થોડા વખતમાં છપાવી પ્રસિદ્ધ કરવાની આશા છે.

લી.

શૂરજી વલ્લભદાસ
મેનેજીંગ ટ્રસ્ટી.
સ્વ. શ્રી. જેઠા પ્રેમજી ટ્રસ્ટ.

મુંબઈ
શ્રાવણી ૧૯૯૫

# આદિવચન

દર્શન-શાસ્ત્રો વૈદિકધર્મ રૂપ મહાતરુવરની એક વિશાલ શાખા રૂપ છે. સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, મીમાંસા અને વેદાંત આ છ નામ દર્શન શાસ્ત્રનાં છે. સંપૂર્ણ વેદને પ્રમાણ તરીકે માનીને જ આ છ દર્શનો રચાયાં છે. ચાર્વાક, બૌદ્ધ અને જૈન પણ ખરી રીતે આર્યસંસ્કૃતિની એક શાખા છે, પણ તેઓ વેદને સર્વથા પ્રમાણ તરીકે માનતા ન હોવાથી તેઓ પોતાને હિન્દુ=આર્ય કરતાં કંઈક અંશે જુદા હોય એમ માનતા જણાય છે. બૌદ્ધ અને જૈન પેઠે ચાર્વાકનો કોઈ વિશિષ્ટ સંપ્રદાય જણાતો નથી, તેમ તેનો કોઈ ગ્રન્થ પણ નથી. જે લોકો પરજન્મને તથા પાપ અને પુણ્યને માનતા નથી તેમને જ બહુધા ચાર્વાક કહેવામાં આવે છે.

ન્યાયદર્શનના બનાવનાર મહર્ષિ ગોતમ છે એમ માનવામાં આવે છે. આ મહર્ષિ રામાયણમાં બતાવવામાં આવેલા અહલ્યાપતિ ગોતમ હતા કે કોઈ બીજા? એમાં કોઈ ચોક્કસ પ્રમાણ મળતું નથી. વૈદિક મંત્રોના દ્રષ્ટા પણ ગોતમ મહર્ષિ થઈ ગયા છે એમ વેદોના અભ્યાસથી જણાય છે.

મહર્ષિ કણાદ અને ગોતમના દાર્શનિક વિચારો ઘણા જ મળતા આવે છે. એટલું જ નહિ પણ વૈશેષિક દર્શન ઉપર પ્રશસ્તપાદભાષ્ય લખનાર મહર્ષિ ગોતમ છે કારણ કે પ્રશસ્તપાદ અને અક્ષપાદ આ બંને શબ્દો લગભગ એક અર્થવાળા છે, અને અક્ષપાદ એ મહર્ષિ ગોતમનું બીજું નામ છે. તેથી એ બંને મહર્ષિઓના મતને લઈ અર્વાચીન નૈયાયિકોએ જે ન્યાયમુક્તાવલી આદિ ગ્રન્થો લખ્યા છે તેને પણ ન્યાયના ગ્રંથો કહેવામાં આવે છે. છયે દર્શન એક જ વસ્તુ ઉપર વિવેચન કરે છે એવું કશું જ નથી. મીમાંસા વૈદિક કર્મકાંડનું, વેદાંત વૈદિક જ્ઞાન ભાગનું (ઉપનિષદોની એકવાક્યતાને), સાંખ્ય પ્રકૃતિ અને પુરુષનું, યોગદર્શન અષ્ટાંગ યોગનું, વૈશેષિક દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાયનું તથા ન્યાયદર્શન ખાસ કરી આત્મા આદિ બાર પ્રમેયોનું પ્રતિપાદન કરે છે. આમ છયે દર્શનોમાંથી ઘણી જ વિવિધતા જાણવા મળે છે. પણ હાલમાં અંગ્રેજી વિદ્યા તરફ ભારતવર્ષનો

વિશેષ પ્રયત્ન હોવાથી વૈદિક દર્શનોનો અભ્યાસ થતો નથી અને પરિણામે આર્યસંસ્કૃતિ ભૂલાતી જાય છે. યૂરોપીય તત્વજ્ઞાનીઓમાં વિચાર-ભેદ નથી એમ તો કહી શકાય નહિ. વિચાર–ભેદ હોવો એ કંઈ દોષ નથી. છયે દર્શનોના રચનારા ઋષિઓ લોકકલ્યાણુને જ ચાહતા હતા, માટે નિષ્પક્ષપાતી થઈ ઉદાર દષ્ટિથી એમના ગ્રન્થોનો અભ્યાસ કરવો જોઇએ.

ઉપર કહેલાં બધાય દર્શનોમાં બૌદ્ધોનું ખંડન જણાય છે તેથી એની રચના બૌદ્ધકાળમાં થયેલી હશે એવું અનુમાન કરવામાં આવે છે, પણ દાર્શનિક જે મૂળ ઉપદેશ છે, તે તો બહુ જ પ્રાચીન છે, માટે બૌદ્ધ કાળ પહેલાં દાર્શનિક ઉપદેશ નહોતો એવું માનવામાં કશું પણ પ્રમાણ નથી. જે તત્વજ્ઞાન ઋષિએ પહેલું જાણ્યું તેને લીધે જ દર્શનની શાખાઓ બંધાઈ છે, એવું માનવામાં કશી અપ્રામાણિકતા જણાતી નથી. આ તત્વજ્ઞાનો બૌદ્ધ આદિના પહેલાં જણાયાં છે એમાં કશો વિવાદ નથી. ભલે પછી તે ગ્રન્થના આકારમાં ઘણા લાંબા કાળ પછી આવ્યાં હોય, અને એની રચના કાળમાં બૌદ્ધાદિના મતનો ઉલ્લેખ થવો સંભવિત છે.

આ દર્શનમાં માણસ પોતાના વિચારો બીજાના હૃદયમાં ઉતારી શકે તેને માટે એક સંપૂર્ણ વિચારને બતાવી શકે એવાં પાંચ અવયવ વાક્યો બતાવ્યાં છે તેનાં નામ પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન. આ પાંચ વાક્યો દ્વારા વિચાર કરતાં કરતાં વાદમાંથી તત્વ શોધી શકાય છે માટે એ પાંચે અવયવ વાક્યોના પ્રયોગને 'ન્યાય' એવું નામ આપવામાં આવ્યું છે. આ પદ્ધતિ શોધી કાઢવાને લીધે જ આ દર્શનને 'ન્યાયદર્શન' એવું નામ આપવામાં આવ્યું હોય એમ જણાય છે. આ પાંચ અવયવ વાક્યો રૂપી ન્યાયમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચારેય પ્રમાણો બરાબર ગુંથાઈ જાય છે આ ઉપરથી એમ પણ જણાય છે કે, આ દર્શન તત્વજ્ઞાનને શોધી કાઢવા માટે સુંદર વાદની પદ્ધતિ શીખવાડે છે અને જલ્પ તથા વિતંડા આદિ દૂષિત વાદ–પદ્ધતિથી કેમ અલગ રહેવું તે પણ તત્વ જિજ્ઞાસુઓને સમજાવે છે

આ સિવાય મહર્ષિને આત્મા આદિ બાર પ્રમેયોનો કેવો સાક્ષાત્કાર થયો છે તે પણ વાચક મહાનુભાવને સ્પષ્ટ જણાયા વગર રહેશે નહિ.

એકંદરે આ દર્શન તત્વજ્ઞાન બતાવનાર અને બીજાને તે કેમ સમજાવવું એ ક્રમ બતાવનાર તરીકે વાચક મહાનુભાવ સમક્ષ રજુ થાય છે.

પૌરાણિક અને સાંપ્રદાયિક પદ્ધતિ સાધારણ જનતામાં વિશેષ પ્રચાર પામવાને લીધે અને બુદ્ધિશાળી વર્ગ અંગ્રેજી વિદ્યા તરફ વધારે ઝુકી જવાથી આવા ગ્રન્થો લુપ્તપ્રાય થઇ ગયા છે. મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીના પવિત્ર ઉપદેશના પરિણામે આર્યજનતામાં ષડ્દર્શનનાં તત્વ જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઇ અને તેથી એ ગ્રંથો ગૂજરાતી ભાષામાં સમજાવવા પ્રયત્નો થાય છે એ જાણી કોને આનંદ ન થાય ?

આ દર્શન સમજાવવાને આ ગુજરાતી ભાષ્ય જ બસ નથી પણ તેમાંના એક એક તત્વને લઇ વિશાળ અને ગંભીર દૃષ્ટિથી તેને સમજાવવાની જરૂર છે. ભવિષ્યની આર્ય પ્રજાને માથે આ એક ઋણ સ્વરૂપ છે. આ ઋણ ફેડવા ભવિષ્યમાં થનારા પક્ષપાત-રહિત આર્ય વિદ્વાનો જરૂર સમર્થ થશે. વસ્તુ સમજવામાં અને સમજાવવામાં બુદ્ધિને પૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જોઇએ. કોઇ પણ હેતુથી દબાયેલી બુદ્ધિ જગતના વિકાસને વિઘ્ન રૂપ થઇ પડે છે. વિદ્વાન્ માણસ આવા પાપમાંથી બચે અને સત્ય વસ્તુ સમજાવવા સમર્થ બને એ શુભ આશા રાખવી અયોગ્ય નથી. **स्वस्ति पन्था मनुचरेम** કલ્યાણ-કારી માર્ગમાં આપણે પ્રયાણ કરીએ.

આ ન્યાયદર્શન ઉપર વાત્સ્યાયન મુનિએ સંસ્કૃત ભાષામાં સુંદર ભાષ્ય લખ્યું છે. એ ભાષ્ય કરતાં જૂનું ભાષ્ય અથવા જૂની ટીકા મળતી નથી. આ ભાષ્ય પણ બહુ જ પ્રાચીન હોવાથી અને છાપવાની કળાનો તે કાળે આવિષ્કાર ન થવાથી ઘણે ઠેકાણે ભાષ્યકારનાં વચન સૂત્ર રૂપે અને સૂત્ર ભાષ્ય રૂપે જણાય છે, તેથી બધી પ્રતોમાં સૂત્રોની સંખ્યા સમાન રૂપે નથી. આ ભાષ્ય ઉપર ઉદ્યોતકર આચાર્યે ગંભીર ન્યાયવાર્તિક નામનો ગ્રંથ લખ્યો છે. ઉદ્યોતકર આચાર્યની ભાષાની શૈલી જોતાં એ વ્યાકરણ મહાભાષ્યના કર્તા મુનિવર પતંજલિના સમકાલિક હોય એમ જણાય છે. આ ગ્રંથો સિવાય મહર્ષિ ગોતમના સૂત્રોના મર્મ સમજાવવા સેંકડો ગ્રંથો સંસ્કૃત ભાષામાં વિદ્યમાન છે. સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીજીએ વાત્સ્યાયન મુનિના ભાષ્યને ભણવા તેમણે લખેલા સત્યાર્થપ્રકાશ ગ્રંથમાં જણાવ્યું છે. મેં ગૂજરાતી ભાષામાં આ ન્યાયદર્શન સમજાવતાં વાત્સ્યાયન મુનિના

ભાષ્યનું પૂરેપૂરૂં અનુસરણ કર્યું છે. બીજા ગ્રંથોના પ્રમાણો પણ તેમની પુષ્ટિ અર્થેજ ઉપયોગમાં લીધા છે. આ ભાષ્યનું નામ મેં 'ન્યાયાર્થપ્રકાશ' રાખ્યું છે. શાસ્ત્રીય ગ્રંથ ભાષામાં હોવા છતાં તે એક નવલ કથા જેટલો સરલ બનતો નથી, માટે જિજ્ઞાસુએ પરિશ્રમ કરી આ ગ્રંથ પૂરેપૂરો સમજવા પ્રયત્ન કરવો.

આર્ષગ્રંથોનું પુનર્જીવન થશે તોજ માણસોમાં ઉદારતા અને સહિષ્ણુતા આવશે અને ધર્મને નામે તથા રૂઢિને નામે સમાજમાં થતા અનાચારો બંધ પડશે. ન્યાયગ્રંથ બુદ્ધિને પરાધીન બનાવી 'અમુક વાત સ્વીકારીજ લ્યો.' એવું બુદ્ધિદાસ્ય આપતો નથી પણ વિચાર શક્તિને ખીલવવાની પૂરેપૂરી યોગ્યતા આપે છે. આશા છે કે ગુર્જરી જનતા આનો પૂરેપૂરો લાભ ઉઠાવશે અને પોતાના ઋષિ મુનિઓ તરફ હાર્દિક કૃતજ્ઞતા બતાવશે. ઇતિ.

પં. મયાશંકર અંબાશંકર શર્મા.

॥ ओ३म् ॥

# न्यायदर्शनम्

संसारतरुबीजाय भवबीजापहारिणे।
हेतवे धिषणायाश्च नमो भवतु शम्भवे ॥ १ ॥

सदर्थसेविनीं दद्याद् धियं न्यायपरायणाम्।
विश्वात्मा करुणामूर्तिश्चित्तवृत्तिप्रसादकः ॥ २ ॥

महर्षे गौतमस्येदं वचो गम्भीर मादरात्।
विवरीतुं कृतो यत्नो विदुषां स कृपालवः ॥ ३ ॥

अज्ञानाशक्त्यधीनेन नाञ्जसा गुरवो मया।
अर्चिता अपि मे चित्ते संनिदध्यु र्दयालवः ॥ ४ ॥

मया न्यायप्रकाशोऽयं प्रसृतो गोतमार्कजः।
नीयते गौर्जरीं वाचं मयाशङ्करशर्मणा ॥ ५ ॥

यदक्षपादस्य निपीय सद्वचो भवन्ति मर्त्या अपि वीतपश्चताः।
तदस्य गीःसंस्तवपूजया जना उपार्ज्यतां ज्ञाननिधान मक्षयम् ॥ ६ ॥

## પ્રમાણની સફલતા.

પ્રમાણથી જ વસ્તુનું સત્ય જ્ઞાન થાય છે અને સત્ય જ્ઞાનથી જ પ્રવૃત્તિ સફળ થાય છે. જેમકે-'ચક્ષુ ઇંદ્રિયનો સત્ય જળ સાથે સંબંધ થવાથી જળવિષયક સત્ય જ્ઞાન થાય છે અને સત્ય જ્ઞાનથી તરસ્યો માણસ પાણી પીવાને પ્રવૃત્તિ કરે છે, પછી પાણી પીને તરસ દૂર કરે છે.' આ ઉદાહરણમાં ચક્ષુ ઇંદ્રિયનો જળ સાથેનો

જે સંબંધ છે તે પ્રમાણ કહેવાય છે. પ્રવૃત્તિની સફલતા સત્ય જ્ઞાનને લીધે છે અને સત્ય જ્ઞાન પ્રમાણને લીધેજ થાય છે માટે પ્રમાણ સાર્થક અને પ્રયોજનને સિદ્ધ કરનારી વસ્તુ છે.

## પ્રવૃત્તિ એટલે શું?

**ઉત્તરઃ**—જ્ઞાતા પ્રમાણ દ્વારા વસ્તુને યથાર્થ રીતે સમજીને તે વસ્તુને કાંતો લેવા ઈચ્છે છે, કાંતો છોડવા ઈચ્છે છે; વસ્તુને લેવાની ઈચ્છાથી અથવા છોડવાની ઈચ્છાથી પ્રેરાયલા પુરુષનો જે પ્રયત્ન તેજ પ્રવૃત્તિ કહેવાય છે.

## પ્રમાતા એટલે શું?

**ઉત્તરઃ**—જે પ્રમાણ દ્વારા અર્થને સમજી તે અર્થને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી અથવા છોડવાની ઈચ્છાથી પ્રવૃત્તિ કરે છે તેજ પ્રમાતા કહેવાય છે, અથાત્ જીવાત્મા એજ પ્રમાતા કહેવાય છે.

## પ્રમાણ એટલે શું?

**ઉત્તરઃ**—જેનાથી અર્થનું સત્ય જ્ઞાન થાય છે તે પ્રમાણ કહેવાય છે. **प्रमाकरणं प्रमाणम्** સત્ય જ્ઞાનનું જે અસાધારણ કારણ તે પ્રમાણ કહેવાય છે.

## પ્રમેય એટલે શું?

**ઉત્તરઃ**—પ્રમાણ દ્વારા જે અર્થનું સત્ય જ્ઞાન મેળવાય છે તે જ અર્થ પ્રમેય કહેવાય છે.

## પ્રમા એટલે શું?

**ઉત્તરઃ**—અર્થનું જે સત્ય જ્ઞાન તેજ પ્રમા કહેવાય છે.

## અર્થ એટલે શું?

**ઉત્તરઃ**—**अर्यते प्राप्यते प्राणिभिर्यः सोऽर्थः** પ્રાણીઓ જેને પ્રાપ્ત કરે છે તે અર્થ કહેવાય છે. એટલે (૧) સુખ (૨) સુખનો હેતુ (૩) દુઃખ અને (૪) દુઃખ હેતુ.

આ ચાર પદાર્થોને 'અર્થ' કહેવામાં આવે છે અમુક અર્થ સર્વ પ્રાણીઓને સુખનું જ કારણ છે અથવા દુઃખનું જ કારણ છે એમ કહિ શકાય નહિ, કારણ કે, સર્વ પ્રાણીઓ એક સરખી ઇચ્છાવાળા હોતા નથી; અમુક અર્થ કોઇને સુખનું કારણ હોય છે, તો તેજ અર્થ કોઇ બીજાને દુઃખનું કારણ હોય છે. અગ્નિના બંધાણીને અફીણ સુખનું કારણ હોય છે પણ જે બંધાણી નથી તેને તો તે દુઃખનું જ કારણ થઇ પડે છે. અમુક માણસ કોઇના સુખનું કારણ બને છે, જ્યારે તેજ માણસ કોઇ બીજાના દુઃખનું કારણ પણ બને છે, માટે વિશેષ રૂપે નહીં કહેતાં સામાન્ય રૂપે જ ઉપર કહેલા ચાર અર્થ છે, એમ ન્યાયશાસ્ત્રજ્ઞોએ માન્યું છે.

પ્રમાણ સત્ય હોવાથી જ પ્રમાતા, પ્રમેય અને પ્રમિતિ **સત્ય** બની શકે છે.

પ્રમાતા, પ્રમાણ, પ્રમેય અને પ્રમિતિ આ ચારમાંથી જો કોઇ એક ન હોય તો કોઇ પણ અર્થની સિદ્ધિ થઇ શકતી નથી. પ્રમાતા આદિ ચારના અસ્તિત્વથી જ સમગ્ર સંસારનો વ્યવહાર ચાલી રહ્યો છે.

## તત્વની વ્યાખ્યા.

સતનું સતસ્વરૂપે હોવું અને અસતનું અસત્સ્વરૂપે હોવું એજ 'તત્વ' કહેવાય છે. **तस्य भावस्तत्त्वम्।**

સત્ અને અસત્ બન્ને પદાર્થો પ્રમાણ દ્વારા જ જાણી શકાય છે. જેમ બાહ્ય પ્રકાશની મદદથી ચક્ષુ ઇંદ્રિય દ્વારા ટેબલ ઉપર ઘડો જોઇ શકાતો ન હોવાથી ચક્ષુ ઇંદ્રિય દ્વારા જ ઘડાના અભાવને જાણી શકાય છે. પ્રમાતા કહે છે કે જો ટેબલ ઉપર ઘડો હોત તો જેમ પુસ્તક દેખાયું તેમ તે પણ દેખાત, પણ ઘડો દેખાતો નથી માટે ઘડો નથી. આ પ્રમાણે ટેબલ ઉપર ઘડાના અભાવનું જ્ઞાન પણ ચક્ષુ ઇંદ્રિયથી જ થયું.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે અભાવને જાણવા માટે પણ પ્રમાણ સિવાય બીજું કોઈ સાધન નથી. આંધળો માણસ ચક્ષુ ઇંદ્રિય રૂપ પ્રમાણને અભાવે આકાશમાં ચંદ્ર છે કે નથી ? આ પ્રશ્નનો કશો ઉત્તર આપી શકતો નથી, માટે ભાવરૂપ અને અભાવ રૂપ અર્થ પ્રમાણ દ્વારા જ જાણી શકાય છે.

॥ ओ३म् ॥

# न्यायदर्शनम्

મહર્ષિ ગોતમ ભાવ પદાર્થોને સંક્ષેપમાં આ પ્રથમ સૂત્રમાં જણાવે છે અને એના યથાર્થ જ્ઞાનથી જે લાભ થાય છે તે પણ ટુંકમાં જણાવે છે.

**प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्वज्ञानान्निःश्रेयसाधिगमः ॥१॥**

**અર્થ:**—(૧) પ્રમાણુ (૨) પ્રમેય (૩) સંશય (૪) પ્રયોજન (૫) દૃષ્ટાન્ત (૬) સિદ્ધાંન્ત, (૭) અવયવ (૮) તર્ક (૯) નિર્ણય (૧૦) વાદ (૧૧) જલ્પ (૧૨) વિતંડા (૧૩) હેત્વાભાસ (૧૪) છળ (૧૫) જાતિ, અને (૧૬) નિગ્રહસ્થાન.

આ સોળ પદાર્થોના તત્વજ્ઞાનથી નિઃશ્રેયસ એટલે મુક્તિની પ્રાપ્તિ થાય છે.

આ સોળ પદાર્થો ભાવરૂપ છે, અભાવરૂપ નથી. આ પદાર્થોનું યથાર્થ જ્ઞાન મેળવવા માટે અહીં એનો ઉપદેશ કરવામાં આવ્યો છે. આ શાસ્ત્રના પદાર્થોનો કેવળ નામ માત્રે અહીં નિર્દેશ કરવામાં આવ્યો છે. અ. ૧ આ. ૧ સૂત્ર ૯ માં જે બાર પ્રમેયો બતાવ્યાં છે, તેનું તત્વજ્ઞાન મોક્ષ=પ્રાપ્તિનું સાક્ષાત્ કારણુ છે. આ વાત આની પછી આવતા બીજા સૂત્રમાં સ્પષ્ટ કરવામાં આવી છે.

હેય=દુઃખ

હેયહેતુ=દુઃખને ઉત્પન્ન કરનાર અવિદ્યા, તૃષ્ણા, રાગ દ્વષ આદિ.

હાન=દુઃખની આત્યંતિક નિવૃત્તિ.

હાનહેતુ=દુઃખની અત્યંત નિવૃત્તિનો ઉપાય.
આ ચારે બાબતોને યથાર્થ સમજી લેવી જોઇએ, એ ચારેયના યથાર્થ જ્ઞાન સિવાય મુક્તિનો માર્ગ મળી શકતો નથી.

પ્રમાણ અને પ્રમેય આ બેમાં બાકીના ૧૪ ચૌદ પદાર્થોનો સમાવેશ શાસ્ત્રકાર ધારત તો કરી શકત, છતાં સોળ પદાર્થો સુધી વિસ્તાર કરવાનું કારણ આ પ્રમાણે ન્યાયવેત્તાઓએ બતાવ્યું છે.

"વિદ્યા ચાર ભાગમાં વહેંચાયેલી છે. એ ચારેય વિદ્યાઓના નિરૂપણીય પદાર્થો પણ ભિન્ન ભિન્ન છે અને એનો ઉપદેશ લોકોના કલ્યાણ માટે કરવો જોઇએ. (૧) ત્રયી=અગ્નિહોત્રાદિ વેદ પ્રતિપાદ્ય ધાર્મિક ક્રિયાઓ-આદિ (૨) વાર્તા=ખેતી, વાણિજ્ય, પશુપાલન અને ગૃહ આદિનાં નિર્માણો વગેરે. (૩) દંડનીતિ=રાજનીતિ. (૪) આન્વીક્ષિકી=ન્યાયવિદ્યા.

આ ચારેયમાં આ શાસ્ત્ર આન્વીક્ષિકી એટલે ન્યાય વિદ્યા કહેવામાં આવે છે અને એના પ્રતિપાદ્ય આ સોળ પદાર્થો છે, એ સમજાવવા ખાતર સોળે પદાર્થોનો ઉપદેશ કરવો જોઇએ. ન્યાયના પ્રતિપાદ્ય વિષયોને બતાવ્યા સિવાય કેવળ અનુભવથી જણાયેલા તત્વનો ઉપદેશ કરવો એ તો ઉપનિષદ્‌નો વિષય છે, આ શાસ્ત્ર કંઈ ઉપનિષદ્ નથી, પણ હેતુ દાખલા અને દલીલો આદિ આપી અનુભૂત વિષયોનું યથાર્થ પ્રતિપાદન કરી શિષ્ય આદિને સમજાવવું એ છે અને એજ ન્યાય કહેવામાં આવે છે. પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત, ઉપનય અને નિગમન આ પાંચ વાકયો દ્વારા કોઇ પણ વિષયને સ્પષ્ટ સમજાવવો એ ન્યાય કહેવાય છે. આ પાંચ વાકયના પ્રયોગને ભાષ્યકાર **सोऽयं परमो न्यायः** આ પરમ ન્યાય છે. એમ કહે છે.

આ પ્રથમ સૂત્રમાં સંશયનો પૃથક્ ઉપદેશ કરવામાં આવ્યો છે તેનું કારણ આ પ્રમાણે આપવામાં આવ્યું છે.

સંશયવાળી બાબતમાં અથવા સંશયવાળા અર્થમાં જ ન્યાયની પ્રવૃત્તિ થઈ શકે છે. જે વિષયમાં જરાય પણ સંદેહ નથી, તે ન્યાયનો વિષય બની શકતો નથી, તથા જે અર્થ સામાન્ય રૂપે પણ જાણ્યો ન હોય તેમાં પણ ન્યાય ચાલી શકતો નથી, પણ જે અર્થ સંદિગ્ધ હોય તેમાં જ ન્યાય ચાલી શકે છે. જેમકે:—કોઈ વાદી કહે છે કે પ્રયત્ન કરવાથી શબ્દ ઉત્પન્ન થાય છે માટે શબ્દ અનિત્ય છે. જ્યારે પ્રતિવાદી કહે છે કે, પ્રયત્ન કરવાથી માત્ર શબ્દ ઉપર રહેલું આવરણ જ દૂર થાય છે અને એ દૂર થયે શબ્દ સાંભળી શકાય છે, માટે શબ્દ સદૈવ વિદ્યમાન છે અને તેને લીધે તે નિત્ય છે.

આ બે વાદી અને પ્રતિવાદીના કથનથી સાંભળનારને 'શબ્દ નિત્ય હશે કે અનિત્ય.' આવો સંદેહ થાય છે. હવે એ સંદેહને ન્યાયથી એટલે હેતુ, દૃષ્ટાંત આદિથી દૂર કરી નિર્ણય લાવવો જોઇએ.

કોઈ પણ વસ્તુ બે સ્વરૂપે હોઈ શકે જ નહિ. કાંતો વસ્તુ નિત્ય હોય અને કાંતો અનિત્ય હોય; પણ એકજ વસ્તુ નિત્યત્વરૂપે અને અનિત્યત્વરૂપે હોઈ શકે જ નહિ. આવા પ્રકારનો નિર્ણય લાવવો એ ન્યાયનું કામ છે.

બીજું ઉદાહરણ:—રાત્રિએ ઝાંખા પ્રકાશમાં થોડે દૂર રહેલા એક ઉભા લાંબા ઠુંઠા જેવા પદાર્થને જોઈ સંદેહ થાય છે કે, જે પેલું સામે કંઇક દેખાય છે, તે શું હશે? પુરુષ હશે કે સ્થાણુ (ઠુંઠું)? લંબાઈ અને પહોળાઈ પુરુષમાં અને ઠુંઠામાં કંઇક અંશે સરખી જાણેલી જ હોય છે અને અત્યારે જોનારને માત્ર તેનું જ જ્ઞાન થઈ રહ્યું છે, તેથી સંશય થઈ રહ્યો છે. હવે એ બેમાં (પુરુષમાં અને સ્થાણુમાં) રહેલા વિશેષ ધર્મોમાંથી જો એકના વિશેષ ધર્મનું જ્ઞાન થાય તો સંદેહ દૂર થઈ જાય અને નિર્ણય થઈ જાય. સામો દેખાતો પદાર્થ ઠુંઠું પણ હોય અને પુરુષ પણ હોય, એમ તો બને જ નહિ, કારણ કે, એક પદાર્થમાં એક જ સમયમાં બે વિરોધી ધર્મો રહી શકે નહિ, માટે આનો નિર્ણય લાવવો એમાં

ન્યાયનો ઉપયોગ છે. શ્રી વાત્સ્યાયન મુનિએ પણ ભાષ્ય કરતાં લખ્યું છે કે **नानुपलब्धे न निर्णीतेऽर्थे न्यायः प्रवर्तते, किं तर्हि? संशयितेऽर्थे।** અર્થ:—

'નહીં જણાયેલા અર્થમાં તેમજ નિશ્ચય પૂર્વક જાણેલા અર્થમાં ન્યાયની પ્રવૃત્તિ થઈ શકતી નથી. ત્યારે શામાં ન્યાયની પ્રવૃત્તિ થાય છે? (ઉત્તર) સંશયવાળા અર્થમાં.'

આમ ન્યાયનું ઉત્થાન સંશયમાંથી થાય છે, માટે સંશયનું સ્વરૂપ અને તેનું લક્ષણ શું છે તે જાણવા માટે સંશયનું પ્રમાણ અને પ્રમેયથી પૃથક્ ગ્રહણ કરવામાં આવ્યું છે.

આજ હેતુથી પ્રયોજન આદિ પદાર્થોના પૃથક્ નિરૂપણ કરવાની જરૂર છે, તે આગળ જતાં તે તે પદાર્થો સમજાવતાં સ્પષ્ટ સમજાશે, માટે પ્રયોજન આદિના પૃથક્ ગ્રહણ કરવાનું કારણ અહીં લખવામાં આવતું નથી.

આ ન્યાયવિદ્યા પ્રમાણ આદિ પદાર્થોનું પ્રતિપાદન કરવાથી ત્રયી આદિ વિદ્યાથી જુદી પડે છે અને આ ન્યાયવિદ્યા.

**प्रदीपः सर्व विद्याना मुपायः सर्वकर्मणाम्**
**आश्रयः सर्वधर्माणां विद्योद्देशे प्रकीर्तिता॥**

સર્વ વિદ્યાનો પ્રદીપ, સર્વ કર્મનો ઉપાય અને સર્વ ધર્મોનો આશ્રય છે. માટે વિદ્યાઓની ગણતરીમાં આનું સ્થાન અગત્યનું છે. (૧)

તત્ત્વજ્ઞાન થયા પછી તરત જ તત્ત્વજ્ઞાની મુક્ત થાય છે કે નહિ? જો તત્ત્વજ્ઞાન થવાની સાથે જ તત્ત્વજ્ઞાની મુક્ત થઈ જાય તો, તત્ત્વજ્ઞાનીઓ લોકોને શાસ્ત્રનો ઉપદેશ આપી શકશે નહિ, કારણ કે મુક્ત થવાથી એમને શરીર રહેશે નહિ અને શરીર ન રહેવાથી ઉપદેશ પણ આપી શકાય નહિ, એ દેખીતી વાત છે; અતત્ત્વ-જ્ઞાનીઓના ઉપદેશ ઉપર તો વિશ્વાસ કેમ આવે? અને જો તત્ત્વજ્ઞાન

થવાની સાથે જ મુક્ત ન થવાય તો 'તત્ત્વજ્ઞાન એ મુક્તિનો હેતુ છે.' એ કહેવું ખોટું ઠરે છે, આ શંકાનું સમાધાન કરવા માટે આ બીજા સૂત્રનું ઉત્થાન છે. તત્ત્વજ્ઞાન થવા છતાં પ્રારબ્ધ કર્મનો નાશ ભોગ વગર થઈ શકતો નથી. "**नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि**"

## दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तराभावादपवर्गः ॥ २ ॥

**પદાર્થ:—दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानाम्** દુ:ખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાનોમાંથી **उत्तरोत्तरापाये** ઉત્તર ઉત્તરનો નાશ થવાથી **तदनन्तराभावात्** દોષ આદિનો અભાવ થવાથી **अपवर्गः** મુક્તિની પ્રાપ્તિ થઈ શકે છે.

**ભાવાર્થ:—**(૧) આત્મા (૨) શરીર (૩) ઇંદ્રિય (૪) અર્થ (૫) બુદ્ધિ (૬) મન (૭) પ્રવૃત્તિ (૮) દોષ (૯) પ્રેત્ય ભાવ (૧૦) ફળ (૧૧) દુ:ખ (૧૨) અપવર્ગ.

આ બાર પ્રમેયોના તત્વજ્ઞાનને મહર્ષિ ગોતમે મુક્તિનું સાધન માન્યું છે. માણસોમાં આ બારેય પ્રમેયો સંબંધી અનેક પ્રકારનાં મિથ્યાજ્ઞાનો ચાલી રહ્યાં છે. (૧) આત્માનું અસ્તિત્વ જ ન માનવું. (૨) આત્માને ઉત્પત્તિ અને વિનાશ ધર્મવાળો માનવો (૩) ઇંદ્રિય અથવા મનને જ આત્મા માનવો. (૪) અંતઃકરણમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે. અને તેજ જીવાત્મા છે, એમ માનવું. (૫) બ્રહ્મને જ શરીર ધારી અને સુખદુ:ખ ધર્મવાળો આત્મા માનવો (૬) બ્રહ્મના મિથ્યા પરિણામને જીવાત્મા માનવો. (૭) આત્માનું વધવું અને ઘટવું માનવું, વગેરે. આ બધાં ન્યાયની દૃષ્ટિએ આત્મ-સંબંધી મિથ્યાજ્ઞાનો કહેવાય છે.

શરીરનાં સંબંધમાં:—શરીર દુ:ખનું સાધન હોવા છતાં તેને સુખનું જ સાધન સમજવું અને તેમાં આસક્તિ વધાર્યા જવી.

પુત્ર, કલત્ર આદિનો સંબંધ અનિત્ય હોવા છતાં તેને નિત્ય સમજવો અને તેનો વિયોગ થતાં શોક કરવો વગેરે શરીર સંબંધી મિથ્યાજ્ઞાન કહેવાય છે. ઇંદ્રિયના સંબંધમાં:—ઇંદ્રિય આપો આપ પ્રવૃત્તિ કરે છે, તેને કોઈ પ્રેરણા કરનાર નથી. સુખ અને દુ:ખ ઇંદ્રિયોને જ થાય છે, જ્ઞાન પણ ઇંદ્રિયોમાં જ રહે છે અને ઇંદ્રિયોને લીધે જ આ શરીર ચાલે છે, વગેરે માનવું એ ઇંદ્રિય સંબંધી મિથ્યા જ્ઞાન કહેવાય છે. અર્થના સંબંધમાં:—રૂપ રસ આદિ વિષયોના સંબંધને લીધે જ જ્ઞાન થાય છે માટે જ્ઞાન એ રૂપ, રસ આદિ અર્થનો જ ધર્મ છે, રૂપ, રસ આદિ ગુણ છે અને દ્રવ્યમાં રહેનારા હોવા છતાં તેમ ન માનતાં રૂપ, રસ ગંધ; સ્પર્શ અને શબ્દના સમૂહોને જ ઘટપટાદિ અર્થો માનવા, તેમને દ્રવ્યાધીન ન માનવા, વગેરે ' અર્થના સંબંધમાં મિથ્યાજ્ઞાન કહેવાય છે.

બુદ્ધિના સંબંધમાં:—કર્મ કરનાર બુદ્ધિ છે, સુખ દુ:ખ પણ બુદ્ધિના જ ધર્મ છે. જ્ઞાન પણ બુદ્ધિનો જ પરિણામ છે. બુદ્ધિ એ નિત્ય પદાર્થ છે, મુક્તિ અને બંધન બુદ્ધિને જ થાય છે, વગેરે બુદ્ધિના સંબંધમાં મિથ્યાજ્ઞાન છે એમ ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતને માનનારા જણાવે છે.

મનના સંબંધમાં:—મન વ્યાપક છે, સુખ દુ:ખ વગેરે મનના ધર્મ છે, મન અનિત્ય છે અને તે અહંકારમાંથી જન્મે છે અને મન એજ આત્મા છે, વગેરે મનના સંબંધમાં ન્યાયની દૃષ્ટિએ મિથ્યાજ્ઞાન છે.

પ્રવૃત્તિના સંબંધમાં:—કર્મને અને કર્મનાં ફળોને ન માનવાં પ્રવૃત્તિને સુખ તથા દુ:ખનું કારણ ન માનવું વગેરે પ્રવૃત્તિના સંબંધમાં મિથ્યાજ્ઞાન કહેવાય છે. દોષના સંબંધમાં:—રાગ, દ્વેષ આદિ દોષોને લીધે સંસારની ઉત્પત્તિ છે, છતાં તેને સંસારનાં કારણ ન માનવાં, રાગાદિ દોષોને પ્રવૃત્તિના કારણ તરીકે ન સ્વીકારવા અને તેને બુદ્ધિના પરિણામો માનવા વગેરે દોષ સંબંધી મિથ્યાજ્ઞાન કહેવાય છે.

પ્રેત્યભાવ એટલે પુનર્જન્મ. તેના સંબંધમાં શરીર, ઇંદ્રિય અને મનના મેળાપને જ જન્મ કહેવામાં આવે છે એની સાથે કોઈ નિત્ય આત્માનો સંબંધ નથી. અને શરીર, ઇંદ્રિય અને પ્રાણ વગેરેનું જુદા પડી જવું એ જ મરણ છે, કોઇ આત્મા જેવી વસ્તુ બાકી રહેતી નથી, વગેરે પ્રેત્યભાવ અર્થાત્ પુનર્જન્મ સંબંધી મિથ્યાજ્ઞાન કહેવાય છે.

ફલના સંબંધમાં:-સુખ અને દુઃખના ઉપભોગને ફળ કહેવામાં આવે છે. આ ફળને પ્રવૃત્તિ અને દોષથી ઉત્પન્ન થનારૂં ન માનવું, ઈશ્વિર જેને ઇચ્છે તેને સુખનો ઉપભોગ કરાવી શકે છે. માટે સુખ મળવું અથવા દુઃખ મળવું એ ઈશ્વિરના હાથની વાત છે પોતાનાં કર્મ એમાં કારણ તરીકે નથી, વગેરે માનવું એ ફળના સંબંધમાં મિથ્યાજ્ઞાન કહેવાય છે.

દુઃખના સંબંધમાં:-સંસારમાં દુઃખ છે છતાં તેમાં સુખનીજ આસક્તિ રાખવી દુઃખ સંબંધી વિચાર જ ન કરવો, અને સંસારને સુખમય માનવો અને તેથી સુખની તૃષ્ણાને લીધે સંસાર તરફ વૈરાગ્યને ઉત્પન્ન થવા ન દેવું, સંસારના વાસ્તવિક જ્ઞાનથી સદૈવ દૂર રહેવું વગેરે દુઃખના સંબંધમાં મિથ્યાજ્ઞાન કહેવાય છે.

અપવર્ગ એટલે મોક્ષ, તેના સંબંધમાં:-મોક્ષ આત્માનો થતો જ નથી, અને જો થતો હોય તો મોક્ષમાં જરાપણ વિષયનું સુખ હોતું નથી; માતા, પિતા, ભાઈ, સ્ત્રી આદિનાં સંબંધો પણ તેમાં હોતા નથી; શરીર અને ઇંદ્રિયો પણ તેમાં હોતાં નથી, તો એવા ભયંકર મોક્ષનું અમારે શું કામ છે? સંસાર જ મજાનો છે કે જેમાં સર્વ પ્રકારનાં સુખો મેળવી શકાય છે; ભલે પછી તે થોડા સમયને માટે હોય, પણ જ્યાં બીલકુલ વિષય સુખ ન હોય તેના કરતાં થોડા સમય માટે જ્યાં વિષય સુખ મળતું હોય ત્યાં રહેવું વધારે યોગ્ય છે; આવી માન્યતા હોવી એ મોક્ષના સંબંધમાં મિથ્યાજ્ઞાન કહેવાય છે.

આવી જાતના મિથ્યાજ્ઞાનને નાશ કરવાનું કાર્ય ઉપર કહેલા બાર પ્રમેયના તત્વજ્ઞાનને આધીન છે. એ તત્વજ્ઞાન થતાં સાથેજ મનુષ્ય જીવન મુક્ત બની જાય છે અને પ્રારબ્ધ કર્મનો ભોગથી ક્ષય થયા પછી, શરીરનો સંબંધ તૂટતાં મનુષ્ય સાચી મુક્તિને મેળવે છે.

તત્વજ્ઞાન થવાથી મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે. મિથ્યાજ્ઞાન નાશ પામવાથી દોષનો નાશ થાય છે. દોષનો નાશ થવાથી પ્રવૃત્તિનો નાશ થાય છે પ્રવૃત્તિનો નાશ થવાથી જન્મનો નાશ થાય છે અને જન્મનો નાશ થવાથી દુ:ખનો નાશ થાય છે. આ પ્રમાણે દુ:ખનો આત્યંતિક નાશ એજ મુક્તિ અથવા મોક્ષ છે. ( ૨ )

હવે પહેલા સૂત્રમાં કહેલા પદાર્થોમાંથી પ્રથમ પદાર્થ જે પ્રમાણ કહ્યું છે તેનાં વિભાગ અને લક્ષણ આ ત્રીજા સૂત્રમાં બતાવે છે.

મહર્ષિ ગોતમે શાસ્ત્રમાં ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા, એવા ક્રમ રાખ્યો છે. પહેલા સૂત્રમાં પદાર્થનો ઉદ્દેશ કર્યો છે. ઉદ્દેશ એટલે પદાર્થનું કેવળ નામથી કથન કરવું, લક્ષણ એટલે પદાર્થનો અસાધારણ ધર્મ. અને પરીક્ષા એટલે જે પદાર્થમાં જે અસાધારણ બતાવવામાં આવ્યો હોય તે તેમાં છે કે નહિ? એ ધર્મની ઉપપત્તિ એ અર્થમાં થઈ શકે છે કે નહિ? એમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ કે અસંભવ રૂપ કોઈ દોષ આવે છે કે નહિ? વગેરે પ્રમાણ દ્વારા નિશ્ચય કરવો તેનું નામ પરીક્ષા.

જેમકે:—પૃથ્વી એક પદાર્થ છે અને તેમાં ગંધ ગુણ એ એનો અસાધારણ ધર્મ છે અને તેની સિદ્ધિ પ્રમાણો દ્વારા પૃથ્વીમાં થઈ શકે છે, જળ આદિમાં નહિ.

આ પ્રમાણે સોળ પદાર્થોમાં પ્રથમ ઉદ્દેશ પ્રમાણનો છે, તો હવે તેનું ક્રમને અનુસરીને લક્ષણ બાંધવું જોઇએ, માટે આ સૂત્ર પ્રમાણનું લક્ષણ બાંધવા માટે છે.

કોઈ ઠેકાણે આ શાસ્ત્રમાં પહેલો ઉદ્દેશ પછી વિભાગ અને પછી લક્ષણ કરેલું જોવામાં આવે છે અને કોઈ ઠેકાણે ઉદ્દેશ પછી લક્ષણ અને પછી વિભાગ, એમ પણ જોવામાં આવે છે. એટલે કે વિભાગ અને લક્ષણ આ બેમાં પૌર્વાપર્યનો ખાસ નિયમ ઋષિએ જાળવ્યો હોય એમ જણાતું નથી. પ્રમાણનો પહેલો વિભાગ કરી પછી તેનું લક્ષણ બાંધ્યું છે, જ્યારે છળ પદાર્થનું પહેલું લક્ષણ બાંધી પછી વિભાગ કરેલો છે. જેમકેઃ—

**वचनविघातोऽर्थोपपत्या छलम्। १-२-१०**

**तत्त्रिविधं वाक्छलं, सामान्यच्छलमुपचारच्छलं चेति। १-१२-११**

અર્થઃ—કોઈ શબ્દ સાંભળી તેના એક કરતાં વધારે અર્થની સ્ફૂર્તિ સાંભળનારને થતાં વક્તાનો અભીષ્ટ અર્થ ન કરતાં કોઈ જુદા જ અર્થની કલ્પના કરી વક્તાના કથનનું ખંડન કરવું તેનું નામ છળ. આ થયું છળનું લક્ષણ. હવે વિભાગ બતાવે છે. એ છળ ત્રણ પ્રકારના છે. (૧) વાક્છળ, (૨) સામાન્યછળ, (૩) ઉપચારછળ. આ થયો છળનો વિભાગ.

આમ હોવાનું કારણ, ઉદ્દેશ અને વિભાગમાં કંઈ ખાસ મહત્ત્વનો ભેદ ન હોવો, એ જ છે.

આ સૂત્રમાં પ્રમાણનું લક્ષણ અને વિભાગ બંને બતાવ્યાં છે.

## प्रत्यक्षानुमानोपमानशब्दाः प्रमाणम् ॥ ३ ॥

**પદાર્થઃ**—(**प्रत्यक्षानुमानोपमानशब्दाः**) પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ (**प्रमाणम्**) એ ચાર પ્રમાણ છે.

**ભાવાર્થઃ**—પ્રમાણ શબ્દના નિર્વચનમાં પ્રમાણનું લક્ષણ આવી જાય છે. જેમકેઃ—"**प्रमीयतेऽनेन इति प्रमाणम्**" જેનાથી પ્રમા એટલે સ્મૃતિભિન્ન યથાર્થ જ્ઞાન થઈ શકે તે પ્રમાણ. એટલે '**प्रमाकरणं प्रमाणम्**' આવું પ્રમાણનું લક્ષણ આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે. પ્રમાનું જે અસાધારણ કારણ રૂપ પ્રમાણ કોઈ

ઠેકાણે જ્ઞાનરૂપ હોય છે અને કોઈ ઠેકાણે જ્ઞાનથી ભિન્ન પણ હોય શકે છે. **अव्यभिचारिणीमसंदिग्धा मर्थोपलब्धि विदधती बोधाबोध-स्वभावा सामग्री प्रमाणम्।** ઈતિ ન્યાયમંજરી. અવ્યભિચારી અને અસંદિગ્ધ જ્ઞાનને ઉત્પન્ન કરનાર બોધસ્વભાવવાળી અને અબોધ સ્વભાવવાળી જે સામગ્રી તે પ્રમાણ. અર્થ અને ઈન્દ્રિયના સંબંધથી જે પ્રમા ઉત્પન્ન થાય છે તેમાં અર્થ અને ઈન્દ્રિયનો સંબંધ અબોધસ્વભાવ છે અને તે પ્રમાણ રૂપે ગણાય છ. અનુમિતિ જ્ઞાનમાં જે વ્યાપ્તિ આદિનું જ્ઞાન કારણરૂપ પડે છે તે જ્ઞાનસ્વભાવ પ્રમાણ ગણાય છે.

હવે પ્રમાણના વિભાગના સંબંધમાં ધ્યાન આપીએ. (૧) પ્રત્યક્ષ, (૨) અનુમાન (૩) ઉપમાન અને (૪) શબ્દ. આ ચાર જાતનાં પ્રમાણો છે અને તેનાથી બધા પ્રમેયોની સિદ્ધિ થઈ શકતી હોવાથી વધારે પ્રમાણ માનવાની કશી જરૂર નથી.

ઉક્ત ચારેય પ્રમાણોનો અર્થ અહીં ટુંકમાં લખવામાં આવે છે.

પ્રત્યક્ષઃ—**प्रतिगतम् अक्षम् इति प्रत्यक्षम्** અથાત્ ઈન્દ્રિય અને અર્થનો જે સંબંધ તે પ્રત્યક્ષ પ્રમાણ અને એ સંબંધથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન અથાત્ પ્રત્યક્ષ પ્રમા કહેવાય છે.

અનુમાનઃ—**मितेन लिङ्गेन अर्थस्य पश्चान्मानम् अनुमानम्** એક પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન થવાથી તેની સાથે સંબંધ રાખનાર અપ્રત્યક્ષ પદાર્થનું જ્ઞાન જેનાથી થાય છે તે અનુમાન પ્રમાણ અને એ પ્રમાણથી જે જ્ઞાન થાય છે તે અનુમિતિ જ્ઞાન અથવા અનુમિતિ પ્રમા કહેવાય છે.

ઉપમાન;—**सामीप्यज्ञानम्** સાદ્દશ્ય જ્ઞાન એ ઉપમાન પ્રમાણ કહેવાય છે અને તેનાથી જે જ્ઞાન થાય છે તે ઉપમિતિ જ્ઞાન અથવા ઉપમિતિ પ્રમા કહેવાય છે.

શબ્દઃ—**शब्द्यतेऽनेन अर्थः इति शब्दः।** શબ્દ એ પ્રમાણ છે અને એનાથી જે જ્ઞાન થાય છે તે શાબ્દ જ્ઞાન અથવા શાબ્દી પ્રમા કહેવાય છે.

ઉક્ત દરેક પ્રમાણનું લક્ષણ શાસ્ત્રકાર પોતેજ કરશે માટે ત્યાંજ આના સંબંધમાં વિશેષ લખવામાં આવશે, અહીં વિશેષ લખવું એ અસ્થાને છે. (૩)

વિભાગ પાડવામાં આવેલાં પ્રમાણોમાં પ્રથમ પ્રમાણ પ્રત્યક્ષ છે, માટે પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ શું છે તે આ સૂત્રમાં બતાવવામાં આવે છે.

## इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञान मव्यपदेश्य मव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम् ॥ ४ ॥

**અર્થ:**—આ સૂત્રમાં પ્રત્યક્ષ એ લક્ષ્ય છે અને બીજાં પાંચ પદો લક્ષણબોધક છે. ઈન્દ્રિય અને અર્થના સંબંધથી ઉત્પન્ન થયેલું જ્ઞાન, જો તે અવ્યપદેશ્ય, અવ્યભિચારિ અને વ્યવસાયાત્મક હોય તો પ્રત્યક્ષ છે; અથાત્ જ્ઞાન એ વિશેષ્ય છે અને એને ચાર વિશેષણ આપવામાં આવ્યાં છે. (૧) ઈન્દ્રિયાર્થસંનિકર્ષોત્પન્નત્વ (૨) અવ્યપદેશ્યત્વ (૩) અવ્યભિચારિત્વ અને (૪) વ્યવસાયાત્મકત્વ. આ ચારે વિશેષણો જેમાં હોય તે પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે.

અહીં એક વાત વાચક મહાનુભાવોને યાદ આપવાની જરૂર છે, તે એ કે, સૂત્રકાર મુનિશ્રી ગોતમાચાર્યજીએ પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ બાંધવાનું છે, જ્ઞાનનું નહિ, જ્ઞાન એ તો પ્રમાણનું ફળ છે. પ્રમાણનાં લક્ષણ બાંધવાને બદલે તેના ફળ ભૂત જ્ઞાનનું લક્ષણ બાંધવું એ અસ્થાને ગણાય. આ શંકાના નિવારણ માટે આ સૂત્રમાં **यतः** (જેનાથી) પદ અધ્યાહાર છે, એમ વાચસ્પતિ મિશ્ર આદિ મહાન્ વિદ્વાનોએ કહ્યું છે. એટલે ઉક્ત ચારેય વિશેષણવાળું જ્ઞાન જેનાથી ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યક્ષ પ્રમાણ સમજવું. **प्रत्यक्षप्रमाकरणम् प्रत्यक्षप्रमाणम्** એટલે પ્રત્યક્ષ પ્રમાણનું એકદેશ ભૂત પ્રત્યક્ષ જ્ઞાન (પ્રત્યક્ષ પ્રમા) છે, માટે પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ

બાંધવાથી અને તેને બરાબર સમજવાથી પ્રમાનુંકરણ પણ સહેલાઈથી ચોક્કસ રીતે સમજી શકાશે એમ ધારી શાસ્ત્રકારે પ્રત્યક્ષ જ્ઞાનનું લક્ષણ ઉક્ત સૂત્રમાં બતાવ્યું છે.

ભાષ્યકાર મુનિશ્રી વાત્સ્યાયને ઉત્પન્ન થયેલા ઉક્ત પ્રકારના જ્ઞાનને જ પ્રમાણ માની તેના પછી બીજું જે હાન (હું અમુક અર્થને છોડું) ઉપાદાન (હું અમુક અર્થને ગ્રહણ કરૂં) અને ઉપેક્ષા (હું અમુક અર્થની ઉપેક્ષા કરૂં) ને વિષય કરનારૂં જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ ફળ છે એમ પણ એક પક્ષે બતાવ્યું છે.

આત્મા અને મનનો સંયોગ પણ પ્રત્યક્ષ જ્ઞાનની પહેલાં જરૂર હોય છે, પણ તે તો અનુમાન આદિ જ્ઞાનોમાં પણ હોય છે, તેથી તે પ્રત્યક્ષ જ્ઞાન સિવાય બીજા જ્ઞાનોનું પણ કારણ પડવાથી સાધારણ થઈ જાય છે. માટે જેમ પ્રાણિત્વ (પ્રાણ) એ માણસનું લક્ષણ થઈ શકતું નથી, કારણ કે, પ્રાણ મનુષ્ય અને પશુ આદિમાં સાધારણ હોય છે, તેમ આત્મા અને મનનો સંયોગ સર્વ જ્ઞાનોમાં સમાન હોવાથી પ્રત્યક્ષ જ્ઞાનના લક્ષણમાં આવી શકતો નથી. **असाधारण धर्मो लक्षणम्** અસાધારણ ધર્મ જ લક્ષણ થઈ શકે છે.

વિષયથી જ્ઞાનનો વ્યપદેશ થાય છે. જેમકે:—રૂપજ્ઞાન, રસજ્ઞાન ઇત્યાદિ, તેમ મનથી જ્ઞાનનો વ્યપદેશ થતો નથી, માટે મન અને ઇન્દ્રિયનો સંબંધ પ્રત્યક્ષ જ્ઞાનની કારણ–સામગ્રીમાં આવવા છતાં તેને લક્ષણ કોટિમાં ગણ્યો નથી.

અવ્યપદેશ્ય:—જેમાં વિશેષણ હોય તે વ્યપદેશ્ય અને જેમાં વિશેષણ ન હોય તે અવ્યપદેશ્ય. અથાત્ વિશેષણ વગરનું ઉત્પન્ન થયેલું જે શુદ્ધ જ્ઞાન છે તે પ્રત્યક્ષ છે. જ્યારે તેમાં વિશેષણ આવે છે ત્યારે તે વ્યપદેશ્ય બને છે, જેમકે ઘટજ્ઞાનમાં ઘટત્વ વિશેષણ અને વૃક્ષજ્ઞાનમાં વૃક્ષત્વ વિશેષણ છે, એટલે વ્યવહારમાં આવતું સર્વજ્ઞાન વિશેષણવાળું હોય છે. ઉત્પત્તિ વખતે તો જ્ઞાન વિશેષણ વગરનું જ હોય છે.

અવ્યપદેશ્યનો બીજો પણ અર્થ થાય છે, તે આ પ્રમાણે છે:

શબ્દના સંબંધ વગર કોઈ જ્ઞાન ઉત્પન્ન થઇ શકતું નથી. ઘટાદિ અર્થને વિષય કરનારૂં જ્ઞાન ઘટાદિ શબ્દોનો સંબંધ કર્યા વગર થઈ શકતું નથી. કોઈપણ જ્ઞાનવ્યક્તિ હો, પણ તે શબ્દનો સંબંધ પામ્યા વગર ઉત્પન્ન થઈ શકતી નથી. જયંત ભટ્ટ ભર્તૃહરિ કૃત વાક્યપદીય પ્રથમ કાંડ શ્લોક ૧૨૪નું અવતરણ આપે છે.

न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमादृते।
अनुविद्धमिव ज्ञानं सर्वं शब्देन गृह्यते ॥

અર્થ:—એવું કોઈપણ જ્ઞાન નથી કે જે શબ્દના અનુગમ વગર ઉત્પન્ન થાય, માટે સર્વ જ્ઞાન શબ્દથી સંકલિત હોવાથી શબ્દ સહિત ગૃહીત થાય છે.

આ પ્રમાણે જો માનવામાં આવે તો સૂત્રમાં બાંધેલું લક્ષણ અસંભવ દોષથી દૂષિત થઈ જાય. કારણ કે મહર્ષિએ પ્રત્યક્ષની ઉત્પત્તિ સાથે શબ્દને માન્યો નથી. માટે અસંભવદોષ દૂર કરવા ખાતર અવ્યપદેશ્ય એવું વિશેષણ જ્ઞાનને લગાડવામાં આવ્યું છે.

એટલે આ પ્રમાણે અર્થ થાય છે:—વ્યપદેશ એટલે જેમાં શબ્દ પણ સંબંધી તરીકે હોય તે વ્યપદેશ્ય. અવ્યપદેશ્ય એટલે જેમાં શબ્દ સંબંધી તરીકે કે વિશેષણ તરીકે ન હોય તે અવ્યપદેશ્ય જ્ઞાન. આ અસંભવ દોષનું વારણ ભાષ્યકારે નીચે પ્રમાણે કર્યું છે.

ચક્ષુ આદિ ઇંદ્રિયોનો જ્યારે અર્થ સાથે સંબંધ થાય છે ત્યારે દ્રષ્ટાના આત્મામાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમાં શબ્દ જરા પણ સંબંધી તરીકે હોતો નથી. નાનું છ માસનું બાળક જ્યારે હાથી આદિ પ્રાણીઓને જુએ છે ત્યારે તેના આત્મામાં જ્ઞાન તો જરૂર ઉત્પન્ન થાય છે પણ એ વખતે હાથી એવો શબ્દ એ જ્ઞાનનો સંબંધી તેમ વિશેષણ તરીકે બીલકુલ હોતો નથી, માટે પ્રત્યક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં શબ્દ સંબંધી તરીકે, વાચક તરીકે કે વિશેષણ

તરીકે જ્ઞાનની સાથે હોતો નથી. આ બાબત જણાવવા ખાતર મહર્ષિએ અવ્યપદેશ્ય એવું વિશેષણ પ્રત્યક્ષ જ્ઞાનને આપ્યું છે.

અવ્યભિચારિ:—વ્યભિચાર એટલે ઉલટાપણું અથવા અસત્યતા. જેમાં અસત્યતા હોય તે વ્યભિચારિ. વ્યભિચારિ એટલે ભ્રમ, અવ્યભિચારિ એટલે ભ્રમભિન્ન સત્યજ્ઞાન. મૃગતૃષ્ણિકામાં (ઝાંઝવામાં) જળને વિષય કરનારૂં જે જ્ઞાન, તથા છીપમાં ચાંદીના કકડાનું જે જ્ઞાન થાય છે તે ભ્રમ કહેવાય છે અને તેને જ વ્યભિચારિ કહે છે. એવા જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહી શકાય નહિ માટે અવ્યભિચારિ એવું પ્રત્યક્ષ જ્ઞાનને વિશેષણ આપવામાં આવ્યું છે. શાસ્ત્રીય શબ્દમાં કહીએ તો **तद्वति तत्प्रकारकं ज्ञानं सत्यज्ञानम्।** ઇંદ્રિય સંબદ્ધ વસ્તુમાં જે ધર્મ છે, તેજ ધર્મ જો વિષયિતા સંબંધથી જ્ઞાનમાં ભાસતો હોય તો તે જ્ઞાન સત્યજ્ઞાન કહેવાય છે.

વ્યવસાયાત્મક:—એટલે નિશ્ચયાત્મક. જે જ્ઞાનમાં સંદેહ હોય તે જ્ઞાન સત્ય કહી શકાય નહિ. જેમકે:-દ્રષ્ટા આંખથી દૂરસ્થ પદાર્થ જુએ છે પણ તે ચોક્કસ કહી શકતો નથી કે આ સામે દેખાતો ધૂમાડો છે કે ઉડતી ધૂળ છે? અથવા સામું જે દેખાય છે તે ઠુંઠું છે કે કોઈ પુરુષ છે? આ પ્રમાણે ચક્ષુ-સંબદ્ધ પદાર્થ સમીપ હોવા છતાં દ્રષ્ટા નિર્ણય કરી શકતો ન હોવાથી એ જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય નહિ, માટે વ્યવસાયાત્મક એટલે નિર્ણયાત્મક જ્ઞાન જ પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે.

આ ઉપરથી આ નિષ્કર્ષ નીકળે છે કે, જે જ્ઞાન ઈંદ્રિય અને અર્થના સંબંધથી ઉત્પન્ન થયેલું હોય, અવ્યપદેશ્ય હોય, અવ્યભિચારિ હોય અને નિર્ણયાત્મક હોય તેજ જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે.

અન્ય શાસ્ત્રમાં પણ પ્રત્યક્ષનું લક્ષણ કરવામાં આવ્યું છે, તે પણ ઘણા ખરા અંશમાં આ સૂત્રને મળતું જ છે. જેમકે:—

**यत्सम्बद्धं सत् तदाकारोल्लेखि विज्ञानं तत्प्रत्यक्षम् ॥**

સાંખ્ય શાસ્ત્ર.

इन्द्रियप्रणालिकया चित्तस्य बाह्यवस्तूपरागात् तद्विषया सामान्यविशेषात्मनोऽर्थस्य विशेषावधारणप्रधाना वृत्तिः प्रत्यक्षम् ॥

૧–૭ યોગસૂત્ર ઉપર વ્યાસભાષ્ય.

तत्राक्षमक्षं प्रतीत्यात्पद्यते इति प्रत्यक्षम् ॥

ઇતિ વૈશેષિક દર્શન ઉપર પ્રશસ્તપાદ ભાષ્ય.

सत्संप्रयोगे पुरुषस्येन्द्रियाणां बुद्धिजन्म तत्प्रत्यक्षमनिमित्तं विद्यमानोपलम्भात् ॥

મીમાંસા દર્શન.

એ પ્રમાણે અન્ય શાસ્ત્રોમાં પણ થોડા ઘણા ફેરફાર સાથે પ્રત્યક્ષનું લક્ષણ કરવામાં આવ્યું છે. જિજ્ઞાસુએ તેમાં જોઈ નિર્ણય કરવો જોઇએ.

આ સૂત્રમાં ઇંદ્રિય અને અર્થનો જે સંનિકર્ષ બતાવવામાં આવ્યો છે, તે ૭ પ્રકારનો માનવામાં આવ્યો છે. (૧) સંયોગ (૨) સંયુક્ત–સમવાય (૩) સંયુક્ત સમવેત–સમવાય (૪) સમવાય (૫) સમવેત સમવાય (૬) વિશેષણ વિશેષ્યભાવ. આ છ જાતના સંનિકર્ષથી દ્રવ્યનું, ગુણનું, ગુણત્વાદિ જાતિનું, શબ્દનું, શબ્દત્વ જાતિનું અને અભાવનું પ્રત્યક્ષ થાય છે. સંયોગ સંનિકર્ષથી દ્રવ્યનું, સંયુક્ત સમવાયથી રૂપાદિ ગુણોનું, સંયુક્ત સમવેત સમવાયથી રૂપત્વાદિ જાતિનું, સમવાયથી શબ્દનું, સમવેત સમવાયથી શબ્દત્વ જાતિનું અને વિશેષણ વિશેષ્ય ભાવથી અભાવનું પ્રત્યક્ષ થાય છે.

આત્મવિષયક જ્ઞાન કે જે પ્રત્યક્ષ માનવામાં આવે છે તથા સુખાદિવિષયક જ્ઞાન પણ પ્રત્યક્ષ છે તેમાં આ સૂત્રમાં બતાવેલું પ્રત્યક્ષનું લક્ષણ જઈ શકશે નહિ, કારણ કે આત્માનું જ્ઞાન ચક્ષુ, ઘ્રાણ, રસન, ત્વક્ અને શ્રોત્ર, આ પાંચે ઇન્દ્રિયોમાંથી કોઇ ઇન્દ્રિયથી થઇ શકતું નથી; તેમ સુખાદિનું જ્ઞાન પણ બાહ્ય ઇન્દ્રિયોથી થઇ શકતું નથી, માટે ઇન્દ્રિયસંનિકર્ષોત્પન્નત્વ એ લક્ષણ અવ્યાપ્તિ રૂપ દોષવાળું થાય છે, અતઃ આત્માદિવિષયક પ્રત્યક્ષ જ્ઞાનને માટે બીજું લક્ષણ બાંધવું જોઇએ.

આ શંકાના સમાધાન માટે ભાષ્યકાર વાત્સ્યાયન મુનિ જણાવે છે કે મન સ્વયં ઇન્દ્રિય સ્વરૂપ છે અને મનથી આત્માનું અને સુખાદિનું જ્ઞાન થઇ શકે છે તેથી ઇન્દ્રિયાર્થસંન્નિકર્ષોત્પન્નત્વ તેમાં પણ જઇ શકશે, એટલે અવ્યાપ્તિ દોષ ઉક્ત લક્ષણમાં આવશે નહિ.

જો મન ઇન્દ્રિય હોય તો આ શાસ્ત્રમાં અ. ૧, આ. ૧, સૂ. ૧૨માં જ્યાં ઇન્દ્રિયોની ગણતરી કરી છે, ત્યાં મનની ઇન્દ્રિય તરીકે ગણતરી શા માટે નથી કરી?

આ પ્રશ્નનું સમાધાન આ પ્રમાણે છે. ચક્ષુ આદિ ઇન્દ્રિય કરતાં મનનો ઇન્દ્રિય હોવા છતાં ધર્મ જુદો છે. એ ધર્મ બતાવવા ખાતર ઇન્દ્રિયોથી મનનો જુદો ઉપદેશ કરવામાં આવ્યો છે.

ચક્ષુ આદિ ઇન્દ્રિયો અને મનમાં જે તફાવત છે તે આ પ્રમાણે છે.

ઇન્દ્રિયો ભૌતિક છે.
મન ભૌતિક નથી.
બાહ્ય ઇન્દ્રિયો બાહ્ય અર્થને જ ગ્રહણ કરી શકે છે.
મન સર્વ વિષયોને ગ્રહણ કરી શકે છે.
સગુણ દ્રવ્યમાંથી સગુણ બાહ્ય ઇન્દ્રિયો બને છે.
મન બનતું જ નથી, તે તો નિત્ય દ્રવ્ય છે.

આટલો તફાવત હોવા છતાં મન એ આંતર-ઇન્દ્રિય[1] છે. વૈશેષિક શાસ્ત્રમાં તેને ઇન્દ્રિય તરીકે ગણાવ્યું છે. તેનું ખંડન આ શાસ્ત્રમાં કર્યું નથી માટે બીજા શાસ્ત્રમાં માનેલા વિષયનું જો આ

---

१ श्रोत्रद्यव्यापारे स्मृत्युत्पत्तिदर्शनात् बाह्येन्द्रियैरगृहीतसुखादिग्राह्यान्तराभावाच्चान्तः करणम् ॥

પ્રશસ્તપાદ ભાષ્ય.

सुखादिप्रतीतिरिन्द्रियजा, अपरोक्षप्रतीतित्वात्, रूपादि प्रतीतिवत् यच्चतत् इन्द्रियं मनः ॥

પ્રશસ્તપાદ ભાષ્ય ઉપર ન્યાય કંદલી.

શાસ્ત્રમાં ખંડન ન કર્યું હોય તો તે ઋષિને માન્ય છે એમ સમજવું જોઇએ.

**'परमतम् अप्रतिषिद्धम् अनुमतं भवति' इति हि तन्त्रयुक्तिः**

પરકીય મત જો અપ્રતિષિદ્ધ હોય તો તે માન્ય છે એમ સમજવું, એવી શાસ્ત્રની યુક્તિ છે.

આ વચનોથી પણ મન ઇન્દ્રિય છે એમ સિદ્ધ થાય છે. (૪)

હવે અનુમાનનું લક્ષણ બાંધે છે.

## अथ तत्पूर्वकं त्रिविधमनुमानम्; पूर्ववत्, शेषवत्, सामान्यतो दृष्टं च ॥५॥

**અર્થઃ**—અનુમાન પ્રત્યક્ષપૂર્વક હોય છે, અથાત્ જે વસ્તુનું અનુમાન કરવું હોય તેનું દેશાંતરમાં અને કાલાન્તરમાં પ્રત્યક્ષ હોવું જોઇએ. એ અનુમાનના ત્રણ પ્રકાર હોય છે. (૧) પૂર્વવત્ (૨) શેષવત્ (૩) સામાન્યતોદૃષ્ટ.

અનુમાન જ્ઞાનની પહેલાં બે પ્રત્યક્ષ જ્ઞાન થવાં જોઇએ. એક હેતુનું પ્રત્યક્ષ જ્ઞાન અને બીજું સમયાન્તરમાં હેતુ અને સાધ્યના સંબંધનું પ્રત્યક્ષ જ્ઞાન. દાખલા તરીકે ધૂમ એ હેતુથી પર્વત આદિ પ્રદેશમાં અગ્નિનું અનુમાન કરવું છે તો પર્વત આદિમાં ધૂમનું પ્રત્યક્ષ જ્ઞાન થવું જોઇએ તથા ધૂમ અને અગ્નિના સંબંધનું પ્રત્યક્ષ જ્ઞાન મહાનસમાં (રસોડામાં) થયેલું હોવું જોઇએ. ધૂમને જોયા પછી ધૂમ અને અગ્નિના સંબંધના પ્રત્યક્ષ જ્ઞાનનું સ્મરણ થશે એટલે અગ્નિનું અનુમાન પણ સહેલાઇથી થઇ શકશે.

'જ્યાં જ્યાં ધૂમ (ધુમાડો) છે, ત્યાં ત્યાં અગ્નિ પણ છે' આવું વ્યાપ્તિજ્ઞાન જે માણસને નહિ હોય તેને ધૂમ જોવા છતાં અગ્નિનું અનુમાન થઈ શકશે નહિ.

**अनुमितौ व्याप्तिज्ञानं करणं, परामर्शो व्यापारः अनुमितिः फलम् ।**

અનુમિતિ જ્ઞાનમાં વ્યાપ્તિનું જ્ઞાન કરણ રૂપે છે અને પરામર્શ વ્યાપ્તિ જ્ઞાન રૂપ કરણનો વ્યાપાર છે, તથા અનુમિતિ એ ફળ રૂપે છે.

વ્યાપારનું લક્ષણ ન્યાયબોધિનીમાં આ પ્રમાણે બતાવ્યું છે.

**तज्जन्यत्वे सति तज्जन्यजनकत्वम् व्यापारः ।**

જે કારણથી ઉત્પન્ન થાય અને કારણથી ઉત્પન્ન થનાર ફળનો પણ જે જનક હોય તે વ્યાપાર.

દાખલા તરીકે દંડથી દંડમાં ભ્રમણ ઉત્પન્ન થાય છે અને એ ભ્રમણ દંડથી ઉત્પન્ન થનાર ઘટનો પણ જનક છે, માટે દંડથી ઉત્પન્ન થનાર ઘટ પ્રતિ દંડભ્રમણ એ વ્યાપાર કહેવાય છે.

અનુમિતિ જ્ઞાનમાં પણ વ્યાપ્તિજ્ઞાનથી અનુમિતિ ઉત્પન્ન થાય છે અને બે જ્ઞાન વચ્ચે 'પરામર્શ' જ્ઞાન પણ અવશ્ય હોય છે.

પરામર્શનો આકાર આ પ્રમાણે હોય છે. **व्याप्तिविशिष्ट पक्षधर्मताज्ञानं परामर्शः ।** ધૂમાદિ હેતુમાં વ્યાપ્તિ અને એ હેતુ પર્વત આદિ પક્ષમાં છે; એવું જે જ્ઞાન તે પરામર્શ કહેવાય છે.

હેતુમાં એટલે અનુમાનમાં જ્યારે આ પાંચ વસ્તુ હોય ત્યારે સદ્ધેતુ (સાચું અનુમાન) કહેવાય છે.

(૧) હેતુનું પક્ષમાં હોવું.
(૨) સપક્ષમાં હોવું.
(૩) વિપક્ષમાં ન હોવું.
(૪) બાધ ન હોવો.
(૫) સત્પ્રતિક્ષ ન હોવો.

અગ્નિસાધ્યક ધૂમ હેતુમાં આ પાંચે બાબત છે માટે તે સદ્ધેતુ ઠરે છે.

જેમાં સાધ્ય હોય છે તે પક્ષ કહેવાય છે, પર્વતમાં સાધ્ય અગ્નિ છે તેથી પર્વત પક્ષ છે, અને પર્વતમાં ધૂમનું દર્શન થવાથી ધૂમહેતુમાં પક્ષસત્વ (પક્ષમાં હોવું) છે.

મહાનસ આદિ સપક્ષમાં પણ ધૂમનું સત્વ છે.

વિપક્ષ જળહ્રદ–આદિમાં ધૂમનું સત્વ નથી માટે વિપક્ષમાં હેતુનું અસત્વ છે. (હેતુનું ન હોવું)

પક્ષમાં સાધ્યના અભાવનો નિશ્ચય પણ નથી માટે બાધ પણ નથી.

અગ્નિસાધ્યક ધૂમનો કોઈ વિરોધી સાધ્યના અભાવને સિદ્ધ કરનાર બીજો હેતુ નથી માટે સત્પ્રતિપક્ષ દોષ પણ નથી.

આ પાંચમાંથી એક પણ બાબતનો અભાવ જો હેતુમાં હોય તો તે હેતુ નથી પણ હેત્વાભાસ છે એમ સમજવું.

અનુમાન ત્રણ જાતનાં હોય છે. (૧) પૂર્વવત્=પૂર્વ=કારણ એ જેને હોય તે પૂર્વવત્ અનુમાન. **पूर्वं यस्यास्ति इति पूर्ववत्।** કારણને જોઈ કાર્યનું અનુમાન થતું હોય તે પૂર્વવત્ અનુમાન કહેવાય છે. જેમકે વાદળાંનો ઘટાટોપ, ગર્જના, વિજળીના ચમકારા, પવનનું વળણ તથા બીજાં કારણો જોઇને વૃષ્ટિરૂપ કાર્યનું અનુમાન કરવું તે પૂર્વવત્ અનુમાન છે. આમાં મેઘ એ કારણ છે અને વૃષ્ટિ એ કાર્ય છે.

નદીમાં પુષ્કળ પૂર આવેલું જોઈ ઉપરના પ્રદેશમાં થયેલી વૃષ્ટિનું અનુમાન કરવું એ કાર્યથી કારણનું અનુમાન કહેવાય છે પુત્રને જોઈ માતાપિતાનું અનુમાન કરવું એ પણ કાર્યથી કારણનું અનુમાન કહેવાય છે અને એજ શેષવત્=શેષ=કાર્ય. એ જેને હોય તે શેષવત્ અનુમાન. **शेषः अस्यास्ति इति शेषवत्** અનુમાન કહેવાય છે.

આકાશમાં ગ્રહોને એક સ્થાનમાં જોયા પછી અમુક દિવસે અથવા અમુક માસે બીજા સ્થાનમાં જોઈ તેમાં ગતિનું અનુમાન કરવું, એ સામાન્યતોદષ્ટ અનુમાન કહેવાય છે. એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જવું એ ગતિ હોય તોજ બની શકે એવી સામાન્ય વ્યાપ્તિથી આ અનુમાન બંધાય છે.

દર્શનક્રિયાને જોઈ ચક્ષુ ઇન્દ્રિયનું અનુમાન કરવું એ પણ સામાન્યવ્યાપ્તિને લીધે થતું હોવાથી એ સામાન્યતોદૃષ્ટ અનુમાન કહેવાય છે. ચક્ષુ આદિ ઇન્દ્રિયોનું કોઈ દિવસ પ્રત્યક્ષ થયેલું હોતું નથી છતાં આવા પ્રકારના અનુમાનથી ( સામાન્યતોદૃષ્ટથી ) તેની અનુમિતિ થઈ શકે છે. તેમજ ઈશ્વરનું પ્રત્યયક્ષ થયેલું ન હોવા છતાં શરીર તથા ક્ષિત્યંકુરાદિની રચના જોઈ તેનું અનુમાન કરવું જોઇએ. સામાન્યતોદૃષ્ટ અનુમાનમાં સાધ્યનું કોઈ વખત પ્રત્યક્ષ થયેલું ન હોવા છતાં સામાન્યવ્યાપ્તિના બળથી અનુમાન થઈ શકે છે.

ભાષ્યકાર વાત્સ્યાયન મુનિએ પૂર્વવત્ આદિ શબ્દનો એવો પણ એક બીજો અર્થ કર્યો છે કે:—જો હેતુમાં વ્યાપ્તિરૂપ સંબંધ હોય તો તે હેતુ ગમે તે જાતનો હોય અર્થાત્ કાર્યાત્મક કે કારણાત્મક ન હોય તો પણ તેનાથી અનુમિતિ થઈ શકે છે.

કેટલાક નૈયાયિકો પૂર્વવત્ પદનો અર્થ અન્વયી શેષવત્નો અર્થ વ્યતિરેકી અને સામાન્યતોદૃષ્ટનો અર્થ અન્વયવ્યતિરેકી પણ કરે છે. ( જુઓ શ્રી વિશ્વનાથ કૃત ન્યાયસૂત્રવૃત્તિ ).

પ્રત્યક્ષ પ્રમાણથી કેવળ વર્તમાનકાળના પદાર્થનું જ્ઞાન થઈ શકે છે, જ્યારે અનુમાન પ્રમાણથી તો વર્તમાનકાળના, ભૂતકાળના અને ભવિષ્યકાળના પદાર્થનું પણ જ્ઞાન થઈ શકે છે. એટલે કે પ્રત્યક્ષ પ્રમાણ કરતાં અનુમાન પ્રમાણનાં પ્રમેયો વધારે હોય છે. (૫)

હવે ઉપમાન પ્રમાણનું લક્ષણ બાંધે છે.

## प्रसिद्धसाधर्म्यात् साध्यसाधनमुपमानम् ॥ ६ ॥

**પદના અર્થ:—**( **प्रसिद्धसाधर्म्यात्** ) પ્રસિદ્ધના સાધર્મ્યથી ( **साध्यसाधनम्** ) સાધ્યની સિદ્ધિ થવી એ ( **उपमानम्** ) ઉપમાન છે.

—પ્રસિદ્ધ એટલે જાણેલા પદાર્થના સાધર્મ્ય એટલે સાદૃશ્યથી સાધ્ય અથાત્ વાચ્યવાચકના સબંધનું સાધન=જ્ઞાન થવું તે ઉપમાન કહેવાય છે.

જેમકે:—ગાય એ પ્રસિદ્ધ પશુ છે અને ગવય (જંગલી ગાય અથવા રોજ) એ કોઈ નગરવાસી માણસને અપ્રસિદ્ધ અર્થાત્ અજ્ઞાત છે. એ નગરવાસીને કોઇએ કહ્યું કે જેવી ગાય હોય છે તેવો ગવય હોય છે. આ વાક્યને નૈયાયિકો **અતિદેશ** વાક્ય કહે છે, પછી તે માણસ જંગલમાં કોઈ વખતે ગયો અને ગાયજેવું જંગલી પશુ જોયું અને જાણ્યું કે આ ગાય જેવું પશુ છે, પછી અતિદેશ વાક્યનું તેને સ્મરણ થયું. આ પ્રમાણે સ્મરણ સાથે સાદૃશ્યજ્ઞાનથી 'આ પશુનું નામ ગવય છે.' આવું નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે. આ જ્ઞાનનું નામ ઉપમિતિ-જ્ઞાન કહેવાય છે અને સાદૃશ્યજ્ઞાન એ ઉપમાન-પ્રમાણ તરીકે માનવામાં આવે છે.

સાદૃશ્યજ્ઞાનથી એટલે સરખામણીના જ્ઞાનથી જે વાચ્યવાચક ભાવરૂપ સંબંધનું જ્ઞાન થવું તેનું નામ ઉપમિતિજ્ઞાન અથવા ઉપમિતિ-પ્રમા. '**पदपदार्थसम्बन्धज्ञानमुपमितिः**' **इति न्यायबोधिनी** પદ અને પદાર્થના સંબંધનું જ્ઞાન તે ઉપમિતિ. (૬)

હવે શબ્દ પ્રમાણનું લક્ષણ બાંધે છે.

## आप्तोपदेशः शब्दः ॥७॥

**અર્થ:**—"**शब्दः**" આ લક્ષ્યનું કથન છે. અને **आप्तोपदेशः** એ લક્ષણનું કથન છે.

આપ્તપુરુષનાં વાક્યો એજ શબ્દ પ્રમાણ છે. અને એ વાક્યોથી જે જ્ઞાન થાય છે તે શાબ્દજ્ઞાન અથવા શાબ્દપ્રમા કહેવામાં આવે છે. **आप्त** શબ્દનો અર્થ ભાષ્યકાર 'સાક્ષાત્કૃતધર્મા' એવો કરે છે એટલે કે જેણે ઉપદેશનીય અર્થનો સાક્ષાત્કાર કર્યો હોય અને સાક્ષાત્ જાણેલા અર્થના ઉપદેશ કરવાની ઇચ્છાથી પ્રેરાયલો જે કોઇ માણસ હોય તે 'આપ્ત' કહેવાય છે.

અર્થનું પ્રત્યક્ષ જ્ઞાન હોવું તેનું નામ આપ્તિ, અને એ આપ્તિ જેમાં હોય તે આપ્ત કહેવાય છે.

આવો આપ્ત ઋષિ, આર્ય અથવા તો કોઇ ઈતર જાતિનો પણ સંભવી શકે છે.

વાક્યના અર્થ સમજવામાં આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિ એ કારણ તરીકે છે.

ગાય, ઘોડો, પુરુષ, હાથી, પીપળો આ શબ્દરાશિથી કશું જ્ઞાન થતું નથી, કારણ કે એમાં આકાંક્ષા નથી.

"અગ્નિથી ઝાડનું સેચન કર" (અગ્નિથી ઝાડને પા.) આવા વાક્યથી પણ જ્ઞાન થતું નથી, કારણ કે એમાં યોગ્યતા નથી. અગ્નિમાં સેચનની શક્તિ નથી, સેચનની શક્તિ તો પાણીમાં હોય છે.

"ગાયને" આવો શબ્દ બોલી પછી બે ચાર કલાક પછી "લાવ" આવો શબ્દ બોલવાથી પણ જ્ઞાન થતું નથી કારણ કે એમાં "સંનિધિ" નથી. "ગાયને લાવ" એમ જો એક શબ્દ બોલ્યા પછી તરતજ બીજો શબ્દ બોલવામાં આવે તોજ વાક્યના અર્થનું જ્ઞાન થઈ શકે છે. શબ્દોનું વગર વિલંબે ઉચ્ચારણ કરવું તેનું નામ સંનિધિ.

આ ચાર જાતનાં ( પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ ) પ્રમાણોથી માણસોના અને પશુઓના સર્વ વ્યવહારો સિદ્ધ થઈ શકે છે અને તેઓ તેનો સદૈવ સમજપૂર્વક કે વગર સમજપૂર્વક ઉપયોગ કરી રહ્યા છે. (૭)

## स द्विविधो दृष्टादृष्टार्थत्वात् ॥ ८ ॥

**પદાર્થ:—(सः)** તે **(द्विविधः)** બે પ્રકારનો છે. **(दृष्टादृष्टार्थत्वात्)** દૃષ્ટાર્થક અને અને અદૃષ્ટાર્થક હોવાથી.

**ભાવાર્થ:—**શબ્દ પ્રમાણ બે જાતનાં હોય છે. એક દૃષ્ટાર્થક ઉપદેશ=શબ્દ પ્રમાણ, અને બીજો અદૃષ્ટાર્થક ઉપદેશ=શબ્દ પ્રમાણ.

જેણે અર્થનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવી તે અર્થનો ઉપદેશ આપ્યો હોય તે દૃષ્ટાર્થક ઉપદેશ. અને જેણે અનુમાનથી અર્થને જાણીને ઉપદેશ આપ્યો હોય તે અદૃષ્ટાર્થક ઉપદેશ અર્થાત્ અદૃષ્ટાર્થક શબ્દ પ્રમાણ કહેવાય છે.

કેટલાક નૈયાયિકો માને છે કે વાક્ય બે પ્રકારનાં હોય છે. એક વૈદિક વાક્ય અને બીજું લૌકિક વાક્ય. વૈદિક વાક્યો ઈશ્વર પ્રેરિત હોવાથી બધાં પ્રમાણ ગણાય છે અને લૌકિક વાક્યો તો જે આપ્ત પુરુષે ઉચ્ચારેલાં હોય તેજ પ્રમાણ તરીકે માનવામાં આવે છે. જેનો અર્થ આ જન્મમાં અનુભવી શકાય તે 'દૃષ્ટાર્થક' અને જેનો અર્થ બીજા જન્મમાં અનુભવી શકાય તે 'અદૃષ્ટાર્થક.' જેવી રીતે 'દૃષ્ટાર્થક' આપ્ત ઉપદેશ સત્ય છે તેવી જ રીતે 'અદૃષ્ટાર્થક' ઉપદેશ પણ સત્ય છે. આવો અર્થ પણ ભાષ્યકારે કર્યો છે. (૮)

હવે પ્રમેયનાં વિભાગ અને લક્ષણ બાંધે છે.

**आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गस्तु प्रमेयम् ॥ ९ ॥**

**પદાર્થ:**—(૧) आत्मा (२) शरीर (३) इन्द्रिय (४) अर्थ (५) बुद्धि (६) मनः (७) प्रवृत्ति (८) दोष (९) प्रेत्यभाव (१०) फल (११) दुःख (१२) अपवर्ग. (प्रमेयम्) એ પ્રમેય (तु) જ છે.

**અર્થ:**—આ ઠેકાણે પ્રમેય શબ્દનો અર્થ જે પ્રમાનો વિષય હોય તે પ્રમેય એટલોજ કરવાનો નથી, પણ આ સૂત્રમાં 'પ્રમેય' શબ્દ પારિભાષિક છે. ઉક્ત બાર પદાર્થોનું નામજ મુમુક્ષુ પ્રત્યે આ શાસ્ત્રમાં પ્રમેય કહ્યું છે. અન્ય પદાર્થો પણ પ્રમેય છે પણ આ બાર પ્રમેયો તો પ્રકૃષ્ટ પ્રમેયો છે કારણ કે એના યથાર્થ જ્ઞાનથી મોક્ષ મળે છે અને અયથાર્થ જ્ઞાનથી સંસાર મળે છે. આમાં જે

પહેલાં છ પ્રમેયો છે તે ઉત્તર છ પ્રમેયોનાં કારણ તરીકે છે, માટે કારણનો પ્રથમ નિર્દેશ કરી કાર્યનો પછીથી નિર્દેશ કર્યો છે.

આ સૂત્રમાં આત્મા એ પદ આત્મા અને પરમાત્મા એ બંનેને માટે પ્રયુક્ત થયેલું છે. પરમાત્માનો બ્રહ્મ, મહેશ્વર, અગ્નિ, ઇન્દ્ર આદિ પદોથી શાસ્ત્રાંતરમાં વ્યપદેશ કર્યો છે. જેમકેઃ—

**"ततः पुनः प्राणिनां भोगभूतये महेश्वरसिसृक्षानन्तरं सर्वात्मगतवृत्तिलब्धादृष्टापेक्षेभ्यस्तत्संयोगेभ्यः पवनपरमाणुषु कर्मोत्पत्तौ तेषां परस्परसंयोगेभ्यो द्व्यणुकादिप्रक्रमेण महान् वायुः समुत्पन्नो नभसि दोधूयमानस्तिष्ठति"**

ઇતિ પ્રશસ્તપાદાચાર્ય.

અર્થ:—પ્રાણીઓના ઉપભોગને માટે મહેશ્વર=પરમાત્મા સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે (પ્રવાહ રૂપે કર્મનો સંબંધ જીવાત્મા સાથે અનાદિ કાળથી છે.) સર્વ જીવાત્માઓનાં અદૃષ્ટ=ધર્માધર્માની અપેક્ષાથી અને પરમાત્માની ઇચ્છાથી પવનના પરમાણુઓમાં પ્રથમ સંયોગ ઉત્પન્ન થયો અને પછી પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થઈ, તેથી પરમાણુઓનો પરસ્પર સંયોગ થયો પછી દ્વયણુકાદિના ક્રમથી મહાન્ વાયુની ઉત્પત્તિ થઇ અને આકાશમાં પુષ્કળ વાતો રહ્યો.

ઇશ્વર હોવામાં પ્રમાણોઃ—

**तद्वचनादाम्नायस्य प्રामाण्यम् ॥**

વૈશેષિક સૂત્ર. ૧–૧–૨

વેદ ઇશ્વર–પ્રણીત છે, તેથી તેમાં પ્રામાણ્ય છે.

**जन्माद्यस्य यतः ॥**

૧–૨. બ્રહ્મસૂત્ર.

જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેનાથી થઈ રહ્યા છે તે બ્રહ્મ છે.

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥**

યોગસૂત્ર.

જેનો કોઈ દિવસ પણ ક્લેશ, કર્મ અને તેના વિપાક સાથે સંબંધ થયો નથી તે એક ખાસ આત્માજ ઇશ્વર તરીકે છે.

**सर्वज्ञता तृप्तिरनादिबोधः स्वतन्त्रता नित्यमलुप्तशक्तिः ।**
**अनन्तशक्तिश्च विभोर्विधिज्ञा षडाहुरङ्गानि महेश्वरस्य ॥**

વાયુ. પુ. ૧૨–૩૧. યોગભાષ્ય ઉપર વાચસ્પતિ.

સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિબોધ, સ્વતંત્રતા, શક્તિનો કદિ પણ લોપ ન થવો તે, અને અનન્ત શક્તિ એ ઇશ્વરના ખાસ ગુણો છે.

**आदिविद्वान् सिद्ध इति कापिलाः ॥**

કુસુમાંજલિ–ઉદયનાચાર્ય.

સૌથી પહેલામાં પહેલા જે વિદ્વાન્ અને સિદ્ધ છે તેજ ઇશ્વર છે એમ મહર્ષિ કપિલના અનુયાયીઓ માને છે. એમ ઉદયનાચાર્ય જણાવે છે.

**यो विज्ञाने तिष्ठन् विज्ञानादन्तरो यं विज्ञानं न वेद यस्य विज्ञानं शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥**

બૃ. ઉપ. ૩–૭–૨૨.

અર્થઃ—જે જીવાત્મામાં પણ વ્યાપક છે અને જીવાત્માથી ભિન્ન છે, જીવાત્મા જેને જાણતો નથી, જીવાત્મા જેનું શરીર છે, જે સર્વ જીવોને નિયમિત કરે છે એજ તારો અંતર્યામી અમૃત આત્મા છે.

**ईशा वास्य मिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद् धनम् ॥**

ઈશોપ. ૧–૧.

અર્થઃ—જગત્માં જે કંઈ છે તે બધું ઇશથી (ઇશ્વરથી) વાસ્ય છે. માટે તેણે તારા કર્મ પ્રમાણે જે તને આપ્યું છે તેનો તું ત્યાગભાવનાથી ઉપભોગ કર, બીજાના ધનની ઇચ્છા ન કર.

**ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्द्धे छायातपौ ब्रह्मविदो वदन्ति.........**

કઠોપનિષદ્. ૧–૩–૧.

એક કર્મનું ફળ ભોગવે છે અને બીજો ભોગવાવે છે. બન્ને બુદ્ધિરૂપી ગુહામાં પ્રવિષ્ટ છે. એક છાયારૂપ (અજ્ઞાની) છે, જ્યારે બીજો આતપરૂપ (જ્ઞાનસ્વરૂપ) છે. એમ બ્રહ્મને જાણુનારાઓ કહે છે.

**रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्। तै. उप. ब्र. व. ७**

અર્થ:—પરમાત્મા રસસ્વરૂપ છે એટલે આનંદસ્વરૂપ છે એ રસસ્વરૂપ પરમાત્માને મેળવીને જીવાત્મા આનંદી થાય છે, જો પ્રભુ આનંદમય ન હોય તો કોઈપણુ આનંદને મેળવી શકે નહિ.

**ज्ञाज्ञौ द्वावजावीशानीशावजा ह्येका भोक्तृभोगार्थयुक्ता।**

**श्वेताश्व. उपनि. १–९**

અર્થ:—પરમાત્મા જ્ઞાની અને જીવ અજ્ઞાની છે, બન્ને અનાદિ છે, પરમાત્મા ઈશ અને જીવ અનીશ છે અને ત્રીજી પ્રકૃતિ ભોક્તાના (જીવના) ભોગ માટે છે અને તે પણુ અનાદિ છે.

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यन्यो अभिचाकशीति॥ ऋग्वेद.**

અર્થ:—એક પ્રકૃતિરૂપી વૃક્ષ ઉપર આત્મારૂપી બે પંખીઓ બેઠાં છે, તેમાંથી એક પોતાનાં કર્મનાં ફળ ભોગવે છે અને બીજો કેવળ દ્રષ્ટા છે.

**ज्ञानाधिकरणमात्मा स द्विविधः जीवात्मा परमात्मा चेति।**
**तत्रेश्वरः सर्वज्ञः परमात्मा एक एव जीवस्तु प्रतिशरीरं भिन्नः**

તર્કસંગ્રહ.

અર્થ:—જ્ઞાનનો આધાર આત્મા છે, તેના બે પ્રકાર છે, એક જીવાત્મા અને બીજો પરમાત્મા, પરમાત્મા એકજ છે અને જીવ શરીર દીઠ ભિન્ન ભિન્ન છે.

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते॥ १६**
**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः॥ १७**

**भगवद्गीता अ. १५**

અર્થ:—બે પુરુષો છે એક ક્ષર છે અને બીજો અક્ષર છે. સર્વ ભૂતો ક્ષર છે અને કૂટસ્થ એ અક્ષર છે. ઉત્તમ પુરુષ પ્રકૃતિ અને જીવાત્માઓથી ભિન્ન છે અને એનું નામ પરમાત્મા છે. એ સર્વમાં વ્યાપક થઈ સર્વ જગતનું ધારણ કરી રહ્યો છે અને તે અવ્યય=અવિનાશી ઈશ્વર છે.

આ પ્રમાણે સર્વ વેદ, શાસ્ત્ર, ઉપનિષદ્ અને સ્મૃતિઓમાં ઈશ્વરનો સ્વીકાર કરવામાં આવ્યો છે, અને તે પરમાત્મા આત્માના લક્ષણથી આક્રાંત છે, કારણ કે જ્ઞાન એ આત્માનું લક્ષણ છે. ઈશ્વરમાં પણ જ્ઞાન તો છે જ. એટલે આ સૂત્રમાં જીવાત્મા અને પરમાત્મા બન્નેને પ્રમેય તરીકે ગણાવ્યા છે, પણ આ સૂત્રમાં જીવાત્માને સમજાવવા માટે ભાષ્યકારનો વિશેષ પ્રયત્ન જોવામાં આવે છે અને પરમાત્માને સમજાવવા માટે આ જ શાસ્ત્રના અધ્યાય ૪માં **तत्कारित्वादहेतुः।** એ સૂત્રમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૧. આત્મા: સર્વનો દ્રષ્ટા, સર્વનો ભોક્તા, જાણનાર, અનુભવ કરનાર, સ્થિર અને પુનર્જન્મ સાથે સંબંધ રાખનાર છે.

૨. શરીર: પોતે કરેલા કર્મથી ઉપાર્જિત અને આત્માના ભોગનું સાધન છે.

૩. ઇન્દ્રિયો: કર્મથી પ્રાપ્ત થયેલી, પાંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલી, નિયત વિષયવાળી અને ભોગનાં સાધનરૂપે છે.

૪. અર્થ: કર્મથી પ્રાપ્ત થયેલા અને ઇન્દ્રિયો વડે ભોગવાતા વિષયો છે.

૫. બુદ્ધિ: પ્રયત્ન-જન્ય, વિષયોનો ભોગસ્વરૂપ અનુભવ.

૬. મન: અંતઃકરણ, દ્રવ્યસ્વરૂપ, નિત્ય, સર્વ વિષયોને ગ્રહણ કરનારૂં, સૂક્ષ્મ અને ઇન્દ્રિયો સાથે ક્રમથી સંબંધ પામનાર.

૭. પ્રવૃત્તિ: શુભ, અશુભરૂપ કર્મ અથવા ધર્મ અને અધર્મ, જેનાથી આત્માને, મન, શરીર, ઇન્દ્રિય, અર્થ અને ભોગ મળે છે, અને જેની ઉત્પત્તિ વાણી, મન અને શરીરથી થાય છે.

૮. દોષ: રાગ, દ્વેષ અને મોહ અને જેનાથી ધર્મ અને અધર્મરૂપ પ્રવૃત્તિ થાય છે.

૯. ફળ: પ્રવૃત્તિ અને દોષથી ઉત્પન્ન થનાર સુખ દુઃખનો અનુભવ. વિષયજન્ય સુખ દુઃખનો વારંવાર ત્યાગ અને ગ્રહણ કરવાથી સંસાર આત્મામાં અનાદિ કાળથી સ્થિર થયેલો છે. જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી આ સ્થિતિ બરાબર જારી રહે છે.

૧૦. પ્રેત્યભાવ: પુનર્જન્મ.

૧૧. દુઃખ: પ્રતિકૂલ વેદનીય અર્થ. જેનાથી સર્વ કોઈ બચવા ઇચ્છે છે અને આવી પડેલા દુઃખમાંથી છૂટવા મથે છે.

દુઃખને પ્રમેય તરીકે ગણાવ્યું છે અને સુખને ગણાવ્યું નથી એ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે સંસારમાં સુખ નથી. સુખ છે પણ તે દુઃખથી સંકીર્ણ (સંયુક્ત) છે. સંસારમાંથી કેવળ સુખને જ ભોગવવું અને દુઃખને ન ભોગવવું એમ કદિ પણ બનતું નથી, જેને સંસારનું સુખ ભોગવવું હોય તેને દુઃખ પણ અવશ્ય ભોગવવું પડશે. માટે સુખ લેવા જતાં દુઃખ પણ ચોક્કસ આવશે એટલે સાંસારિક સુખને પણ દુઃખ તરીકે ગણવું એમ ધારી સૂત્રકારે વિષયજન્ય સુખને મોક્ષોપયોગી પ્રમેય તરીકે ગણાવ્યું નથી. વિષ વાળી મીઠાઈ ખાતી વખતે સુખ આપશે પણ તેનું પરિણામ તો દુઃખમાં જ આવશે.

૧૨. અપવર્ગ: મોક્ષ, જેમાં સર્વ દુ:ખનો નાશ થાય છે તે. આ બાર પ્રમેયો મુમુક્ષુ પુરુષોએ જરૂર જાણવા જોઇએ. આને જાણ્યા પછી જ જે ઉપાદેય આત્મસ્વરૂપ છે તેમાં સ્થિર થવાય છે. (૯)

હવે આત્માનું લક્ષણ બાંધે છે.

## इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानात्मनो लिङ्गम् ॥ १० ॥

**અર્થ:**—ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુ:ખ અને જ્ઞાન આ છ પદાર્થો આત્માનાં લિંગ અર્થાત્ અનુમાપક હેતુઓ છે. આત્મામાં કોઈ પણ પ્રકારનું રૂપ અને સ્થૂલત્વ નથી, તેથી તેની સાથે ચક્ષુ આદિ બાહ્ય ઇંદ્રિયોનો જ્ઞાનજનક સંબંધ થઈ શકતો નથી, માટે આત્માનું બાહ્ય પ્રત્યક્ષ થઇ શકતું નથી. મનથી તો તેનું પ્રત્યક્ષ થઇ શકે છે, પરકીય આત્માનું તો માનસ પ્રત્યક્ષ પણ થઇ શકતું નથી.

અત: આ સૂત્રમાં ઋષિ આત્માના અનુમાનનો પ્રકાર બતાવે છે. ઇચ્છા આદિ આત્માના અસાધારણ ધર્મો છે, તેથી તે આત્માનાં લક્ષણ થઈ શકે છે. ઇચ્છા આદિ ગુણોથી અન્ય આત્માનું પણ અનુમાન થઈ શકે છે.

મહર્ષિ કણાદે પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન આ નવ દ્રવ્ય તરીકે બતાવ્યાં છે.

ઇચ્છાદિ ગુણો શરીરમાં તો સંભવી શકે નહિ, જો ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન આદિ શરીરના ગુણો હોય તો મૃત શરીરમાં કોઇ પણ જાતની ઇચ્છા, કે કોઇ પણ જાતનું જ્ઞાન કે કોઇ પણ જાતનો પ્રયત્ન થતો જોવામાં કેમ આવતો નથી? માટે ઇચ્છાદિ શરીરના ગુણો નથી એમ ખાત્રી થયા વગર રહેતી નથી. મનમાં પણ ઇચ્છાદિની ઉત્પત્તિ થઈ શકતી નથી, કારણ કે, મન તો ઇચ્છા આદિને

ઉત્પન્ન કરવાનું સાધન છે. જે સાધન (કરણ) હોય તે કાર્યનો આધાર (ઉપાદાન કારણ) થઇ શકે નહિ.

દાખલા તરીકે:—પીછી એ ચિત્ર બનાવવાનું સાધન છે, તેથી તે ચિત્રનો આધાર બની શકતી નથી. છેદન ક્રિયાનું સાધન ચપ્પુ આદિ છે તેથી છેદન ક્રિયાનો આધાર ચપ્પુ બનતું નથી પણ ફળ આદિ બને છે. આ ઉપરથી એવો સામાન્ય નિયમ જણાય છે કે સાધન-જન્ય ક્રિયા સાધનમાં નહિ પણ અન્યમાં બને છે, તેજ પ્રમાણે મન રૂપ સાધન જન્ય ઇચ્છા મનમાં નહિ પણ અન્યમાં હોવી જોઇએ.

ઇચ્છા આદિ છએ પદાર્થોને મહર્ષિ કણાદે ગુણોમાં ગણાવ્યા છે અને ગુણો કોઇ દિવસ પણ આધાર વગર રહી શકે નહિ, માટે એનો કોઇ પણ આધાર હોવો જોઇએ. પૃથ્વી, પાણી, તેજ પવન, આકાશ, કાળ અને દિશા આ સાત દ્રવ્યોમાંથી કોઈ પણ દ્રવ્ય ઇચ્છાદિનો આધાર નથી એ તો સ્પષ્ટ છે; અને મન તો સાધન હોવાથી આધાર બની શકતું નથી, તો હવે એનો આધાર કોણ? આત્મા એ નવમું દ્રવ્ય બાકી રહે છે અને હું ઇચ્છું છું, હું જાણું છું એવી પ્રતીતિ પણ થાય છે માટે આત્માજ ઇચ્છાદિ ગુણોનું ઉપાદાન કારણ (સમવાયિકારણ) છે એવું પરિશેષ (સામાન્યતોદૃષ્ટ) અનુમાનથી સાબીત થાય છે.

જેની અંદર ઇચ્છા હોય, જેની અંદર દ્વેષ હોય, જેની અંદર પ્રયત્ન હોય, જેની અંદર સુખ હોય, જેની અંદર દુ:ખ હોય અને જેની અંદર જ્ઞાન હોય તેજ આત્મા છે એમ ચોક્કસ જાણવું જોઇએ. આ થયું જીવાત્માનું લક્ષણ.

પરમાત્માનું લક્ષણ પણ આ સૂત્રથી સૂચિત થાય છે તે આ પ્રમાણે:—જેની અંદર નિત્ય ઇચ્છા છે, જેની અંદર નિત્ય પ્રયત્ન છે, જેની અંદર નિત્ય સુખ (નિત્ય આનંદ) છે અને જેની અંદર નિત્યજ્ઞાન છે તેજ પરમાત્મા-ઈશ્વર છે.

આમ આ સૂત્રમાં જીવાત્મા અને પરમાત્મા બન્નેનાં લક્ષણો સમજાવ્યાં છે.

પરમાત્મામાં ઇચ્છા આદિ હોવામાં શબ્દ પ્રમાણ:—"**स पेक्षत तत् तेजोऽसृजत्**" છાન્દો. ૬-૨-૩. આદિ પ્રમાણોથી પરમાત્મામાં જગદ્ બનાવવાનું ઈક્ષણ અર્થાત્ ઇચ્છા છે. જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન (કૃતિ) એ ત્રણ ગુણ સિવાય કર્તૃત્વ બની શકેજ નહિ.

**परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च।**

**श्वेताश्व उप. ६-८**

અર્થ:—પરમાત્મામાં અનેક પ્રકારની શક્તિઓ છે અને જ્ઞાન તથા પ્રયત્ન શક્તિ પણ સ્વાભાવિક અર્થાત્ નિત્ય છે.

"**धाता यथापूर्वमकल्पयत्**" આ વેદવાક્યથી પણ પરમાત્મામાં પ્રયત્ન છે એમ સાબીત થાય છે.

**जन्माद्यस्य यतः।** ૧-૨. આ વેદાંત સૂત્રમાં પણ મહર્ષિ વ્યાસજીએ પરમાત્મામાં પ્રયત્ન સિદ્ધ કરી બતાવ્યો છે.

જગત્ નિત્ય બન્યા કરે છે અને તેને પરમાત્મા નિત્ય બનાવ્યા કરે છે, માટે પરમાત્મામાં નિત્યજ્ઞાન, નિત્ય ઇચ્છા અને નિત્ય પ્રયત્ન માનવાજ જોઇએ.

અનિત્ય ઇચ્છાદિ જીવાત્મામાં છે. આ ઇચ્છાના સંબંધમાં ભાષ્યકાર શ્રી વાત્સ્યાયન મુનિ લખે છે કે એક વખત કોઇપણ અર્થના સંબંધથી જીવાત્માએ સુખ મેળવ્યું પછી અમુક વર્ષ બાદ કોઈ ઠેકાણે એ જાતના અર્થને ફરીથી જુએ છે, પછી તેને પહેલાં એ અર્થથી જે સુખ થયું હતું તેનું સ્મરણ થાય છે, અને પાછું તેવુંજ સુખ ભોગવવાની ઇચ્છા થાય છે એટલે તે ફળ લેવાની તેને ઇચ્છા થાય છે, આવી જાતની ઇચ્છા અને પૂર્વ સુખાનુભવનું સ્મરણ જેને થાય છે તે આત્મા છે.

આ પ્રમાણે આત્માની સિદ્ધિ સાથે આત્માની સ્થિરતા પણ બતાવી છે. આત્માને સ્થિર બતાવી જેઓ ક્ષણિક જ્ઞાનોની સંતતિને

આત્મા તરીકે માને છે, તેનું ખંડન પણ કર્યું છે. ક્ષણિક જ્ઞાનોની પરંપરાને આત્મા તરીકે માનનાર બૌદ્ધ લોકો છે.

આત્માનું સ્વરૂપ સમજ્યા સિવાય મુક્તિ મળી શકતી નથી. મુક્તિ-અવસ્થામાં પણ આત્મા પોતાના જ સ્વરૂપમાં રહે છે, માટે આત્મસ્વરૂપ ઉપાદેય પક્ષમાં રહે છે. (૧૦)

હવે શરીરનું લક્ષણ બાંધે છે.

## चेष्टेन्द्रियार्थाश्रयः शरीरम् ॥ ११ ॥

**પદાર્થઃ**—ચેષ્ટા, ઇન્દ્રિય અને અર્થનો જે આશ્રય છે તે શરીર કહેવાય છે.

**ભાવાર્થઃ**—જો ચેષ્ટાનો અર્થ કેવળ ક્રિયા જ લેવામાં આવે તો વૃક્ષ અને રથ-ગાડી આદિમાં પણ ક્રિયા જોવામાં આવે છે, માટે તેને પણ શરીર કહેવું જોઇએ, પણ વૃક્ષને કે ગાડીને કોઈ શરીર કહેતું નથી, માટે અહીં ચેષ્ટા-શબ્દ ખાસ વિશેષ પ્રકારની ક્રિયાનો વાચક છે એમ સમજવું જોઇએ.

મેળવવાને ઇચ્છેલા અથવા તજવાને ઇચ્છેલા અર્થને ઉદ્દેશીને ઇપ્સા (મેળવવાની ઇચ્છા) જિહાસા (તજવાની ઇચ્છા)થી પ્રેરાયલા પુરુષનો વ્યાપાર=પ્રયત્ન જેને લીધે થાય છે તે શરીર, એટલે ચેષ્ટાનો અર્થ પુરુષની અંદર થતો પ્રયત્ન લેવો અને એ પ્રયત્ન પુરુષ (જીવાત્મા) શરીરને લીધે જ કરી શકે છે માટે ચેષ્ટાનો આશ્રય શરીર કહેવાય છે. "**भोक्तुर्भोगायतनं शरीरम्**" ભોક્તાના ભોગનું જે આયતન તે જ શરીર. એમ ન્યાયકંદલીકારે લખ્યું છે.

ઇન્દ્રિયનો આશ્રય શરીર છે=શરીરને લીધે જ ઇન્દ્રિયો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, જો શરીર ન હોય તો નિરાધાર=સ્વતંત્ર બનેલી ઇન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરી શકે નહિ. શરીરમાં શક્તિ હોય તો ઇન્દ્રિયોમાં ગ્રાહક શક્તિ સારી હોય છે

અને શરીર અત્યંત ક્ષીણ હોય તો ઇન્દ્રિયોની ગ્રાહક શક્તિ પણ મંદ પડી જાય છે. આ પ્રમાણે ઇન્દ્રિયોને મદદ કરનાર હોવાથી શરીર ઇન્દ્રિયનો આશ્રય માનવામાં આવ્યું છે. આશ્રયનો અર્થ અહીં ઇન્દ્રિયોનું સમવાયિકારણ (ઉપાદાનકારણ) સમજવાનું નથી.

અર્થનો આશ્રય શરીર છે:—અહીં પણ એમ સમજવું કે જેને લીધે ઇન્દ્રિયો બાહ્ય પદાર્થો સાથે સંબંધ પામી સુખ દુઃખ રૂપ અર્થનું કારણ બને છે તેજ શરીર. અહીં અર્થ શબ્દનો અર્થ સુખ અને દુઃખજ સમજવો, રૂપ, રસ, ગંધ આદિ નહિ. (૧૧)

હવે ઇન્દ્રિયોનું લક્ષણ બાંધે છે.

## घ्राणरसनचक्षुस्त्वक् श्रोत्राणान्द्रियाणि भूतेभ्यः ॥१२॥

**અર્થ:**—ઘ્રાણ, રસન, ચક્ષુ, ત્વક્ અને શ્રોત્ર આ પાંચ ઇન્દ્રિયો છે, તેની ઉત્પત્તિ ક્રમ પ્રમાણે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશમાંથી છે. ઘ્રાણ આદિ શબ્દો ઉપલક્ષણ હોવાથી મનનું પણ ઇન્દ્રિય તરીકે ગ્રહણ થઈ શકે છે. જો કેવળ બાહ્ય ઇન્દ્રિયોનુંજ લક્ષણ અભીષ્ટ હોય તો મનને લેવાની જરૂર નથી. કારણ કે, મન એ બાહ્ય ઇન્દ્રિય નથી, પણ આંતર-ઇન્દ્રિય છે. ખરૂં જોતાં આ સૂત્રમાં લક્ષ્ય તરીકે બાહ્ય ઇન્દ્રિયોજ છે, કારણ કે, '**भूतेभ्यः**' એ શબ્દ ઇન્દ્રિયોના સમવાયિ-કારણ તરીકે આ સૂત્રમાં વપરાયો છે. મન આંતર-ઇન્દ્રિય અને નિત્ય હોવાથી તેનું ઉપાદાન કારણ અથવા સમવાયિ-કારણ કોઈપણ મહાભૂત સંભવી શકતું નથી.

જે લોકો ઇન્દ્રિયોનું ઉપાદાન કારણ અહંકાર છે, એમ માને છે, તેના મતનું ખંડન પણ "**भूतेभ्यः**"એ કારણ-વાચક શબ્દ મૂકવાથી થઈ જાય છે. મહર્ષિ ગોતમ ઇન્દ્રિયોને અહંકારમાંથી ઉત્પન્ન થયેલી માનતા નથી પણ પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલી માને છે. એ વાત **भूतगुणविशेषोपलब्धेस्तादात्म्यम्** । સૂત્ર ૩-૧-૬૩નો અર્થ જોવાથી સ્પષ્ટ સમજાશે. મુનિવર વાત્સ્યાયન પણ લખે

છે કે "भूतगुणविशेषोपलब्धेर्मन्यामहे भूतप्रकृतिकानि इन्द्रियाणि नाव्यक्तप्रकृतिकानि" અર્થ:—"ભૂતના વિશેષ ગુણોની ઉપલબ્ધિ થવાથી અમે માનીએ છીએ કે ઇન્દ્રિયોની પ્રકૃતિ પાંચ મહાભૂતો છે. અવ્યક્ત એટલે અહંકાર એની પ્રકૃતિ નથી."

સાંખ્ય શાસ્ત્રમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને એક મન એમ બધી મળી અગ્યાર ઇન્દ્રિયો ગણાવી છે. મનુસ્મૃતિ અને ગીતામાં પણ એ વાતનો ઉલ્લેખ જણાય છે. જેમકે:—

एकादशेन्द्रियाण्याहु र्यानि पूर्वे मनीषिणः ।
तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥
श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।
पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥
बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।
कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥

मनु० अ० २ श्लो० ८९-९०-९१-९२

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।

गीता ३-६

આમ હોવા છતાં પણ નૈયાયિકો તો વિષયગ્રાહક ચક્ષુ આદિ પાંચ તથા એક મન મળી છ જ ઇન્દ્રિયો માને છે. ઇન્દ્રિયોની સંખ્યા કેટલી છે એના સંબંધમાં વાચસ્પતિમિશ્ર તાત્પર્યટીકામાં આ પ્રમાણે લખે છે:—

"एवं चेन्द्रियपञ्चत्वेन हस्तपादपायूपस्थवाचामिन्द्रियत्वनिषेधोऽपि सूचितः इन्द्रियलक्षणविरहात् । यच्छरीरसंयुक्तं संस्कारकदोषव्यतिरिक्तं साक्षात्प्रतीतिसाधनं तदिन्द्रियम् इति हि लक्षणम् । न चैतदस्ति हस्तादिषु ॥

तन्न ज्ञानेन्द्रियाणां लक्षणम्, इमानि कर्मेन्द्रियाणि, इति चेत्, हन्त; एषामिन्द्रियत्वलक्षणान्तरं वक्तव्यम् । 'शरीराश्रितमसाधारणकार्यकारीन्द्रियम्' इति लक्षणम् इति चेत्, वक्तव्यमेषामसाधारणं

**कार्यम्। उक्तम्, वचनादानविहरणोत्सर्गानन्दाः पञ्चानामिति। ननु आदानविहरणोत्सर्गास्तावद् वक्त्रहस्तादिभिरपि शक्याः कर्तुम्। अपि च अस्ति कण्ठहृदयामाशयपक्वाशयादीनां गिरणादि तत्तद्साधारणं कार्यमिति तान्यपि इन्द्रियाणि प्रसज्येरन् इति, तस्माद् यत्किंचिदेतदपीति "**

અર્થ:—ઇન્દ્રિય પાંચ હોવાથી, હાથ, પગ, પાયુ, ઉપસ્થ અને વાણીમાં ઇન્દ્રિયત્વ નથી એ સૂચિત કર્યું છે, કારણ કે તેમાં ઇન્દ્રિયોનું લક્ષણ ઘટતું નથી. "જે શરીર સાથે સંયુક્ત હોય, સંસ્કારદોષથી શૂન્ય હોય અને સાક્ષાત્ જ્ઞાનનું સાધન હોય તેજ ઇન્દ્રિય કહેવાય." હાથ આદિમાં આ લક્ષણ ઘટતું નથી, જો કહો કે ઉક્ત લક્ષણ તો જ્ઞાન-ઇન્દ્રિયોનું છે અને હાથ આદિ તો કર્મેન્દ્રિય છે. જો એમ કહો તો, કર્મ-ઇન્દ્રિયોનું લક્ષણ કહો. જો કહો કે "શરીરમાં જે આશ્રિત હોય અને અસાધારણ કાર્ય કરે તે કર્મ-ઇન્દ્રિય." તો બતાવો કે, હાથ આદિમાં અસાધારણ કાર્ય શું છે? જો કહો કે બોલવું એ વાણીનું, ગ્રહણ કરવું એ હાથનું, ચાલવું એ પગનું, ઉત્સર્ગ અને આનંદ એ પાયુ અને ઉપસ્થનું અસાધારણ કાર્ય છે; તો એ ઠીક નથી, કારણ કે, ગ્રહણ કરવારૂપ કાર્ય તો જેમ હાથથી થાય છે, તેમ મોઢાથી પણ થાય છે, માટે એ અસાધારણ કાર્ય નથી. વળી કંઠ, હૃદય, આમાશય, પક્વાશય, પણ અસાધારણ કાર્ય કરે છે તો તેને પણ ઇન્દ્રિયો માનવી પડશે, માટે કર્મેન્દ્રિયનું લક્ષણ બાંધવું એ અર્થ વગરનું છે."

આ ઉપરથી સમજાશે કે નૈયાયિકો જે જ્ઞાન ઉત્પન્ન કરવાનાં અસાધારણ કારણ છે તેનેજ ઇન્દ્રિયો માને છે, તેથી તે સિવાય હાથ પગ વગેરેમાં જે ઇન્દ્રિય શબ્દ વપરાયો છે તે નૈયાયિકોના મતમાં ગૌણ પ્રયોગ છે.

**આ સૂત્રમાં ઇંદ્રિય એ લક્ષ્ય પદ છે અને ઘ્રાણ આદિ પદો લક્ષણ સૂચક છે.**

"**जिघ्रति अनेनेति घ्राणम्**" ગંધનું જ્ઞાન મેળવવાનું જે અસાધારણ કારણ તેનું નામ ઘ્રાણ–ઇંદ્રિય.

"**रसयति अनेनेति रसनम्**" રસનું જ્ઞાન મેળવવાનું જે અસાધારણ કારણ તેનું નામ રસન–ઇંદ્રિય.

"**चष्टे रूपम् अनेनेति चक्षुः**" રૂપનું જ્ઞાન મેળવવાનું જે અસાધારણ કારણ તેનું નામ ચક્ષુ–ઇંદ્રિય.

"**स्पृशति अनेनेति स्पर्शनम्**" સ્પર્શનું જ્ઞાન મેળવવાનું જે અસાધારણ કારણ તેનું નામ સ્પર્શન ઇંદ્રિય અથવા ત્વક્ ઇંદ્રિય. આ સૂત્રમાં સ્પર્શન કહેવાને બદલે ત્વક્ શબ્દ વાપર્યો છે કારણ કે સ્પર્શન ઇન્દ્રિય આધેય છે અને ત્વક્ એ આધારદ્રવ્ય છે એટલે "**मञ्चाः क्रोशन्ति**" આ વાક્યમાં મંચ કહેવાથી જેમ મંચસ્થ પુરુષ સમજાય છે તેમ ત્વક્ કહેવાથી ત્વક્સ્થ સ્પર્શન ઇન્દ્રિય સમજવી.

"**श्रूयते अनेनेति श्रोत्रम्**" શબ્દનું જ્ઞાન મેળવવાનું જે અસાધારણ કારણ તેનું નામ શ્રોત્ર–ઇન્દ્રિય.

ઘ્રાણ–ઇન્દ્રિય પૃથ્વીતત્વમાંથી બની છે, કારણ કે, તે પદાર્થમાં રહેલા ગંધ ગુણનું જ ગ્રહણ કરે છે.

રસના ઇન્દ્રિય=જળના તત્વમાંથી બની છે કારણ કે, તે પદાર્થમાં રહેલા ગુણોમાંથી રસ–ગુણનું જ ગ્રહણ કરે છે.

ચક્ષુ ઇન્દ્રિય=તેજના તત્વમાંથી બનેલી છે કારણ કે, તે પદાર્થોમાં રહેલા ગુણોમાંથી રૂપ–ગુણનું જ ગ્રહણ કરે છે.

શ્રોત્ર ઇન્દ્રિય=એ આકાશનો એક સૂક્ષ્મ પ્રદેશ છે કે જે કર્ણના એક ભાગથી ઉપહિત છે અને તે શબ્દ ગુણનું જ ગ્રહણ કરે છે, માટે આકાશનો જ સૂક્ષ્મ પ્રદેશ છે.

આના સંબંધમાં વિશેષ વિચાર ઇન્દ્રિયોની પરીક્ષા કરતી વખતે કરવામાં આવશે.

આ સૂત્રમાં ઇન્દ્રિયોના વિભાગ અર્થાત્ ઇન્દ્રિયોની સંખ્યા તેનાં લક્ષણો અને તેનાં ઉપાદાન કારણો બતાવવામાં આવ્યાં છે. (૧૨)

હવે આ સૂત્રમાં ઇન્દ્રિયોનાં કારણો બતાવે છે અને તેને માટે આ શાસ્ત્રમાં વપરાતો પારિભાષિક શબ્દ પણ બતાવે છે.

## पृथिव्यापस्तेजोवायुराकाशमिति भूतानि ॥ १३ ॥

**અર્થ:**—પૃથ્વી, आपः=પાણી, તેજ, વાયુ, આકાશ આ પાંચને ભૂત કહે છે. ભૂત શબ્દ આ ઠેકાણે પારિભાષિક છે. ૧૨ મા સૂત્રમાં જે ક્રમ પ્રમાણે ઇન્દ્રિયો બતાવી છે, તેજ ક્રમ પ્રમાણે આ સૂત્રમાં તેનાં કારણ તરીકે પાંચ ભૂતો બતાવવામાં આવ્યાં છે, તેથી ક્રમ પ્રમાણે-ઘ્રાણનું કારણ પૃથ્વી, રસનું કારણ પાણી, ચક્ષુનું કારણ તેજ, ત્વક્નું કારણ વાયુ અને શ્રોત્ર એ કર્ણશષ્કુલી (કાનનો અમુક ભાગ) રૂપ ઉપાધિયુક્ત આકાશ છે એમ સમજવું.

સૂત્ર ૯માં જે બાર પ્રમેયોનું કથન કર્યું છે, તેમાં ભૂતની ગણતરી નથી તેમ પ્રથમ સૂત્રમાં ગણાવવામાં આવેલા સોળ પદાર્થોમાં પણ ભૂતનો ઉદ્દેશ નથી, તો પછી જેનો ઉદ્દેશ ન કર્યો હોય એવા પદાર્થનું લક્ષણ બાંધવું એ અસ્થાને ગણાય, તેમજ આ શાસ્ત્રની મર્યાદાની બહારની વાત પણ ગણાય કારણ કે આ શાસ્ત્રની મર્યાદા પહેલો ઉદ્દેશ, પછી લક્ષણ અને પછી પરીક્ષા એ પ્રમાણે છે.

ઉક્ત કારણને લીધે કેટલાક વિદ્વાનો આ સૂત્રને મહર્ષિ ગોતમની કૃતિ માનતા નથી, પણ ભાષ્યકાર વાત્સ્યાયન મુનિનું જ આ વાક્ય હોય એવું અનુમાન કરે છે. છતાં લગભગ બધાં પુસ્તકોમાં સૂત્ર તરીકે ઉલ્લેખ હોવાથી આને સૂત્ર તરીકે માનવાનો રીવાજ પડી ગયો છે.

મારૂં નમ્ર માનવું એવું છે કે ઉપરના સૂત્ર ૧૨ માં 'भूतेभ्यः' પદ મૂકવામાં આવ્યું છે અને ભૂત એટલે શું? એ જિજ્ઞાસા દૂર કરવા માટે શાસ્ત્રકારે પોતેજ આ સૂત્ર લખ્યું હોય તો એમાં કંઈ

અયોગ્ય જણાતું નથી. આ સૂત્ર પ્રાસંગિક ગણાય અને અપેક્ષિત પ્રાસંગિક વસ્તુના કથનમાં મર્યાદાનો ભંગ થતો હોય એવું કશું નથી. (૧૨)

હવે નવમા સૂત્રમાં જે ચોથું પ્રમેય બતાવવામાં આવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

**गन्धरसरूपस्पर्शशब्दाः पृथिव्यादिगुणास्तदर्थाः ॥१४॥**

**અર્થ:**—ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, પૃથ્વી આદિ એટલે પૃથ્વી, પાણી અને તેજ તથા તેના ગુણો અર્થાત્ તેમાં રહેલા ધર્મો એ ઇન્દ્રિયોના અર્થ છે અર્થાત્ ગ્રાહ્ય વિષયો છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં અર્થ એ લક્ષ્ય પદ છે અને "**तदर्थाः**" એ લક્ષણ-સૂચક પદ છે. "**तदर्था अर्था**" આટલું સૂત્ર કરવાથી પણ વિવક્ષિત અર્થ નીકળી શકત છતાં, મહર્ષિએ **पृथिव्यादि गुणाः**" એ પ્રમાણે વિભાગ કરી એટલા માટે બતાવ્યું છે કે જેથી વિદ્યાર્થીઓને સમજવામાં સરલતા થાય. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પૃથ્વી આદિ દ્રવ્યોના **अ. १, आ. १, सूत्र.** ૬૪ સૂત્રમાં કરેલા વિનિયોગ પ્રમાણે ગુણો છે. અર્થાત્ પૃથ્વીના ગુણો ગંધ, રસ, રૂપ અને સ્પર્શ; પાણીના ગુણો રસ, રૂપ અને સ્પર્શ; તેજના ગુણો રૂપ અને સ્પર્શ; વાયુનો ગુણ સ્પર્શ અને આકાશનો ગુણ શબ્દ છે.

પૃથ્વી, પાણી અને તેજ આ ત્રણ દ્રવ્યનું બાહ્ય ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે અને બાકીના છ દ્રવ્યોનું અનુમાનથી ગ્રહણ થાય છે. ગંધાદિ ગુણોનું પણ ઘ્રાણ આદિ ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે, એ નિયમ બતાવવા માટે સૂત્રમાં ગંધાદિનું ગ્રહણ કર્યું છે.

આ પ્રમાણે ગુણોનો વિનિયોગ કરવામાં આવ્યો છે. શ્રી પ્રશસ્તપાદ આચાર્યે ગુણોના બે વિભાગ પાડયા છે. એક વિશેષ ગુણો અને બીજા સામાન્ય ગુણો.

રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ, સાંસિદ્ધિકદ્રવત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ ભાવના અને શબ્દ આ સત્તર વિશેષ ગુણો છે.

સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, નૈમિત્તિકદ્રવ્યત્વ અને વેગ આ દસ સામાન્ય ગુણો છે.

આ ઉપરથી સમજાશે કે સૂત્રકાર મહર્ષિએ જે ગુણો બતાવ્યા છે તે વિશેષ ગુણો છે. સ્વાધારભૂત દ્રવ્યને જે ગુણો અન્ય દ્રવ્યોથી અલગ કરી બતાવે તે વિશેષ ગુણો કહેવાય છે.

પૃથ્વીમાં ગંધ-આદિ ચાર ગુણો હોવા છતાં ઘ્રાણ (નાસિકા) ઇન્દ્રિયથીજ ગંધ ગુણનું ગ્રહણ થાય છે તે ભૂયસ્ત્વરૂપ કારણને લઇને છે. આ ભૂયસ્ત્વ શું છે તે અ. ૩ આ. ૧ સૂત્ર ૭૧ના ભાષ્યમાં સમજાવવામાં આવ્યું છે તથા વૈશેષિક શાસ્ત્ર અ. ૮ આ. ૨ સૂત્ર ૫ મું જોવાથી સ્પષ્ટ સમજાશે. રસના ઇન્દ્રિય કેવળ રસ ગુણનું અને ચક્ષુ ઇન્દ્રિય કેવળ રૂપ ગુણનું ગ્રહણ કરે છે તેનું કારણ પણ ભૂયસ્ત્વજ છે.

આ ઉપરથી એ પણ સમજાય છે કે પૃથ્વી આદિ દ્રવ્યો અને ગંધાદિ ગુણો પરસ્પર જુદા છે પણ સમવાય સંબંધને લીધે એ ફળની માફક એક બીજાથી અલગ અલગ અનુભવી શકાતા નથી. આ ઉપરથી જે લોકો ગુણ અને દ્રવ્યને એકજ અર્થાત્ અભિન્ન માને છે તે મહર્ષિ ગોતમને માન્ય નથી એ પણ સમજવું. (૧૪)

હવે પાંચમું પ્રમેય જે બુદ્ધિ ગણાવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

## बुद्धिरुपलब्धिर्ज्ञानमित्यनर्थान्तरम् ॥ १५ ॥

**અર્થઃ**—બુદ્ધિ, ઉપલબ્ધિ અને જ્ઞાન એ ત્રણે એકજ અર્થના વાચક શબ્દો છે. એટલે બુદ્ધિ શબ્દનો જે અર્થ છે તેજ બુદ્ધિ અને તેનેજ ઉપલબ્ધિ અને જ્ઞાન પણ કહેવામાં આવે છે. ઇંદ્રિયનો

અર્થ સાથે સંબધ થવાથી આત્માની અંદર જે અર્થનો અભૌતિક પ્રકાશ જન્મે છે તેનું નામ બુદ્ધિ અને તેજ જ્ઞાન.

જો જ્ઞાનને બુદ્ધિનો ધર્મ માનવામાં આવે તો બુદ્ધિને ચેતન માનવી જોઇએ, અને જો ચેતન માનવામાં આવે તો શરીરમાં બે ચેતન એટલે બે આત્મા માનવા પડે, એક પુરુષ રૂપ ચેતન આત્મા અને એક બીજો બુદ્ધિ રૂપ ચેતન આત્મા. શરીરમાં તો એકજ આત્મા છે એ સર્વ યુક્તિ અને પ્રમાણથી સિદ્ધ છે.

આ સૂત્રમાં ઉપલબ્ધિ અને જ્ઞાન એ બુદ્ધિના પર્યાય વાચક શબ્દો છે અને તે સમાન અને અસમાન જાતીય અર્થોથી બુદ્ધિને અલગ કરતા હોવાથી લક્ષણ વાચક થઇ શકે છે.

જે લોકો બુદ્ધિ, ઉપલબ્ધિ અને જ્ઞાનને જુદાં જુદાં માને છે, તે અયોગ છે એમ બતાવવા માટે શાસ્ત્રકારે બુદ્ધિના પયાય-વાચક શબ્દોને લક્ષણ વાચક તરીકે મૂક્યા છે. સાંખ્યમતના અનુયાયીઓ ત્રણે શબ્દના જુદા જુદા અર્થ આ પ્રમાણે માને છે.

બુદ્ધિઃ—સત્વગુણ, રજોગુણ અને તમોગુણ આ ત્રણે ગુણોનો જે જે વિકાર તેજ બુદ્ધિ અને તેનું બીજું નામ મહત્-તત્વ; ત્રણે ગુણો જડ હોવાથી બુદ્ધિ પણ જડ છે. ત્રણે ગુણો નિત્ય હોવાથી તેનો પરિણામ જે બુદ્ધિ તે પણ નિત્ય છે, કારણ કે, સાંખ્યના મતમાં પરિણામ અને પરિણામી જુદા ગણાતા નથી.

જ્ઞાનઃ—બુદ્ધિનો જે ઇંદ્રિય દ્વારા અર્થ રૂપે પરિણામ થાય છે, તેજ જ્ઞાન અર્થાત્ બુદ્ધિની જે અમુક પ્રકારની વૃત્તિ તેનું નામ જ્ઞાન છે.

માટે ઘટજ્ઞાન, પટજ્ઞાન આદિ બુદ્ધિની વૃત્તિઓ ગણાય છે.

ઉપલબ્ધિઃ—આત્મા એ ચિતિશક્તિ છે અને તે અપરિણામી છે, તેનું બુદ્ધિ સાથે સદૈવ સંનિધાન હોવાથી બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, આથી બુદ્ધિ જડ હોવા

છતાં ચેતન જેવી લાગે છે અને અર્થને જાણે છે. જેમ ચંદ્ર સ્વયં પ્રકાશ રહિત હોવા છતાં સૂર્યના તેજને ઝીલીને પ્રકાશિત બને છે અને જગતને પ્રકાશિત કરે છે તેમ આત્માના પ્રતિબિંબને લીધે બુદ્ધિ પ્રકાશિત થઈ અર્થને જાણે છે. માટે બુદ્ધિમાં જે આત્માનું પ્રતિબિંબ પડે છે તેજ ઉપલબ્ધિ.

શાસ્ત્રકાર આ મતને ઠીક માનતા નથી, કારણ કે આત્મા અપરિણામી હોવાથી તેનું પ્રતિબિંબ પડી શકતું નથી. બુદ્ધિ એ પ્રકૃતિનો અર્થાત્ ગુણોનો વિકાર નથી પણ આત્માનો ગુણ છે, તેથી બુદ્ધિ અને જ્ઞાન પણ એક જ વસ્તુ છે. આના સંબંધમાં પરીક્ષા પ્રકરણમાં વિશેષ લખવામાં આવશે. વાચસ્પતિ મિશ્ર લખેલી તાત્પર્ય ટીકામાં આ પ્રમાણે લખ્યું છે. **न तावद् बुद्धेरात्मच्छायापत्तिरिन्द्राविव मार्तण्डमण्डलतेजः संक्रान्तिः पारमार्थिकी चितेरपरिणामितया संक्रमायोगात्।** આનો ભાવાર્થ જણાવવામાં આવ્યો છે. (૧૫)

હવે છઠું પ્રમેય જે 'મન' ગણાવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

## युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम् ॥१६॥

**પદાર્થઃ**—(**युगपत्**) એક સાથે (**ज्ञानानुत्पत्तिः**) જ્ઞાનનું ઉત્પન્ન ન થવું એ (**मनसः**) મનનું (**लिङ्गम्**) જ્ઞાપક છે.

**ભાવાર્થઃ**—એક ફળમાં રૂપ છે, રસ છે, ગંધ છે અને સ્પર્શ પણ છે. રૂપ આદિ ચારે અર્થો સાથે ચારે ઇન્દ્રિય (ચક્ષુ, રસન, ઘ્રાણ અને ત્વક્)નો એક સાથે સંબંધ હોવા છતાં ચારે જ્ઞાનો એક સાથે થતાં નથી પણ વારાફરતી થાય છે. આનું કારણ શું? આનું કારણ મહર્ષિ એમ જણાવે છે કે જ્ઞાન ઉત્પન્ન કરવામાં કેવળ બાહ્ય ઇન્દ્રિયો અને રૂપ આદિ અથો સાથેનો સંબંધ જ પૂરતો નથી, પણ તેની સાથે મનનો પણ સંબંધ જોઇએ. મનઃ

સંયોગી જે ઇંદ્રિય અર્થ સાથે સંબંધ પામશે તે ઇંદ્રિય દ્વારા તે અર્થનું જ જ્ઞાન થશે, બીજા અર્થોનું નહીં. જો ચક્ષુ ઇંદ્રિય મનઃ સંયુક્ત થઈ રૂપ સાથે સંબંધ પામશે તોજ રૂપનું જ્ઞાન થશે, બીજા અર્થનું નહીં, કારણ કે તે વખતે ઘ્રાણ આદિ ઇંદ્રિય સાથે મનનો સંબંધ નથી. આ ઉપરથી મન સૂક્ષ્મ છે એ પણ સિદ્ધ થાય છે, જો તે વ્યાપક હોત તો બધી ઇંદ્રિયો સાથે તેનો સંબંધ અવશ્ય હોત, માટે મન વ્યાપક નહીં પણ અણુ (સૂક્ષ્મપરિમાણ વાળું) છે. **तदभावाच्चाणु मनः** ૭-૧-૨૫ આ વૈશેષિક શાસ્ત્રના સૂત્રમાં મહર્ષિ કણાદે પણ મનને અણુ જણાવ્યું છે.

જ્ઞાન ઉત્પન્ન થવામાં ઇંદ્રિય સાથે મનનો સંબંધ અપેક્ષિત ન હોત તો, જરૂર એક સાથે જુદી જુદી ઇંદ્રિયોનો જુદા જુદા અર્થો સાથે સંબંધ હોવાથી એક સાથે જુદાં જુદાં અનેક જ્ઞાનો ઉત્પન્ન થાત.

આ સૂત્રમાં મનના અસ્તિત્વનું પણ સાધનછે અને તેની અંદર રહેલો અસાધારણ ધર્મ લક્ષણ તરીકે બતાવ્યોછે. **युगपज्ज्ञानाजनकत्वम्** એ મનનો અસાધારણ ધર્મ છે.

મનની સિદ્ધિ કરવામાં બીજાં પણ કારણો છે. જેમકેઃ—સ્મૃતિ, અનુમાન, શબ્દજ્ઞાન, સંશય, પ્રતિભા, સ્વપ્નજ્ઞાન, તર્ક, સુખ આદિનું પ્રત્યક્ષ અને ઇચ્છા આદિ. આ બધાં મન હોવાની સાબીતી આપેછે, કારણ કે, સ્મૃતિ આદિ ચક્ષુ આદિ બાહ્ય ઇંદ્રિયોથી ઉત્પન્ન થતાં નથી, પણ કોઈ બીજા જ કરણથી ઉત્પન્ન થાય છે અને એ કરણનું નામજ મન છે. સ્મૃતિ આદિ પણ એક જાતની ક્રિયા જ છે અને કોઈ પણ ક્રિયા કોઇપણ દિવસ કરણ (સાધકતમ) વગર થઇ શકતી નથી, માટે સ્મૃતિ આદિ વિશિષ્ટ ક્રિયાઓના કરણ તરીકે મનની સિદ્ધિ થાય છે.

મન એ દ્રવ્ય છે. મહર્ષિ કણાદે પણ નવ દ્રવ્યોની ગણત્રીમાં મનને પણ ગણાવ્યું છે. જુઓ વૈશેષિક દર્શન. અ. ૧. આ. ૧ સૂત્ર ૫ મું.

મન એ અવયવ વગરનું દ્રવ્ય હોવાથી નિત્ય છે અથાત્ ઉત્પત્તિ અને વિનાશ–રહિત છે. વેદમાં પણ મનને નિત્ય અને ગતિવાળું બતાવ્યું છે. જેમકે.

**"येनेदं भूतं भुवनं भविष्यत् परिगृहीतममृतेन सर्वम्। येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसंकल्प मस्तु" यजु. ३४–४.**

'જે અમર મનથી ભૂતકાળ, વર્તમાન કાળ અને ભવિષ્ય કાળના પદાર્થો જાણી શકાય છે અને જે મનથી સાત હોતાઓ યજ્ઞ કરી શકે છે તે મારૂં મન સારા સંકલ્પ કરનારૂં થાય.' આ મંત્રમાં **अमृत** પદ પડયું છે તેનો અર્થ અવિનાશી થાય છે, ભાષ્ય-કાર મહીધરે પણ (**अमृतेन=शाश्वतेत**) અમૃતનો અર્થ શાશ્વત કર્યો છે.

**यज्जाग्रतो दूमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्प मस्तु। यजु. ३४–१.**

આ મંત્રમાં **उदैति, एति** અને **दूरंगमम्** પદો પડ્યાં છે, તે મનમાં ગતિ છે એમ સિદ્ધ કરે છે.

મન એ નિત્ય દ્રવ્ય છે, અત એવ તેની અંદર સંખ્યા, પરિણામ, સંયોગ, વિભાગ પરત્વ, અપરત્વ અને સંસ્કાર આ આઠ સામાન્ય ગુણો છે. ગુણોનું અધિકરણ (આધાર) દ્રવ્ય જ હોય છે.

દરેક આત્માદીઠ એક એક મન તેના (આત્માના) કર્મના અનુસાર પરમાત્માએ યોજેલું હોય છે. આ મનને જ અંતઃકરણ કહેવામાં આવે છે. મન જ વિષય–જન્ય સુખ દુઃખનું કારણ છે આત્માની ઇચ્છા તથા જીવન–જનક પ્રયત્નથી મન એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે, તથા ધર્મ, અધર્મ રૂપ અદૃષ્ટ કારણને લીધે મરણ પછી બીજા શરીરમાં જાય છે અને આત્માના ભોગનું સાધન બને છે. ॥ ૧૯ ॥

હવે સાતમું પ્રમેય જે આત્માના ભોગનું સાધન બને છે તેનું લક્ષણ બાંધે છે.

## प्रवृत्तिर्वाग्बुद्धिशरीरारम्भ इति ॥१७॥

**અર્થ:**—આ સૂત્રમાં બુદ્ધિનો અર્થ મન થાય છે, એટલે સૂત્રનો અર્થ આ પ્રમાણે થાય છે. વાણીથી, મનથી અને શરીરથી જે આરંભ કરવામાં આવે છે તેનું નામ પ્રવૃત્તિ છે. રાગ અથવા દ્વેષથી પ્રેરાઈ જે વાણી ઉચ્ચારવામાં આવે છે, તે વાચિક પ્રવૃત્તિ કહેવાય છે, રાગ અથવા દ્વેષથી પ્રેરાઈ મનમાં જે ચિંતન કરવામાં આવે છે તે માનસિક પ્રવૃત્તિ કહેવાય છે અને તેજ પ્રમાણે રાગ અથવા દ્વેષથી પ્રેરાઈ શરીર દ્વારા જે ક્રિયા કરવામાં આવે છે તે શારીરિક પ્રવૃત્તિ કહેવાય છે.

રાગ દ્વેષ વગરની પ્રવૃત્તિ બંધ-જનક હોતી નથી. ગીતામાં પણ સ્પષ્ટ જણાવ્યું છે કે

**यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥**
**त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥**

**અ. ૪ ૧૯-૨૦**

જેનાં બધાં કાર્યો કામ અને સંકલ્પથી રહિત છે અને જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે તેજ સાચા અર્થમાં પંડિત છે. કર્મના ફળ ઉપર આસક્તિ છોડી દઈ જે સદૈવ સંતોષી છે, તે જે કર્મ કરે છે તે બંધન-જનક હોતાં નથી માટે તે કર્મ કરતો હોય છતાં કશું કરતો નથી, એમ સમજવું, કારણ કે એની પ્રવૃત્તિ પાછળ રાગ, દ્વેષ આદિ હોતા નથી. આવા વીતરાગ અને તત્વજ્ઞાનીની પ્રવૃત્તિ કેવળ જન-હિતાર્થ હોય છે. સૂત્રકાર મહર્ષિએ પણ લખ્યું છે કે

**न प्रवृत्तिः प्रतिसंधानाय हीनक्लेशस्य** ૪-૧-૬૫.

અર્થ:—જેના રાગદ્વેષ આદિ ક્લેશો ક્ષીણ થઈ ગયા છે એવા જીવન્મુક્ત મહાપુરુષની પ્રવૃત્તિ પ્રતિસંધાન માટે એટલે પુનર્જન્મ માટે હોતી નથી અથાત્ એવી પ્રવૃત્તિ મુક્તિ મેળવવામાં વિઘ્ન ઉત્પન્ન કરી શકતી નથી. સામાન્ય માણસની પ્રવૃત્તિમાં અને જીવન્મુક્ત મહાપુરુષની પ્રવૃત્તિમાં જે ફેર છે તે આટલોજ કે એકની પ્રવૃત્તિ પાછળ રાગદ્વેષ હોય છે જ્યારે બીજાની પ્રવૃત્તિની પાછળ રાગ, દ્વેષ આદિ ક્લેશોનો અભાવ હોય છે.

રાગદ્વેષપૂર્વક જે પ્રવૃત્તિ છે તેજ સૂત્રમાં લક્ષિત છે અને તે જ સંસારચાલક છે, માટે તે હેય છે. જન્મથી મરણપર્યંત જેટલી ક્રિયાઓ રાગદ્વેષપૂર્વક થઈ હોય તે બધીના સ્થિર સંસ્કારો આત્મામાં પડે છે અને આ બધા સંસ્કારો છેવટે મરણને ઉત્પન્ન કરી જાતિ આયુ: અને ભોગરૂપ ફળને ઉત્પન્ન કરે છે જુઓ યોગસૂત્ર. **सति मूले तद्विपाको जात्यायुर्भोगाः** ૨-૧૩. જો ક્લેશ હોય તોજ કર્માશય (પ્રવૃત્તિ)નો વિપાક થાય છે અને તે વિપાક એટલે જન્મ, આયુ: અને ભોગ. પુણ્યપ્રવૃત્તિઓ અને પાપપ્રવૃત્તિઓ બીજા સૂત્રમાં બતાવી છે છતાં અહીં પણ લખવામાં આવે છે.

પુણ્ય-પ્રવૃત્તિ
- શરીરથી થતી:—દાન, રક્ષણ અને સેવા.
- વાણીથી થતી:—સત્ય, પ્રિય અને હિત બોલવું, અને પવિત્ર શાસ્ત્રોનો અભ્યાસ કરવો.
- મનથી થતી:—દયા રાખવી, લોભ ન કરવો અને આસ્તિક્યબુદ્ધિ ધારણ કરવી.

પાપ-પ્રવૃત્તિ
- શરીરથી થતી:—હિંસા, ચોરી અને વ્યભિચાર.
- વાણીથી થતી:—જુઠું, કઠોર અને અસત્ય બોલવું પિશુનતા કરવી. (ચાડી ખાવી.)
- મનથી થતી:—પારકાનો દ્રોહ કરવો, પારકાના ધનને લેવાની ઇચ્છા કરવી અને નાસ્તિકતા ધારણ કરવી.

એક વિદ્વાન્‌ના વચનને આધારે આ કડી અહીં ટાંકવામાં આવે છે.

શુભ અશુભ જે કર્મો ક્લેશો થકી નિત્ય થાય તે,
કઠિન ભવના ભારે બંધો જમાવી ઉભા ખરે;
નિરવધિ દુઃખો જો ના ઇચ્છે તું ભોગવવા અહીં,
ત્યજ મલિન તો કર્મો ભક્તિ ધરી જ વિભુમહીં.

(૧૭)

હવે આઠમા પ્રમેયનું લક્ષણ બાંધે છે.

## प्रवर्तनालक्षणा दोषाः ॥१८॥

**પદાર્થ:—( प्रवर्तनालक्षणाः ) प्रवर्तना लक्षणं येषां ते प्रवर्तनालक्षणाः ।** પ્રવૃત્તિ-જનકત્વ એ દોષનું લક્ષણ છે અને **दोषः** એટલે દોષ, એ લક્ષ્ય પદાર્થ છે.

**ભાવાર્થ:**—રાગ, દ્વેષ મોહ આ ત્રણને લીધેજ મનુષ્ય પ્રવૃત્તિ કરે છે, એ ત્રણને દોષ એવું નામ આ શાસ્ત્રમાં આપવામાં આવ્યું છે કારણ કે **दुष्यति आत्मा येन स दोषः** જેનાથી આત્મા દૂષિત થાયછે અર્થાત્ આત્મા પોતાનું ખરૂં સ્વરૂપ જેને લીધે જાણી શક્તો નથી, માટે એને દોષ કહેવામાં આવે છે. એ ત્રણે દોષો મોક્ષ મેળવવામાં પ્રતિબંધક હોય છે. જ્યાં સુધી આ ત્રણનું અસ્તિત્વ છે ત્યાંસુધી આત્મામાં વૈરાગ્ય સ્ફુરતો નથી અને વૈરાગ્ય વગર તત્વજ્ઞાન થવું અસંભવિત છે અને તત્વજ્ઞાન સિવાય મુક્તિ પણ મળી શકતી નથી.

આ રાગાદિ ત્રણે દોષો પાપકર્મમાં તેમજ પુણ્યકર્મમાં મનુષ્યને પ્રેરે છે. મિથ્યા જ્ઞાનમાંથી રાગ અને દ્વેષ જન્મે છે. રાગ, દ્વેષ અને મોહને દરેક માણુસ સમજી શકે છે એટલે તે દરેક જણને પ્રત્યક્ષ છે. જે માણુસમાં રાગ ઉત્પન્ન થાય છે તે માણુસ તુરત જાણી શકે છે કે, મારામાં રાગ ઉત્પન્ન થયો, અને તેજ પ્રમાણે દ્વેષ અને

મોહને પણ જાણી શકે છે, પરકીય આત્મામાં રહેલા રાગાદિ તે માણસની પ્રવૃત્તિથી અનુમિત થાય છે.

રાગ, દ્વેષ અને મોહ આમ ત્રણે દોષો બતાવ્યા હોત અને લક્ષણ ન બાંધ્યું હોત તો ચાલત પણ એમ કરવાથી સુત્રમાં એક તો ગૌરવ આવત અને બીજું એ ત્રણેમાં હેયતા છે એ સમજી શકાત નહિ. દોષના હેતુ કહેવાથી એ ત્યાજ્ય છે એમ સમજી શકાય છે, માટે **प्रवर्तनालक्षणाः** આવું લક્ષણ બાંધવામાં આવ્યું છે.

**अनुकूलेषु अर्थेषु अभिलाषलक्षणो रागः** અથાત્ અનુકૂળ અર્થમાં ઇચ્છા રાખવી તેનું નામ રાગ: કામ, મત્સર, સ્પૃહા, તૃષ્ણા અને લોભ આ બધા રાગનાજ પ્રકાર છે.

**प्रतिकूलेषु अर्थेषु असहलक्षणो द्वेषः**

પ્રતિકૂળ અર્થને સહન ન કરવો તેનું નામ દ્વેષ. ક્રોધ, ઇર્ષ્યા, અસૂયા, દ્રોહ, અને અમર્ષ આ બધા દ્વેષના પ્રકાર છે.

**वस्तुपरमार्थापरिच्छेदलक्षणो मिथ्यावसायो मोहः**

વસ્તુનું ખરૂં જ્ઞાન ન હોવું તેનું નામ મોહ છે.

મિથ્યાજ્ઞાન, વિચિકિત્સા (સંશય) માન પ્રમાદ આ ચારે ય મોહના પ્રકાર છે.

સંસાર કારાગૃહમાં જવાના રસ્તા બન્યા છે ત્રણ દોષ મોટા;
જો ત્યાગ તેનો ન કર્યો મનુષ્યે તો મોક્ષના યત્ન બધાજ ખોટા:
(૧૮)

હવે નવમું પ્રમેય જે 'પ્રેત્યભાવ' ગણાવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

## पुनरुत्पत्तिः प्रेत्यभावः ॥१९॥

**પદાર્થઃ**—(**पुनरुत्पत्तिः**) વારે વારે ઉત્પત્તિ થવી, તેનું નામ (**प्रेत्यभावः**) પ્રેત્યભાવ છે.

**ભાવાર્થ:**—આત્મા અનાદિ અને અનંત છે એનો કદિ પણ વિનાશ થતો નથી, માટે તેની ઉત્પત્તિ થઇ શકે નહિ. શરીર સ્થિર ન હોવાથી તેજ ફરીથી ઉત્પન્ન થઇ શકતું નથી. ધ્વંસ અનંત હોવાથી ધ્વંસનો પ્રતિયોગી ફરીથી જન્મી શકતો નથી, ત્યારે વારંવાર ઉત્પત્તિ કોની થાય છે? એ એક વિચારણીય પ્રશ્ન છે. આનું સમાધાન આ પ્રમાણે છે. આ સૂત્રમાં જે ઉત્પત્તિ શબ્દ છે, તેનો અર્થ વિદ્વાનોએ સંબંધ કર્યો છે, એટલે આત્મા એક શરીર સાથેનો સંબંધ છોડી દઇ બીજા નવા શરીર સાથે જે સંબંધ બાંધે છે તેજ 'પુનરુત્પત્તિ:' અને આવો સંબંધ વારેવારે આત્માનો જુદાજુદા શરીર સાથે થાય છે માટે 'પ્રેત્યભાવ' આત્માનો જ સમજવો જોઇએ. આ સૂત્રમાં ઉત્પત્તિની પહેલાં જે 'પુનર્' ( ફરીથી ) અવ્યય જોડયું છે એનો હેતુ એ છે કે આત્મા અનાદિ કાળથી જુનાં શરીરોને છોડતો આવ્યો છે અને નવાં શરીરોને ગ્રહણ કરતો આવ્યો છે, એટલે આત્માનો ભિન્ન ભિન્ન શરીર સાથેના સંયોગ અને વિયોગનો પ્રવાહ અનાદિ છે, આને લીધેજ 'પ્રેત્યભાવ' અનાદિ ગણવામાં આવ્યો છે. વિજાતીય શરીર, ઇન્દ્રિયો અને પ્રાણ આદિ સાથે આત્માનો સંયોગ થવો તેજ જન્મ અને શરીરની અંદર અંતિમ પ્રાણનો ધ્વંસ થવો અથવા હ્રદયનો અંતિમ ધબકારો બંધ પડવો તેનું નામ મૃત્યુ છે.

**जनी प्रादुर्भावे** એ ધાતુ ઉપરથી જન્મ શબ્દ બનતો હોવાથી જન્મનો અર્થ પ્રાદુર્ભાવ પણ થાય છે એટલે આત્માનું એક શરીરમાંથી અપ્રકટ થઇ અન્ય શરીરમાં પ્રકટ થવું એનું નામ પણ પુનર્જન્મ અથવા પુનરુત્પત્તિ છે. આવાજ ભાવને લઇને એક મહાકવિએ શિશુપાલને માટે આ પ્રમાણે શ્લોક લખ્યો છે.

**अथोपपत्तिं छलनापरो ऽ परामवाप्य शैलूष इवैष भूमिकाम्**
**तिरोहितात्मा शिशुपालसंज्ञया प्रतीयते संप्रति सो ऽ प्यसः परैः**
માઘ. ૧-૬૯

**અર્થ:**—નાટક ભજવનાર નટ જેમ એક પાત્રનું રૂપ છોડી બીજા પાત્રનું રૂપ ધારણ કરે છે, તેમ રાવણ પોતેજ રાક્ષસ

દેહનો ત્યાગ કરી જન્માંતર સ્વીકારી અત્યારે શિશુપાળને નામે ઓળખાય છે.

'પ્રેત્યભાવ' ને અનાદિ માનવામાં અનુમાન પ્રમાણ આ પ્રમાણે છે. જો સૌથી પહેલું દુઃખ માનીએ તો તે જન્મ વગર કેમ બની શકે? જો પ્રથમ જન્મ માનીએ તો ધર્મ અને અધર્મ બને કેવી રીતે? જો સૌથી પહેલાં રાગ દ્વેષ માનીએ તો એ મિથ્યા જ્ઞાન વગર સંભવી કેમ શકે? માટે દુઃખ, જન્મ, પ્રવૃતિ, દોષ અને મિથ્યાજ્ઞાનનો કાર્યકારણ ભાવ અનાદિજ માનવો રહ્યો.

નાસ્તિક લોકો જન્મને કેવળ આકસ્મિક ઘટના માને છે એ એમની વિચાર કવાની અશક્તિ સૂચવે છે. શરીરની રચના કેટલી બધી બુદ્ધિ પૂર્વક છે એ ભાગ્યેજ કોઈ બુદ્ધિમાન્ને સમજાવવાની જરૂર હોય છે. દુનીયામાં કોઈપણ રચના આકસ્મિક હોઈ શકેજ નહિ. આ સંબંધે પરીક્ષા વિષયમાં સવિસ્તર લખવામાં આવશે.

**मृतश्चाहं पुनर्जातो जातश्चैवाहं पुनर्मृतः**
**नानायोनिसहस्राणि मयोषितानि यानि वै**
**आहारा विविधा भुक्ता पीता नानाविधाः स्तनाः**
**मातरो विविधा दृष्टाः पितरः सुहृदस्तथा**

આ નિરુક્તમાં આપેલા પ્રમાણથી પણ સ્પષ્ટ થાય છે કે પ્રેત્યભાવ અનાદિ છે.

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥**

ગીતા. ૪-૫

શ્રી. કૃષ્ણ ભગવાન્ કહે છે કે:—તારા અને મારા ઘણા જન્મો વ્યતીત થયા છે તેને હું જાણું છું, તું જાણતો નથી. આ પણ 'પ્રેત્યભાવ' ને અનાદિજ સિદ્ધ કરે છે. (૧૦)

હવે દશમું 'પ્રમેય' જે ફળ ગણાવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

## प्रवृत्तिदोषजनितोऽर्थः फलम् ॥ २० ॥

**પદાર્થઃ**—( **प्रवृत्तिदोषजनितः** ) પ્રવૃત્તિ અને દોષથી ઉત્પન્ન થનાર જે ( **अर्थः** ) અર્થ તેનું નામ ( **फलम्** ) ફળ છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં ફળ એ લક્ષ્ય અર્થ છે અને પ્રવૃત્તિદોષજનિત અર્થાત્ પ્રવૃત્તિદોષજન્યત્વ એ લક્ષણ છે. પ્રવૃત્તિનો અર્થ ૧૭ મા અને દોષનો અર્થ ૧૮ મા સૂત્રમાં સમજાવ્યો છે. રાગ અને દ્વેષ આદિ દોષોથી પ્રવૃત્તિ થાય છે અને તેનાથી ધર્મ અધર્મ ઉત્પન્ન થાય છે. ધર્મ અને અધર્મથી શરીર, ઇંદ્રિય, વિષય, સુખ અને દુઃખ ઉત્પન્ન થાય છે, માટે શરીર આદિ ફળ કહેવાય છે, તેમાં પણ સુખ અને દુઃખ એ મુખ્ય ફળ ગણાય છે, શરીર, ઇંદ્રિય, બુદ્ધિ અને વિષય એને ગૌણ ફળ માનવામાં આવ્યું છે, કારણ કે શરીર આદિ સુખ દુઃખનાં સાધન છે. સાધન વગર સાધ્યની સિદ્ધિ થતી નથી માટે સાધનને પણ ફળ તરીકે ગણવામાં આવ્યું છે, આ શરીર-આદિ ફળને જીવાત્મા અનાદિ કાળથી વારે વારે ગ્રહણ કરતો આવ્યો છે અને છોડતો પણ આવ્યો છે. આ હાન અને ઉપાદાનના પ્રવાહથી જીવાત્મા કંટાળે છે, પણ વિષય સુખથી તેને છુટવાનું ગમતું નથી. વિવેકી માણસ તો તેનાથી કંટાળ્યા વગર રહેજ નહિ અને વિષયનું સુખ તેને ખેંચી પણ શકતું નથી.

**आत्तमात्तं विजहतस्त्यक्तं त्यक्तं च गृह्णतः ।**
**पुंसः फलपटीयन्त्र महो कष्टः परिश्रमः ॥**

ન્યાય-મંજરી.

ફળરૂપ વસ્ત્રનું યંત્ર જીવાત્મા લઈ લઈને તજે છે અને તજી તજીને વારે વારે ગ્રહણ કરે છે, જ્ઞાની પુરુષને આ ભારે ખેદનો વિષય હોય છે.

જ્યાંસુધી આ ફળ ઉપર વૈરાગ્ય ન આવે ત્યાંસુધી મુમુક્ષા ઉત્પન્ન થઈ શકતી નથી. જેમ દુઃખ ઉપર ખેદ ઉત્પન્ન થાય છે તેમજ વિષય-જન્ય સુખ ઉપર પણ વિવેકી માણસને ખેદ થયા વગર રહેતો નથી, કારણ કે સાંસારિક કોઈપણ સુખ દુઃખના ઘેરાવા વગર

હોતું નથી, તેથીજ શરીરાદિ ફળ દોષથી ઉત્પન્ન થાય છે એમ સૂત્રકારે જણાવ્યું છે. (૨૦)

હવે અગ્યારમું 'પ્રમેય' જે દુઃખ ગણાવ્યું છે તેનું લક્ષણ બાંધે છે.

## बाधनालक्षणं दुःखम् ॥ २१ ॥

**પદાર્થ:**—( **बाधनालक्षणम्** ) બાધના=પીડા જેનું લક્ષણ છે તેનું નામ ( **दुःखम्** ) દુઃખ છે.

**ભાવાર્થ:**—**बाध्यते, पीड्यते, उपहन्यते आत्मा यया सा बाधना.** જેને લીધે આત્મા પીડાને અથવા સંતાપને અનુભવે તે દુઃખ અથવા પ્રતિકૂલ વેદનીય જે અર્થ છે તેનું નામ દુઃખ. જેને આત્મા ન ઇચ્છે અને જે પોતામાં હોય તો જેને કાઢવા આત્મા રાતદિવસ મથે છે તેનું નામ દુઃખ છે.

શરીરને લીધે દુઃખ થાય છે, માટે શરીર દુઃખનું નિમિત્ત હોવાથી શરીરને પણ દુઃખ કહેવામાં આવે છે.

વિષયજન્ય સુખ પણ દુઃખના સંબંધ વગર હોતું નથી અતઃ દુઃખના સંબંધને લીધે સંસારિક સુખમાં પણ મુમુક્ષુ પુરુષોએ દુઃખની ભાવના કરવી જોઇએ.

સંસારમાં સુખ છે જ નહિ, બધુંજ સ્વરૂપથી દુઃખ છે એવું જેઓનું માનવું છે તે અસત્ય છે, કારણ કે:—

(૧) સંસારમાં પ્રત્યક્ષ જે સુખ અનુભવાય છે તેને છુપાવી શકાય નહિ.

(૨) જો સંસારમાં સુખ ન હોય તો ધર્મનું ફળ શું ? સુખનું જ સાધન ધર્મ હોય છે, જો સુખ ન હોય તો ધર્મનું ફળ અભાવ જ થાય. આવા નિરર્થક ધર્મનો ઉપદેશ કરનારાં શાસ્ત્રો પણ નકામાં જ થઇ જાય. તેમજ મહાપુરુષનું અનુવર્તન પણ નકામું થઇ જાય. કારણ કે તે પણ સુખ માટે હોય છે.

(૩) સુખને ઉદ્દેશીને લોકો પ્રવૃત્તિ કરી રહ્યા છે જો સુખ ન હોય તો લોકો પ્રવૃત્તિ જ શા માટે કરે ?

(૪) દુઃખનો અભાવ સુખ નથી, કારણ કે સુખમાં તારતમ્ય હોય છે અર્થાત્ કોઇને થોડું સુખ તો કોઇને વધારે સુખ હોય છે અને તેથી જ વધારેમાં વધારે સુખ મેળવવા સાધારણ સુખી માણસો પણ પ્રયત્ન કરતાં જણાય છે. દુઃખના અભાવમાં આવું તારતમ્ય સંભવી શકતું નથી.

આ કારણોને લીધે સુખ એ સ્વરૂપથી જ દુઃખ નથી પણ તેને દુઃખનો અનુષંગ=સંબંધ છે માટે એને દુઃખ કહેવામાં આવ્યું છે.

પ્રશસ્તપાદાચાર્યે દુઃખના સંબંધમાં આ પ્રમાણે લખ્યું છે:—

**उपघातलक्षणं दुःखम्। विषाद्यनभिप्रेतविषयसांनिध्ये सति अनिष्टोपलब्धीन्द्रियसन्निकर्षाद् अधर्माद्यपेक्षात्, आत्ममनसोः संयोगाद्, यत् अमर्षोपघातदैन्यनिमित्तम् उत्पद्यते तद् दुःखम् अतीतेषु सर्पव्याघ्रचौरादिषु स्मृतिजम् अनागतेषु संकल्पजम् ॥**

અર્થ:—આત્મામાં ઉપઘાત થવાથી દુઃખ જણાય છે અથાત્ પીડા કરવી એજ દુઃખનો સ્વભાવ છે, વિષ આદિ અનભિપ્રેત વિષય સાથે ઇંદ્રિયનો સંબંધ થવાથી આત્મા અને મનના સંયોગ વિશેષથી અસહિષ્ણુતા પેદા થાય છે તેજ 'દુઃખ' છે. ભૂતકાળમાં અનુભવેલા સાપ, વાઘ આદિની સ્મૃતિ થવાથી જે દુઃખ થાય છે તે 'સ્મૃતિજ દુઃખ' કહેવાય છે ભવિષ્યમાં બનનાર અનિષ્ટ બનાવોનો સંકલ્પ કરવાથી જે દુઃખ થાય છે, તે સંકલ્પજ દુઃખ કહેવાય છે. (૨૧)

હવે બારમું 'પ્રમેય' જે અપવર્ગ બતાવ્યું છે, તેનું લક્ષણ બાંધે છે.

## तदत्यन्तविमोक्षोऽप वर्गः ॥ २२ ॥

**અર્થ:—(तदत्यन्तविमोक्षः)** તેનાથી અત્યંત છૂટા થવું તેનું નામ (**अपवर्गः**) અપવર્ગ અર્થાત્ મોક્ષ છે.

**ભાવાર્થ:**—તેનાથી અટલે દુ:ખથી સદાને માટે છુટી જવું તેનું નામ મોક્ષ છે. આ ઠેકાણે ગૌણ દુ:ખ અને મુખ્ય દુ:ખ બંનેથી સદાને માટે છૂટવું એવો અર્થ છે. શરીર ઇંદ્રિય, મન, વિષયો અને જન્મને પણ દુ:ખ નામ આપવામાં આવ્યું છે, કારણ કે તે દુ:ખનાં સાધન છે, એટલે શરીર–આદિથી પણ સદાને માટે છુટવું એનું નામ મોક્ષ છે. ગીતામાં પણ લખ્યું છે કે

**गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥**

ગીતા–૧૪–૨૦

સત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણોનો સંબંધ આત્માને શરીરને લીધે છે, પણ જ્યારે આત્માને તત્વજ્ઞાન થાય છે ત્યારે જન્મ, મૃત્યુ, ઘડપણ અને દુ:ખોથી વિયુક્ત થઇ આત્મા મોક્ષ મેળવે છે.

સંસારાવસ્થામાં આત્મા મિથ્યાજ્ઞાનને લીધે રાગ–આદિ દોષમાં સપડાયલો હોવાથી શરીર–આદિ સાથે જોડાયલો રહે છે અને તેથી દુ:ખ ભોગવ્યા કરે છે, પણ મુક્તિ–દશામાં શરીર આદિનો સંબંધ ન હોવાથી અને દુ:ખનાં કારણો નષ્ટ થયેલાં હોવાથી આત્માને દુ:ખ ભોગવવું પડતું નથી, મુક્તિ–અવસ્થામાં આત્મા પોતાના શુદ્ધ–સ્વરૂપમાં સ્થિર થઇ પરમાત્મા સાથે સંયુક્ત રહે છે.

**आत्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति, अशरीरं वा वसन्तं न प्रियाप्रिये स्पृशतः** છાંદો–૯–૧૨–૧

અર્થ:—જ્યાંસુધી આત્મા શરીરી છે ત્યાંસુધી તે ઔપાધિક સુખ દુ:ખથી છુટી શકતો નથી, પણ જ્યારે સ્વરૂપપ્રતિષ્ઠ થઇ શરીર–રહિત થાય છે, ત્યારે તેને ઔપાધિક સુખ દુ:ખ હોતાં નથી.

**पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं ।**
**स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति.**

યોગસૂત્ર–૪–૩૪

વાસનાનું બળ દૂર થવાથી સત્વાદિ ગુણો પુરુષાર્થ શૂન્ય બને છે અને પછી તેનો લય થઈ જાય છે, એટલે આત્મા કેવળ બને છે, એ કૈવલ્યનું નામ મોક્ષ. અથવા કોઇપણ જાતનો પ્રાકૃતિક ઉપરાગ ન હોવાથી ચિતિશક્તિ જે સ્વરૂપ પ્રતિષ્ઠિત બને છે તેનું નામ મોક્ષ છે. ભાષ્યકાર વાત્સ્યાયનમુનિ આત્માની એ સ્થિતિને **"अभयम्' 'अजरम्,' 'अमृत्युपदम्' ब्रह्मक्षेमप्राप्ति** કહે છે.

મુક્તિ અવસ્થામાં કોઇ જાતનો ભય ન હોવાથી એ સ્થિતિને અભય કહેવામાં આવે છે, અભયને પ્રાપ્ત થવું એજ **ब्रह्मीभाव** કહેવાય છે.

જીવ પોતેજ મુક્તિ અવસ્થામાં બ્રહ્મ અર્થાત્ પરમાત્મા બની જાય છે એવી જે નવીન વેદાન્તીઓની માન્યતા છે તે શાસ્ત્રકારને માન્ય નથી. બે અનાદિ ભિન્ન પદાર્થો કદિપણ અભિન્ન બનતા નથી.

નૈયાયિકો બ્રહ્મને પરિણામી માનતા નથી. તેના સમર્થનમાં તેઓ જણાવે છે કે જો બ્રહ્મનો સર્વાત્મક રૂપે પરિણામ થઇ જાય તો બ્રહ્મનો નાશ થઈ જાય. દૂધનો દહીં રૂપે પરિણામ થયા પછી દૂધ નષ્ટજ થઈ જાય છે. જો બ્રહ્મના એક ભાગમાં પરિણામ થતો હોય તો બ્રહ્મને ભાગવાળો (અવયવી) માનવો જોઇએ અને જે વસ્તુ ભાગવાળી હોય તે અનિત્ય જ હોય છે. જ્યારે બ્રહ્મ નિત્ય

અને અવિકારી છે એમ વેદાદિ શાસ્ત્રમાં સવિસ્તર વર્ણવવામાં આવ્યું છે. જુઓ યજુર્વેદ અધ્યાય. ૪૦

**स पर्यगाच्छुक्र मकाय मव्रणमस्नाविरं शुद्ध मपापविद्धम्। कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥**

વિવર્તરૂપ પરિણામ પણ બ્રહ્મમાં થઈ શકતો નથી તે પરીક્ષા-પ્રકરણમાં સ્પષ્ટ કરવામાં આવશે. આ ઉપરથી સમજી શકાશે કે જીવ બ્રહ્મમાંથી બન્યો નથી પણ એ અનાદિ અને અનંત છે, માટે મુક્તિ અવસ્થામાં જીવ બ્રહ્મ ન બનતાં તેની સાથે સંયુક્ત રહે છે.

બૌદ્ધ લોકો ક્ષણિકજ્ઞાનોની સંતતિ=પરંપરાનો સદાને માટે ઉચ્છેદ થવો, તેને નિર્વાણ કહે છે. ક્ષણિકજ્ઞાનની સંતતિ જ એના મતમાં આત્મા છે એટલે આત્માનો ઉચ્છેદ થવો એજ એના મતમાં નિર્વાણ અથવા મુકિત છે. ભાષ્યકાર વાત્સ્યાયન મુનિ તો જણાવે છે કે આત્માના ઉચ્છેદનું નામ મોક્ષ નથી, કારણ કે તે તો 'અમૃત્યુપદ' છે. અથાત્ એનું કદિપણ મૃત્યું થતું નથી. રાગાદિ-રહિત જે આત્મસ્વરૂપ છે તેજ મુકિત-અવસ્થા છે. ગીતામાં પણ લખ્યું છે કે **न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम्–१३–२८**

આત્મા પોતાના સ્વરૂપને હણતો નથી તેથી જ તે મુક્તિને પામી શકે છે. જો આત્માનો ઉચ્છેદ થાય તો મુકિતનો ભોક્તા કોણ રહે?

**प्राणस्य क्षुत्पिपासे द्वे लोभमोहौ च चेतसः ।**
**शीतातपौ शरीरस्य षडूर्मिरहितः शिवः ॥**

પ્રાણને લીધે ભૂખ અને તરશની ઉત્પત્તિ છે, મનને લીધે લોભ અને મોહ ઉત્પન્ન થાય છે અને શરીરને લીધે ટાઢ અને તડકાની અસર આત્માને થાય છે આ છ પ્રકારની લાગણીઓને છ ઉર્મીઓ કહેવામાં આવે છે, આ ઉર્મીઓ મુક્તિ અવસ્થામાં આત્માને હોતી નથી. તેથી તે 'શિવ' કહેવાય છે. (૨૨)

હવે પ્રથમ સૂત્રમાં બતાવેલા ૧૬ પદાર્થોમાંથી પ્રમાણ અને પ્રમેયનાં વિભાગ અને લક્ષણો બતાવ્યા પછી ત્રીજો પદાર્થ જે સંશય ગણાવ્યો છે તેનું લક્ષણ બાંધે છે.

**समानानेकधर्मोपपत्ते र्विप्रतिपत्ते रुपलब्ध्यनुपलब्ध्यव्यवस्थातश्च विशेषापेक्षो विमर्शः संशयः ॥ २३ ॥**

**પદાર્થઃ**—( **समानानेकधर्मोपपत्तेः** ) સાધારણ ધર્મ અને અસાધારણ ધર્મના જ્ઞાનથી ( **विप्रतिपत्तेः** ) પરસ્પર વિરુદ્ધ વાક્યોથી ( **उपलब्ध्यनुपलब्ध्येः च** ) ઉપલબ્ધિ અને અનુપલબ્ધિની અવ્યવસ્થાથી ( **विशेषापेक्षः** ) વિશેષ ધર્મના સ્મરણ થવાથી અથવા વિશેષ ધર્મની અપેક્ષા રાખતો ( **विमर्शः** ) એક જ અર્થમાં વિરુદ્ધ ધર્મનું અવલંબન કરનાર જે જ્ઞાન તે ( **संशयः** ) સંશય કહેવાય છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં સંશયનું સામાન્ય લક્ષણ અને તેનાં કારણો બતાવ્યાં છે. સંશય એ લક્ષ્ય પદ છે અને 'વિમર્શ' એ સામાન્ય લક્ષણ બોધક પદ છે.

**एकस्मिन् धर्मिणि विरुद्धनानाधर्मावमर्शः विमर्शः स एव च संशयः**

અર્થાત્ એકજ ધર્મીમાં વિરોધી જુદાજુદા વિશેષણોનો જે બોધ થાય તેજ જ્ઞાન સંશય કહેવાય છે. જેમકે '**स्थाणुर्वा पुरुषो वा**' આ સામે દેખાતો પદાર્થ સ્થાણુ હશે કે પુરુષ. આ જ્ઞાનમાં સામે દેખાતો પદાર્થ ધર્મી છે અને તેમાં પરસ્પર વિરુદ્ધ સ્થાણુત્વ અને પુરુષત્વરૂપ વિશેષણોનો ઉલ્લેખ થાય છે, માટે એ જ્ઞાન વિમર્શાત્મક છે અને તેથી એ સંશય કહેવાય છે.

"**किंस्विदिति उभयावलम्बो विमर्शः संशयः**"

પ્રશસ્ત પાદાચાર્ય.

'આ શું હશે એવું ઉભયકોટિને અવલંબન કરનાર જે વિમર્શ તેજ સંશય' આમ પ્રશસ્તપાદાચાર્યે પણ સંશયનું સામાન્ય લક્ષણ બતાવ્યું છે.

હવે સંશયનાં કારણો કેટલાં છે તે ગણાવવામાં આવે છે અને તેની વ્યાખ્યા પણ કરવામાં આવે છે. મહર્ષિના આ સૂત્ર ઉપરથી કેટલાક ન્યાયાચાર્યો સંશયનાં કારણ પાંચ, કેટલાક ચાર અને કેટલાક ત્રણ માને છે. શ્રી. વાત્સ્યાયન મુનિના લેખ ઉપરથી એમ જણાય છે કે તેઓ સંશયના કારણ પાંચ માને છે અને

ભાષ્યને અનુસરીનેજ અહીં અર્થ લખવામાં આવે છે. જેઓને આ સૂત્રના અર્થ સંબંધી વિશેષ જ્ઞાન મેળવવું હોય તેમણે ઉદ્યોતકરાચાર્યનું ન્યાયવાર્તિક, તેના ઉપર લખેલી તાત્પર્ય ટીકા તથા ન્યાયમંજરી આદિ ગ્રંથો જોવા.

ભાષ્યકારના મત પ્રમાણે આ સૂત્રના આ પ્રમાણે ભાગ પાડી શકાય છે.

(૧) समानधर्मोपपत्ते विंशेषापेक्षो विमर्शः संशयः ।
(૨) अनेकधर्मोपपत्ते विंशेषापेक्षो विमर्शः संशयः ।
(૩) विप्रतिपत्ते विंशेषापेक्षो विमर्शः संशयः ।
(૪) उपलब्ध्यव्यवस्थातः विमर्शः संशयः ।
(૫) अनुपलब्ध्यव्यवस्थातश्च विमर्शः संशयः ।

હવે ક્રમથી આ પાંચેના અર્થ બતાવવામાં આવે છે. (૧) સ્થાણુ અને પુરુષના જે સમાન ધર્મ (સાધારણ ધર્મ) ઉંચાઈ અને પહોળાઈ પહેલાં જોયા હતા તે પુરોવર્તી પદાર્થમાં જોયા પછી અને એ બન્ને (સ્થાણુ અને પુરુષ) માં રહેલા વિશેષ ધર્મો (હાથ, પગ તથા કોટર-આદિ) દૂરત્વાદિ કારણને લીધે ન જોઈ શકવાથી તથા તે વિશેષ ધર્મને જાણવાની ઈચ્છા ચાલુ રહેવાથી દ્રષ્ટાને આ સ્થાણુ હશે કે પુરુષ એવો સંશય થાય છે.

સામાન્યધર્મ જોવાથી અને વિશેષ ધર્મની સ્મૃતિ થવાથી ઉત્પન્ન થતો વિમર્શ સાધારણ ધર્મ-જન્ય સંશય કહેવાય છે.

(૨) અને અનેક ધર્મ એટલે અસાધારણ-ધર્મ. પૃથ્વી એ નવ દ્રવ્યમાંનું એક દ્રવ્ય છે. પૃથ્વીમાં રહેલો ગંધવત્વ ધર્મ અસાધારણ ધર્મ છે, કારણ કે, તે સમાનજાતીય એટલે દ્રવ્યત્વ જાતિવાળાં જળ-આદિ દ્રવ્યોમાં નથી, તેમજ અસમાન જાતીય=ગુણત્વાદિજાતિવાળા જે ગુણ આદિ પદાર્થો છે તેમાં પણ ગંધવત્વ નથી. આ સમાન જાતીય અને અસમાનજાતીય રૂપ અનેક પદાર્થો તપાસ્યા છતાં કોઈમાં પણ ગંધવત્વ ધર્મ સિદ્ધ થતો જોવામાં આવ્યો નહિ, માટે એ ગંધવત્વ ધર્મ કેવળ પૃથ્વીનોજ છે એટલે એ અસાધારણ ધર્મ

છે. આ ધર્મને લીધે પૃથ્વીને દ્રવ્ય માનવી કે ગુણાદિમાંનો કોઈ પદાર્થ માનવો એવો સંશય ઉત્પન્ન થાય છે. અથવા ગંધવત્વ ધર્મ દ્રવ્યનો હશે કે ગુણનો હશે કે કર્મનો હશે? આમ અનેક પદાર્થ સંબંધી ધર્મ હોવાથી એના વિષે શંકા થવાથી પૃથ્વી દ્રવ્ય હશે કે ગુણ હશે કે કર્મ હશે આવો સંશય ઉત્પન્ન થાય છે આ સંશય દૂર કરવા માટે કોઈ નિર્ણાયક વિશેષ ધર્મને જાણવાની અપેક્ષા રહે છે. જ્યાંસુધી નિર્ણાયક વિશેષ ધર્મનું જ્ઞાન ન થાય ત્યાંસુધી સંશય રહેશે.

ઉક્ત સંશય નિવારક વિશેષ ધર્મ આ પ્રમાણે છે. ગંધવત્વ એટલે ગંધ, અને ગંધ એ ચોવીસ ગુણોમાંનો એક ગુણ-પદાર્થ છે. ગુણ હંમેશાં દ્રવ્યને આધારેજ રહે છે, માટે ગંધરૂપ ગુણનો આધાર પૃથ્વી દ્રવ્યજ છે. ગુણ કે કર્મ નહિ.

પૃથ્વી ગંધ ગુણનો આધાર છે તે આ પ્રમાણે જાણી શકાય છે.

દિશા, કાળ અને મનનો ગુણ ગંધ નથી, કારણ કે, એ ત્રણે દ્રવ્યમાં વિશેષ ગુણ હોતોજ નથી અને ગંધ એતો વિશેષ ગુણ છે.

આત્માનો ગંધ ગુણ નથી, કારણ કે આત્મામાં જેટલા વિશેષ ગુણો છે તે બધા બાહ્ય-ઇન્દ્રિયથી જાણી શકાતા નથી. જ્યારે ગંધ તો બાહ્ય ઇંદ્રિય ( ઘ્રાણ ) થીજ જાણી શકાય છે.

આકાશનો પણ ગંધ ગુણ નથી કારણ કે આકાશનો કોઈ પણ વિશેષ ગુણ નાસિકા ઇંદ્રિયથી જણાતો નથી. તેજ અને જળનો પણ ગંધ ગુણ સંભવી શકતો નથી કારણ કે તેના વિશેષ ગુણો પણ નાસિકા ઇંદ્રિયથી જણાતા નથી.

બાકી રહ્યું પૃથ્વી દ્રવ્ય. માટે ગંધ એ પૃથ્વી દ્રવ્યનો જ ગુણ છે.

ભાષ્યકારે આ સંશયનું એક બીજું ઉદાહરણ આપ્યું છે, તે આ પ્રમાણે:—

વિભાગજત્વ એ શબ્દનો ધર્મ છે. વાંસ ફાડતી વખતે વાંસની જે બે ખપાટ જુદી પડે છે અર્થાત્ બે ખપાટનો જે વિભાગ થાય

છે અને એ વિભાગને લીધે જે શબ્દ થાય છે, તે શબ્દ વિભાગજ શબ્દ કહેવાય છે અને તેથી એ શબ્દમાં વિભાગજત્વ ધર્મ છે.

હવે વિભાગથી કોઇપણ દ્રવ્ય, ગુણ કે કર્મ ઉત્પન્ન થતાં જોવામાં આવતાં નથી, અને સામાન્ય, વિશેષ અને સમવાય એ તો નિત્યપદાર્થ છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય સિવાય બીજો કોઇ ભાવરૂપ પદાથ નથી, માટે વિભાગજત્વ ધર્મને લીધે શબ્દને શામાં ગણવો? દ્રવ્યમાં, ગુણમાં, કે કર્મમાં? અથવા શબ્દને દ્રવ્ય તરીકે માનીને તેમાં વિભાગજત્વ અસાધારણ માનવો કે ગુણ તરીકે માનીને કે કર્મ તરીકે માનીને? જ્યાંસુધી સાધક કે બાધક પ્રમાણ ન મળે ત્યાંસુધી આ સંશય દૂર થઈ શકે નહિ અને વિશેષ જાણવાની ઇચ્છા રહ્યા કરે.

આસંશયને દૂર કરવા માટે આ પ્રમાણે અનુમાન પ્રમાણનો આશ્રય લેવો પડે છે. શબ્દ દ્રવ્ય નથી, કારણ કે એ (શબ્દ) ગુણોનો આશ્રય નથી. શબ્દ કર્મ નથી, કારણ કે એ (શબ્દ) સંયોગ અને વિભાગનું કારણ નથી, કર્મ હંમેશાં સંયોગ વિભાગનું કારણ હોય છે. શબ્દ એ સામાન્ય, વિશેષ કે સમવાય પણ નથી, કારણ કે એ (શબ્દ) વિનાશી છે, જ્યારે સામાન્ય-વિશેષ અને સમવાય નિત્ય છે.

હવે બાકી રહ્યો ગુણ. માટે પરિશેષ અનુમાનથી શબ્દ ગુણ તરીકે જ સિદ્ધ થાય છે, અને શબ્દ એ ગુણ તરીકે હોઇને તેમાં વિભાગજત્વ વિશેષ ધર્મ છે.

(૩) વિપ્રતિપત્તિ એટલે એકજ અર્થના સંબંધમાં ઉચ્ચારાતાં પરસ્પર વિરુદ્ધ વાકયો. એ વાકયો સાંભળવાથી અને તેમાં નિર્ણાયક વિશેષ વસ્તુ શી છે એ ન જાણી શકવાથી સંશય ઉત્પન્ન થાય છે. એ ન જાણી શકવાથી સંશય ઉત્પન્ન થાય છે! જેમકે:—એક વાદી આત્માને નિત્ય કહે છે, જ્યારે બીજો પ્રતિવાદી આત્માને અનિત્ય કહે છે. નિત્યત્વ અને અનિત્યત્વ આ બન્ને ધર્મો પરસ્પર વિરુદ્ધ છે માટે કોઇ એક અર્થમાં બન્ને સાથે રહી શકે નહિ. આત્મામાં કાંતો

નિત્યત્વ હોવું જોઇએ કાંતો અનિત્યત્વ હોવું જોઇએ, પણ શ્રોતા વાદી અને પ્રતિવાદીના પરસ્પર વિરુદ્ધ વાકયોથી સંદેહમાં પડી જાય છે કારણ કે, આત્માને નિત્ય અથવા અનિત્ય માનવા માટે આત્મામાં રહેલા નિર્ણાયક વિશેષ ધર્મને શ્રોતા જાણી શકતો નથી. આવા કારણથી ઉત્પન્ન થનાર સંશયને વિપ્રતિપત્તિજન્ય સંશય માનવામાં આવે છે.

(૪) સાચું પાણી તળાવ આદિમાં જણાય છે અને ખોટું પાણી પણ મૃગતૃષ્ણિકામાં જણાય છે. હવે કોઇક વખતે કોઇક ઠેકાણે જ્ઞાતાને પાણીની ઉપલબ્ધિ થઈ તે વખતે દ્રષ્ટા આ સાચા પાણીની ઉપલબ્ધિ (જ્ઞાન) થતી હશે કે ખોટા પાણીની? એવા વિચારમાં પડી જાય છે. આ થઇ ઉપલબ્ધિની અવ્યવસ્થા. (અનિયમ) સત્ય અને અસત્યનું સાધક અથવા બાધક પ્રમાણ જ્ઞાતાને ન મળવાથી સંશય ઉત્પન્ન થાય છે. આ સંશયને ઉપલબ્ધિની અવ્યવસ્થાથી થતો સંશય કહેવાય છે.

(૫) વસ્તુ વિદ્યમાન હોવા છતાં કોઇપણ આવરણથી ઢંકાયેલી અથવા ભૂમિમાં દટાયેલી હોય તો તેની ઉપલબ્ધિ થતી નથી. હવે કોઈક વખતે જ્ઞાતાને કોઇ એક ઠેકાણે વસ્તુની ઉપલબ્ધિ થતી નથી. તે વખતે જ્ઞાતા વિચારમાં પડી જાય છે કે, આ જે અનુપલબ્ધિ થઈ રહી છે તે વસ્તુ હોવાને લીધે કે ન હોવાને લીધે ? આ થઈ અનુપલબ્ધિની અવ્યવસ્થા, આનાથી થતો જે સંશય તે અનુલબ્ધિની અવ્યવસ્થા (અનિયમ) થી થતો શંશય કહેવાય છે.

સાધક અથવા બાધક નિર્ણાયક વિશેષ અર્થ જાણવામાં આવવાથી આ સંશયની નિવૃત્તિ થાય છે.

**अव्यवस्थाशब्देन अत्र पूर्वं पर्यायेण सदसदाश्रित विशेषादर्शनं सूचितम्.** ન્યાયમંજરી.

'આ ઠેકાણે અવ્યવસ્થા શબ્દથી પહેલાં ક્રમથી જણાવેલો સત્ અને અસત્ સાથે જોડાયેલો જે વિશેષ છે, તેનું અદર્શન સૂચવ્યું છે, અને એ વિશેષનું દર્શન થતાં સંશય દૂર થાય છે.

આ પાંચ કારણોથી થતા સંશયોમાં પહેલા બેમાં જે સમાન ધર્મ અને અનેક (અસાધારણ) ધર્મ બતાવ્યા છે તે જ્ઞેયની અંદર રહેલા ધર્મો છે અને ઉપલબ્ધિની અવ્યવસ્થા તથા અનુપલબ્ધિ અવ્યવસ્થા એ જ્ઞાતા=આત્માની અંદર રહેલા ધર્મો છે એમ સમજવું.

સંશય એ ન્યાયનું પૂર્વ અંગ છે, આગળ પણ કહેવામાં આવ્યું છે કે નિર્ણીત અર્થમાં ન્યાય ચાલી શકતો નથી, તેમ જે અર્થ બીલકુલ જાણવામાં ન આવ્યો હોય તેમાં પણ ન્યાય ચાલી શકતો નથી, પણ જે અર્થમાં સંદેહ હોય તેમાંજ ન્યાયની પ્રવૃત્તિ થઈ શકે છે. સંશયિત અર્થમાં ન્યાય ચલાવી નિર્ણય કરવામાં આવે છે, તેથી સંશય એ સફળ વ્યહવારનું સાધન છે. ગીતામાં જણાવ્યું છે કે **संशयात्मा विनश्यति** જે માણસ હંમેશાં સંશય-ગ્રસ્ત રહે છે તે કદિપણ સિદ્ધિ મેળવી શકતો નથી, માટે સંશય ઉપરથી નિર્ણયમાં આવવું જોઇએ. આત્મજ્ઞાન એ મોક્ષનું સાધન છે, તેમાં જો સંદેહ થાય તો તેનાં કારણો તપાસી તેને દૂર કરવો જોઇએ આ કારણથી મહર્ષિએ સંશયનું સ્વરૂપ અને લક્ષણ બતાવી તેનાં કારણો બતાવ્યાં છે.

**इति पञ्चविधः प्रपञ्चितो मुनिना दर्शित एष संशयः ।**
**फलवद् व्यवहारहेतुतामनुमानाङ्गतया बिभर्ति यः ॥**

ન્યાય મંજરી.

**અર્થ:**—મુનિએ પાંચ પ્રકારનો સંશય બતાવ્યો છે અને તે અનુમાનનું અંગ હોવાથી સફલવ્યહવારની કારણતાને ધારણ કરે છે. ॥ ૨૩ ॥

હવે 'પ્રયોજન'નું લક્ષણ બાંધે છે.

## यमर्थमधिकृत्य प्रवर्तते तत्प्रयोजनम् ॥ २४ ॥

**પદાર્થ:**— (**यम्**) જે (**अर्थम्**) અર્થને (**अधिकृत्य**) ઉદ્દેશીને (**प्रवर्तते**) પ્રવૃત્તિ કરે છે તે (**तत्प्रयोजनम्**) પ્રયોજન કહેવાય છે.

**ભાવાર્થ:**—જેને ઉદ્દેશીને માણસ પ્રવૃત્તિ કરે છે તેને પ્રયોજન કહેવામાં આવે છે. શાને ઉદ્દેશીને પ્રવૃત્તિ કરવામાં આવે છે? સુખને અથવા દુ:ખના અભાવને ઉદ્દેશીને. હું સુખી થાઉં માટે મારે સુખ મેળવવું જોઇએ એમ ધારી માણસ પ્રવૃત્તિ કરે છે. કોઈ દુ:ખી માણસ હોય તો, તે દુ:ખનો નાશ કરવા માટે પ્રવૃત્તિ કરે છે. જેમકે કોઈ રોગી માણસ કોઇ અમુક રોગથી પીડાય છે તો તે રોગના નાશ માટે પ્રવૃત્તિ કરે છે.

સુખ અને દુ:ખનો અભાવ એ મુખ્ય પ્રયોજન છે અને સુખનાં સાધનોને ગૌણ પ્રયોજન માનવામાં આવે છે. સુખના અભાવને મુખ્ય પ્રયોજન માનવાનું કારણ એ છે કે એની ઇચ્છા કોઈ બીજી ઇચ્છાને લીધે ઉત્પન્ન થતી નથી. ભણવાની ઈચ્છા અથવા વ્યાપાર આદિ કરવાની ઇચ્છા એટલા માટે થાય છે કે ભણનારને અને વ્યાપાર કરનારને સુખી થવાની ઇચ્છા છે, પણ તે સુખી શા માટે થવા ઇચ્છે છે? તો તેનો કશોજ ઉત્તર નથી.

આ ઉપરથી સમજાશે કે સુખની ઈચ્છા એ અંતિમ ઈચ્છા અથવા અહેતુક ઇચ્છા હોવાથી સુખ મુખ્ય પ્રયોજન છે અને ભણતર તથા વ્યાપાર આદિની ઇચ્છા સુખની ઇચ્છાને લીધે થતી હોવાથી ભણતર અને વ્યાપાર એ ગૌણ પ્રયોજન છે. તેમજ રોગી માણસ ઔષધ લેવાની ઈચ્છા કરે છે તે પણ દુ:ખ મટાડવાની ઈચ્છાને લીધે, માટે ઔષધ લેવું એ ગૌણ પ્રયોજન અને રોગનો નાશ એ મુખ્ય પ્રયોજન ગણાય છે.

સાધનની ઈચ્છા સાધ્યની ઇચ્છાને લીધે થતી હોવાથી સાધન એ ગૌણ પ્રયોજન અને સાધ્ય એ મુખ્ય પ્રયોજન છે. સુખ અને દુ:ખનો અભાવ એ સંસારમાં મુખ્ય સાધ્ય છે, બાકી બધાં સાધનો છે. ધન કે ઔષધાદિ સદૈવ સર્વને માટે પ્રયોજન હોતું નથી, જેમકે વીતરાગ માણસ માટે ધન અને નીરોગ માણસ માટે ઓષધ પ્રયોજન રૂપે ગણાતું નથી. છતાં પણ જ્યારે તે પદાર્થ ઈપ્સા ( મેળવવાની ઇચ્છા ) નો અને જિહાસા ( છોડવાની ઈચ્છા )

નો વિષય બને છે ત્યારે તેને પ્રવર્તક=પ્રયોજન માનવું જોઇએ અને આ રીતે પ્રયોજન પદાર્થોનો વ્યાપક ધર્મ હોય એમ જણાય છે અતઃ પ્રમાણાદિ પદાર્થોમાં પ્રયોજન રહેલું છે. **प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते** એ લોકોક્તિ પણ એને લીધે જ પ્રવર્તે છે. આ કારણથી મહર્ષિએ પ્રયોજનનો ઉપદેશ કર્યો છે. કેટલાક કહે છે કે મહર્ષિએ વિતંડાનો ઉપદેશ કર્યો એ નિષ્પ્રયોજન છે. આમાં પણ જરા વિચાર કરવાની જરૂર છે. પ્રતિવાદી જ્યારે પોતાનો પક્ષ બતાવ્યા વગર બીજાના પક્ષનું ખંડન કરવા માંડે છે ત્યારે તે વિતંડા કરે છે એમ કહેવાય છે. પણ પક્ષનું માત્ર સ્થાપન ન કરવાથી એનું ખંડન પ્રયોજન વગરનું થઈ શકતું નથી, ખંડન કરીને તે જરૂર કંઈ મેળવવા ઈચ્છે છે, માટે વિતંડા પણ પ્રયોજનવતી છે. તત્વજિજ્ઞાસુએ વિતંડા કરવી નહિ પણ વિતંડાને સમજી વૈતંડિક લોકો સાથે નકામી માથાપચ્ચી ન કરવી એ શાસ્ત્રકારનો વિતંડા સમજાવવાનો ઉદ્દેશ છે.

વિતંડા કરનારો તો પર ખંડનમાં પડે<br>
સાધવા સ્વાર્થને છુપા ભોળાને ભરમાવીને<br>
પ્રયોજન હીણી તેથી વિતંડા ગણવી નહિ<br>
માયાવી જનથી ભોળા હૃદયે કંઈ વીતતી.

(૨૪)

હવે 'દૃષ્ટાંત'નું લક્ષણ બાંધે છે.

**लौकिकपरीक्षकाणां यस्मिन्नर्थे बुद्धिसाम्यं स दृष्टान्तः ॥ २५ ॥**

**પદાર્થ**:—(**लौकिकपरीक्षकाणाम्**) લૌકિક અને પરીક્ષક માણસોનું (**यस्मिन्**) જે (**अर्थे**) વિષયમાં (**बुद्धिसाम्यम्**) બુદ્ધિનું સામ્ય થાય છે (**सः**) તે (**दृष्टान्तः**) દૃષ્ટાંત કહેવાય છે.

**ભાવાર્થ:**—લૌકિક એટલે સાધારણ ભણેલાઓ, અને પરીક્ષક એટલે જેની બુદ્ધિમાં સ્વાભાવિક તેમજ શિક્ષણથી મેળવેલો અતિશય હોય તે માણસો. પરીક્ષક લોકો પ્રમાણોથી તથા તર્કની મદદથી અર્થની પરીક્ષા કરવા સમર્થ હોય છે, પણ લૌકિક માણસો એટલી શક્તિ ધરાવતા નથી. જે અર્થમાં પરીક્ષક અને લૌકિક માણસોની બુદ્ધિનું સામ્ય થાય તે અર્થ દૃષ્ટાંત કહેવાય છે. જેમકે એક વિશેષજ્ઞ માણસ પ્રમાણો દ્વારા શબ્દને અનિત્ય સમજી શકે છે. પણ લૌકિક માણસ શબ્દને અનિત્ય કેવી રીતે માનવો એ સમજી શકતો નથી. વિશેષજ્ઞ તેને સમજાવે છે કે શબ્દ પ્રયત્નથી ઉત્પન્ન થાય છે માટે અનિત્ય છે, છતાં એના મનમાં સ્પષ્ટ બોધ થતો જણાતો નથી, ત્યારે તેને ઘટ બતાવવામાં આવે છે કે જો આ ઘડો પ્રયત્નથી ઉત્પન્ન થયો છે માટે અનિત્ય છે, લૌકિક માણસ ઘડાને ઉત્પન્ન થએલો અને અનિત્ય તરીકે જાણી શકે છે, માટે ઘટરૂપ દૃષ્ટાંતમાં જેમ કૃતકત્વ અને અનિત્યત્વ છે તેમજ શબ્દમાં પણ કૃતકત્વ અને અનિત્યત્વ ધર્મો છે અર્થાત્ કૃતકત્વને લીધે શબ્દ પણ અનિત્ય છે એમ લૌકિક અને પરીક્ષક બંનેની ખાત્રી થાય છે. તેમજ જેમાં અનિત્યત્વ ન હોય તેમાં કૃતકત્વ પણ ન હોય. જેમકે:—આકાશ. આકાશ એ દૃષ્ટાંત છે, એમાં અનિત્યત્વ નથી માટે તે ક્રિયાથી જન્ય પણ નથી અર્થાત્ તેમાં કૃતકત્વ પણ નથી.

લૌકિક નિયમો પણ દૃષ્ટાંત વગર બરાબર સમજી શકાતા નથી. શિક્ષક બાળકોને બાદબાકીનો નિયમ સમજાવે છે 'મોટી રકમમાંથી નાની રકમ ઓછી કરીએ એ બાદબાકી કહેવાય.' પણ જ્યાં સુધી આ નિયમના પુષ્કળ દાખલાઓ આપી બાળકને સમજાવવામાં ન આવે ત્યાં સુધી કેવળ નિયમને વારંવાર યાદ કરાવવાથી બાળક બાદબાકી સમજી શકતો નથી.

ઘણી વખત બે વસ્તુનો અવ્યભિચારી જે સંબંધ હોય છે, તે સમજાવવાને માટે પણ દૃષ્ટાંતની જરૂર પડે છે. ધૂમ અને

અગ્નિનો જે અવ્યભિચારિત સંબંધ છે તેને સમજાવવા મહાનસ આદિ દૃષ્ટાંત તરીકે લેવામાં આવે છે.

ઉપમાન અને ઉદાહરણ એ દૃષ્ટાંતથી ભિન્ન અર્થો છે. દૃષ્ટાંતમાં લૌકિક અને પરીક્ષકનું બુદ્ધિસામ્ય હોય છે અને દૃષ્ટાંત જ્યારે ઉદાહરણ તરીકે લેવામાં આવે છે ત્યારે તેમાં સાધ્ય અને સાધનના સંબંધનું સમર્થન કરવામાં આવે છે. આ સૂક્ષ્મ ભેદ બુદ્ધિમાનોએ જરૂર સમજી લેવો જોઇએ.

શ્રી. વાચસ્પતિ મિશ્ર તાત્પર્ય ટીકામાં દૃષ્ટાંત અને ઉદાહરણમાં આ પ્રમાણે ભેદ બતાવ્યો છે.

**साध्यसाधर्म्यात्तद्धर्मभावित्वेन अर्थ्यते, तथा साध्यवैधर्म्यात् अतद्धर्मभावित्वेन अर्थ्यते यः सोऽर्थः तस्मिन् तथा च नातिव्याप्तिः। उदाहरणसूत्राच्चेहशाविशेषप्रतिलम्भः॥**

અર્થ:—'સાધ્ય જેમાં હોય તે તદ્ધર્મભાવી દૃષ્ટાંત ગણવામાં આવે છે અને સાધ્ય જેમાં ન હોય તે અતદ્ધર્મભાવી દૃષ્ટાંત ગણવામાં આવે છે. ઉદાહરણના સૂત્ર કરતાં આમાં આટલો જ વિશેષ છે, માટે દૃષ્ટાંતના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.'

પ્રતિવાદીએ સાધ્ય સિદ્ધ કરવા આપેલા હેતુઓ જો દૃષ્ટાંત સાથે વિરોધ ધરાવે તો તે ખોટા ઠરે છે અને દૃષ્ટાંત સાથે સંગત થતા હોય તો સાચા ઠરે છે. આ દૃષ્ટાંતનું ફળ છે.

આ સૂત્રમાં 'દૃષ્ટાંત' એ પદ લક્ષ્ય બોધક છે અને બાકીનાં પદો લક્ષણને સૂચવે છે.

કેટલાક નૈયાયિકો જણાવે છે કે "**लौकिकपरीक्षकाणाम्**" અહીં દ્વિવચન આપવું યોગ્ય હતું, છતાં બહુવચન આપ્યું છે તે વાદ, જલ્પ અને વિતંડા આ ત્રણ જાતની કથા સૂચવવા માટે છે.

કાવ્યાદિ શાસ્ત્રોમાં પણ આવી જાતનાં દૃષ્ટાંત અપાય છે. જેમકે—

महतस्तरसा विलङ्घयन् निजदोषेण कुधीर्विनश्यति
कुरुते न खलु स्वयेच्छया शलभानिन्धनमिद्धदीधितिः

મા. ૧૬-૩૫

'જ્યાં ઉદ્ધતાઈ છે ત્યાં નાશ છે.' અગ્નિ અને પતંગનું દૃષ્ટાંત આપી આ શ્લોકમાં કવિએ સમજાવ્યું છે. (૨૫)

હવે 'સિદ્ધાંત'નું સામાન્ય લક્ષણ બાંધે છે.

## तन्त्राधिकरणाभ्युपगमसंस्थितिः सिद्धान्तः ॥२६॥

**પદાર્થ:**—(तन्त्राधिकरणाभ्युपगमसंस्थितिः) તંત્ર એટલે શાસ્ત્ર. અધિકરણ એટલે આશ્રય. અભ્યુપગમ એટલે સ્વીકાર અને સંસ્થિતિ એટલે સ્વીકૃત અર્થમાં રહેલા ધર્મોનો નિયમ. પ્રમાણ મૂલક સ્વીકારેલા પદાર્થોના ધર્મોનો જે નિયમ, તેનું નામ (सिद्धान्तः) સિદ્ધાન્ત છે.

**ભાવાર્થ:**—શાસ્ત્રોક્ત અર્થમાં જે જે ગુણો અથવા ધર્મો હોય તેનો નિર્ણય કરી બાંધેલો જે નિયમ તેનું નામ સિદ્ધાંત છે. જેમકે, ન્યાય શાસ્ત્રમાં આત્માનો સ્વીકાર કરવામાં આવ્યો છે, હવે આત્મામાં કયા કયા ધર્મો છે અને તે તે ધર્મો નિત્ય છે કે અનિત્ય વગેરે પ્રકારનો બાંધેલો જે નિયમ, તેનું નામ સિદ્ધાંત છે. ઉદાહરણ જીવાત્મા એ અનિત્યજ્ઞાનવાન્ એક નિત્ય દ્રવ્ય વિશેષ છે, એ નૈયાયિકોનો સિદ્ધાંત છે એમ કહેવાય, કારણ કે, શાસ્ત્રમાં પ્રમાણ દ્વારા માનેલા આત્માના જે જે ધર્મો છે તે બધાને નિયમ પૂર્વક સિદ્ધ કરી બતાવ્યા છે.

અતઃ—પ્રમાણ દ્વારા સ્વીકારેલા અર્થમાં રહેલા ધર્મોનો બાંધેલો નિયમ, એ સિદ્ધાંતનું સામાન્ય લક્ષણ થયું.

**प्रामाणिकतया पदार्थस्य अभ्युपगमः सिद्धांतः**

પ્રામાણિકતાથી પદાર્થનો સ્વીકાર કરવો તેનું નામ સિદ્ધાંત. આમ પણ ઘણા વિદ્વાનો માને છે.

શાસ્ત્રમાં કહેલા અર્થનો જે નિશ્ચય તેનું નામ સિદ્ધાન્ત આમ ટુંકું પણ સિદ્ધાન્તનું સામાન્ય લક્ષણ થઈ શકે છે એમ પણ જણાવવામાં આવ્યું છે. "**शास्त्रितार्थनिश्चयः सिद्धांतः**" વિશ્વનાથ વૃત્તિઃ શાસ્ત્ર અર્થને સમજાવે છે માટે તે અર્થનું અધિકરણ કહેવાય છે.

ભાષ્યકાર શ્રી વાત્સ્યાયન મુનિએ આ અર્થનો વિભાગ–પરક અર્થ કર્યો છે, પણ સામાન્ય લક્ષણ બતાવ્યા સિવાય વિભાગ કરવો એ આ શાસ્ત્રની મર્યાદા નથી એમ ઉદ્યોતકર–આદિ આચાર્યોનું માનવું છે.

**आद्यस्य लक्षणार्थत्वात् उत्तरस्य विभागार्थत्वात् इति ॥ न्यावा.**

( ૨૬ )

હવે 'સિદ્ધાંત'ના વિભાગો બતાવે છે.

## सर्वतन्त्रप्रतितन्त्राधिकरणाभ्युपगमसंस्थित्यर्थान्तरभावात् ॥ २७ ॥

**ભાવાર્થઃ**—આ સૂત્ર એક જ પદનું બનેલું છે, તેથી પદાર્થો અલગ કરવાની જરૂર નથી, ભાવાર્થમાં જ સર્વ સમજાવવામાં આવે છે.

સિદ્ધાંત ચાર પ્રકારના છે, તેમનાં નામ આ પ્રમાણે છે. (૧) સર્વતંત્રસિદ્ધાંત (૨) પ્રતિતંત્રસિદ્ધાંત (૩) અધિકરણસિદ્ધાંત અને (૪) અભ્યુપગમ સિદ્ધાંત. આ ચારેય સિદ્ધાંતોના જુદા જુદા અર્થો થાય છે, તે હવે આગળના સૂત્રોમાં બતાવવામાં આવશે. ( ૨૭ )

હવે ચાર સિદ્ધાંતોમાંનો જે પહેલો સર્વતંત્રસિદ્ધાંત બતાવ્યો છે, તેનું લક્ષણ બાંધે છે.

## सर्वतन्त्राविरुद्धस्तन्त्रेऽधिकृतोऽर्थः सर्वतन्त्रसिद्धान्तः ॥ २८ ॥

**પદાર્થ**:—( **सर्वतन्त्राविरुद्धः** ) કોઈપણ શાસ્ત્ર સાથે જેનો વિરોધ ન હોય અને ( **तन्त्रे** ) પોતાના શાસ્ત્રમાં ( **अधिकृतः** ) પ્રતિપાદિત કરેલો જે અર્થ તે ( **सर्वतन्त्रसिद्धान्तः** ) સર્વતંત્ર સિદ્ધાંત કહેવાય છે.

**ભાવાર્થ**:—જે અર્થ પોતાના શાસ્ત્રમાં લખેલો હોય અને બીજાં શાસ્ત્રમાં પણ માન્ય થતો હોય એવો જે અર્થ તે સર્વતંત્ર સિદ્ધાંત કહેવાય છે.

જેમકે—આ શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું છે કે, ઘ્રાણ આદિ ઇન્દ્રિયો છે, આ અર્થ સર્વ કોઈ શાસ્ત્રને માન્ય છે, અર્થાત્ નાક, આંખ, રસના, કાન અને ત્વક્‌ને ઇન્દ્રિયો માનવામાં કોઈપણ શાસ્ત્રનો વિરોધ નથી, તથા ગંધ, રસ, રૂપ, શબ્દ અને સ્પર્શ આ ઇન્દ્રિયોના અર્થો છે; આમાં પણ કોઈનો વિરોધ નથી. તેજ પ્રમાણે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશને 'ભૂત' માનવામાં પણ કોઈનો વિરોધ નથી, માટે આવી બાબતો 'સર્વતન્ત્ર' સિદ્ધાંત કહેવાય છે. (૨૮)

હવે 'પ્રતિતંત્ર સિદ્ધાંત' નું લક્ષણ બાંધે છે.

## समानतन्त्रसिद्धः परतन्त्रासिद्धः प्रतितन्त्र सिद्धान्तः ॥ २९ ॥

**પદાર્થ**:—( **समानतन्त्रसिद्धः** ) એક શાસ્ત્રમાં જે અર્થ સિદ્ધ થયેલો હોય પણ ( **परतन्त्रासिद्धः** ) બીજા શાસ્ત્રમાં સિદ્ધ ન થયો હોય અર્થાત્ માન્ય ન હોય એવો જે અર્થ તે ( **प्रतितन्त्रसिद्धान्तः** ) પ્રતિતંત્ર સિદ્ધાંત કહેવાય છે.

**ભાવાર્થ**:—જે અર્થ એક શાસ્ત્રમાં પ્રમાણ દ્વારા સિદ્ધ કરી માન્ય કર્યો હોય તેજ અર્થ બીજા શાસ્ત્રોને માન્ય ન હોય તો તે અર્થ પ્રતિતંત્રસિદ્ધાંત કહેવાય છે. જેમકે નૈયાયિકો માને છે કે

ઇશ્વરની ઇચ્છા અને પ્રયત્નને લીધે પ્રેરિત થયેલાં પરમાણુઓમાંથી આ પૃથ્વી, પાણી આદિ બનેલાં છે અને ઇશ્વરની ઇચ્છા તથા પ્રયત્ન જીવાત્માઓને કર્મનાં ફળ આપવા માટે હોય છે. આ બાબતમાં વૈશેષિક શાસ્ત્ર અને ન્યાય શાસ્ત્ર બંને અવિરોધી હોવાથી વૈશેષિકશાસ્ત્ર ન્યાયશાસ્ત્રનું સમાનતંત્ર ગણાય છે અને એ સમાનશાસ્ત્રમાં પણ પૃથ્વ્યાદિની ઉત્પત્તિ એક જ પ્રકારે બતાવી છે માટે પૃથ્વ્યાદિની ઉત્પત્તિ સમાનતંત્રસિદ્ધ ગણાય છે, પણ સાંખ્ય આદિ શાસ્ત્રો ન્યાયશાસ્ત્રથી કેટલાક અંશોમાં જુદાં પડતાં હોવાથી પૃથ્વ્યાદિની ઉત્પત્તિમાં પણ કંઇક અંશે જુદાં પડે છે માટે સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ અને તેનાં કારણો જે માનવામાં આવે છે, તે પ્રતિતંત્ર સિદ્ધાંત ગણાય છે. ગોતમ અને કણાદ મુનિઓ પરમાણુઓને માને છે જ્યારે સાંખ્યશાસ્ત્રકાર પ્રકૃતિને માને છે આ બહુ જ સૂક્ષ્મ ભેદ છે. નવીન વેદાન્તીઓ માયાને માને છે. આ માયાને બીજાં શાસ્ત્રો માનતાં નથી માટે એ પ્રતિતંત્ર સિદ્ધાંત ગણી શકાય.

કેટલાક વિદ્વાનો આ સૂત્રનો આવો પણ અર્થ કરે છે કે વાદી અને પ્રતિવાદી આ બેમાંથી એક અમુક અર્થને માનતો હોય જ્યારે બીજો એ જ અર્થને ન માનતો હોય તો તે અર્થ પ્રતિતંત્ર સિદ્ધાંત કહેવાય છે. જેમકેઃ—નૈયાયિકો શબ્દને અનિત્ય માને છે જ્યારે મીમાંસકો નિત્ય માને છે. માટે શબ્દનું અનિત્યત્વ માનવું અથવા નિત્યત્વ માનવું એ પ્રતિતંત્ર સિદ્ધાંત ગણાય.

वादिप्रतिवाद्येकतरमात्राभ्युपगतस्तदेकतरस्य प्रतितन्त्रसिद्धांतः

ઇતિ વિશ્વનાથ વૃત્તિ. (૨૯)

હવે અધિકરણ 'સિદ્ધાંત' નું લક્ષણ બાંધે છે.

**यत्सिद्धावन्यप्रकरणसिद्धिः सोऽधिकरणसिद्धान्तः**

**॥ ३० ॥**

**પદાર્થ:—( यत्सिद्धौ )** જે અર્થની સિદ્ધિ થયા પછી **( अन्यप्रकरणसिद्धिः )** અન્ય પ્રસ્તુત અર્થની સિદ્ધિ થાય **( सः )** તે **( अधिकरणसिद्धान्तः )** અધિકરણ સિદ્ધાંત કહેવાય છે.

**ભાવાર્થ:**—જે અર્થની સિદ્ધિ થયા પછી, તેની સાથે સંબંધ ધરાવતા બીજા પ્રસ્તુત અર્થની સિદ્ધિ થાય તે અધિકરણ સિદ્ધાંત કહેવાય છે. જેમકે:—દ્વયણુક ( બે પરમાણુઓથી બનેલું કાર્ય ) ને પક્ષ તરીકે માની તેમાં જે જન્યત્વ સાધ્ય તરીકે સિદ્ધ કરવામાં આવે છે, તે ( જન્યત્વ ) ઉપાદાન કારણનું પ્રત્યક્ષજ્ઞાન, કાર્ય કરવાની ઇચ્છા અને પ્રયત્ન આ ત્રણને લીધે થયેલું છે, એમ માનવામાં આવે છે. આ ત્રણ બાબત સિદ્ધ થતાંજ દ્વયણુકનો જે કર્તા છે તેમાં સર્વજ્ઞત્વ અને વિભુત્વ જરૂર માનવાં જોઇએ, કારણ કે ઈશ્વરમાં સર્વજ્ઞત્વ અને વિભુત્વ ન હોય તો પરમાણુઓનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકે નહિ, અને જો ઉપાદાન કારણનું પ્રત્યક્ષજ્ઞાન ન હોય તો તેમાંથી કાર્ય પણ બની શકે નહિ. સૂતરનું જેને પ્રત્યક્ષજ્ઞાન ન હોય તે વસ્ત્ર કેવી રીતે બનાવી શકે? કર્મ સ્વયં જડ હોવાથી ફળ આપી શકતું નથી, તો ફળનો આપનાર માનવો જોઇએ અને જે સર્વ કર્મોનાં ફળનો દાતા છે તેમાં પણ સર્વજ્ઞત્વની સિદ્ધિ માનવી જોઇએ.

આમ એક પક્ષની સિદ્ધિ થવાથી તેના અનુષંગી પ્રસ્તુત અન્ય અર્થની સિદ્ધિ થઈ એમ માનવુંજ જોઇએ. અર્થાત્ દ્વયણુક એ અપરોક્ષજ્ઞાન, ચિકીર્ષા અને કૃતિથી જન્મે છે, માટે તેનો કર્તા ઇશ્વર જરૂર સર્વજ્ઞ અને વિભુ અર્થાત્ વ્યાપક છે.

હેતુના બળથી પણ અન્ય અર્થની સિદ્ધિ થાય છે. જેમકે:— આત્મા શરીર આદિથી ભિન્ન છે દર્શન અને સ્પર્શનથી એકજ અર્થનું ગ્રહણ થવાથી, 'જે હું અમુક અર્થને આંખથી જોતો હતો તેજ હું તે અર્થનો ત્વક્ ઇંદ્રિયથી સ્પર્શ કરૂં છું,' અહીં આંખ અને ત્વક્ એ બે ઇંદ્રિયનો ઉપયોગ બતાવ્યો છે અને તેનાથી દ્રષ્ટા અને સ્પ્રષ્ટા એકજ છે તથા શરીર આદિથી જુદો છે એમ સિદ્ધ કરવામાં આવે છે; અને તે સિદ્ધ થતાંજ એ પણ સિદ્ધ થાય છે કે

ઇંદ્રિયો અનેક છે અને હરેક ઇંદ્રિય ખાસ અમુકજ અર્થને ગ્રહણ કરે છે. આમ આત્માની સિદ્ધિ થવાથી ઇંદ્રિયોનું નાનાત્વ અને પ્રતિનિયતવિષયગ્રાહકત્વ ( ખાસ એકજ અર્થને ગ્રહણ કરવું તે ) પણ સિદ્ધિ થઈજ જાય છે. ( ૩૦ )

હવે 'અભ્યુપગમ સિદ્ધાંત'નું લક્ષણ બાંધે છે.

**अपरीक्षिताभ्युपगमात् तद्विशेषपरीक्षणमभ्युपगमसिद्धान्तः ॥३१॥**

**પદાર્થ**:—(**अपरीक्षिताभ्युपगमात्**) કોઈ પણ વસ્તુનો સૂત્રમાં નિર્દેશ ન કર્યો હોય છતાં તે વસ્તુના (**विशेषपरीक्षणम्**) વિશેષ ધર્મોની પરીક્ષા કરવી તે (**अभ्युपगमसिद्धान्तः**) અભ્યુપગમ સિદ્ધાંત છે.

**ભાવાર્થ**:—કોઈ પણ પદાર્થનો અમુક સામાન્ય ધર્મ સૂત્રમાં અથવા પોતાના લેખમાં બતાવ્યા વગર તેના વિશેષ ધર્મોની પરીક્ષા કરવી એને અભ્યુપગમ સિદ્ધાંત કહે છે. દાખલા તરીકે મનનો ઇંદ્રિય તરીકે ન્યાયદર્શનમાં કોઈ ઠેકાણે નિર્દેશ કર્યો નથી, છતાં મન ઇંદ્રિય છે એમ મહર્ષિ ગોતમ માને છે, તેથી તેની વિશેષ પરીક્ષા કરે છે. મનમાં ઇન્દ્રિયત્વ બતાવ્યા વગર તેની વિશેષ પરીક્ષા કરવી એ અભ્યુપગમ સિદ્ધાંતને લીધે છે. **परमतमप्रतिषिद्धमनुमतं भवति** (અન્યના મતનું ખંડન ન કર્યું હોય તો તે માન્ય છે એવી શાસ્ત્રની યુક્તિ છે.) વૈશેષિક શાસ્ત્રમાં મનને ઇન્દ્રિય તરીકે ગણાવ્યું છે અને 'મનમાં ઇન્દ્રિયત્વ નથી' એવું ખંડન મહર્ષિએ પોતાના શાસ્ત્રમાં ક્યાંય પણ કર્યું નથી, તેથી સ્પષ્ટ અનુમાન થાય છે કે, ન્યાયદર્શનકારને મનમાં ઇન્દ્રિયત્વ માન્ય છે.

કોઈ કહે છે કે અમુક અર્થ અમુક રૂપે પોતાને માન્ય ન હોય છતાં તેના વિશેષ ધર્મની પરીક્ષા કરવા ખાતર થોડી વાર

પ્રતિવાદીએ સ્વીકારેલા અર્થને માની લેવો એનું નામ અભ્યુપગમ સિદ્ધાંત છે. જેમકેઃ—નયાયિકો શબ્દને દ્રવ્ય તરીકે માનતા નથી છતાં પણ **अस्तु द्रव्यं शब्दः, स तु नित्योऽथानित्य इति परीक्ष्यते** થોડી વાર દ્રવ્ય તરીકે માની તેમાં (શબ્દમાં) નિત્યતા છે કે અનિત્યતા? આવી રીતે શબ્દને દ્રવ્ય તરીકે અમુક વખત સુધી માનવો એ અભ્યુપગમ સિદ્ધાંત છે. આમ સ્વીકાર કરવાનો હેતુ એ છે કે, પોતાની બુદ્ધિનો અતિશય બતાવવો અને પ્રતિવાદીની બુદ્ધિની અવગણના કરવી.

અભ્યુપગમ સિદ્ધાંતનો આવો અર્થ કરવો એને ઘણા આચાર્યો ઠીક માનતા નથી, (જુઓ ન્યાય વાર્તિક તથા તાત્પર્ય ટીકા.) કારણ કે, શાસ્ત્ર મંદબુદ્ધિવાળા માણસને સાચો અર્થ સમજાવવા માટે ઉત્પન્ન થયું છે, ન કે તેનો તિરસ્કાર કરવાને. સ્વબુદ્ધિનો અતિશય બતાવવો એમાં પણ છુપો ગર્વ રહેલો જણાય છે. મહર્ષિ ગૌતમાચાર્ય ગર્વને ઉત્તજન મળે એવું લખે એ અસંભવિત છે, માટે પહેલો અર્થ માનવો એજ વધારે યોગ્ય જણાય છે.

વિવાદને ખાતર અમુક વસ્તુને માનવી એ અભ્યુપગમ સિદ્ધાંત છે, એવું માનવું એ પણ અભ્યુપગમ સિધ્ધાંતનો અર્થ નથી. ( ૩૧ )

હવે 'અવયવો'નાં લક્ષણ અને વિભાગ બતાવે છે.

## प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनान्यवयवाः ॥ ३२ ॥

**પદાર્થઃ**—(**प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनानि**) પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ (**अवयवाः**) અવયવો છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં લક્ષણ અને વિભાગ બંને સાથે બતાવ્યાં છે. 'બીજાને સમજાવવાને ઇચ્છેલો અર્થ જેટલાં વાક્યોથી

સંપૂર્ણ રીતે સમજાવી શકાય, તે વાક્યોમાંનું દરેક વાક્ય અવયવ કહેવાય છે.' (साधनीयार्थप्रतिपत्तिपर्यन्तवचनकलापैकदेशत्वम् अवयवत्वम् ન્યા. મં.)

કોઈ પણ અર્થ બીજાને સમજાવવો હોય તો પ્રતિજ્ઞા આદિ પાંચ વાક્યોથી બરાબર પ્રમાણ પુરસ્સર સમજાવી શકાય છે. ધારો કે 'જગત્નો કર્તા ઈશ્વર છે' આ અર્થ કોઈ જિજ્ઞાસુને સમજાવવો છે, તો આ પ્રમાણે વાક્યોનો પ્રયોગ કરવો. (૧) જગત્ સકર્તૃક છે, (૨) જગત્ કાર્યરૂપ હોવાથી, (૩) જે જે કાર્ય છે તે તે સકર્તૃક હોય છે, જેમકે ઘર આદિ; (૪) જગત્ પણ કાર્યસ્વરૂપ છે (૫) માટે જગત્ સકર્તૃક છે. આ પાંચ વાક્યો અવયવ-વાક્યો કહેવાય છે. તેનાં અનુક્રમે નામ. (૧) પ્રતિજ્ઞા (૨) હેતુ (૩) ઉદાહરણ (૪) ઉપનય અને (૫) નિગમન. આ પાંચ વાક્યોથી જિજ્ઞાસુ માણસ અર્થને સમજી શકતો હોવાથી આ પાંચે વાક્યોને ન્યાય કહેવામાં આવે છે.

પાંચથી ઓછી વધતી સંખ્યા નથી એ સમજાવવા માટે સૂત્રમાં અવયવોનો વિભાગ બતાવ્યો છે.

કેટલાક વિદ્વાનો દસ અવયવો, કેટલાક ત્રણ અને કેટલાક બે પણ માને છે.

દસ અવયવોનાં નામ અને અર્થ આ પ્રમાણે છે.

(૧) જિજ્ઞાસા=જાણવાની ઈચ્છા.
(૨) સંશય=જાણવાની ઈચ્છાને ઉત્પન્ન કરનાર.
(૩) શક્યપ્રાપ્તિ=જ્ઞાનને ઉત્પન્ન કરવાનું પ્રમાણમાં રહેલું સામર્થ્ય.
(૪) પ્રયોજન=લેવાની, તજવાની અથવા ઉપેક્ષા કરવાની ઈચ્છા.
(૫) સંશયવ્યુદાસ=તર્ક.

આ સિવાય ઉપર બતાવેલા પ્રતિજ્ઞા આદિ પાંચ મળી દસ અવયવો થાય છે. આ દસમાંથી જિજ્ઞાસા આદિ પાંચ સાધનીય અર્થ સમજાવવાને ઉપયોગી નથી, માટે પ્રતિજ્ઞા આદિ પાંચ જ અવયવો

માનવા યોગ્ય છે. આના સંબંધમાં જેને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેણે વાત્સ્યાયન ભાષ્ય આદિ ગ્રંથો જોવા.

કેટલાક પ્રતિજ્ઞા, હેતુ અને ઉદાહરણ આ ત્રણજ અવયવો બીજાને સમજાવવા પૂરતા માને છે.

કેટલાક પ્રતિજ્ઞા અને હેતુ આ બે જ અવયવો પૂરતા માને છે.

પાંચ અવયવોથી સર્વ કોઇ જિજ્ઞાસુને સંપૂર્ણ સંતોષ થાય છે માટે મહર્ષિએ પાંચ જ અવયવો માન્યા છે. આગળ આના સંબંધે વિશેષ વિવેચન થશે. (૩૨)

હવે 'પ્રતિજ્ઞા'નું લક્ષણ બાંધે છે.

## साध्यनिर्देशः प्रतिज्ञा ॥३३॥

**પદાર્થ:**—(**साध्यनिर्देशः**) સાધ્યનો જે નિર્દેશ=કથન છે તે (**प्रतिज्ञा**) પ્રતિજ્ઞા કહેવાય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં પ્રતિજ્ઞા એ લક્ષ્ય પદ છે અને બીજું પદ લક્ષણ-બોધક છે. જે અર્થ સિદ્ધ કરવાનો હોય તેનું કથન કરવું તેનું નામ પ્રતિજ્ઞા છે, કેવળ ધર્મમાં અથવા કેવળ ધર્મીમાં સાધ્યત્વ સંભવી શકતું નથી. જેમકે: 'પર્વત' આ કેવળ ધર્મીનો નિર્દેશ કર્યો છે, એ કંઇ પ્રતિજ્ઞા કહેવાય નહિ. તેમજ તેમાં (ધર્મીરૂપ પર્વતમાં) રહેલા કેવળ "અગ્નિ" આવો સાધ્યનો નિર્દેશ કરવાથી પણ પ્રતિજ્ઞા થઈ શકતી નથી. તેજ પ્રમાણે ધર્મ અને ધર્મી બંને સ્વતંત્ર રાખી નિર્દેશ કરવામાં આવે તોપણ પ્રતિજ્ઞા બની શકતી નથી. જેમકે 'અગ્નિ અને પર્વત.' આ કંઈ પ્રતિજ્ઞા કહી શકાય નહિ, માટે મુનિશ્રી વાત્સ્યાયન જણાવે છે કે '**प्रज्ञापनीयेन धर्मेण धर्मिणो विशिष्टस्य परिग्रहवचनं प्रतिज्ञा**' સામા માણસને જે ધર્મ જેમાં જણાવવો હોય તે ધર્મ-વિશિષ્ટ ધર્મીનો નિર્દેશ કરવો તેનું નામ પ્રતિજ્ઞા છે. જેમકે:— 'અગ્નિમાન્ પર્વતઃ'

અહીં અગ્નિરૂપ ધર્મથી વિશિષ્ટ પર્વતરૂપ ધર્મીનો નિર્દેશ કર્યો છે, માટે એ વાક્ય પ્રતિજ્ઞા–વાક્ય બની શકે છે. આ ઠેકાણે 'પ્રતિજ્ઞા' શબ્દ આ શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે, તેથી સાધારણ વ્યવહારમાં વપરાતો 'પ્રતિજ્ઞા' શબ્દ આનાથી જુદો પડે છે.

પ્રતિજ્ઞા એટલા માટે કરવામાં આવે છે કે આગળ આપવામાં આવતા હેતુનો આધાર અથવા વિષય એ બની શકે. જો પ્રતિજ્ઞા–વાક્ય ઉચ્ચારવામાં ન આવે તો હેતુ–વાક્ય નિરાધાર અથવા નિર્વિષય થઇ જાય. જો 'अग्निमान् पर्वतः' આ પ્રતિજ્ઞા વાક્ય ન બોલવામાં આવે તો 'धूमात्' એ એકલું વાક્ય બોલવાથી કશો અર્થ સરતો નથી, માટે ન્યાયથી વસ્તુ સિધ્ધિ કરવામાં પ્રતિજ્ઞા મહત્વનું સ્થાન ભોગવે છે.

પ્રશસ્તપાદ–આચાર્ય 'પ્રતિજ્ઞા'ની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે.

**तत्रानुमेयोद्देशोऽविरोधी प्रतिज्ञा।**

**प्रतिपिपादयिषितधर्मविशिष्टस्य धर्मिणोऽपदेशविषयमापादयितुमुद्देशमात्रं प्रतिज्ञा। यथा द्रव्यं वायुः—अविरोधिग्रहणात् प्रत्यक्षानुमानाभ्युपगतस्वशास्त्रस्ववचनविरोधिनो निरस्ताः।**

**यथा.** **अनुष्णोऽग्निरिति प्रत्यक्षविरोधी.**
" **घनम् अम्बरम् इति अनुमानविरोधी.**
" **ब्राह्मणेन सुरा पेया इति आगमविरोधी.**
" **वैशेषिकस्य सत्कार्यमिति ब्रुवतः स्वशास्त्रविरोधी.**
" **न शब्दोऽर्थप्रत्यायकः इति स्ववचनविरोधी.**

અર્થ:—જે અર્થનું પ્રતિપાદન કરવું હોય તે અર્થથી યુક્ત ધર્મીને હેતુના વિષયને અનુકૂળ બનાવવા માટે કથન કરવું તેનું નામ પ્રતિજ્ઞા. જેમકે: 'વાયુ દ્રવ્ય છે.' અહીં દ્રવ્યત્વ ધર્મથી યુક્ત વાયુરૂપ ધર્મીનો અર્થાત્ પક્ષનો નિર્દેશ કર્યો છે, માટે તે પ્રતિજ્ઞા થઈ.

પ્રતિજ્ઞા પ્રત્યક્ષ, અનુમાન પ્રમાણ, સ્વીકૃતશાસ્ત્ર અને પોતાના વચનથી વિરુધ્ધ ન હોવી જોઇએ.

જેમકેઃ—"અગ્નિ ઉષ્ણ નથી." આમાં પ્રત્યક્ષ પ્રમાણનો વિરોધ છે, કારણ કે અગ્નિને હાથ લગાડવાથી તરત જ માલુમ પડે છે કે અગ્નિ ઉષ્ણ છે.

"ખીચોખીચ અવયવવાળું આકાશ છે" અહીં અનુમાનનો વિરોધ છે, કારણ કે, અનુમાન પ્રમાણથી સિદ્ધ થાય છે કે આકાશ કોઇ અવયવવાળો પદાર્થ નથી.

"બ્રાહ્મણે દારૂ પીવો" અહીં આગમ પ્રમાણનો વિરોધ છે, કારણ કે બ્રાહ્મણને દારૂ પીવાની શાસ્ત્રમાં મનાઈ કરવામાં આવી છે.

'સત્ પદાર્થની ઉત્પત્તિ થાય છે' આવી પ્રતિજ્ઞા જો વૈશેષિક શાસ્ત્રને માનનાર કોઈ કરે તો તેણે સ્વીકૃત કરેલા શાસ્ત્રનો વિરોધ આવ્યો જણાય, કારણ કે વૈશેષિક શાસ્ત્રમાં સત્ પદાર્થની ઉત્પત્તિ જણાવી નથી.

'શબ્દ અર્થને જણાવી શકતો નથી, આમ કહેવું એ સ્વવચનનો વિરોધ કહેવાય, કારણ કે, જો શબ્દ અર્થજ ન જણાવી શકતો હોય તો વક્તાએ ઉપલું વાક્ય શા માટે કહ્યું? શબ્દ અર્થને જણાવી શકતો નથી એમ માનનારાએ તો કશું બોલવું જ ન જોઇએ; છતાં બોલે છે, માટે એ પોતાના કથનનો જ વિરોધ કરે છે. જો કોઇ કહે કે મારો બાપ બ્રહ્મચારી છે અને મારી મા વંધ્યા છે તો તે વદતોવ્યઘાત કરે છે એમ જ મનાય.

પ્રતિજ્ઞામાં આવા વિરોધ ન હોવા જોઇએ એ ધ્યાનમાં રાખવું જોઇએ.

સૂત્રકારે અને ભાષ્યકારે પ્રતિજ્ઞામાં આવા દોષો ગણાવ્યા નથી તેથી સમજાય છે કે એ દોષો હેતુના છે અને તેને લીધે હેતુઓ હેત્વાભાસ થઇ જાય છે. જેને આના સંબંધમાં વિશેષજ્ઞાન મેળવવું હોય તેમણે ન્યાયમંજરી આદિ ગ્રંથો જોવા. (૩૩)

હવે હેતુ નામના બીજા અવયવનું લક્ષણ બાંધે છે.

**उदाहरणसाधर्म्यात् साध्यसाधनं हेतुः ॥ ३४ ॥**

**પદાર્થ:**—(**उदाहरणसाधर्म्यात्**) ઉદાહરણ સાથે સાધર્મ્ય હોવાથી (**साध्यसाधनम्**) સાધ્યનું જે સાધન હોય છે તે (**हेतुः**) હેતુ હોય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં "**साध्यसाधनम्**" એ હેતુનું સામાન્ય લક્ષણ છે અને '**हेतुः**' એ લક્ષ્ય છે. સાધ્યની સિદ્ધિ કરનાર જે અર્થ હોય છે, તેનું બોધક જે વાક્ય, તેનું નામ હેતુ-વાકય કહેવાય છે. આગ્ન રૂપ સાધ્યની સિદ્ધ ધૂમ રૂપ અર્થ જણાવી શકે છે, માટે ધૂમ રૂપ અર્થનું બોધક જે વાક્ય તે હેતુ રૂપ અવયવ-વાકય ગણી શકાય.

'**उदाहरणसाधर्म्यात्**' આ પદ હેતુની અંદર સાધ્યનો અનોપાધિક સંબંધ જણાવવા માટે છે.

**उदाह्रियते साध्यसाधनयोः प्रयोज्यप्रयोजकभाव इत्युदाहरणं दृष्टान्तः।** ન્યા. મં.

જે ઠેકાણે સાધ્ય અને સાધનનો પ્રયોજ્ય-પ્રયોજક ભાવ અર્થાત્ વ્યાપ્તિ બતાવવામાં આવે તે ઉદાહરણ એટલે દૃષ્ટાંત.

'જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં અગ્નિ હોય છે.' આ પ્રમાણે વ્યાપ્તિનો નિર્દેશ ઉદાહરણમાં નિશ્ચિત રૂપે સાધ્ય અને સૂક્ષ્મ રૂપે પરીક્ષા કરી શકાય છે. ભાષ્યકાર પણ લખે છે કે '**साध्ये प्रतिसंधाय धर्ममुदाहरणे च प्रतिसंधाय, तस्य साधनतावचनं हेतुः**' પક્ષમાં કોઈ એક અર્થનો સાધ્ય સાથેનો સંબંધ જોઈ તથા ઉદાહરણમાં (સપક્ષમાં) પણ એજ જાતના અર્થનો એજ જાતના સાધ્ય સાથે સંબંધ જોઈ એ અર્થમાં સાધનત્વ કહી શકાય છે. આ ઉપરથી સાધ્ય સાથે વ્યાપ્તિ રૂપ સંબંધથી જોડાયેલ જે અર્થ હોય તે અર્થનો બોધક જે અવયવ, તેનું નામ હેતુ-અવયવ છે. **वायुः द्रव्यम्, गुणवत्वात्** અહીં વાયુમાં દ્રવ્યત્વરૂપ સાધ્યનું સાધન ગુણવત્વ અર્થાત્ ગુણ બતાવ્યો છે અને ઉદાહરણ રૂપ ઘટ-આદિમાં દ્રવ્યત્વ અને ગુણનો અવ્યભિચારી સંબંધ જોઈ દ્રવ્યત્વની

વ્યાપ્તિ ગુણમાં ગ્રહણ કરવામાં આવે છે, માટે ગુણવત્વ દ્રવ્યત્વનું સાધન અથવા હેતુ બની શકે છે. આ સૂત્રનો સાર એ નીકળે છે કે જે સાધન પક્ષમાં હોય તેમ સપક્ષમાં પણ હોય તે અન્વયી હેતુ કહેવાય છે, એટલે આ સૂત્રમાં અન્વયી હેતુનું લક્ષણ સૂચિત થાય છે. આ સૂત્રમાં 'સાધર્મ્ય' પદનો અર્થ અન્વય કરવો અને 'ઉદાહરણ' પદથી સપક્ષ સમજવો, તેથી જે હેતુમાં પક્ષસત્વ અને સપક્ષસત્વ હોય તે અન્વયી હેતુ છે એમ પણ સમજવું.

'ज्ञातान्वयव्याप्तिकहेतुबोधको हेत्ववयवः। વિ. વૃ.
જે હેતુમાં અન્વય વ્યાપ્તિ જ જણાઈ હોય તે અન્વયી હેતુ સમજવો.

પ્રતિજ્ઞા–આદિ પાંચ વાક્યોના પ્રયોગમાં હેતુ વાચક અવયવ પાંચમી અથવા તૃતીયા વિભક્તિમાં વપરાય છે. જેમકે क्षित्यङ्कुरादिकं सकर्तृकं कार्यत्वात् कार्यत्वेन वा. ઇત્યાદિ. (૩૪)

સાધ્ય વૈધર્મ્યથી પણ હેતુનું સ્વરૂપ બને છે તે આ સૂત્રમાં બતાવે છે.

## तथा वैधर्म्यात् ॥३५॥

**પદાર્થઃ—(तथा)** તેજ પ્રમાણે સાધ્યનો સાધક હેતુ **(वैधर्म्यात्)** વૈધર્મ્યથી=વ્યતિરેકથી પણ થઈ શકે છે.

**ભાવાર્થઃ—**જ્યાં સાધ્ય હોય ત્યાં હેતુના સાહચર્યથી અર્થાત્ અન્વય વ્યાપ્તિથી જેમ હેતુનું સ્વરૂપ બંધાય છે તેમ જ્યાં સાધ્ય ન હોય ત્યાં હેતુના ન હોવા રૂપ વ્યતિરેકથી પણ હેતુનું સ્વરૂપ બંધાય છે જેમકે 'જે વહ્નિમાન્ ન હોય તે ધૂમવાન્ પણ ન હોય યથા જળહ્રદ' અહીં જળહ્રદ (સરોવર) રૂપ સાધ્યના અભાવ દર્શક રૂપ વિરુદ્ધ ઉદાહરણમાં સાધ્ય રૂપ વહ્નિનો અભાવ છે અને તેની સાથે જ અવ્યભિચરિત ધમ રૂપ હેતુનો પણ અભાવ છે. આમ સાધ્યાભાવ અને હેત્વભાવના અનુસંધાનથી હેતુમાં જે વ્યાપ્તિ જણાય છે તે વ્યતિરેક વ્યાપ્તિ કહેવાય છે.

**शब्दः अनित्यः उत्पत्तिधर्मकत्वात्** આમાં કોઈને અન્વયવ્યાપ્તિ ધ્યાનમાં ન આવે અને વ્યતિરેક વ્યાપ્તિ ધ્યાનમાં આવે તો પણ હેતુ સાધ્યને સિદ્ધ કરી શકે છે. જેમકે **यत्र अनित्यत्वं नास्ति तत्र उत्पत्तिधर्मकत्वमपि नास्ति यथा आत्मा।** જ્યાં અનિત્યત્વનો અભાવ હોય ત્યાં ઉત્પત્તિ ધર્મકત્વનો પણ અભાવ હોય જ. જેમકે આત્મા. અહીં આત્મા રૂપ વ્યતિરેકી ઉદાહરણમાં અનિત્યત્વનો અભાવ છે અને તેથી ઉત્પત્તિધર્મકત્વનો પણ અભાવ છે, આમ બે અભાવના અનુસંધાનથી ઉત્પત્તિધર્મકત્વ રૂપ હેતુમાં જે વ્યાપ્તિનું ગ્રહણ થયું તે વ્યતિરેકવ્યાપ્તિ કહેવાય છે.

જે હેતુમાં અન્વયવ્યાપ્તિ અને વ્યતિરેકવ્યાપ્તિ બંને હોય તે હેતુ અન્વયવ્યતિરેકી હેતુ કહેવાય છે.

"**अप्रतीतान्वयव्याप्तिकहेतुबोधको हेत्ववयवो व्यतिरेकी हेतुः**" જેમાં અન્વયવ્યાપ્તિ જણાઈ ન હોય એવો હેતુ બોધક જે અવયવ તે વ્યતિરેકી હેતુ કહેવાય છે. વિ. વૃ.

આ પ્રમાણે **पर्वतो वह्निमान् धूमात्, शब्दः अनित्यः उत्पत्तिधर्मकत्वात्, क्षित्यङ्कुरादि सकर्तृकं कार्यत्वात्** વગેરે હેતુઓ અન્વયવ્યતિરેકી હેતુઓ કહેવાય છે.

૩૪મા સૂત્રમાં અન્વયવ્યાપ્તિ દ્વારા અને આ ૩૫મા સૂત્રમાં વ્યતિરેકવ્યાપ્તિ દ્વારા હેતુનું સ્વરૂપ બતાવ્યું છે.

કેટલાક નૈયાયિકો આ સૂત્રને કેવળ વ્યતિકરેવ્યાપ્તિ દ્વારા કેવળ વ્યતિરેકી હેતુ સૂચવનારૂં છે, એમ માને છે. આના સંબંધમાં જેને વિશેષ જિજ્ઞાસા હોય તેમને ન્યાયવાર્તિક આદિ ગ્રંથો જોવા. (૩૫)

હવે 'ઉદાહરણ' અવયવનું સામાન્ય લક્ષણ બાંધી અન્વયી ઉદાહરણ સમજાવે છે.

**साध्यसाधर्म्यात् तद्धर्मभावी दृष्टान्त उदाहरणम् ॥३६॥**

**પદાર્થ:—(साध्यसाधर्म्यात्)** સાધ્ય=પક્ષની સાથે સાધર્મ્યથી **(तद्धर्मभावी)** પક્ષના ધર્મને બતાવતું **(दृष्टान्तः)** જે દૃષ્ટાંત તે **(उदाहरणम्)** ઉદાહરણ છે.

**ભાવાર્થ:—**આ સૂત્રમાં દૃષ્ટાંત એટલું સામાન્ય લક્ષણ છે. અને 'ઉદાહરણ' એ લક્ષ્ય છે. દૃષ્ટાંત એ અર્થાત્મક છે અને ઉદાહરણ એ વાક્યાત્મક ત્રીજો અવયવ છે, માટે 'દૃષ્ટાંત'રૂપ અર્થથી તેનું વાચક વાક્ય ઉપલક્ષિત છે એમ સમજવું.

બે જાતનાં ઉદાહરણ હોય છે એક અન્વયી અને બીજું વ્યતિરેકી. આ સૂત્રમાં એ બેમાંથી અન્વયી ઉદાહરણ સમજાવ્યું છે.

સાધ્ય સાધર્મ્ય એટલે પક્ષમાં જે હેતુરૂપ ધર્મ હોય તેજ ધર્મ દૃષ્ટાંતમાં જોવાથી તેનો વ્યાપક ધર્મ પણ પ્રત્યક્ષ થાયછે. જેમકે શબ્દ અનિત્યત્વ ધર્મ રૂપે સાધ્ય છે અને તેમાં (શબ્દમાં) ઉત્પત્તિમત્વ રૂપ હેતુ ધર્મ સ્પષ્ટ પ્રતીત થાય છે અને ઉત્પત્તિમત્વ રૂપ ધર્મ ઘટમાં પણ પ્રત્યક્ષ થાય છે તેથી (ઉત્પત્તિમત્વ રૂપ ધર્મથી) ઘટમાં સાધ્યનો અર્થાત્ પક્ષનો ધર્મ જે અનિત્યત્વ (કે જે સિદ્ધ કરવા ઈચ્છયો છે)છે, તે ઘટમાં પ્રત્યક્ષ થાય છે અર્થાત્ ઉત્પત્તિને લીધે ઘટ અનિત્ય છે, એ નિર્વિવાદ સિદ્ધ છે. આમ ઘટમાં ઉત્પત્તિને લીધે જેમ અનિત્યત્વ પ્રત્યક્ષ છે તેમ પક્ષમાં એટલે શબ્દમાં પણ ઉત્પત્તિ રૂપ હેતુને લીધે અનિત્યત્વ ધર્મનું અનુમાન પણ કોઈપણ જાતના વિવાદ વગર થઈ શકે છે.

દૃષ્ટાંત રૂપ ઘટમાં અનિત્યત્વ અને ઉત્પત્તિમત્વ પ્રયોજ્ય-પ્રયોજક-ભાવથી રહે છે. પ્રયોજક એટલે વ્યાપ્ય ઉત્પત્તિમત્વરૂપ ધર્મ, અને પ્રયોજ્ય એટલે વ્યાપક રૂપ ધર્મ અનિત્યત્વ.

**'यो य उत्पत्तिमान् स सोऽनित्यः, यथा घटः'**

'જે જે ઉત્પત્તિમાન્ હોય છે તે તે અનિત્ય હોય છે જેમકે ઘટ.' આનું નામ ઉદાહરણ રૂપ અવયવ કહેવાય છે.

બે ધર્મનો વ્યાપ્તિરૂપ સંબંધ બતાવવા માટે ઉદાહરણ આપવામાં આવે છે.

**साध्यसाधर्म्य** કહેવાથી જે દૃષ્ટાંતમાં હેતુ ન હોય તે ઉદાહરણ કહેવાય નહિ. જેમકે **नित्यः शब्दः, अमूर्तत्वात् यथा परमाणुः** અહીં પરમાણુરૂપ દૃષ્ટાંતમાં '**अमूर्तत्व**' હેતુ નથી. માટે 'પરમાણુ' ઉદાહરણ નથી. **तद्धर्मभावी** કહેવાથી જે દૃષ્ટાંતમાં સાધ્યરૂપ ધર્મ ન હોય, તે ઉદાહરણ કહેવાય નહિ. જેમકે **नित्यः शब्दः अमर्तत्वात् कर्मवत्**' અહીં કર્મરૂપ દૃષ્ટાંતમાં નિત્યત્વરૂપ સાધ્યધર્મ નથી માટે 'કર્મ' ઉદાહરણ થઈ શકે નહિ.

જે દૃષ્ટાંતમાં સાધ્ય અને હેતુ બન્ને ન હોય તે પણ ઉદાહરણ કહેવાય નહિ. જેમકે **नित्यः शब्दः अमूर्तत्वात्, घटवत्** અહીં ઘટરૂપ દૃષ્ટાંતમાં સાધ્ય ધર્મ નિત્યત્વ અને હેતુરૂપ ધર્મ અમૂર્તત્વ બન્ને નથી, માટે ઉદાહરણ કહેવાય નહિ.

જે દૃષ્ટાંતમાં વિપરીત અન્વય બતાવવામાં આવે તે પણ ઉદાહરણ કહેવાય નહિ. જેમકે **पर्वतो वह्निमान्** આ પ્રતિજ્ઞાના સંબંધમાં જો આવી રીતે દૃષ્ટાંત બતાવવામાં આવે કે,

**यो यो वह्निमान् स स धूमवान् यथा महानसः** અહીં વહ્નિને પ્રયોજક ગણીને અને ધૂમને પ્રયોજ્ય ગણીને મહાનસમાં (રસોડામાં) અન્વય=સંબંધ બતાવવામાં આવ્યો છે, તેથી મહાનસ ઉદાહરણ થઈ શકતું નથી, પણ જો ધૂમને પ્રયોજક ગણી અને વહ્નિને પ્રયોજ્ય ગણી અન્વય બતાવવામાં આવે તો 'મહાનસ' ઉદાહરણ બની શકે છે. જેમકે **यो यो धूमवान् स स वह्निमान् यथा महानसः।**

ઉદાહરણ શબ્દનું નિર્વચન આ પ્રમાણે થાય છે.

**उदाह्रियते धर्मयोः साध्यसाधनभावो यत्र तद् उदाहरणम्** જ્યાં બે ધર્મનો વ્યાપ્ય વ્યાપકભાવ અર્થાત્ વ્યાપ્તિ બતાવવામાં આવે તેજ ઉદાહરણ.

શ્રી પ્રશસ્તપદાચાર્ય સાધર્મ્ય ઉદાહરણનું લક્ષણ આ પ્રમાણે બાંધે છે.

**द्विविधं निदर्शनं साधर्म्येण वैधर्म्येण च तत्रानुमेयसामान्येन लिङ्गसामान्यस्य अनुविधानदर्शनं साधर्म्यनिदर्शनम्। तद्यथा यत्क्रियावत्, तद् द्रव्यं दृष्टं, यथा शर इति।**

અર્થ:—બે પ્રકારનાં નિદર્શન (ઉદાહરણ) હોય છે એક સાધર્મ્યથી અને બીજું વૈધર્મ્યથી. સાધ્યનો અને સાધનનો અનુગમ જે વચનથી બતાવી શકાય તે વચન સાધર્મ્ય નિદર્શન. (૩૭)

હવે વિપરીત (વ્યતિરેકી) ઉદાહરણનું લક્ષણ બતાવે છે.

## तद्विपर्ययाद्वा विपरीतम् ॥ ३७ ॥

**પદાર્થ:**—(**वा**) અથવા (**तद्विपर्ययाद्**) સાધ્યના અભાવને લીધે વિપક્ષ (**विपरीतम्**) વ્યતિરેકી ઉદાહરણ થાય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં જે 'વા' શબ્દ પડ્યો છે તે એવું સૂચવે છે કે 'અન્વયી અથવા વ્યતિરેકી ઉદાહરણનો પણ પ્રયોગ કરી શકાય છે.' **तत्** એ સર્વનામ સાધ્યને બદલે મૂકવામાં આવ્યું છે. જ્યાં સાધ્યના અભાવને લીધે સાધનનો અભાવ હોય તે પદાર્થ વિપરીત અર્થાત્ અતદ્ધર્મભાવી દૃષ્ટાંત કહેવાય છે અને એ દૃષ્ટાંત વાક્ય પ્રયોગને અતદ્ધમભાવિ ઉદાહરણ કહેવામાં આવે છે.

જેમકે:—**जीवत् शरीरम् सात्मकम् प्राणादिमत्वात्।** જીવતું શરીર આત્માવાળું છે, તેમાં પ્રાણ આદિ હોવાથી. અહીં અન્વયી ઉદાહરણ મળશે નહિ, કારણ કે શરીર સિવાય બીજું કોઈ સાત્મક (આત્મવાળું) નથી, માટે સાત્મકત્વ અને પ્રાણાદિમત્વ બંનેનો સાધ્ય સાધન ભાવ વિપરીત ઉદાહરણ દ્વારા જ સમજી શકાય છે. જેમકે:— 'જે સાત્મક ન હોય તે પ્રાણાદિમત્વ પણ ન હોય.' આમ સાધ્યના અભાવની વ્યાપ્તિ હેતુના અભાવમાં સ્પષ્ટ જણાય છે, અને આવી વ્યતિરેક વ્યાપ્તિથી હેતુ દ્વારા સાધ્યનું' અનુમાન ચોક્કસ રીતે થઈ શકે છે. ભાષ્યકારે અન્વયવ્યતિરેકી હેતુનો દાખલો આપ્યો છે. **अनित्यः शब्दः उत्पत्तिधर्मकत्वात्, अनुत्पत्तिधर्मकं नित्य मात्मादि। सोऽयमात्मादिर्दृष्टान्तः साध्यवैधर्म्याद् अनुत्पत्तिधर्मकत्वाद् अतद्धर्मभावी योऽसौ साध्यस्य धर्मोऽनित्यत्वं स तस्मिन् न भवतीति।**

અર્થ:—શબ્દ અનિત્ય છે કારણ કે તેમાં ઉત્પત્તિધર્મકત્વ છે, આત્મામાં ઉત્પત્તિધર્મકત્વ નથી માટે આત્માદિ નિત્ય પદાર્થો અતદ્ધર્મભાવી દૃષ્ટાંત રૂપ ઉદાહરણ થયું, કારણ કે, સાધ્યનો અર્થાત્ પક્ષનો ધર્મ જે અનિત્યત્વ છે તે આત્મા આદિમાં નથી.

'અનુત્પત્તિધર્મત્વ' એ હેતુ અન્વય વ્યતિરેકી કહેવાય છે, કારણ કે, તેના અન્વયી અને વ્યતિરેકી બંને દૃષ્ટાંતો મળે છે.

અન્વયવ્યતિરેકી હેતુમાં બંને રીતે વ્યાપ્તિ જણાવી શકાય છે, જ્યારે વ્યતિરેકી હેતુમાં તો વિપરીત ઉદાહરણથી વ્યતિરેક-વ્યાપ્તિ જ જણાવી શકાય છે જ્યાં સાધ્યનો અભાવ વ્યાપ્ય હોય અને હેતુનો અભાવ વ્યાપક હોય, ત્યાં હેતુ વ્યાપ્ય અને સાધ્ય વ્યાપક હોય છે, એવો અટળ નિયમ છે. જ્યાં વ્યાપ્ય હોય ત્યાં વ્યાપક અવશ્ય હોય છે. ધૂમ અગ્નિનો વ્યાપ્ય છે, માટે જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ પણ અવશ્ય હોય છે. (૩૭)

હવે 'ઉપનય' રૂપ ચોથા અવયવનું લક્ષણ બાંધે છે.

## उदाहरणापेक्षस्तथेत्युपसंहारो न तथेति वा साध्यस्योपनयः ॥३८॥

**પદાર્થ:**—(**उदाहरणापेक्षः**) ઉદાહરણની અપેક્ષા રાખનાર (**तथा इति**) તે પ્રમાણે એવી રીતે (**साध्यस्य**) સાધ્ય=પક્ષનો (**उपसंहारः**) ઉપસંહાર કરવો (**वा**) અથવા (**न तथा इति**) તે પ્રમાણે નહિ, એવી રીતે પક્ષનો ઉપસંહાર કરવો, તેનું નામ (**उपनयः**) ઉપનય છે.

**ભાવાર્થ:**—અન્વયી અથવા વ્યતિરેકી ઉદાહરણની અપેક્ષા રાખી પક્ષનો ઉપસંહાર કરવો તેનું નામ (ઉપનય) કહેવાય છે.

અન્વયી ઉદાહરણની અપેક્ષાએ ઉપસંહાર કરવામાં આવે છે. જેમકે: ઉત્પત્તિધર્મક ઘટાદિ દ્રવ્ય અનિત્ય જોવામાં આવે છે, 'તથા

શબ્દ પણ ઉત્પત્તિધર્મક છે.' આ વાકયમાં સાધ્યસ્વરૂપ શબ્દના ઉત્પત્તિધર્મકત્વનો ઉપસંહાર થાય છે.

**(१) शब्द अनित्यः (२) उत्पत्तिधर्मकत्वात् (३) यो य उत्पत्तिधर्मकः स सोऽनित्यो दृष्टः, यथा (४) घटः तथा च शब्दः।** આમાં ચોથું વાક્ય ઉપનય વાકય કહેવાય છે અને તે સાધ્યનો ઉપસંહાર બતાવે છે. ઉદાહરણ દ્વારા હેતુમાં વ્યાપ્તિ બતાવી પછી હેતુનું પક્ષમાં બતાવવું તેનું નામ ઉપસંહાર.

વ્યતિરેકી ઉદાહરણની અપેક્ષા રાખી ઉપસંહાર કરવામાં આવે તો 'ન તથા' એવા શબ્દ મૂકી સાધ્યનો ઉપસંહાર કરવામાં આવે છે.

જેમકે:—આત્મા આદિ દ્રવ્ય અનુત્પત્તિધર્મક નિત્ય જોવામાં આવે છે. 'ન તથા શબ્દ.' આ વાકયમાં શબ્દરૂપ સાધ્યના ઉત્પત્તિધર્મકત્વનો 'ન તથા' એવા શબ્દ મૂકી ઉપસંહાર કરવામાં આવે છે.

**(१) शब्दः अनित्यः (२) उत्पत्तिधर्मकत्वात् (३) यो य उत्पत्तिधर्मको न भवति स स नित्यो न भवति, यथा आत्मा. (४) न च तथा शब्दः**

આ વાકયોમાં ચોથું વાકય 'ન તથા' શબ્દો મૂકી પક્ષનો ઉપસંહાર બતાવવામાં આવ્યો છે. બે જાતના હેતુઓ, અને બે જાતના ઉદાહરણોને લીધે ઉપસંહાર પણ બે જાતના થાય છે. ઉદાહરણ હેતુમાં વ્યાપ્તિ સાબીત કરે છે અને પછી વ્યાપ્તિવિશિષ્ટ હેતુનું પક્ષમાં કથન કરવું તેનું નામ 'ઉપનય' છે.

**प्रकृतोदाहरणोपदर्शितव्याप्तिविशिष्टहेतुविशिष्टपक्षविषयकबोधजनको न्यायावयवः। ( उपनयः )** वि. वृ.

અર્થ:—પ્રકૃત ઉદાહરણથી બતાવેલી જે વ્યાપ્તિ, તે વ્યાપ્તિ વિશિષ્ટ જે હેતુ, અને એ હેતુ-વિશિષ્ટ જે પક્ષ છે, એવા પક્ષ વિષયક જ્ઞાનને ઉત્પન્ન કરનાર જે ન્યાયનો અવયવ તે 'ઉપનય'

છે. આ પ્રમાણે વિશ્વનાથકૃત વૃત્તિમાં 'ઉપનય'નો અર્થ કર્યો છે. (૩૮)

હવે 'નિગમન' રૂપ પાંચમાં અવયવનું લક્ષણ બાંધે છે.

## हेत्वपदेशात् प्रतिज्ञायाः पुनर्वचनं निगमनम् ॥ ॥३९॥

**પદાર્થઃ**—(**हेत्वपदेशात्**) હેતુનું કથન કરી (**प्रतिज्ञायाः**) પ્રતિજ્ઞાનું (**पुनः**) ફરીથી (**वचनम्**) કહેવું તે (**निगमनम्**) નિગમન કહેવાય છે.

**ભાવાર્થઃ**—સાધ્ય અર્થ અવયવ દ્વારા સર્વ પ્રમાણોથી સિદ્ધ થયા પછી, તેમાં કોઈ પણ જાતનો વિપરીત પ્રસંગ નથી એવું બતાવવા માટે પ્રતિજ્ઞાના અર્થનું ફરીથી કથન કરવું તેનું નામ 'નિગમન' છે.

'શબ્દ અનિત્ય છે.' (પ્રતિજ્ઞા) ઉત્પત્તિધર્મક હોવાથી. (હેતુ) ઉત્પત્તિધર્મવાળાં ઘટાદિ દ્રવ્યો અનિત્ય જોવામાં આવે છે (ઉદાહરણ.) તેજ પ્રમાણે ઉત્પત્તિધર્મવાળો શબ્દ છે (ઉપનય.) માટે તે (શબ્દ) ઉત્પત્તિધર્મક હોવાથી અનિત્ય છે. (નિગમન.)

આ પાંચે અવયવોમાં સાધર્મ્યથી હેતુ, ઉદાહરણ અને ઉપનય આપવામાં આવ્યાં છે જો વૈધર્મ્યથી કહેવામાં આવે તો આ પ્રમાણે કહેવાય છે.

શબ્દ અનિત્ય છે. (પ્રતિજ્ઞા) ઉત્પત્તિધર્મક હોવાથી (હેતુ) જે ઉત્પત્તિધર્મક ન હોય તે નિત્ય જોવામાં આવે છે જેમકે આત્મા. (ઉદાહરણ) તે પ્રમાણે શબ્દ અનુત્પત્તિ ધર્મક નથી, (ઉપનય) માટે માટે ઉત્પત્તિધર્મક શબ્દ હોવાથી અનિત્ય છે. (નિગમન)

આ પાંચ અવયવોમાં પ્રત્યક્ષ, અનુમાન ઉપમાન અને શબ્દ એ ચારે પ્રમાણો મળીને એક અર્થને સિદ્ધ કરે છે.

શબ્દ વિષયક જે પ્રતિજ્ઞા છે તે આપ્તોપદેશ રૂપ હોવાથી શબ્દ પ્રમાણ છે, પ્રતિજ્ઞાનો જે અર્થ હોય છે તેનું અનુસંધાન (પરીક્ષા) પ્રત્યક્ષ અને અનુમાનથી કરવામાં આવે છે. કારણ કે, કેવળ પ્રતિજ્ઞા કરવાથી વસ્તુની સિદ્ધિ થતી નથી. **न प्रतिज्ञामात्रेण वस्तुसिद्धिः।** ઈશ્વરીય વાક્ય જો પ્રતિજ્ઞા બોધક હોય તો તેની (પ્રતિજ્ઞાની) પરીક્ષા પ્રત્યક્ષ કે અનુમાનથી કરવાની જરૂર પડતી નથી, કારણ કે તે સ્વતઃ પ્રમાણ છે, પણ બીજાં આપ્તોપદેશ વાક્ય તો તેવાં હોતાં નથી, માટે તેના અર્થનો નિશ્ચય પ્રત્યક્ષ અને અનુમાનથી કરવામાં આવે છે. શ્રી વાત્સ્યાયન મુનિએ પણ લખ્યું છે કે "**अनृषेश्च स्वातन्त्र्यानुपपत्तः**" આ ઠેકાણે અનૃષિ શબ્દથી વેદ ભિન્ન વાક્યો લેવાં. 'હેતુમાં અનુમાન પ્રમાણ આવી જાય છે.

ઉદાહરણમાં પ્રત્યક્ષ-વિષયક ઉદાહરણ હોય છે. પ્રત્યક્ષની મદદથી અદૃષ્ટવસ્તુની સિદ્ધિ કરવામાં આવે છે.

ઉપનયમાં ઉપમાન પ્રમાણ આવી જાય છે 'તથા' એ પ્રમાણે ઉપસંહાર કરી ઉપમાન પ્રમાણ સ્વીકારવામાં આવે છે અને 'ન તથા' કહી ઉપમાનનો પ્રતિષેધ કરવામાં આવે છે.

નિગમનમાં સર્વ પ્રમાણોનું સામર્થ્ય બતાવવામાં આવે છે.

પ્રતિજ્ઞા અને નિગમનમાં ફેર એટલો જ છે કે પ્રતિજ્ઞા સંદિગ્ધ અર્થ અથવા સાધ્ય અર્થનું પ્રતિપાદન કરે છે જ્યારે નિગમન પ્રમાણો દ્વારા નિશ્ચિત થયેલા અર્થનું અથવા સિદ્ધ અર્થનું પ્રતિપાદન કરે છે.

જેમ હેતુ અને ઉદાહરણમાં અન્વયી અને વ્યતિરેકી એવા ભેદો હોય છે, તેવા ભેદો નિગમનના હોતા નથી. નિગમનને જ વૈશેષિક શાસ્ત્રમાં 'પ્રત્યામ્નાય' કહેવામાં આવે છે.

અવયવ વાક્યોનો સામાન્ય અર્થ આ પ્રમાણે છે.

સાધ્યધર્મનો ધર્મી સાથે સંબંધ બતાવતો તે પ્રતિજ્ઞા.

ઉદાહરણ સાથે સમાનતા અથવા અસમાનતા રાખનાર ધર્મને સાધન તરીકે બતાવવો, તેનું નામ, હેતુ.

બે ધર્મનો જ્યાં સાધ્યસાધન ભાવ બતાવવામાં આવે તે ઉદાહરણ.

સાધનરૂપ ધર્મનું સાધ્યરૂપ ધર્મ સાથે સામાનાધિકરણ્ય સિદ્ધ કરવું તેનું નામ **ઉપનય.** વિપરીત ધર્મના પ્રતિષેધ માટે પ્રતિજ્ઞેય અર્થનું સિદ્ધતાથી (સિદ્ધ થયેલા તરીકે) કથન કરવું તેનું નામ નિગમન.

આ પાંચ અવયવોના પ્રયોગને ન્યાય કહેવામાં આવે છે. જો તે બરાબર પ્રમાણો દ્વારા રચવામાં આવે તો હેત્વાભાસ આદિ દોષો ઉત્પન્ન થઈ શકે નહિ. (૩૯)

હવે નવમા પદાર્થ તર્કનું લક્ષણ બાંધે છે.

**अविज्ञाततत्वेऽर्थे कारणोपपत्तितस्तत्वज्ञानार्थ-मूहस्तर्कः ॥४०॥**

**પદાર્થ:**—(**अविज्ञाततत्वे**) જેનું તત્વ ન સમજાયું હોય એવા (**अर्थे**) અર્થને સમજાવવાને માટે (**कारणोपपत्तितः**) વ્યાપ્યના આરોપથી (**तत्वज्ञानार्थम्**) તત્વના જ્ઞાન માટે (**ऊहः**) વ્યાપકનો આરોપ કરવો તેનું નામ (**तर्कः**) તર્ક છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં કારણનો અર્થ વ્યાપ્ય એટલે હેતુ અને ઉપપત્તિનો અર્થ આરોપ=સંભાવના કરવામાં આવે છે. **कारणोपपत्तितः ऊहः** આટલું લક્ષણ છે અને **तर्क** એ લક્ષ્ય છે.

**अविज्ञाततत्वे अर्थे तत्वज्ञानार्थम्**। સૂત્રનો આટલો ભાગ તર્ક કરવાનું પ્રયોજન બતાવે છે. જે વસ્તુના સામાન્ય ધર્મ સમજાયા હોય પણ વિશેષ ધર્મો ન સમજાયા હોય તો તે સમજવા સારૂ કારણની (હેતુની) સિદ્ધિ દ્વારા સાધ્ય વસ્તુની સિદ્ધિની સંભાવના કરવી તેનું નામ તર્ક છે.

જ્યાં હેતુ હોય ત્યાં સાધ્ય અવશ્ય હોય છે, એવો નિયમ છે. ધૂમ હેતુ છે અને હેતુનેજ વ્યાપ્ય કહેવામાં આવે છે, અગ્નિ એ ધૂમરૂપ હેતુનું સાધ્ય છે અને સાધ્યને જ વ્યાપક કહેવામાં આવે છે. વ્યાપ્યના (ધૂમરૂપ હેતુના) આરોપથી વ્યાપકનો (અગ્નિનો) આરોપ કરવો, એજ તર્ક કહેવાય છે. દાખલા તરીકે 'જો ધૂમવાન્ હોય તો અગ્નિમાન્ હોય.' તર્ક એ અનુમાન નથી, પણ હેતુમાં રહેલી વ્યાપ્તિ સંબંધી શંકા થતાં તેને (શંકાને) દૂર કરનાર છે.

જો કોઈ શંકા કરે કે 'પર્વતમાં ધૂમ ભલે હોય પણ અગ્નિ ન હો' જ્યારે આવી શંકા થાય ત્યારે ધૂમ દ્વારા અગ્નિનું અનુમાન થઈ શકે નહિ, કારણ કે હેતુમાં અગ્નિની જે વ્યાપ્તિ છે તેમાંજ શંકા થઈ, અને તેને લીધે હેતુ પણ અગ્નિરૂપ સાધ્યને જણાવવા સમર્થ થઇ શક્તો નથી.

**यावद्व्याव्यतिरेकित्वं शतांशेनापि शङ्क्यते ।**
**विपक्षस्य कुतस्तावद्धेतोर्गमनिकाबलम् ॥**

હેતુ વિપક્ષમાં (સાધ્યાભાવવાળામાં) છે કે નહિ ? એવી જરા પણ શંકા થાય તો હેતુમાં સાધ્યને જણાવવાનું બળ આવી શકતું નથી.

તર્ક દ્વારા એવી શંકાને દૂર કરવી જોઇએ. **यदि धूमो वह्नि व्यभिचारी स्यात् वह्निजन्यो न स्यात् ।** જો ધૂમ વહ્નિનો વ્યભિચારી હોય (વહ્નિ ન હોય ત્યાં પણ ઉત્પન્ન થતો હોય) તો તે વહ્નિ-જન્ય ન હોવો જોઇએ. આમાં પણ જો કોઇ શંકા કરે કે ધૂમ પણ કદાચિત્ વહ્નિજન્ય ન યે હોય! તો જન્યજનકભાવ દ્વારા અથવા કાર્ય-કારણભાવ દ્વારા તેનું નિરસન કરવું જોઇએ. દાખલા તરીકે વગર કારણે જો કાર્ય ઉત્પન્ન થતું હોય તો કાર્યની સિદ્ધિ માટે કારણ તરફ કોઇએ પ્રવૃત્તિ ન કરવી જોઇએ. ભોજન કારણ છે અને તૃપ્તિ (ભૂખની નિવૃત્તિ) એનું કાર્ય છે; એટલાજ માટે જેને ભૂખ દૂર કરવી હોય તે ભોજનજ કરે છે, નાસ્તિક માણસ પણ ભૂખ દૂર કરવા ભોજન તરફ વળે છે. જો કાર્યકારણભાવ ન માનવામાં આવે

તો 'વ્યાઘાત' રૂપ દોષ આવે છે. માટે જગત્માં કાર્યકારણભાવ છે, એ સર્વ કોઇને માનવુંજ પડે છે. ધૂમ પણ અગ્નિથીજ ઉત્પન્ન થાય છે, માટે તે બંનેમાં પણ કાર્યકારણભાવ માનવોજ જોઇએ, અતઃ તે જ્યાં અગ્નિ ન હોય ત્યાં કદિપણ જન્મી શકે નહિ. આવી રીતે ધૂમરૂપ હેતુમાં રહેલી વ્યાપ્તિમાં જે શંકા થઇ હતી તેને દૂર કરવામાં આવી. વ્યાપ્તિમાંથી શંકા દૂર થવાથી તેના બળે ધૂમરૂપ હેતુ અગ્નિ રૂપ સાધ્યનું અનુમાન કરાવવા સમર્થ થાય છે.

**क्षित्यङ्कुरादि सकर्तृकं कार्यत्वात्** પૃથ્વી અંકુર આદિ સકર્તૃક છે, કારણ કે તેમાં કાર્યત્વ છે. આ અનુમાનમાં પણ ઘણા નાસ્તિકો શંકા કરે છે કે કાર્યત્વ ભલે રહો પણ સકર્તૃકત્વ ન રહો. અહીં પણ સકર્તૃકત્વ અને કાર્યત્વનો કાર્યકારણભાવ હોવાથી, 'જો કાર્ય હોય તો સકર્તૃક હોય' એવા તર્કનો આશ્રય લઈ હેતુમાં રહેલી વ્યાપ્તિને શંકા–રહિત કરવી જોઇએ.

શ્રી વાત્સ્યાયન મુનિએ આત્માની અનુત્પત્તિમાં (અક્ષણિક-તામાં) જે લોકો શંકા કરે છે અર્થાત્ જેઓ આત્માને ક્ષણિક માને છે તેની શંકાનું આ પ્રમાણે તર્ક કરી સમાધાન કર્યું છે. આત્માનો સામાન્ય ધર્મ જ્ઞાત છે પણ તેમાં રહેલી અનુત્પત્તિરૂપ વિશેષધર્મ અજ્ઞાત હોવાથી તેને સમજવા માટે આ પ્રમાણે તર્ક કરવામાં આવ્યો છે. જો આત્મા અનુત્પત્તિધર્મક હોય તોજ તે પોતાનાં કરેલાં કર્મનું ફળ ભોગવી શકે, પણ જો તે ક્ષણિક હોય તો ન ભોગવી શકે. આત્મા નિત્ય હોય તોજ તે વારાફરતી અનેક શરીરનો સંબંધી થઈ શકે, જો તે નિત્ય હોય તોજ તત્વજ્ઞાન મેળવી મિથ્યાજ્ઞાનનો નાશ કરી શકે, મિથ્યાજ્ઞાનનો નાશ કરી દોષનો નાશ કરી શકે, દોષનો નાશ કરી પ્રવૃત્તિનો નાશ કરી શકે, પ્રવૃત્તિનો નાશ કરી જન્મનો નાશ કરી શકે અને જન્મનો નાશ કરી દુઃખનો નાશ કરી શકે. જો આત્માને નિત્ય માનવામાં આવે તોજ સંસાર અને મોક્ષ સિદ્ધ થઈ શકે. પણ જો ક્ષણિક (ક્ષણભંગુર) માનવામાં આવે તો સંસાર કે અપવર્ગ કશું પણ બની શકે નહિ. આ પ્રમાણે બૌદ્ધ સિદ્ધાંતને

ઉદ્દેશી કરેલા તર્કની મદદથી आत्मा नित्यः, अनुत्पत्तिधर्मकत्वात् 'આત્મા નિત્ય છે, ઉત્પન્ન ન થતો હોવાથી' આ અનુમાનને સિદ્ધ કરી બતાવ્યું છે. અર્થાત્ અનુત્પત્તિધર્મકત્વમાં જે શંકા થતી હતી તેને તર્ક દ્વારા દૂર કરી.

'अथ कस्तर्कः? एकधर्माभ्युपगमे द्वितीयस्य नियतप्राप्तिरूपः। તર્ક એ શું છે? એક ધર્મ સ્વીકાર્યા પછી બીજો ધર્મ પણ તેને લીધે જરૂર માનવો પડે તેનું નામ તર્ક.' એમ ન્યાયલીલાવતીનો કર્તા સ્વીકારે છે. એ પણ મહર્ષિના કથનને અનુકૂળ જ છે.

તર્ક પ્રમાણોથી ભિન્ન છે અને તત્વજ્ઞાનથી પણ ભિન્ન છે. પ્રમાણો જે વખતે શંકાને લીધે તત્વજ્ઞાનને ઉત્પન્ન કરવા કુંઠિત બને છે તે વખતે તર્ક પ્રમાણના માર્ગમાં આવેલી શંકાને દૂર કરી આપે છે અને પછી પ્રમાણ તત્વજ્ઞાનને ઉત્પન્ન કરવા સમર્થ બને છે.

આ ઉપરથી સમજાય છે કે તર્ક પ્રમાણોનો સહકારી છે. તત્વજ્ઞાન એટલે નિર્ણયાત્મક જ્ઞાન જો 'વ્યાપ્ય હોય તો વ્યાપક હોવું જોઇએ' આ તર્કનું સ્વરૂપ છે, આ કંઇ નિર્ણય કહવાય નહિ, માટે અનુમાનથી પણ તર્ક જુદો પડે છે. સંશયથી પણ તર્ક જુદો પડે છે, કારણ કે સંશયમાં એકના આરોપથી કંઈ બીજાનો આરોપ થતો નથી, સંશય એ વસ્તુ ઉપર જોલાં ખાતું જ્ઞાન હોય છે, જ્યારે તર્કમાં તેમ હોતું નથી.

આ તર્ક પ્રમાણોને મદદ કરનાર હોવાથી વાદમાં એનો ઉપયોગ થાય છે.

**अनुभूयते ह्यन्तरा संशयं निर्णयं च तर्कः**

સંશય અને નિર્ણય વચ્ચે તર્ક અનુભવાય છે. તર્કનું મૂળ પણ વ્યાપ્તિ છે અને વ્યાપ્તિ વાદી અને પ્રતિવાદીને માન્ય હોવાથી એમાં શંકા થઇ શકતી નથી અને જો થાય તો ઉપર બતાવ્યા પ્રમાણે વ્યાઘાત દોષ સમજાવી દૂર કરવી જોઇએ.

(૧) આત્માશ્રય (૨) અન્યોન્યાશ્ર (૩) ચક્રક (૪) અનવસ્થા અને (૫) અબાધિતાર્થ પ્રસંગ.

આ પાંચ પણ તર્કના જ ભેદો માનવામાં આવે છે. આમાંથી પણ બીજા અવાંતર ભેદ પડે છે આ બધું ન્યાયના ગ્રંથો સમજવાથી સ્પષ્ટ જણાશે, અહીં વિસ્તારના ભયથી એના સંબંધમાં લખવામાં આવતું નથી. (૪૦)

હવે 'નિર્ણય' નું લક્ષણ બાંધે છે.

## विमृश्य पक्षप्रतिपक्षाभ्या मर्थावधारणं निर्णयः ॥४१॥

**પદાર્થ:**—(**विमृश्य**) સંદેહ પામીને (**पक्षप्रतिपक्षाभ्याम्**) સાધન અને ઉપાલંભ દ્વારા (**अर्थावधारणम्**) અર્થનું અવધારણ કરવું તેનું નામ (**निर्णय**) નિર્ણય છે.

**ભાવાર્થ:**—**अर्थस्य अवधारणं निर्णयः** અર્થનું યથાર્થ નિશ્ચયાત્મક જ્ઞાનનું નામ નિર્ણય છે. **निर्णयः** એ લક્ષ્ય પદ છે અને **अर्थस्य अवधारणम्** એ લક્ષણ બોધક પદો છે. આ સૂત્રમાં પક્ષ એટલે સાધક હેતુ અને પ્રતિપક્ષ એટલે બાધક હેતુ એમ પણ સમજી શકાય છે. સ્વપક્ષના સાધક હેતુની સ્થાપનાથી અને પ્રતિવાદીએ આપેલા બાધક હેતુનું ખંડન કરવાથી સંદિગ્ધ અર્થનો નિર્ણય થઈ શકે છે, ઉદાહરણ તરીકે આત્માને કોઇ નિત્ય કહે છે અને કોઇ અનિત્ય કહે છે. આ વિપ્રતિપત્તિ સાંભળવાથી કોઇ અ નામના જિજ્ઞાસુ માણુસને સંદેહ થાય છે કે આત્મા નિત્ય હશે કે અનિત્ય? વિચાર કરતાં એને આત્માની અંદર અનિત્ય-સાધક અમૂર્ત દ્રવ્યત્વ ધર્મ જણાવ્યો. એ ધર્મથી તે આત્માને પ્રતિવાદી સમક્ષ નિત્ય તરીકે સિદ્ધ કરે છે, જ્યારે પ્રતિવાદી આત્માને અનિત્ય બતાવનાર હેતુ રજુ કરે છે. દાખલા તરીકે.

**आत्मा नित्यः अमूर्त-द्रव्यत्वात् आकाशवत्**

આત્મા નિત્ય છે, તે પોતે અમૂર્તદ્રવ્ય હોવાથી, જે જે અમૂર્તદ્રવ્ય હોય છે તે બધાં નિત્ય હોય છે જેમકે આકાશ-આદિ.

હવે ब નામનો પ્રતિવાદી કે જે આત્માને અનિત્ય માને છે તે નિત્યત્વવાદી अ એ આપેલા હેતુ વિરુદ્ધ આત્મામાં અનિત્યત્વ સિદ્ધ કરનાર હેતુ આપે છે. જેમકે आत्मा अनित्यः द्रव्यत्वात्, घटवत् આત્મા અનિત્ય છે, તેમાં દ્રવ્યત્વ હોવાથી, જે જે દ્રવ્ય હોય છે તે તે અનિત્ય હોય છે, જેમકે ઘટ, આદિ.

હવે વાદી દ્રવ્યત્વરૂપ બાધક હેતુનું ખંડન કરે છે કે જે જે દ્રવ્ય હોય છે તે બધાં કંઈ અનિત્ય હોતાં નથી, આકાશ આદિ નિત્ય દ્રવ્ય પણ હોય છે, માટે અનિત્યત્વની વ્યાપ્તિ દ્રવ્યત્વમાં ન હોવાથી, દ્રવ્યત્વ હેતુ અસત્ય છે.
આ ઉપરથી પ્રતિવાદીના સાધનનો ઉપાલંભ એટલે ખંડન થયું અને વાદીએ પોતે આપેલા હેતુમાં સાધનભાવ (व्याप्ति) નિશ્ચિત હોવાથી **अमूर्तद्रव्यत्व** હેતુ નિત્યત્વસાધક થઈ શકે છે, તેથી આત્મા નિત્ય છે એવું જે નિશ્ચયાત્મક જ્ઞાન થયું, તેનું નામ અવધારણ અને એજ નિશ્ચય.

જ્યાં જ્યાં નિર્ણય ઉત્પન્ન થાય ત્યાં ત્યાં પક્ષ અને પ્રતિપક્ષ હોય જ, એવો કોઈ નિયમ નથી. ઇંદ્રિયના સંબંધથી જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તેમાં પક્ષ અને પ્રતિપક્ષ નથી હોતા. શાસ્ત્રમાં પણ નિશ્ચિત અર્થનો ઉપદેશ હોવાથી ત્યાં સંદેહ ન હોવાથી પક્ષ અને પ્રતિપક્ષ ઊભા થતા નથી. જ્યાં જ્યાં સંદેહ થાય ત્યાં ત્યાં પક્ષ અને પ્રતિપક્ષ જરૂર ઊભા થાય છે, માટે પક્ષ અને પ્રતિપક્ષ કથન સંદિગ્ધ સ્થળને ઉદ્દેશીને છે એમ સમજવું.

એકજ વસ્તુમાં કાળભેદથી અને દેશભેદથી વિરુદ્ધ ધર્મ પણ સંભવી શકે છે. દ્રવ્ય સામાન્યમાં ક્રિયા હોય છે અને નથી પણ હોતી. પૃથ્વીમાં, વાયુમાં, જળમાં અને તેજમાં ક્રિયા હોય છે, જ્યારે આકાશ રૂપ દ્રવ્યમાં નથી. હોતી એકજ વૃક્ષમાં જે વખતે શાખાવચ્છેદેન કપિસંયોગ હોય છે, તેજ વખતે મૂલાવચ્છેદેન તેજ વૃક્ષમાં નથી પણ હોતો. આમ કપિસંયોગ અને કપિસંયોગનો અભાવ બંને વિરુદ્ધ છે, છતાં એકજ વૃક્ષમાં દેશભેદે રહી શકે છે. આત્મામાં

ક્રોધ અને ક્રોધનો અભાવ બંને વિરુદ્ધ ધર્મો સમયના ભેદે રહી શકે છે, પણ કેટલાક વિરુદ્ધ ધર્મો એવા હોય છે કે સમયભેદે કે કાળભેદે પણ એકજ વસ્તુમાં રહી શકતા નથી. જેમકે આત્મામાં નિત્યત્વ અને અનિત્યત્વ બંને વિરુદ્ધ ધર્મો કોઇ પણ રીતે સંભવી શકતા નથી. આ બધી વસ્તુ ધ્યાનમાં લઈ પુષ્કળ વિચાર કરી અર્થનો નિર્ણય કરવો જોઇએ.

જ્યાં પરીક્ષા કરવાની હોય છે ત્યાં તો જરૂર સંદેહની નિવૃત્તિ માટે પક્ષ અને પ્રતિપક્ષ હોય છે, અને તેમાં ઉપર બતાવેલી રીત પ્રમાણે નિર્ણય કરવો. નિર્ણય અને સત્યજ્ઞાન બંને એકજ વસ્તુ છે, છતાં સંશય પછી જે સત્યજ્ઞાન મેળવાય છે તેને નિર્ણય કહેવાની સામાન્ય પ્રથા છે. નિર્ણય એ પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન કે શબ્દ પ્રમાણ નથી, પણ પ્રમાણનું ફળ છે, જેને શાસ્ત્રમાં પ્રમા પણ કહે છે.

વૈશેષિક ઉપર ભાષ્ય લખનાર પ્રશસ્તપાદાચાર્ય નિર્ણયના સંબંધમાં આ પ્રમાણે લખે છે.

**विशेषदर्शनज मवधारणज्ञानं संशयविरोधी निर्णयः एतदेव प्रत्यक्ष मनुमानं वा। यद् विशेषदर्शनात् संशयविरोध्युत्पद्यते तत् प्रत्यक्षनिर्णयः। यथा स्थाणुपुरुषयोरूर्ध्वतामात्रसादृश्यालोचनाद् विशेषेषु अप्रत्यक्षेषु उभयविशेषानुस्मरणात् किमयं स्थाणुः पुरुषो वेति संशयोत्पत्तौ शिरःपाण्यादिदर्शनात् पुरुषएवायमित्यवधारण-ज्ञानं प्रत्यक्षनिर्णयः। विषाणमात्रदर्शनाद् गौर्गवयो वेति संशयोत्पत्तौ गौरेवायमित्यवधारणज्ञानमनुमाननिर्णय इति॥**

ભાવાર્થ:—જ્યાં વિશેષ-દર્શન ન થવાથી સંશય થયો હોય ત્યાં વિશેષના દર્શનથી જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, તે નિર્ણય કહેવાય છે અને તે સંશયનો વિરોધી હોય છે, કારણ કે નિર્ણય થયા પછી આ સંશયનો નાશ થાય છે. ઊર્ધ્વતાદિ સામાન્ય-ધર્મ જોવાથી 'આ સ્થાણુ હશે કે પુરુષ?' એવો જે સંશય થયો હતો, તે હાથ

પગ આદિ વિશેષ ધર્મોનું પ્રત્યક્ષ થવાથી દૂર થાય છે અને 'આ પુરુષ છે' એવું નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, તે 'પ્રત્યક્ષ નિર્ણય' કહેવાય છે.

કેવળ શૃંગ જોવાથી પહેલી 'ગાય' હશે કે 'ગવય' હશે ? એવો સંશય થયા પછી સાસ્નાદિ વિશેષ ધર્મ દૃષ્ટિએ પડતાં તે 'ગાય' જ છે, એવું જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે તે 'અનુમાન-નિર્ણય' કહેવાય છે. (૪૧)

**इतिश्रीगौतमन्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते**
**न्यायप्रकाशे प्रथमाध्यायस्य**
**प्रथममाह्निकम् ।**

હવે પ્રથમ અધ્યાયનું બીજું આહ્નિક શરૂ કરવામાં આવે છે. આ આહ્નિકમાં ચાર પ્રકરણ છે. (૧) કથા-પ્રકરણ. (૨) હેત્વાભાસ પ્રકરણ. (૩) છલ-પ્રકરણ. અને (૪) દોષ-પ્રકરણ. કથા ત્રણ જાતની હોય છે; વાદ, જલ્પ અને વિતંડા. કથા-સામાન્યનું લક્ષણ આ પ્રમાણે આપી શકાય:—'વિવાદાસ્પદ વિષયનો કેવળ નિર્ણય લાવવા માટે અથવા વિવાદાસ્પદ વિષયમાં ચર્ચા કરી વિજય મેળવવા માટે ન્યાયને અનુસરી વાક્યો પ્રતિવાક્યો દ્વારા બોલવું અથવા લખવું તેનું નામ કથા છે.' આ ઠેકાણે ન્યાયશાસ્ત્રને લગતી કથાનું લક્ષણ હોવાથી લૌકિક જે રામાયણ આદિની કથા કરવામાં આવે છે, તેને ઉક્ત લક્ષણની લક્ષ્ય ગણવી નહિ.

આ શાસ્ત્રમાં પાંચ અવયવોના પ્રયોગને 'ન્યાય' કહેવામાં આવે છે, તે પણ ધ્યાનમાં રાખવું.

હવે 'વાદ'નું લક્ષણ બાંધે છે.

**प्रमाणतर्कसाधनोपालम्भः सिद्धान्ताविरुद्धः पञ्चावयवोपपन्नः पक्षप्रतिपक्षपरिग्रहो वादः ॥१॥**

**પદાર્થ:**—(**प्रमाणतर्कसाधनोपालम्भः**) જેમાં પ્રમાણોથી અને તર્કથી સ્વપક્ષની સિદ્ધિ અને પરપક્ષનું ખંડન કરવામાં આવે અને જે (**सिद्धान्ताविरुद्धः**) સિદ્ધાંતથી વિરુદ્ધ ન હોય (**पञ्चा-वयवोपपन्नः**) પ્રતિજ્ઞા આદિ પાંચ અવયવોથી યુક્ત હોય અને જેમાં (**पक्षप्रतिपक्षपरिग्रहः**) પક્ષનો અને પ્રતિપક્ષનો સ્વીકાર હોય તેનું નામ (**वादः**) વાદ છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં 'વાદ'નો લક્ષ્ય તરીકે નિર્દેશ છે અને બાકીનો ભાગ લક્ષણસૂચક છે. પક્ષ અને પ્રતિપક્ષ બે પરસ્પર વિરુદ્ધ અર્થવાળાં વાકયો. જેમકે:—'આત્મા છે' અને 'આત્મા નથી' વાદીએ આત્માના અસ્તિત્વનું સમર્થન કરવું અને પ્રતિવાદીએ આત્માના નાસ્તિત્વનું સમર્થન કરવું. એનું નામ પક્ષ અને પ્રતિપક્ષનો પરિગ્રહ. પરિગ્રહ એટલે સ્વીકાર, અર્થાત્ અમુક અર્થને અમુક રીતે માનવો તે.

એક જ અધિકરણમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ આવા બે વિરુદ્ધ ધર્મ હોય તો જ વાદ થઈ શકે. બે વિરુદ્ધ ધર્મ જો જુદા જુદા અધિકરણમાં માનવામાં આવે તો વાદ થઇ શકતો નથી. જેમકે 'આત્મા નિત્ય છે.' એમ વાદી કહે છે, જ્યારે પ્રતિવાદી કહે છે. કે 'બુદ્ધિ અનિત્ય છે.' અહીં નિત્યત્વનું અધિકરણ આત્મા છે અને અનિત્યત્વનું અધિકરણ બુદ્ધિ છે. આમ બે વિરુદ્ધ અર્થનાં અધિકરણ જુદાં જુદાં હોવાથી વાદ થઇ શકતો નથી.

પ્રમાણ અને તર્ક દ્વારા વાદીએ પોતાના મતનું સમર્થન કરવું જોઇએ અને પ્રતિવાદીના મતનું ખંડન પણ પ્રમાણ અને તર્ક દ્વારા જ કરવું જોઇએ. વાદી અથવા પ્રતિવાદી કેવળ પોત પોતાના મતનું સમર્થન જ કરે અને વાદી પ્રતિવાદીના મતનું અને પ્રતિવાદી વાદીના મતનું ખંડન ન કરે તો વાદ થઈ શકે નહિ.

જો કે તર્કથી કોઈપણ મતનું ખંડન કે મંડન થઈ શકતું નથી, તોપણ તે પ્રમાણોને મદદ કરનાર હોવાથી તેનું અહીં ગ્રહણ કરવામાં આવ્યું છે. તર્ક તો કેવળ શંકાનો નિવારક હોય છે અને શંકા દૂર થતાં પ્રમાણના વિષયમાં શંકા ન રહેવાથી અનુમાન–આદિ પ્રમાણ સહેલાઈથી પ્રવૃત્ત થઈ શકે છે.

વાદ પોત પોતાના સિદ્ધાંતથી વિરુદ્ધ પણ ન હોવો જોઇએ. એટલા માટે સૂત્રમાં જણાવ્યું છે કે **सिद्धान्ताविरुद्धः** અર્થાત્ સિદ્ધાંતથી વિરુદ્ધ વાદ ન જોઇએ. સિદ્ધાંતથી વિરુદ્ધ વાદ કરનાર નિગ્રહ

સ્થાનમાં આવી પડે છે. એવે વખતે વાદીને કે પ્રતિવાદીને જેની ભૂલ થતી હોય તેને જણાવવું જોઇએ કે ' આ તું સિદ્ધાંત વિરુદ્ધ બોલે છે. ' જેથી તે પોતાની ભૂલ સુધારી શકે, કારણ કે વાદ કરનારા તત્વજિજ્ઞાસુઓ, ગુરુ અને શિષ્યો અથવા સત્યને જ જાણવાની ઈચ્છા રાખનારા એક જ ગુરુના શિષ્યો હોય છે, માટે ત્યાં હાર જીતનો પ્રશ્ન હોતો નથી.

**पञ्चावयवोपपन्नः** એ પદ મૂકવાથી પાંચ અવયવ વાક્યોથી ઓછાં કે વધતાં વાક્યોનો પ્રયોગ ન કરવો એમ બતાવે છે અને જો એ પ્રમાણે કરે તો હીન અથવા અધિક નામના નિગ્રહસ્થાનમાં વાદ કરનાર આવી પડે છે, તે વખતે પણ તેવી ભૂલ કરનારને સચેત કરવો જોઇએ.

અવયવોનો પ્રયોગ ન કરવામાં આવે તો પણ કેવળ પ્રમાણો પણ અર્થને સિદ્ધ કરી શકે છે માટે અવયવ વાક્યો વગર પણ સાધન ( મંડન ) અને ઉપાલંભ ( ખંડન ) થઈ શકે છે. એટલે વાદમાં અવયવોનો પ્રયોગ સર્વત્ર હોવોજ જોઇએ એવો કોઇ નિયમ નથી. ભાષ્યકાર શ્રી વાત્સ્યાયય મુનિ અવયવોના પ્રયોગને વૈકલ્પિક માને છે. વાદના અધિકારી વીતરાગ લોકો હોવાથી, અને તેમાં હાર જીતનો સવાલ ન હોવાથી રાજા આદિ કોઈ મધ્યસ્થની જરૂર નથી એમ વિશ્વનાથ પંડિત વૃત્તિમાં જણાવે છે. ( ૧ )

હવે ' જલ્પનું ' લક્ષણ બાંધે છે.

**यथोक्तोपपन्नश्छलजातिनिग्रहस्थानसाधनोपालम्भो जल्पः ॥२॥**

**પદાર્થ:**—(**यथोक्तोपपन्नः**) વાદમાં જે જે બાબતો કહી છે તેમાંથી જે યોગ્ય હોય તેનાથી યુક્ત (**छलजातिनिग्रहस्थानसाधनोपालम्भः**) તથા છળ, જાતિ, નિગ્રહસ્થાન દ્વારા જેમાં સાધન નો ઉપાલંભ હોય તે (**जल्पः**) જલ્પ કહેવાય છે.

**ભવાર્થ**:—વાદના અધિકારી મુમુક્ષુ, તત્વજ્ઞાની અને વીતરાગ માણુસો હોય છે, જ્યારે જલ્પના અધિકારી જયની ઈચ્છા રાખનારા હોય છે.

જેને જીતવાની ઇચ્છા હોય છે તે જીતવા માટે ગમે તેવાં સાધનો વાપરી શકે છે. જલ્પ કરનારા બોલવામાં છળ પણુ કરે છે, ખોટા ઉત્તરો પણુ આપી શકે છે અને નિગ્રહસ્થાનનું પણુ કથન કરે છે.

પ્રમાણુ અને તર્ક દ્વારા પક્ષનું સ્થાપન કરવું અને પ્રતિવાદીના પક્ષનું ખંડન પણુ પ્રમાણુ અને તર્ક દ્વારા કરવું, તથા પક્ષ અને પ્રતિપક્ષનો પરિગ્રહ કરવો એ વાદનો નિયમ છે, જલ્પમાં પણુ તે પ્રમાણે હોવું જોઇએ. જલ્પમાં વધારે એ પણુ છે કે પ્રમાણુાભાસનો પણુ જો આશ્રય લઈ શકાય તો લેવો. જો પ્રતિવાદી પ્રમાણુાભાસને સમજી ન શકે અને તેનું ખંડન ન કરી શકે તો તેનો પરાજય થાય છે. પોતે જે હેતુ પ્રતિપક્ષના ખંડન માટે વાપર્યો હોય તે સત્ય હોય તોપણુ ભલે અને અસત્ય હોય તોપણુ ભલે, કારણુ કે જલ્પનું ફળ સત્યજ્ઞાન મેળવવું એજ નથી, પણુ વાદી અથવા પ્રતિવાદી ઉપર વિજય મેળવવો એ છે.

નિગ્રહસ્થાનોનો નિયમ જેવો વાદમાં હોય છે તેવો કોઈપણુ જાતનો નિયમ જલ્પમાં હોતો નથી. ગમે તે નિગ્રહસ્થાનનું ઉદ્ભાવન પ્રતિપક્ષીને ઉદ્દેશીને કરી શકાય છે. જાતિ એટલે ખોટા ઉત્તર. જલ્પમાં ખોટા ઉત્તરો પણુ આપી શકાય છે.

છળ, જાતિ અને નિગ્રહસ્થાનનાં લક્ષણો આગળ સૂત્રકાર સ્વયં કરશે. આ ત્રણેથી કોઇપણુ જાતની સ્થાપના (પક્ષ અથવા પ્રતિપક્ષનું મંડન) થઈ શકતી નથી. માત્ર તે તો ખંડનમાંજ કામ લાગે છે. એનાં લક્ષણુ તપાસી જોશો તોપણુ સ્પષ્ટ જણુાશે કે તે તો ખંડનને માટેજ છે. ભાષ્યકાર આ ત્રણેને પ્રમાણુના અંગ તરીકે ગણી સ્થાપનામાં પણુ ઉપયોગી માને છે.

'એક શબ્દના એક કરતાં વધારે અર્થ સ્ફુરતાં વકતાના અભિપ્રાયથી ભિન્ન અર્થની કલ્પના કરી તેના વચનનુ ખંડન કરવું તેનું નામ છળ.'

'કેવળ સાધર્મ્ય દ્વારા અથવા કેવળ વૈધર્મ્ય દ્વારા ખંડન કરવું તેનું નામ જાતિ.'

'ઉલટું સમજવું અથવા સમજી ન શકવું તેનું નામ નિગ્રહસ્થાન.'

આ ઉપરથી સમજી શકાશે કે છળ, જાતિ અને નિગ્રહસ્થાન આ ત્રણમાંથી કોઇથી પણ વસ્તુનું પ્રતિપાદન થઇ શકતું નથી, માટે એ ત્રણ તો કેવળ ખંડનને માટેજ છે; અર્થાત્ જલ્પમાં પણ પક્ષની સ્થાપના તો પ્રમાણોથી જ થઇ શકે છે, અને પ્રતિપક્ષનું ખંડન પ્રમાણથી, પ્રમાણાભાસથી તર્કથી, છળથી, જાતિથી અને નિગ્રહસ્થાનથી પણ કરી શકાય છે.

હવે શંકા એ થાય છે કે આ જલ્પનો ઉપદેશ શા માટે કર્યો? જલ્પ જેવી કથાથી ન તો તત્વ સમજાય કે ન તો એ મુક્તિનું સાધન ગણી શકાય. મુમુક્ષુઓને એના ઉપદેશની શી જરૂર હતી?

આનો ઉત્તર આ પ્રમાણે છે. જેમ શેલડીના વાઢ–આદિને રક્ષણને જરૂર હોય છે, તેથી તેની ચોતરફ કાંટાની વાડ કરવામાં આવે છે, કે જેથી ચોર તથા બીજાં પ્રાણીઓ માલને નુકશાન કરી શકે નહિ. તેજ પ્રમાણે તત્વના રક્ષણ માટે કોઇક વખતે એની મુમુક્ષુને પણ જરૂર પડે છે. અથવા જલ્પની સમજણ મહર્ષિએ એટલા માટે આપી હોય, કે, વાદી અથવા પ્રતિવાદી કઈ જાતની કથા કરવા ઇચ્છે છે. વાદનું નામ લઈ કોઇ જલ્પમાં ઉતરી પડતો હોય તો મુમુક્ષુએ તેની સાથે વાર્તા બંધ કરવી જોઇએ. આવે વખતે મુમુક્ષુને જલ્પનું જ્ઞાન હોય તો જ જલપકને તે સમજી શકે છે, નહીં તો તેવાઓ સાથે માથાકુટ કરી નકામી અશાંતિમાં મુમુક્ષુ આવી પડે છે. જલ્પને સમજાવવો એ કંઇ ખોટું નથી. પણ તજવાને માટે છે.

લુચ્ચાઇને નહીં સમજનારા ભોળા લોકો લુચ્ચાઓની જાળમાં ફસાઈ જાય છે, પણ જો લુચ્ચાઈ સમજતા હોય તો તેનાથી બચી જાય છે. અતઃ જલ્પને સમજાવવા માટે મહર્ષિ ઉપર કોઇપણ જાતનો દોષ આવી શકતો નથી. (૨)

હવે 'વિતંડા'નું લક્ષણ બાંધે છે.

## स प्रतिपक्षस्थापनाहीनो वितण्डा ॥ ३ ॥

**પદાર્થઃ**—(**स**) તે જલ્પ (**प्रतिपक्षस्थापनाहीनः**) પ્રતિપક્ષની સ્થાપના વગરનો હોય તો (**वितण्डा**) કહેવાય છે.

**ભાવાર્થઃ**—સૂત્ર ૧-૨-૨ માં બતાવવામાં આવેલો જલ્પ જો પ્રતિપક્ષની સ્થાપના વગરનો હોય તો તે વિતંડા કહેવાય છે. વાદીએ પોતાના પક્ષનો નિર્દેશ કર્યો અને તેને સિદ્ધ કરવાને હેતુ પણ આપ્યો; હવે પ્રતિવાદીએ પોતાનો પક્ષ સ્થાપવો જોઇએ, પણ જ્યારે પ્રતિવાદી તો પોતાનો પક્ષ જ સ્થાપિત કરતો નથી અને વાદીના પક્ષનું કેવળ ખંડન જ કર્યે જાય છે, ત્યારે સમજવું કે પ્રતિવાદી તો માત્ર વિતંડા જ કરે છે. પ્રતિવાદી સમજે છે કે વાદીના પક્ષનું ખંડન થશે એટલે મારે જે સિદ્ધ કરવાનું છે, તે આપોઆપ સિદ્ધ થઈ જશે.

આ પ્રમાણે વાદીને પક્ષ હોય છે, પણ તે માત્ર પક્ષની સ્થાપના કરતો નથી. ખંડન કરવામાં વિતંડાવાદી પ્રમાણનો, પ્રમાણાભાસનો, છલનો અને નિગ્રહસ્થાયનો પણ ઉપયોગ કરે છે. વિતંડાનું ફળ પ્રતિવાદીના છુપા પક્ષની સિદ્ધિ થવી એ જ હોય છે. આવી વિતંડા રૂપ કથા મુમુક્ષુએ સ્વપક્ષના સમર્થન માટે કદિ પણ ઉપયોગમાં લેવી નહીં, માત્ર જયની ઇચ્છા રાખનારા, રાગ દ્વેષ વાળા વાદી પ્રતિવાદીઓ જ સ્વપક્ષના સમર્થન માટે વિતંડાનો આશ્રય લે છે. (૩)

## અથ હેત્વાભાસ પ્રકરણ.

હવે 'હેત્વાભાસ'નું સામાન્ય લક્ષણ તથા વિભાગો બતાવે છે.

**सव्यभिचारविरुद्धप्रकरणसमसाध्यसमातीतकाला हेत्वाभासाः ॥ ४ ॥**

**પદાર્થઃ**—(**सव्यभिचारविरुद्धप्रकरणसमसाध्यसमातीतकालाः**) સવ્યભિચાર, વિરુદ્ધ, પ્રકરણસમ, સાધ્યસમ અને કાલાતીત (**हेत्वाभासाः**) એ પાંચ હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં હેત્વાભાસનું જે નિર્વચન છે, તેજ હેત્વાભાસનું સામાન્ય લક્ષણ છે.

જે સાચા હેતુ ન હોય છતાં ઉપલક દૃષ્ટિથી હેતુ જેવા જણાય, તે હેત્વાભાસ કહેવાય છે. આના સંબંધમાં ન્યાયવાર્તિકકાર આ પ્રમાણે લખે છે.

**किं पुनर्हेतुभिरहेतूनां सामान्यम्? येन हेतुवदाभासन्ते इति। प्रतिज्ञानन्तरं प्रयोगः सामान्यम्। यथैव हेतवः प्रतिज्ञानन्तरं प्रयुज्यन्ते, एवं हेत्वाभासा अपि इत्येव सामान्यम्।**

અર્થ:—હેતુ સાથે હેત્વાભાસોનું સામાન્ય શું છે? કે જેથી તે હેતુ જેવા જણાય છે. ઉત્તર, પ્રતિજ્ઞા કર્યા પછી તરત એનો પાંચમી વિભક્તિમાં પ્રયોગ કરવો તે. જેમ પ્રતિજ્ઞા કર્યા પછી હેતુઓનો પ્રયોગ થાય છે તેમ પ્રતિજ્ઞા કર્યા પછી હેત્વાભાસોનો પણ પ્રયોગ થાય છે.

જેમ **पर्वतो वह्निमान् धूमात्** આ સાચો હેતુ છે અને પ્રતિજ્ઞા પછી હેતુનો નિર્દેશ છે, તેમ

**देवदत्तो बुद्धिमान्, मनुष्यत्वात्।**
**मनुष्यः पशुः, प्राणित्वात्।**
**जीवात्मा जन्यः, प्रमेयत्वात्।**

આ ત્રણે ખોટા હેતુઓ છે, પણ પ્રતિજ્ઞા વાક્ય પછી પાંચમી વિભક્તિમાં પ્રયોજાયેલા હોવાથી હેતુ જેવા જણાય છે, માટે હેત્વાભાસો છે.

જેનું (૧) પક્ષમાં હોવું, (૨) સપક્ષમાં હોવું, (૩) વિપક્ષમાં ન હોવું, (૪) બાધ ન હોવો, (૫) અને જેનો વિરોધી હેતુ ન હોય; તે સાચો કહેવાય છે. આ પાંચમાંથી હેતુમાં એક પણ બાબતની ખામી હોય તો, તે હેત્વાભાસ થઈ જાય છે. આવી પણ વ્યાખ્યા વિશ્વનાથ વૃત્તિમાં કરેલી છે.

સાધ્ય અને હેતુની વ્યાપ્તિ બાંધવામાં જ્યારે ભૂલ થાય છે, ત્યારે હેત્વાભાસ થાય છે, આવી ભૂલો અનેક પ્રકારની થાય છે તેથી તેને અનુસરી હેત્વાભાસ પણ અનેક પ્રકારના થાય છે. પણ મહર્ષિએ પાંચમાં જ સર્વનું વર્ગીકરણ કર્યું છે. હેત્વાભાસથી કરવામાં આવતી અનુમિતિ ખોટી પડે છે. ખોટો વ્યાપ્તિ રૂપ સંબંધ અનુમિતિનો પ્રતિબંધક બને છે, તેથી સાધ્ય અને સાધનના અવ્યભિચરિત સંબંધના નિર્ણય કરવામાં બહુ સાવચેત રહેવું જોઇએ. (૪)

હવે 'સવ્યભિચાર' હેત્વાભાસનું લક્ષણ બાંધે છે.

## अनैकान्तिकः सव्यभिचारः ॥ ५ ॥

**પદાર્થઃ—**( **अनैकान्तिकः** ) કોઈ પણ બે વસ્તુને એક બીજા સાથે નિયત સહચાર ન હોવો તે ( **सव्यभिचारः** ) સવ્યભિચાર હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થઃ—**આ સૂત્રમાં બે પદો છે અને એ બંને પર્યાય વાચક છે. ગમે તેને લક્ષણ અને ગમે તેને લક્ષ્યવાચક માની શકાય છે. ઐકાન્તિક એટલે બેમાંથી એકની સાથે અર્થાત્ કાંતો સાધ્ય સાથે કાંતો સાધ્યના અભાવ સાથે નિયમિત સાહચર્ય હોવું તે. ઐકાન્તિક એટલે નિયમિત સાહચર્ય. તે જેમાં ન હોય તે

અનૈકાંતિક હેત્વાભાસ કહેવાય છે. ઉદાહરણ તરીકે **नित्यः शब्दः, अस्पर्शत्वात्।** 'શબ્દ નિત્ય છે, કારણ કે તેમાં સ્પર્શ નથી.' આ ઠેકાણે પક્ષમાં નિત્યત્વ સાધ્ય છે અને નિત્યત્વનો અભાવ=અનિત્યત્વ એ સાધ્યાભાવ છે. અસ્પર્શત્વરૂપ હેતુનો સાધ્ય અર્થાત્ નિત્યત્વ સાથે નિયમિત સહચાર નથી. "જ્યાં જ્યાં અસ્પર્શત્વ છે ત્યાં ત્યાં નિત્યત્વ છે." આવી વ્યાપ્તિ બાંધી શકાતી નથી, કારણ કે અસ્પર્શત્વ બુદ્ધિમાં છે અને તેમાં નિત્યત્વ નથી. એટલે કે બુદ્ધિ અનિત્ય છે. હવે જો આપણે એવી વ્યાપ્તિ બાંધીએ કે 'જ્યાં જ્યાં અસ્પર્શત્વ છે, ત્યાં ત્યાં અનિત્યત્વ છે.' તો પણ બની શકતું નથી કારણ કે, અસ્પર્શત્વ આત્મામાં છે, ત્યાં અનિત્યત્વ નથી. માટે શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરવા માટે આપવામાં આવતો હેતુ એ હેતુ નથી પણ સવ્યભિચાર અથવા અનૈકાન્તિક નામનો હેત્વાભાસ છે.

**नित्यः शब्दः, अस्पर्शत्वात्। यत्र न नित्यत्वं तत्र न अस्पर्शत्वं यथा घटः** અહીં વ્યાપ્તિ જાણવા માટે ઘટનું જે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે, તે વ્યતિરેકી ઉદાહરણ કહી શકાય. આ ઘટ રૂપ ઉદાહરણમાં રહેલા અનિત્યત્વ અને સ્પર્શત્વ રૂપ બંને ધર્મોમાં સાધ્યસાધનભાવ નથી, કારણ કે, સ્પર્શવત્વ રૂપ ધર્મ પરમાણુમાં છે પણ ત્યાં અનિત્યત્વ નથી. સાધ્ય સાધનભાવ થઇ શકતો ન હોવાથી આપવામાં આવેલું વ્યતિરેકી ઉદાહરણ પણ બરાબર નથી.

**यो योऽस्पर्शवान् स स नित्यः।**

'જે જે અસ્પર્શવાન્ હોય તે તે નિત્ય હોય.' આમ માનીને જો આત્માને દૃષ્ટાંત તરીકે લઇએ તો તે અન્વયી ઉદાહરણ કહેવાય.

અહીં પણ આત્મામાં રહેલા નિત્યત્વ અને અસ્પર્શવત્વ રૂપ ધર્મો સાધ્યસાધનભાવને ધારણ કરી શકતા નથી. કારણ કે અસ્પર્શવત્વ બુદ્ધિમાં છે ત્યાં નિત્યત્વ રૂપ સાધ્યધર્મ નથી, માટે આપવામાં આવેલું અન્વયી ઉદાહરણ પણ બરાબર નથી.

આ પ્રમાણે અન્વયી અને વ્યતિરેકી ઉદાહરણો તપાસતાં સ્પષ્ટ જણાય છે કે નિત્યત્વ રૂપ સાધ્યને સિદ્ધ કરવા માટે આપવામાં

આવતો 'અસ્પર્શત્વ' રૂપ હેતુ એ હેતુ નથી, પણ સવ્યભિચાર અથવા અનૈકાન્તિક હેત્વાભાસ છે.

**पर्वतो धूमवान् वह्नेः** અહીં વહ્નિ હેતુ પણ અનૈકાંતિક અર્થાત્ વ્યભિચારી હેત્વાભાસ ગણાય છે. કારણ કે વિપક્ષમાં હેતુનું હોવું એનું નામ વ્યભિચાર છે. ધૂમના અભાવવાળા તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિ વિદ્યમાન છે.

અનકાંતિક હેત્વાભાસ ત્રણ પ્રકારનો માનવામાં આવે છે. (૧) સાધારણ, (૨) અસાધારણ, (૩) અનુપસંહારી.

(૧) **शब्दोऽनित्यः, अस्पर्शत्वात्।**

આ સાધારણ અનૈકાંતિક હેત્વાભાસ.

(૨) **शब्दो नित्यः शब्दत्वात्।**

આ અસાધારણ અનૈકાંતિક હેત્વાભાસ. હેતુ જ્યારે સપક્ષમાં કે વિપક્ષમાં ન હોય પણ કેવળ પક્ષમાં જ હોય ત્યારે અસાધારણ હેત્વાભાસ કહેવાય છે.

(૩) **सर्वं नित्यं प्रमेयत्वात्।**

અહીં સર્વ પક્ષ થઈ જવાથી કોઇ સપક્ષ કે વિપક્ષ જ રહેતો નથી. તો પછી નિત્યત્વની વ્યાપ્તિ પ્રમેયત્વમાં છે કે નહીં? એ સંદેહ દૂર કરવા માટે કોઇ જાતનું ઉદાહરણ ન મળવાથી નિશ્ચિત વ્યાપ્તિ બાંધી શકાતી નથી, માટે નિત્યત્વ સાધક પ્રમેયત્વ હેતુ અનૈકાંતિક કેવલાન્વયી હેત્વાભાસ થઈ જાય છે.

જે હેતુને સપક્ષ કે વિપક્ષ ન હોય તે કેવલાન્વયી હેત્વાભાસ ગણાય છે.

ભાષ્યકારે સવ્યભિચારના આવા ત્રણ ભેદો બતાવ્યા નથી, પણ બીજા નૈયાયિકો માને છે, માટે અહીં બતાવવામાં આવ્યા છે. (૫)

હવે 'વિરુદ્ધ' હેત્વાભાસનું લક્ષણ બાંધે છે.

**सिद्धान्तमभ्युपेत्य तद्विरोधी विरुद्धः ॥ ६ ॥**

**પદાર્થ:**—(**सिद्धान्तम्**) સિદ્ધાન્ત=સાધ્યને (**अभ्युपेत्य**) સ્વીકારીને (**तद्विरोधी**) તેનાથી વિરોધ કરનાર હેતુનું સ્થાપન કરવું તે (**विरुद्धः**) વિરુદ્ધ હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં સિદ્ધાંતનો અર્થ સાધ્ય કરવો યોગ્ય છે. પક્ષમાં જે સાધ્યનો નિર્દેશ કર્યો હોય, તેજ સિધ્ધ થાય એવો હેતુ આપવો જોઇએ, પણ વાદી અથવા પ્રતિવાદી પોતાની સમજ શક્તિની ઊણપને લીધે જ્યારે સાધ્યથી ઉલટા અર્થને સિધ્ધ કરે એવો હેતુ આપે ત્યારે તે હેતુ ન ગણાતાં વિરુધ્ધ હેત્વાભાસ ગણાય છે.

જેમકેઃ—**अयं वह्निमान्; ह्रदत्वात्।** 'આ (પ્રદેશ) અગ્નિવાળો છે, કારણ કે તેમાં હ્રદત્વ (સરોવરત્વ) છે.' અહીં હ્રદત્વધર્મ, સાધ્યરૂપ જે અગ્નિ છે, તેના અભાવને સિધ્ધ કરે છે; કારણ કે હ્રદમાં (સરોવરમાં) અગ્નિ હોતો જ નથી.

જ્યાં જ્યાં હ્રદત્વ છે ત્યાં ત્યાં અગ્નિનો અભાવ છે.

બીજું ઉદાહરણ. **अयम् अश्वः, विषाणित्वात्** આ અશ્વ છે કારણ કે શીંગડાવાળું (પ્રાણી) છે. અહીં પણ વિષાણિત્વ અશ્વત્વને સિદ્ધ નથી કરતું પણ અશ્વત્વના અભાવને સિદ્ધ કરે છે, માટે વહ્નિસાધ્યક હ્રદત્વ હેતુ અને અશ્વત્વ-સાધ્યક વિષાણિત્વ હેતુ, વિરુદ્ધ હેત્વાભાસ ગણાય છે.

આગળ સૂત્ર ૧-૨-૭ માં બતાવવામાં આવનાર પ્રકરણસમ (સત્પ્રતિપક્ષ) હેત્વાભાસમાં વિરુદ્ધ હેત્વાભાસના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી, કારણ કે, સત્પ્રત્તિપક્ષ હેત્વાભાસમાં સાધ્યના અભાવને સિદ્ધ કરનાર બીજો હેતુ હોય છે, જ્યારે વિરુદ્ધ હેત્વાભાસમાં સાધ્ય સિદ્ધ કરવા માટે જે હેતુ પ્રયોજ્યો હોય તેજ હેતુ સાધ્યાભાવને સિદ્ધ કરે છે.

ભાષ્યકાર વાત્સ્યાયન મુનિએ સાંખ્ય સિદ્ધાંતને ઉદ્દેશીને આ પ્રમાણે વિરુદ્ધ હેત્વાભાસનું ઉદાહણ આપ્યું છે; જેમકે:—

**सोऽयं विकारो व्यक्तेरपैति, नित्यत्वप्रतिषेधात्। अपेतोऽपि अस्ति विनाशप्रतिषेधात्, न नित्यो विकार उपपद्यते इत्येव हेतु र्व्यक्तेरपेतोऽपि अस्ति इत्यनेन स्वसिद्धान्तेन विरुध्यते।**

અર્થ:—મહત્તત્વથી લઇ મહાભૂતપર્યન્ત સર્વ વિકારો વ્યક્તિથી (ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ પરિણામોથી) રહિત થાય છે, જેમકે:—ઘટ ફુટી જાય એટલે તે વ્યક્તિથી રહિત થયો ગણાય, કારણ કે, વિકારને નિત્ય માનવામાં આવતો નથી. આ થયો હેતુ.

'વિકાર વ્યક્તિથી રહિત થવા છતાં તે વિદ્યમાન છે' આ માનવું અને 'વિકાર નિત્ય માનવામાં આવતો નથી' આ માનવું પરસ્પર વિરુદ્ધ ગણાય, અર્થાત્ જો વિકાર સદૈવ છે તો પછી તે નિત્ય નથી.' એમ કેમ કહી શકાય? માટે 'વિકાર સદૈવ છે, કારણ કે, વિકાર નિત્ય માનવામાં આવતો નથી.' આ વિરુદ્ધ હેત્વાભાસ થયો કહેવાય.

પ્રશસ્તપાદાચાર્ય વિરુદ્ધ હેત્વાભાસની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે.

**यो ह्यनुमेयेऽविद्यमानोऽपि तत्समानजातीये सर्वस्मिन् नास्ति, तद्विपरीते चास्ति स विपरीतसाधनाद् विरुद्धः यथा, यस्माद् विषाणी तस्मादश्वः।**

અર્થ:—જે પક્ષમાં ન હોય અને તેના સમાનજાતીય અર્થાત્ સર્વ સપક્ષમાં પણ, ન હોય અને તેના વિપરીત અર્થાત્ વિપક્ષમાં હોય તે વિપરીત સાધક હોવાથી વિરુદ્ધ હેત્વાભાસ કહેવાય છે. જેમકે:— **अयमश्वः, विषाणित्वात्.** આ અશ્વ છે, કારણ કે શીંગડાવાળો છે. બીજું ઉદાહરણ. **नित्यः शब्दः, कृतकत्वात्**

'શબ્દ નિત્ય છે' કારણ કે તે ક્રિયાથી ઉત્પન્ન થાય છે. અહીં કૃતકત્વ હેતુ સર્વત્ર નિત્યત્વાભાવવાળામાં–હોવાથી વિરુદ્ધ હેત્વાભાસ ગણાય છે. આ પ્રમાણે સાધ્યના અભાવનો વ્યાપક થયેલો હેતુ વિરુદ્ધ હેત્વાભાસ કહેવાય છે. (૬)

હવે 'પ્રકરણસમ' હેત્વાભાસનું લક્ષણ બાંધે છે.

**यस्मात् प्रकरणचिन्ता स निर्णयार्थ मपदिष्टः स प्रकरणसमः ॥ ७ ॥**

**પદાર્થ**:—(**यस्मात्**) જેનાથી (**प्रकरणचिन्ता**) સાધ્ય સંબંધી સમીક્ષા ચાલુજ રહે એવો જે હેતુ (**निर्णयार्थम्**) નિર્ણયને માટે (**अपदिष्टः**)આપવામાં આવ્યો હોય તે (**प्रकरणसमः**) પ્રકરણ સમ હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થ**:—નિર્ણય લાવવા માટે જેના ઉપર વિચાર થતો હોય તે પ્રકરણ કહેવાય છે. ભાષ્યકાર લખે છે કે **विमर्शाधिष्ठानौ पक्षप्रतिपक्षौ अनवसितौ प्रकरणम्** સાધ્યવાળો પક્ષ અને સાધ્યના અભાવવાળો પ્રતિપક્ષ કહેવાય છે. જ્યારે એ બંને ઉપર નિર્ણય મેળવવા માટે વિચાર ચાલુ હોય છે, ત્યારે તે પ્રકરણ કહેવાય છે. જ્યારે એમાંથી એકનો નિર્ણય થઈ જાય ત્યારે પ્રકરણ બંધ થાય છે. ચિન્તા શબ્દનો અર્થ પણ ભાષ્યકાર આ પ્રમાણે લખે છે.

**तस्य (प्रकरणस्य) चिन्ता विमर्शात् प्रभृति प्राङ् निर्णयात् यत्समीक्षणं सा जिज्ञासा.**

પ્રકરણની ચિન્તા એટલે સાધ્ય ઉપર જે સંદેહ થયો હોય તેને દૂર કરવા માટે નિર્ણય આવે ત્યાંસુધી જે એકધારી સમીક્ષા ચાલુ રહે છે, તે ચિંતા; અથવા જિજ્ઞાસા.

હવે હેતુનું એ કામ છે કે આવે ઠેકાણે નિર્ણય કરવો, કે, જેથી પ્રકરણની સમીક્ષા પૂરી થાય. અને તેની સાથે પક્ષ અને પ્રતિપક્ષ પણ દૂર થાય. આવા સ્થળે વાદી અથવા પ્રતિવાદી પોતાની અશક્તિને લીધે એવો હેતુ આપે કે જેથી પ્રકરણનો વિચાર ચાલુજ રહે, નિર્ણય આપી શકેજ નહિ, ત્યારે તે હેતુ પ્રકરણ-જેવોજ થયો અર્થાત્ પ્રકરણસમ થયો. આવા હેતુને સત્પ્રતિપક્ષ હેત્વાભાસ પણ કહે છે.

ઉદાહરણ. **अनित्यः शब्दः, नित्यधर्मानुपलब्धेः। अनुपलभ्यमाननित्यधर्मकम्, अनित्यं दृष्टम्, यथा स्थाल्यादि।**

અર્થ:—શબ્દ અનિત્ય છે, કારણ કે તેમાં નિત્યધર્મ જણાતો નથી. જેમાં નિત્યનો ધર્મ ન જણાય તે અનિત્ય હોય છે. જેમકે થાળી આદિ.

અહીં 'નિત્યધર્મ જણાતો નથી' એ જે હેતુ આપ્યો છે તે કેવળ સામાન્ય વાત કહી, તેનાથી કશો નિર્ણય આવી શકતો નથી, કારણ કે પ્રતિવાદી પણ તેનાજ જેવો બીજો હેતુ આપી એજ પક્ષમાં સાધ્યનો અભાવ બતાવી શકે છે. જેમકે **नित्य शब्दः, अनित्यधर्मानुपलब्धेः। अनुपलभ्यमानानित्यधर्मकं नित्यं दृष्टम्,** શબ્દ નિત્ય છે, કારણ કે તેમાં અનિત્યનો ધર્મ જણાતો નથી, જેમાં અનિત્યનો ધર્મ ન જણાય તે નિત્ય હોય છે; જેમકે આકાશ આદિ.

આવી રીતે પરસ્પર વિરુદ્ધ તુલ્યબલવાળા હેતુઓથી સાધ્યની કે સાધ્યાભાવની પક્ષમાં સિદ્ધિ થઈ શકતી નથી. શબ્દમાં નિત્યત્વ પણ હોય અને અનિત્યત્વ પણ હોય એમ કેમ બની શકે? બેમાંથી એકજ હોઈ શકે, કારણ કે, એક વસ્તુનાં બે સ્વરૂપ હોતાં નથી. અગ્નિ ગરમ પણ હોય અને ઠંડો પણ હોય આવાં બે સ્વરૂપ અગ્નિના શું કદિ સંભવી શકે? માટે ઉપર આપેલા તુલ્યબલવાળા **नित्यधर्मानुपलब्धेः** અને **अनित्यधर्मानुपलब्धेः** બંને હેતુઓ સાધ્યનો નિર્ણય કરાવી શકતા નથી અર્થાત્ એવા હેતુઓથી અનુમાન થઈ શકતું નથી. શબ્દની અંદર એવા કોઇ વિશેષ ધર્મનું જ્ઞાન થવું જોઇએ કે જેથી નિશ્ચય થાય કે શબ્દ અમુક કારણને લીધે અનિત્ય છે. અનિત્યત્વનો સાધક કોઇ વિશેષ ધર્મ હેતુ તરીકે આપવામાં આવે તો જ શબ્દમાં અનિત્યત્વની અનુમતિ થઈ શકે અને પ્રકરણ પણ સમાપ્ત થઈ જાય. સંશયને દૂર કરનાર સમાન્ય ધર્મનું જ્ઞાન નહીં પણ વિશેષ ધર્મનું જ્ઞાન જ હોય છે.

પ્રકરણસમ હેતુ સંશયને ઉત્પન્ન કરનાર નહીં પણ સાધ્ય વિષયક સંશયને ચાલુ રાખનાર હોય છે.

કેટલાક નૈયાયિકો સત્પ્રતિપક્ષનું લક્ષણ આ પ્રમાણે બાંધે છે.

**यस्य साध्याभावसाधकं हेत्वन्तरं स सत्प्रतिपक्षः।** જે હેતુને સાધ્યાભાવ સાધક બીજો સમાન બળવાળો હેતુ પ્રતિદ્વન્દ્વી રૂપે હોય તે હેતુ સત્પ્રતિપક્ષ કહેવાય છે.

ઉદાહરણ. **शब्दो नित्यः श्रावणत्वात्।** શબ્દ નિત્ય છે, કારણ કે તે શ્રવણેન્દ્રિયથી ગ્રાહ્ય છે. જે શ્રવણેન્દ્રિયથી ગ્રાહ્ય હોય છે, તે નિત્ય હોય છે, જેમકે શબ્દમાં રહેલું શબ્દત્વ. શબ્દત્વ એ જાતિ છે અને તેથી તે નિત્ય છે. શબ્દત્વનું ગ્રહણ શ્રવણેન્દ્રિયથી જ થાય છે, કારણ કે જે ઇન્દ્રિયથી જે ગુણનું જ્ઞાન થાય છે, તે ગુણમાં રહેલી જાતિ પણ તેજ ઇન્દ્રિયથી ગ્રાહ્ય હોય છે.

ઉપરના ઉદાહરણમાં જે શ્રાવણત્વ હેતુ આપ્યો છે તેનો વિરોધી હેતુ નિત્યત્વના અભાવને જણાવનાર પણ છે. જેમકે **शब्दः, अनित्यः, कार्यत्वात्** શબ્દ અનિત્ય છે, કારણ કે તે કાર્ય છે. અહીં શબ્દ રૂપ પક્ષમાં સાધ્ય રૂપ નિત્યત્વના અભાવને સિદ્ધ કરનાર કાર્યત્વ હેતુ છે. શબ્દ પ્રયત્ન કરવાથી ઉત્પન્ન થાય છે માટે તેમાં કાર્યત્વ છેજ. જેમાં કાર્યત્વ હોય અર્થાત્ જે પદાર્થ ઉત્પન્ન થતો હોય, તે નિત્ય હોઈ શકે નહિ. આ પ્રમાણે કાર્યત્વ હેતુ શ્રાવણત્વ હેતુનો વિરોધી હેતુ છે, કારણ કે શ્રાવણત્વ નિત્યત્વનો સાધક છે. જ્યારે કાર્યત્વ અનિત્યત્વનો સાધક છે. આ ઉપરથી શ્રાવણત્વ હેતુ સત્પ્રતિપક્ષ હેત્વાભાસ છે એ સિદ્ધ થાય છે. કાર્યત્વ કોઈ દિવસ નિત્યમાં રહી શકતું નથી, જ્યારે શ્રાવણત્વ અનિત્ય શબ્દમાં પણ રહી શકે છે, માટે શ્રાવણત્વ હેતુ નિત્યત્વ સિદ્ધ કરવા સમર્થ છે. આમ બંને હેતુઓમાં બલાબલનો વિચાર કરતાં શ્રાવણત્વ હેતુમાં નિર્બલતા જણાયાથી શ્રાવણત્વ હેતુ જ સત્પ્રતિપક્ષ હેત્વાભાસ થાય છે.

જે વખતે સાધ્યની વ્યાપ્તિ હેતુમાં છે એવું જ્ઞાન હોય તેજ વખતે તેજ સાધ્યના અભાવની વ્યાપ્તિ બીજા હેતુમાં છે એવું જ્ઞાન જ્યારે હોય ત્યારે તે અનુમિતિનું (નિર્ણયનું) પ્રતિબંધક બને છે.

સત્પ્રતિપક્ષ હેત્વાભાસમાં અનુમિતિની એવી જાતની પ્રતિબંધકતા હોય છે. **शब्दो नित्यः श्रावणत्वात्।** અહીં જે વખતે નિત્યત્વ રૂપ સાધ્યની વ્યાપ્તિ શ્રાવણત્વ રૂપ હેતુમાં જણાય છે તેજ વખતે **शब्दः अनित्यः कार्यत्वात्** નિત્યત્વના અભાવ રૂપ સાધ્યાભાવની વ્યાપ્તિ કાર્યત્વ હેતુમાં જણાયાથી શ્રાવણત્વ હેતુ નિત્યત્વનું અનુમાન કરાવી શકતો નથી. આવા હેત્વાભાસો પ્રકરણસમ અથવા સત્પ્રતિપક્ષ કહેવાય છે. (૭)

હવે 'સાધ્યસમ' હેત્વાભાસનું લક્ષણ બાંધવામાં આવે છે.

## साध्याविशिष्टः साध्यत्वात् साध्यसमः ॥८॥

**પદાર્થ:**—(**साध्याविशिष्टः**) સાધ્યની સાથે જેની સમાનતા હોય તેમાં (**साध्यत्वात्**) સાધ્યત્વ હોવાથી તે હેતુ (**साध्यसमः**) હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થ:**—પક્ષમાં જેમ વહ્નિ-આદિ સાધ્ય હોય છે તેમ સાધ્યને સિદ્ધ કરવા આપેલો હેતુ પણ જો સિદ્ધ કરવા યોગ્ય હોય, અર્થાત્ અસિદ્ધ હોય, તો તે સાધ્યનો સાધક બની શકતો નથી. જે સિદ્ધ હોય તેજ હેતુ થઇ શકે છે, અસિદ્ધ નહીં. ભાષ્યમાં આ પ્રમાણે ઉદાહરણ આપવામાં આવેલું છે. **द्रव्यं छाया, गतिमत्वात्।** અહીં છાયા પક્ષ છે અને તેમાં દ્રવ્યત્વ સાધ્ય બતાવ્યું છે. 'ગતિમત્વ' એ હેતુ તરીકે બતાવ્યું છે. છાયા એ દ્રવ્ય છે કારણ કે, તેમાં ગતિમત્વ (ગતિ) છે. આ ઠેકાણે જે ગતિમત્વ હેતુ છે તે અસિદ્ધ છે, કારણ કે છાયામાં ગતિ છે કે નહિ? તે સિદ્ધ કરવાનું છે. જ્યાં સુધી છાયામાં ગતિ સિદ્ધ ન થાય ત્યાં સુધી છાયામાં દ્રવ્યત્વ સિદ્ધ થઈ શકે નહિ, અર્થાત્ છાયા દ્રવ્ય છે એમ સિદ્ધ થઈ શકે નહિ.

છાયા એ શી વસ્તુ છે એનો વિચાર પ્રથમ કરવો જોઇએ. પ્રકાશનો જે અભાવ તેજ છાયા છે, માટે તેમાં ગતિ હોઈ શકે

નહિ. છાયા જે ચાલતી જણાય છે તે તો માત્ર ભ્રમ છે અને ભ્રમ થવાનું કારણ આ પ્રમાણે છે. પુરુષ પ્રકાશમાં જેમ જેમ આગળ ચાલતો જાય છે તેમ તેમ તેના શરીરનું આવરણ પ્રકાશમાં પડે છે અને તેથી પ્રકાશનું સંધાન ક્રમથી વારંવાર તૂટતું અને સંધાતું જણાય છે. આ પ્રમાણે પ્રકાશમાં પુરુષ–આદિ સ્થલ દ્રવ્યના ચાલવાથી પ્રકાશમાં ક્રમથી વારંવાર થતાં આવરણોને લીધે પ્રકાશના અસંનિધાનોની જે પરંપરા જણાય છે તેને જ લોકો 'છાયા ચાલે છે' એમ કહે છે. છાયા તો પ્રકાશના અભાવને જ કહેવામાં આવે છે. પ્રકાશના અભાવનું જ નામ અંધકાર છે, છાયા પણ આછો અંધકાર જ છે. દ્રવ્યમાં જ ગુણ અને ક્રિયા રહી શકે છે. છાયા તો પ્રકાશનો અભાવ હોવાથી તેમાં નથી કોઈ ગુણ કે નથી કોઈ ક્રિયા. ગતિ રૂપ ક્રિયાની જે પ્રતીતિ થાય છે તે તો માત્ર ઉપર બતાવેલા કારણને લીધે ભ્રમ જ છે. છાયામાં કે અંધકારમાં કોઈ પણ જાતનું કાળું રૂપ પણ નથી, કારણ કે, કોઈ પણ કાળી અથવા કોઈ પણ રૂપવાળી વસ્તુ જોવી હોય તો બાહ્ય પ્રકાશની મદદથી જ જોઈ શકાય છે, જ્યારે અંધકારનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા બાહ્ય પ્રકાશની જ જરૂર પડતી નથી. આ કારણથી છાયા એ દ્રવ્ય જ નથી, તો તેમાં ગતિ હોઈ શકે જ નહિ. માટે 'ગતિમત્વ' હેતુ સાધ્યસમ હેત્વાભાસ છે.

નવીન નૈયાયિકો સાધ્યસમ હેત્વાભાસને અસિદ્ધ હેત્વાભાસ કહે છે અને તેના ત્રણ વિભાગ પાડે છે. (૧) આશ્રયાસિદ્ધ (૨) સ્વરૂપાસિદ્ધ અને (૩) વ્યાપ્યત્વાસિદ્ધ. આની વ્યાખ્યા ન્યાયવાર્તિક તથા વિશ્વનાથવૃત્તિ આદિ ગ્રન્થોમાં જોઈ લેવી. સૂત્રકારે તથા ભાષ્યકારે સાધ્યસમ હેત્વાભાસના વિભાગો પાડ્યા નથી. **परमाणुः अनित्यः, मूर्तत्वात्। मनः अमूर्तम्, अस्पर्शत्वात्। काञ्चनमयः पर्वतः वह्निमान्, धूमात्। ह्रदो द्रव्यं, धूमात्।** ઈત્યાદિ સાધ્યસમ અથવા અસિદ્ધ હેત્વાભાસનાં ઉદાહરણો છે. (૮)

હવે 'કાલાતીત' હેત્વાભાસનું લક્ષણ બાંધે છે.

## कालात्ययापदिष्टः कालातीतः ॥९॥

**પદાર્થ**:—(**कालात्ययापदिष्टः**) સાધ્યકાલના અભાવમાં પ્રયુક્ત કરવામાં આવેલો હેતુ (**कालातीतः**) કાલાતીત હેત્વાભાસ કહેવાય છે.

**ભાવાર્થ**:—સાધ્યની સિદ્ધિ માટે જે અર્થ હેતુ તરીકે બતાવવામાં આવ્યો હોય તેનો એક ભાગ સાધ્યના અભાવ સાથે જોડાયો હોય તે કાલાતીત હેત્વાભાસ કહેવાય છે. ઉદાહરણ, **नित्यः शब्दः, संयोगव्यङ्ग्यत्वात्। रूपवत्।** શબ્દ નિત્ય છે, કારણ કે તે સંયોગથી વ્યંગ્ય થાય છે અર્થાત્ પ્રકટ થાય છે. જેમકે રૂપ.

જે વસ્તુ વિદ્યમાન હોય છે તેની જ અભિવ્યક્તિ થાય છે. જેમકે પ્રદીપ આદિના પ્રકાશના સંયોગ પહેલાં અને પછી ઘટમાં રૂપ વિદ્યમાન છે, માટે જ્યારે પ્રદીપ–આદિના પ્રકાશનો સંયોગ ઘટ સાથે થાય છે ત્યારે રૂપ અભિવ્યક્ત થાય છે અર્થાત્ અંધારામાં જે રૂપ નહોતું દેખાતું તે હવે પ્રકાશના સંયોગથી દેખાય છે. પ્રદીપના પ્રકાશના સંબંધથી કંઇ ઘટમાં રૂપ ઉત્પન્ન થતું નથી.

શબ્દને નિત્ય માનનારા વિદ્વાનો કહે છે કે રૂપની પેઠે શબ્દ પણ વિદ્યમાન છે, એટલે કે ભેરી સાથે જ્યારે દંડનો સંયોગ થયો તે પહેલાં ત્યાં શબ્દ હતો જ, ભેરી અને દંડના સંયોગે તો માત્ર શબ્દને અભિવ્યક્ત અર્થાત્ પ્રકટ કર્યો છે. લાકડા અને કુહાડાના સંયોગથી પણ જે શબ્દ વિદ્યમાન છે તે જ પ્રકટ થાય છે અને સંભળાય છે. એ સંયોગ કંઈ શબ્દને ઉત્પન્ન કરતો નથી. આ પ્રમાણે શબ્દ રૂપ પક્ષમાં સંયોગવ્યંગ્યત્વ રૂપ હેતુ હોવાથી શબ્દમાં નિત્યત્વ સિદ્ધ થાય છે.

ભાષ્યકાર નિત્યત્વ–સાધક સંયોગવ્યંગ્યત્વ હેતુને અસત્ય ઠરાવે છે, તે આ પ્રમાણે. વ્યંગ અને વ્યંજકનો જે નિયમ છે તે શબ્દમાં જણાતો નથી. જે વખતે વ્યંજકનો સંબંધ વ્યંગ્ય સાથે

હોય છે તેજ વખતે વ્યંગ દેખાય છે, વ્યંજક દૂર થતાંજ વ્યંગ્ય દેખાતું બંધ પડે છે. સાથે જ્યાંસુધી પ્રકાશનો સંયોગ હોય છે ત્યાંસુધી તેનું રૂપ દેખાય ઘટ ઉપરથી પ્રકાશનો સંયોગ દૂર થતાંજ ઘટનું રૂપ દેખાતું બંધ પડે છે.

શબ્દમાં આ જાતનો વ્યંગ્ય અને વ્યંજકનો નિયમ જોવામાં આવતો નથી. ભેરી સાથે દંડનો સંયોગ થઇ ગયા પછી ભેરી અને દંડના વિભાગ વખતે દૂર ઉભેલો માણુસ શબ્દને સાંભળે છે. ભેરી અને દંડનો સંયોગ જો શબ્દનો વ્યંજક હોય તો વ્યંજક રૂપ સંયોગ નાશ પામ્યા પછી વ્યંજક શબ્દનું શ્રવણ ન થવું જોઇએ. શું પ્રકાશનો સંબંધ નાશ પામ્યા પછી ઘટનું રૂપ દેખાય છે? નહીંજ. માટે શબ્દ સંયોગથી વ્યંગ્ય થતો નથી.

આ ઉપરથી સમજાય છે કે સંયોગવ્યંગ્યત્વ જે હેતુ છે, તેનો એક ભાગ સંયોગ છે તે શબ્દ ન હોતો તે વખતે થયેલો છે, માટે શબ્દના અભાવ વખતે હેતુ પ્રયોજાયેલો હોવાથી, સંયોગવ્યંગ્યત્વ વ્યંજક હેતુ નથી પણ, કાલાત્યયાપદિષ્ટ હેત્વાભાસ છે.

ભેરી અને દંડના સંયોગથી શબ્દ ઉત્પન્ન થાય છે. કારણ કે, ઉત્પાદક નષ્ટ થયા પછી પણ ઉત્પન્ન થયેલાનો સાક્ષાત્કાર થઇ શકે છે, પણ વ્યંજકના નાશ થવા પછી વ્યંગ્યનો સાક્ષાત્કાર થઇ શકતો નથી, માટે શબ્દ વ્યંગ નથી.

આ કારણથી **शब्दो नित्यः, संयोगव्यंग्यत्वात्**। અહીં આપવામાં આવેલો હેતુ નથી પણ કાલાતીત હેત્વાભાસ છે.

ન્યાયમંજરીકાર 'સંયોગવ્યંગ્યત્વાત્' એ હેત્વાભાસને કાલાતીત ન ગણતાં અસિદ્ધ હેત્વાભાસ ગણે છે.

નવીન નૈયાયિકો કાલાતીત હેત્વાભાસનેજ બાધ હેત્વાભાસ ગણે છે. તેઓના મતમાં ઉદાહરણ આ પ્રમાણે છે. **वह्नि रनुष्णः कृतकत्वात्**। અગ્નિ અનુષ્ણ છે કારણ કે તેમાં કૃતકત્વ છે.

અહીં સ્પાર્શન પ્રત્યક્ષથીજ અનુષ્ણત્વના અભાવનો નિશ્ચય થાય છે.

"જ્યારે પક્ષમાં પ્રત્યક્ષ અથવા શબ્દ પ્રમાણથી સાધ્યના અભાવનો નિશ્ચય હોય ત્યારે પક્ષમાં સાધ્યને સિદ્ધ કરવા આપવામાં આવતો હેતુ બાધ હેત્વાભાસ કહેવાય છે. અને કેટલાક તેને બાધિત સાધ્યક હેત્વાભાસ કહે છે."

કેટલાક વિદ્વાનો આ સૂત્રનો બીજી રીતે આવો અર્થ કરે છે. 'પ્રતિજ્ઞા આદિ ન્યાયના પાંચ અવયવ વાક્યોનો જે ક્રમ બતાવ્યો છે, તે ક્રમ ફેરવીને વાક્યનો ઉપયોગ કરવો તેનું નામ 'કાલાતીત' હેત્વાભાસ.' જેમકે **महानसवत् धूमाद् वह्निमान् पर्वतः** ઈત્યાદિ.

ભાષ્યકાર આ અર્થનું ખંડન કરે છે. તેઓ લખે છે કે **यस्य येनाभिसम्बन्धो दूरस्थस्यापि तस्य सः। अर्थ तो ह्यसमर्थानामानन्तर्यमकारणम्॥** જે વાક્યનો જે વાક્ય સાથે સંબંધ હોય છે, તે તેની પાસે હોય કે દૂર હોય, ક્રમમાં હોય કે અક્રમમાં હોય તોપણ સંબંધ કાયમ રહે છે, અને તે અર્થ જણાવી શકે છે. જો અર્થપ્રયુક્ત બે વાક્યમાં પરસ્પર સામર્થ્ય જ ન હોય તો તેનું આનન્તર્ય અર્થ બોધનનું કારણ થઈ શકતું નથી.

ન્યાયમંજરીકાર પણ લખે છે કે

**अक्षयप्रतिबन्धस्य साध्यावगतिकारिणः।**
**क्रमातिक्रममात्रेण न हेत्वाभासता भवेत्॥**

સાધ્યનું અનુમાન કરનાર વ્યાપ્તિ રૂપ સંબંધ જો અક્ષત હોય તો ક્રમમાં ફેરફારથી હેતુ કંઈ હેત્વાભાસ થઈ જતો નથી.

ન્યાયના વાક્યોના ક્રમને ફેરવી વાક્ય પ્રયોગ કરવાથી 'અપ્રાપ્તકાલ' નામનું નિગ્રહસ્થાન તો થઈ શકે છે. **अवयवविपर्यासवचनमप्राप्तकालम्।** ૫-૨-૧૧

આ પ્રમાણે સૂત્રકારે પાંચમા અધ્યાયમાં 'અપ્રાપ્તકાલ' નામના નિગ્રહસ્થાનનું લક્ષણ બાંધ્યું છે માટે અપ્રાપ્તકાલ નિગ્રહસ્થાન અને કાલાતીત હેત્વાભાસમાં તફાવત છે.

'અન્ય પ્રમાણથી જ્યાં સાધ્યાભાવનો નિશ્ચય હોય ત્યાં સાધ્યને સિદ્ધ કરવા પ્રયોજેલો હેતુ, એજ કાલાતીત અથવા બાધિત હેત્વાભાસ છે એજ આ સૂત્રનો અર્થ છે. (૯)

ઇતિ હેત્વાભાસ પ્રકરણ સમાપ્ત.

હવે 'છળ' નું સામાન્ય લક્ષણ બાંધે છે.

**विचनविघातोऽर्थविकल्पोपपत्या छलम् ॥१०॥**

**પદાર્થ:—(अर्थविकल्पोपपत्या)** વાદીના ઇષ્ટ અર્થ કરતાં જુદા અર્થની ઉપપત્તિ કરીને (**वचनविघातः**) વાદીએ કહેલા વાકયનું ખંડન કરવું તેનું નામ (**छलम्**) છળ છે.

**ભાવાર્થ:—**જે શબ્દના અથવા વાકયના એક કરતાં વધારે અર્થ થતા હોય તેને ઠેકાણે વાદીએ પોતાના વાકયનો જે અર્થ ઇચ્છયો હોય તેજ અર્થ પ્રતિવાદીએ લેવો જોઇએ, પણ પ્રતિવાદી તેમ ન કરતાં વાદીના ઇષ્ટ અર્થનો ત્યાગ કરી જુદો જ અર્થ લઇ વાદીના વાકયનું ખંડન કરે ત્યારે સમજવું કે પ્રતિવાદી છળ કરે છે; અર્થાત્ જે અર્થમાં વક્તાનું તાત્પર્ય ન હોય તેવા અર્થની કલ્પના કરીને વક્તાના વાકયનું ખંડન કરવું તેનું નામ છળ. આના ઉદાહરણો વિશેષ છળોમાં આપવામાં આવશે. (૧૦)

હવે સામાન્ય છળના વિભાગો બતાવે છે.

**तत् त्रिविधं वाक्छलं सामान्यच्छल मुपचारच्छलं चेति ॥११॥**

**પદાર્થ:—(तत्)** તે (**त्रिविधम्**) છળ ત્રણ પ્રકારનો છે (**वाक्छलम्**) વાક્છળ (**सामान्यच्छलम्**) સામાન્ય છળ (**उपचारच्छलम् च इति**) અને ઉપચાર છળ.

**ભાવાર્થ:**—છળના ત્રણ વિભાગ છે. ૧ વાક્છળ ૨ સામાન્ય છળ અને ૩ ઉપચાર છળ. (૧૧)

હવે 'વાકછળ'નું લક્ષણ બાંધે છે.

## अविशेषाभिहितेऽर्थे वक्तुरभिप्रायादर्थान्तर-कल्पना वाक्छलम् ॥१२॥

**પદાર્થ:**—(**अविशेषाभिहिते**) સામાન્ય શબ્દથી કહેવાયલા (**अर्थे**) અર્થમાં (**वक्तुः**) વક્તાના (**अभिप्रायात्**) અભિપ્રાયથી (**अर्थान्तरकल्पना**) જુદા અર્થની કલ્પના કરવી તેનું નામ (**वाक्छलम्**) 'વાક્છળ' છે.

**ભાવાર્થ:**—જ્યાં એક શબ્દના અનેક અર્થ થતા હોય ત્યાં વક્તાના અભિપ્રાયથી જુદા જ અર્થની કલ્પના કરવી તેનું નામ વાક્છળ છે. ઉદાહરણ:—**नवकम्बलोऽयं मनुष्यः** આ વાકયમાં '**नवकम्बल**' શબ્દ નવ અને કંબલ બે શબ્દો જોડાઇને બન્યો છે, એટલે **नवकम्वल** સામાસિક શબ્દ છે. સમાસમાં નવ શબ્દ અનેકાર્થક થાય છે. નવ=નવો અને નવ=નવ સંખ્યા. આ કારણથી **नवकम्बल** નો અર્થ 'નવા કામળાવાળો' થાય છે અને 'નવ કામળા જેની પાસે છે' એવો પણ અર્થ થાય છે. આ ઉદાહરણમાં વક્તાનો અભિપ્રાય 'નવા કામળાવાળો' એવો છે. પ્રણ પ્રતિવાદી બીજો અર્થ લઇ કહે છે કે **कुतोऽस्य नव कम्बलाः?** નવ કામળા આની પાસે કયાં છે? આવી રીતે પ્રતિવાદી છળ કરી વક્તાના વાક્યને ખોટું ઠરાવવા મથે છે. આવી જાતના છળમાં વાણી નિમિત્ત હોવાથી વાક્છળ કહેવાય છે.

આવે ઠેકાણે પ્રતિવાદીએ પ્રકરણાદિથી વક્તાનું તાત્પર્ય કયા અર્થમાં છે તે જાણવું જોઇએ, અને પ્રકરણ આદિથી ન જાણી

શકાય તો વક્તાને પૂછવું જોઇએ કે, આ બે અર્થમાંથી તમે કયા અર્થને ઉદ્દેશીને વાક્ય બોલ્યા છો?

ભાષ્યકાર વાક્છળ કરનારના વાક્યનું આ પ્રમાણે ખંડન બતાવે છે. એક શબ્દનો એક અર્થ થાય તે વિશેષ શબ્દ, અને એક શબ્દના અનેક અર્થ થાય તે સામાન્ય અથવા સાધારણ શબ્દ કહેવાય છે. સામાન્ય શબ્દોનો અને વિશેષ શબ્દોનો પ્રયોગ અનાદિ કાળથી થતો આવ્યો છે, સામાન્ય શબ્દનો પ્રયોગ કંઈ નવો પ્રયોગ નથી. સામાન્ય શબ્દનો જ્યારે પ્રયોગ થયો હોય ત્યારે ત્યાં જે અર્થ ઘટી શકે તેજ અર્થ લેવો જોઇએ.

**नवकम्बलः** અહીં પ્રતિવાદી 'નવ કામળાવાળો' એવો અર્થ લે છે અને 'નવા કામળાવાળો' આવો અર્થ કેમ લેતો નથી? વક્તાનો અભિપ્રાય 'નવા કામળાવાળા'માં છે, તો પ્રતિવાદી એનાથી જુદો અર્થ શા માટે લે છે?

**अजां ग्रामं नय**=બકરીને ગામ લઈ જા.

**सर्पिराहर**= ઘી ખા.

**ब्राह्मणान् भोजय**=બ્રાહ્મણોને જમાડ.

આ ત્રણે વાકયોમાં બકરી, ઘી અને બ્રાહ્મણો સામાન્ય શબ્દો છે. (સામાન્ય=જાતિવાચક) છતાં અર્થ તો અમુક જ બકરી, અમુક જ ઘી અને અમુક જ બ્રાહ્મણો એવો કરવો પડે છે. સંસારભરની બકરીઓને ગામમાં લઈ જઈ શકાય નહીં, સંસારભરનું ઘી ખાઈ શકાય નહીં અને સંસારભરના બ્રાહ્મણોને જમાડી શકાય નહિ. આ ઉપરથી સમજવું જોઇએ કે સામાન્ય શબ્દનો પ્રયોગ કર્યો હોય છતાં તેનો અર્થ તો પ્રકરણાદિને અનુસરીને જે ઘટી શકે તેજ કરવો જોઇએ.

આ કારણથી **नवकम्बल** શબ્દ અનેક અર્થનો વાચક હોવા છતાં તેનો અર્થ વક્તાના તાત્પર્યને અનુસરીને જ કરવો જોઇએ, માટે પ્રતિવાદી વક્તાએ નહીં ઇચ્છેલો અર્થ લઈ વાદીના વાક્યનું જે ખંડન કર્યું છે, તે કોઈ પણ રીતે યોગ્ય નથી. (૧૨)

હવે સામાન્ય છળનું લક્ષણ બાંધે છે.

**संभवतोऽर्थस्यातिसामान्ययोगादसंभूतार्थ-कल्पना सामान्यच्छलम् ॥ १३ ॥**

**પદાર્થઃ**—(**संभवतः**) સંભવિત થતા (**अर्थस्य**) અર્થનો (**अतिसामान्ययोगात्**) અતિ સામાન્ય સાથે સંબંધ લગાવી (**असंभूतार्थकल्पना**) અસંભવિત અર્થની કલ્પના કરવી તેનું નામ (**सामान्यच्छलम्**) સામાન્ય છળ.

**ભાવાર્થઃ**—કોઈ સભામાં કોઈએ કોઈ પવિત્ર અને વિદ્વાન્ બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કે **अहो असौ ब्राह्मणो विद्याचरणसम्पन्नः!!** આ બ્રાહ્મણ કેટલો બધો સદાચારી અને વિદ્વાન્ છે!! આ સાંભળી કોઈ બીજા માણસે ઉક્ત વાકયને અનુમોદન આપતાં કહ્યું કે **संभवति ब्राह्मणे विद्यासम्पत्** બ્રાહ્મણમાં વિદ્યા અને પવિત્ર આચરણ હોવાં એ સંભવિત છે. આ સાંભળી કોઈ ત્રીજો છળવાદી બોલી ઉઠ્યો કે **यदि ब्राह्मणे विद्याचरणसम्पत् सम्भवेत्, व्रात्योऽपि ब्राह्मणः, सोऽपि अस्तु विद्याचरणसम्पन्न इति।** જો બ્રાહ્મણમાં વિદ્યા અને આચરણ સંભવતાં હોય તો વ્રાત્ય* પણ બ્રાહ્મણ છે તેથી તે પણ વિદ્યા અને સદાચાર યુક્ત હોવો જોઈએ. આ સામાન્ય છળ કર્યો કહેવાય. કારણ કે, બ્રાહ્મણત્વ એ સામાન્ય વસ્તુ છે અને તેનો વિદ્યા અને આચરણ સાથે કોઈક ઠેકાણે સંબંધ હોય છે અને કોઈક ઠેકાણે નથી પણ હોતો. વક્તાએ બ્રાહ્મણત્વને વિદ્યા અને આચરણના હેતુ તરીકે બતાવ્યું નથી. જે બ્રાહ્મણમાં વિદ્યા અને

---

*अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ મનુ. ૨-૩૯

જેનો સમય પ્રમાણે ઉપનયન સંસ્કાર ન થયો હોય તે વ્રાત્ય કહેવાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો મોડામાં મોડો ઉપનયનનો સમય ૧૬–૨૨ અને ૨૪ વરસનો હોય છે તેટલા સમયમાં જો એ સંસ્કાર ન થાય તો તેને 'વ્રાત્ય' એવું નામ આપવામાં આવ્યું છે.

સદાચાર હોય છે તે સાચો બ્રાહ્મણ છે અને જેમાં એ નથી, તે તો માત્ર નામનો *બ્રાહ્મણ છે. આથી જેવો ધૂમનો અગ્નિ સાથે અવ્યભિચારિત સંબંધ છે તેવો બ્રાહ્મણત્વનો વિદ્યા અને સદાચાર સાથે અવ્યભિચારી સંબંધ જણાતો નથી.

ભાષ્યકાર સામાન્ય છળવાદીને આ પ્રમાણે ઉત્તર આપે છે કે બ્રાહ્મણમાં વિદ્યા અને સદાચાર હોય, એ તો બ્રાહ્મણની પ્રશંસા છે, પણ એ કંઈ હેતુ તરીકે નથી, માટે તમે બ્રાહ્મણત્વને હેતુ તરીકે ગણી જે અસંભવિત અર્થની કલ્પના કરી છે તે છળ છે, અતઃ તમારૂં ખંડન અસત્ય છે. જેમ કોઈ કહે કે 'આ ખેતરમાં અનાજ સારૂં પાકે છે.' અહીં આ વાક્યનો ફલિતાર્થ ખેતરની પ્રશંસામાંજ છે, પણ એ ખેતર વગર બીએ, વગર ઋતુએ અને વગર વરસાદે ધાન્યના ઢગલા ઉત્પન્ન કરે છે એવો ભાવ નથી. તેજ પ્રમાણે બ્રાહ્મણ એ વિદ્યાનું અને સદાચારનું પાત્ર હોવું સંભવિત છે, હેતુ નથી, એટલો જ ઉક્ત વાક્યનો ભાવાર્થ છે.

પ્રશંસા અને હેતુ આ બંને એક વસ્તુ નથી. માટે પ્રતિવાદીએ અતિસામાન્યનો સંબંધ લગાવી વક્તાના વાક્યનું જે ખંડન કર્યું છે તે યોગ્ય નથી.

**अतिक्रान्ता क्वचित् विद्याचरणसम्पद् येन सामान्येन तत् अतिसामान्यम् ।**

જે સામાન્યરૂપ ધર્મ વિદ્યા અને આચરણને કોઈક ઠેકાણે ઉલ્લંઘન કરે તે અતિસામાન્ય કહેવાય છે. (૧૩)

---

* यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ મનુ. ૨-૧૫૭

અર્થ:—જેવો લાકડાનો હાથી અને જેવો ચામડાનો મૃગ છે તેવો જ અજ્ઞાની બ્રાહ્મણ છે. આ ત્રણ માત્ર હાથી, મૃગ અને બ્રાહ્મણ એવાં નામ જ ધારણ કરે છે.

હવે ઉપચાર છળનું લક્ષણ બાંધે છે.

**धर्मविकल्पनिर्देशेऽर्थसद्भावप्रतिषेध उपचार-च्छलम् ॥१४॥**

**પદાર્થ:**—(**धर्मविकल्पनिर्देशे**) અર્થનું કથન જુદી જુદી રીતે થતું હોવાથી (**अर्थसद्भावप्रतिषेधः**) વક્તાના ઇષ્ટ અર્થના સદ્ભાવનું ખંડન કરવું તે (**उपचारच्छलम्**) ઉપચાર છળ કહેવાય છે.

**ભાવાર્થ:**—શબ્દમાં અર્થનું ખંડન કરવાનાં બે જાતનાં સામર્થ્ય હોય છે, તેમાં એકનું નામ શકિત અને બીજાનું નામ લક્ષણા. શબ્દ શક્તિથી જે અર્થ જણાવે છે તે (અર્થ) શકય અથવા મુખ્ય કહેવાય છે અને લક્ષણાથી જે અર્થ જણાવે છે તે લાક્ષણિક, લક્ષ્ય અથવા ગૌણ કહેવાય છે.

ગંગા શબ્દ જ્યારે પાણીનો પ્રવાહરૂપ અર્થ જણાવે છે ત્યારે તે અર્થ (પ્રવાહ) મુખ્ય કહેવાય છે અને જ્યારે કીનારો અર્થ બતાવે ત્યારે તે ગૌણ અથવા લક્ષ્ય અર્થ કહેવાય છે. આ સૂત્રમાં વિકલ્પ શબ્દનો અર્થ શક્તિ અથવા લક્ષણા કરવો, કારણ કે તે બંને શબ્દના ધર્મ છે.

વક્તાએ શબ્દનો અર્થ જો મુખ્ય ઇચ્છિયો હોય તો સાંભળ-નારે મુખ્ય અર્થ લેવો જોઇએ અને જો ગૌણ અર્થ ઇચ્છિયો હોય તો ગાણ અર્થ લેવો જોઇએ.

જ્યારે મુખ્ય અર્થમાં શબ્દ-કથિત ધર્મ ન સંભવતો હોય ત્યારે મુખ્ય અર્થ સાથે સંબંધ રાખતો ગૌણ અર્થ લેવો પડે છે. જુઓ આ જ ગ્રન્થમાં અ. ૨. સૂત્ર ૬૪ **सहचरणस्थानेत्यादि**. બીજા ગ્રંથોમા પણ લખ્યું છે કે:

**मुख्यार्थबाधे तद्युक्तो ययान्योऽर्थः प्रतीयते।**
**रूढेः प्रयोजनाद्वासौ लक्षणा शक्तिरर्पिता ॥**

સાહિત્ય દર્પણ પરિચ્છેદ ૨-૫

જ્યારે મુખ્ય અર્થનો બાધ થાય ત્યારે લક્ષણાથી મુખ્ય અર્થ સાથે જોડાયેલા અર્થનું જ્ઞાન થાય. લક્ષણાનો ઉપયોગ રૂઢિને લીધે થાય છે અને કોઈ ખાસ પ્રસંગે પ્રયોજનને લીધે પણ થાય છે.

વક્તાએ કહ્યું કે **'मञ्चाः क्रोशन्ति'** માંચડા બોલે છે. (**मञ्चाः क्रोशन्ति** આવો પ્રયોગ સંસ્કૃત ભાષામાં રૂઢિને લીધે થાય છે.) આ સાંભળી છળવાદી ખંડન કરે છે કે **मञ्चस्थाः पुरुषाः क्रोशन्ति न तु मञ्चाः क्रोशन्ति** માંચડા ઉપર બેઠેલા પુરુષો બોલે છે, માંચડા બોલતા નથી.

આ ખંડન પ્રતિવાદીનું તદ્દન ખોટું છે, કારણ કે વાદીએ મંચ શબ્દનો ગૌણ અર્થ માંચડા ઉપર બેઠેલા પુરુષો જ લીધો છે, કારણ કે, ક્રોશન રૂપ અર્થ મંચમાં સંભવી શકતો નથી. મંચનો મુખ્ય અર્થ તો લાકડાનો બનાવેલો માળખો જ થાય છે, માટે વાદીના અભિપ્રાયથી વિરુદ્ધ જઇ પ્રતિવાદીએ મુખ્ય અર્થ લઇ 'માંચડા બોલતા નથી.' એવું જે ખંડન કર્યું છે, તે પોતાની વિકૃત બુદ્ધિનું પરિણામ છે, તેથી તે ઉપચાર છળ કહેવાય છે, એટલે કે ઉક્ત ઠેકાણે ગૌણ અર્થ સમજવા છતાં તે અર્થ નહીં લેતાં મુખ્ય અર્થ લીધો.

આવી રીતે વક્તાના અભિપ્રાયથી વિરુદ્ધ જઈ અર્થનું ખંડન કરવું એમાં વક્તાનો જરાપણ દોષ નથી, પણ પ્રતિવાદીની લુચ્ચાઈ જ હોય છે. પ્રતિવાદી આવો છળ પ્રયોગ વાદીને જીતવાની ઇચ્છાથી કરે છે. છળથી થતું ખંડન ખોટું ખંડન કહેવાય છે. આ ઠેકાણે ભાષ્યકાર **उपचारो नीतार्थः** ઉપચારનો અર્થ નીતાર્થ એટલે ગૌણ અર્થ કરે છે. લક્ષણાથી જે અર્થ સમજાય તે 'નીતાર્થ' કહેવાય છે. સાંભળનારે ગૌણ અથવા મુખ્ય અર્થ લેવામાં વક્તાના અભિપ્રાયને અનુસરવું જોઇએ.

મુખ્ય અર્થને પ્રધાન અને ગૌણ અર્થને ભાક્ત પણ કહે છે. (૧૪)

હવે છળની પ્રાસંગિક પરીક્ષા કરે છે. છળ બેજ જાતના હોવા જોઇએ, ત્રણ જાતના નહિ એવી જાતનો આક્ષેપ આ સૂત્રમાં કરે છે.

## वाक्छलमेवोपचारच्छलं तदविशेषात् ॥१५॥

**પદાર્થ:**—(**वाक्छलम् एव**) વાક્છળ જ (**उपचारच्छलम्**) ઉપચાર છળ છે. (**तदविशेषात्**) તે બંનેમાં કશો ફેર ન હોવાથી.

**ભાવાર્થ:**—શબ્દના અનેક અર્થ સંભવિત હોવાથી વક્તાના ઇષ્ટ અર્થથી ભિન્ન અર્થની કલ્પના કરી વક્તાના વાક્યનું ખંડન કરવું, એ વાક્છળ અને ઉપચાર છળમાં એક સરખું જ છે, માટે વાક્છળ અને ઉપચાર છળમાં કશો જ ભેદ નથી. આ કારણથી છળ ત્રણ જાનતા નહીં પણ બેજ જાતના માનવા જોઇએ. (૧૫)

આ આક્ષેપનું આ સૂત્રમાં સમાધાન છે.

## न तदर्थान्तरभावात् ॥१६॥

**પદાર્થ:**—(**न**) નહિ, (**तदर्थान्तरभावात्**) તે બંનેના અર્થમાં તફાવત હોવાથી.

**ભાવાર્થ:**—વાક્છળ અને ઉપચાર છળમાં તફાવત છે. વાક્છળમાં શબ્દના જે બે અર્થ થાય છે તે બંને મુખ્ય અર્થ હોય છે, બેમાંથી કોઇ પણ ગૌણ હોતો નથી. **नवकम्बलः** આ વાક્છળના ઉદાહરણનાં નવ=નવ સંખ્યા અને નવ=નવું. આ બંને મુખ્ય જ છે. આ બે મુખ્ય અર્થમાંથી વક્તાએ નહીં ઇચ્છેલો અર્થ લઇ ખંડન કરવું તેનું નામ વાક્છળ.

ઉપચાર છળમાં એક અર્થ મુખ્ય હોય છે, જ્યારે બીજો અર્થ ગૌણ હોય છે. **मञ्चाः क्रोशन्ति** આ ઉપચાર છળના ઉદાહરણમાં લાકડાના માળખો (પ્લેટફોર્મ) એ મુખ્ય અર્થ છે અને મંચ ઉપર બેઠેલા પુરુષો એ બીજો ગૌણ છે.

બીજું વાક્છળમાં 'નવ કામળા નથી' આવું અર્થનું જ ખંડન થાય છે, જ્યારે છળમાં 'આ મંચ નથી, પણ મંચરૂપ અર્થની અંદર ક્રોશનરૂપ ધર્મ નથી' એવું ખંડન થાય છે. એટલે કે ઉપચાર છળમાં ધર્મીની અંદર ધર્મનું ખંડન થાય છે અને વાક્છળમાં ધર્મીનું જ ખંડન થાય છે. બંને છળમાં આ મ્હોટો તફાવત છે.

'બંગલો નથી અને બંગલામાં માણુસ નથી.' શું આ બંને વાક્યનો એક જ અર્થ થાય છે? નહીં જ. જેટલો તફાવત આ બે વાક્યમાં છે તેટલો તફાવત વાક્છળ અને ઉપચાર છળમાં છે.

વળી બીજું વાક્છળવાદીને એમ કહેવામાં આવે છે કે તને સાધારણ (અનેકાર્થક) શબ્દનું ભાન નથી, જ્યારે ઉપચાર છળવાદીને એમ કહેવામાં આવે છે કે, તને શબ્દના ગૌણ અને મુખ્ય અર્થનું ભાન નથી. આ કારણથી વાક્છળ અને ઉપચાર છળને જુદા માનવા જોઇએ. (૧૬)

આ સૂત્રમાં બીજી રીતે સમાધાન કરે છે.

## अविशेषे वा किञ्चित्साधर्म्यादेकच्छलप्रसङ्गः ॥१७॥

**પદાર્થ:—(वा)** અથવા **(अविशेषे)** ઉક્ત પ્રકારનો ભેદ હોવા છતાં જો એક માનવામાં આવે તો **(किञ्चित्)** કંઇક **(साधर्म्यात्)** સમાનતા હોવાથી **(एकच्छलम्)** એક જ છળ માનવો જોઇએ.

**ભાવાર્થ:—**ઉપરના સૂત્રમાં વાક્છળમાં અને ઉપચાર છળમાં ભેદ બતાવવામાં આવ્યો છે છતાં જો બંનેને એક જ માનવામાં આવે તો એ જાતના છળ પણ શા માટે માનવા?

શું વાક્છળ અને સામાન્ય છળમાં કશી સમાનતા નથી? એ બંને છળમાં પણ કંઈક અંશે તો સમાનતા છે જ. છેવટે બંનેમાં

છળત્વ રૂપ ધર્મ તો સમાન છેજ. અને બંને ખોટા ઉત્તર રૂપ અને ખોટા આરોપ રૂપ હોવાથી સાધર્મ્ય જરૂર છે. આ કારણથી જો કંઇક વૈધર્મ્યને લીધે બે જાતના છળ માનવામાં આવે તો કંઈક વૈધર્મ્યને લીધે ત્રણ જાતના છળ માનવાજ જોઇએ. જે યુક્તિ છળના બે વિભાગ કરવામાં છે તેજ યુક્તિ છળના ત્રણ વિભાગ કરવામાં પણ છે, માટે જો છળને બે જાતનો માનવો હોય તો ત્રણ જાતનો પણ માનવોજ જોઇએ. અતઃ સૂત્રકારે જે ત્રણ જાતના છળ માન્યા છે તે સર્વથા યુક્તિ સંગત છે. (૧૭)

## ઇતિ છળ પ્રકરણ.

હવે 'જાતિ'નું લક્ષણ બાંધે છે.

## साधर्म्यवैधर्म्याभ्यां प्रत्यवस्थानं जातिः ॥ १८ ॥

**પદાર્થઃ**—(**साधर्म्यवैधर्म्याभ्याम्**) સાધર્મ્ય અને વૈધર્મ્યથી (**प्रत्यवस्थानम्**) સાધ્યનો પ્રતિષેધ કરવો તેનું નામ (**जातिः**) જાતિ છે.

**ભાવાર્થઃ**—વાદીએ હેતુ દ્વારા સ્થાપિત કરેલા સાધ્યનું પ્રતિવાદીએ ખોટી રીતે ખંડન કરવા જે પ્રસંગ ઉભો કર્યો છે તેનું નામ જાતિ. વાદીએ જો ઉદાહરણ સાથે સાધર્મ્ય બતાવી (સરખામણી કરી) હેતુ આપ્યો હોય તો તેજ ઉદાહરણનું વૈધર્મ્ય સાધ્યમાં બતાવી ખંડન કરવું, અથવા જો વાદીએ ઉદાહરણ સાથે વૈધર્મ્ય બતાવી હેતુ આપ્યો હોય તો તેજ ઉદાહરણ સાથે સાધર્મ્ય બતાવી સાધ્યનું ખંડન કરવું તેનું નામ જાતિ.

જેમકેઃ—'શબ્દ અનિત્ય છે, કારણ કે તેમાં કૃતકત્વ છે.' આ ઠેકાણે વાદીએ જો ઉદાહરણના સાધર્મ્યથી હેતુ બતાવ્યો હોય તો જાતિ વાદી આનું આ પ્રમાણે ખંડન કરે છે.

જો ઘટ સાથે શબ્દના કૃતકત્વરૂપ સાધર્મ્યને લીધે શબ્દ અનિત્ય ઠરતો હોય તો ઘટ સાથેના વૈધર્મ્યને લીધે શબ્દ નિત્ય

ઠરવો જોઇએ. ઘટમાં શ્રોત્રગ્રાહ્યત્વ નથી અને શબ્દમાં છે તો આ વૈધર્મ્યને લીધે શ્રોત્રગ્રાહ્ય શબ્દત્વ જેમ નિત્ય છે તેમ શબ્દ પણ નિત્ય હોવો જોઇએ.

જો આકાશની સાથે વૈધર્મ્ય બતાવી હેતુ આપ્યો હોય તો તેનું જાતિવાદી આ પ્રમાણે ખંડન કરે છે. જો આકાશની સાથે શબ્દનું વૈધર્મ્ય હોવાથી શબ્દ અનિત્ય ઠરતો હોય તો આકાશની સાથે સાધર્મ્ય રાખવાથી શબ્દ નિત્ય હોવો જોઇએ. આકાશમાં અને શબ્દમાં અમૂર્તત્વ ધર્મ એક સરખો જ છે, તો આકાશ પેઠે શબ્દ નિત્ય હોવો જોઇએ.

આ પ્રમાણે વ્યાપ્તિરૂપ સંબંધ વગર કેવળ સાધર્મ્ય અને વૈધર્મ્યથી ખંડન કરવું તેને જાતિ કહે છે. આ ઉપરથી કેટલાક વિદ્વાનો કહે છે કે 'असदुत्तरं जातिः' ખોટો ઉત્તર આપવો એનું નામ જાતિ. આનું વિશેષ વિવેચન પાંચમા અધ્યાયમાં કરવામાં આવશે. (૧૮)

હવે નિગ્રહસ્થાનનું લક્ષણ બતાવે છે.

## विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम् ॥१९॥

**પદાર્થ:**—(**विप्रतिपत्तिः**) ઉલટું સમજવું (**च**) અને (**अप्रतिपत्तिः**) ન સમજી શકવું એ (**निग्रहस्थानम्**) નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ:**—ઉલટું સમજવાથી શુદ્ધ હેતુની સ્થાપના કરી શકાતી નથી અને પ્રતિવાદીના અસત્ય હેતુનું ખંડન પણ કરી શકાતું નથી, અને નહીં સમજી શકવાથી વાદી અથવા પ્રતિવાદીના હેતુમાં રહેલા દોષને બતાવી શકાતો નથી, માટે વિપ્રતિપત્તિ (ઉલટી સમજ) અથવા અપ્રતિપત્તિ (નહીં સમજી શકવું તે) નિગ્રહસ્થાન ગણાય છે. ઉલટું સમજનારો અને નહીં સમજી

શકનારો નિગ્રહસ્થાનમાં આવે છે અર્થાત્ પરાજય પામે છે. આ નિગ્રહસ્થાનના ભેદો પાંચમા અધ્યાયમાં બતાવવામાં આવ્યા છે. (૧૯)

હવે જાતિ અને નિગ્રહસ્થાન એક પ્રકારનાં છે કે અનેક પ્રકારનાં? એ આ સૂત્રમાં બતાવે છે.

## तद्विकल्पाज्जातिनिग्रहस्थानबहुत्वम् ॥ २० ॥

**પદાર્થ:**—(**तद्विकल्पात्**) તેના વિકલ્પથી=વિવિધ પ્રકારથી (**जातिनिग्रहस्थानबहुत्वम्**) જાતિ અને નિગ્રહસ્થાન અનેક પ્રકારનાં થાય છે.

**ભાવાર્થ:**—સાધર્મ્ય અને વૈધર્મ્યથી થતાં ખંડન અનેક પ્રકારનાં છે તેથી જાતિના ભેદો છે અને તે ૨૪ પ્રકારના છે.

વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિ પણ અનેક જાતની હોય છે, તેથી તેના પણ ભેદ હોવાથી નિગ્રહસ્થાન પણ અનેક પ્રકારનાં હોય છે. નિગ્રહસ્થાનના ૨૨ ભેદો છે, તે પાંચમા અધ્યાયમાં સ્પષ્ટ સમજાવવામાં આવશે.

આ પ્રમાણે પ્રમાણ, પ્રમેય આદિ સોળ પદાર્થો જે પ્રથમ સૂત્રમાં બતાવવામાં આવ્યા હતા તેઓનું ક્રમથી લક્ષણ કરી બતાવવામાં આવ્યું છે અને હવે લક્ષણ પ્રમાણે તેઓની પરીક્ષા કરવામાં આવશે. પ્રથમ ઉદ્દેશ, પછી લક્ષણ અને પછી પરીક્ષા કરવી એ શાસ્ત્રનો ક્રમ છે. (૨૦)

**इति श्रीगौतमन्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते**

**न्यायप्रकाशे प्रथमाध्यायस्य**

**द्वितीयमाह्निकम् ।**

# अथ द्वितीयाध्यायस्य

## प्रथममाह्निकम्।

પ્રથમ અધ્યાયમાં સોળે પદાર્થોનાં લક્ષણ બાંધ્યા. હવે એ લક્ષણોની પરીક્ષા કરવી જોઇએ. પરીક્ષા સંશય-પૂર્વકજ હોય છે, તેથી પ્રથમ સંશયનીજ પરીક્ષા કરે છે. પદપાઠના ક્રમનું આ ઠેકાણે ઉલ્લંઘન થાય છે, કારણ કે, એ પાઠ પ્રમાણે પહેલો નંબર પ્રમાણનો આવે છે જુઓ. અ. ૧. આ. ૧ સૂત્ર. ૧ અને સંશયનો નંબર ત્રીજો આવે છે, છતાં પદપાઠના ક્રમ કરતાં અર્થનો ક્રમ બળવાન્ હોવાથી સંશયની પરીક્ષા પ્રથમ કરવામાં આવે છે.

ખરૂં જોતાં જેમાં સંશય હોય તેનીજ પરીક્ષા થાય છે, સંશયમાં સંશય થતો ન હોવાથી સંશયની પરીક્ષા થઈ શકતી નથી, માટે સંશયનાં કારણોની પરીક્ષા કરવામાં આવે છે. સંશયનાં કારણો અ. ૧. આ. ૧ સૂત્ર ૨૩ માં બતાવવામાં આવ્યાં છે. અહીં ૧ થી ૫ સૂત્રો પૂર્વ પક્ષ તરીકે છે અને છઠ્ઠા સૂત્રમાં બધા આક્ષેપોનો ઉત્તર આપવામાં આવતો હોવાથી છઠ્ઠું સૂત્ર સિદ્ધાંત-સૂત્ર છે.

આ સૂત્રમાં સમાન ધર્મ અને અનેક ધર્મ સંશયનાં કારણો થઇ શકતાં નથી એવો આક્ષેપ કરવામાં આવે છે.

**समानानेकधर्माध्यवसायादन्यतरधर्माध्यवसायाद्वा न संशयः ॥ १ ॥**

**પદાર્થ:**—(**समानानेकधर्माध्यवसायाद्**) સમાન ધર્મના અને અનેક ધર્મના અધ્યવસાયથી (**वा**) અથવા (**अन्यतरधर्माध्यवसायाद्**) બેમાંથી એક ધર્મના અધ્યવસાયથી (**संशय**) સંશય (**न**) થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—અ. ૧ આ. ૧ આ સૂત્ર ૨૩માં જે 'ઉપપત્તિ' શબ્દ લખ્યો છે એનો અર્થ શો થાય છે? જો એ પદનો અર્થ

'સ્વરૂપ' થતો હોય તો અર્થ આ પ્રમાણે થાય. 'સમાન ધર્મના સ્વરૂપથી અને અનેક ધર્મના સ્વરૂપથી સંશય થાય છે.' આ તદ્દન ખોટું છે, કારણકે સમાન ધર્મનું જ્ઞાન ન થાય તો સંશય થાય જ કેવી રીતે? વસ્તુનું સ્વરૂપ જો અજ્ઞાત હોય તો તેનાથી સંદેહ થઈ શકે નહીં.

જો ઉપપત્તિનો અર્થ અધ્યવસાય એટલે જ્ઞાન કરવામાં આવે તો અર્થ આ પ્રમાણે થાય.

'સમાન ધર્મના જ્ઞાનથી અને અનેક ધર્મના જ્ઞાનથી સંશય થાય છે.' આ પણ કેમ બને? સ્થાણુ અને પુરુષના સમાન ધર્મના જ્ઞાનથી સંશય થતો જ નથી. શું કોઈપણ બે પદાર્થના સરખાપણાનું જ્ઞાન થવું એ સંશયનું કારણ છે? જો એમ હોય તો, એક અર્થ બીજા અર્થ સાથે કોઈને કોઈ અંશમાં તો મળતો હોય જ છે અને એ જ્ઞાનથી જો સંશય થાય તો બધે ઠેકાણે હમેશાં સંશય જ રહ્યા કરે અને તેની કદિપણ નિવૃત્તિ જ થાય નહિ.

આ સૂત્રનો બીજો અર્થ આમ પણ થઈ શકે છે કે 'સ્થાણુ અને પુરુષના સમાન ધર્મને હું જાણું છું એટલે મને સ્થાણુ અને પુરુષરૂપ ધર્મીનું અને લંબાઈ પહોળાઇ રૂપ તેના ધર્મનું જ્ઞાન છે.' જ્યારે ધર્મ અને ધર્મીનું જ્ઞાન છે તો પછી સંશય શાનો?

ત્રીજો અર્થ આમ પણ થઇ શકે છે કે ધર્મ અને ધર્મી બંને જુદા અર્થો છે, માટે ધર્મના જ્ઞાનથી ધર્મીમાં સંશય થઇ શકે નહિ. શું એક અર્થનું જ્ઞાન થવું એ બીજા અર્થના સંશયનું કારણ છે?

**न जातु रूपस्य अर्थान्तरभूतस्य अध्यवसायात् अर्थान्तरभूते स्पर्शे संशय इति.**

અર્થાન્તરભૂત રૂપના નિશ્ચયથી અર્થાંતરભૂત સ્પર્શમાં સંશય થઇ શકતો નથી.

શું બળદનું જ્ઞાન થવું એ અશ્વના સંશનું કારણ છે?

જો અધ્યવસાયનો અર્થ નિશ્ચયરૂપ જ્ઞાન કરવામાં આવે તો નિશ્ચયથી સંશય બને જ કેમ? જો નિશ્ચય અને સંશયમાં કાર્ય

કારણ ભાવ માનવામાં આવે તો તેમાં સારૂપ્ય હોવું જ જોઇએ. શું બકરી સિંહના બચ્ચાને જન્મ આપી શકે? કદિપણ નહિ, કારણ કે બકરી અને સિંહમાં સદૃશતા નથી. સદૃશ વસ્તુમાંથીજ સદૃશ વસ્તુ ઉત્પન્ન થાય છે, નિશ્ચય અને સંશયમાં કોઇપણ જાતનું સારૂપ્ય નથી, ઉલટા એ બંને તો વિરોધી હોય છે, જેમાં નિશ્ચય હોય છે તેમાં સંદેહ હોતો નથી અને જેમાં સંદેહ હોય છે તેમાં નિશ્ચય હોતો નથી. આ કારણથી અધ્યવસાયમાંથી સંશય ઉત્પન્ન થઇ શકે નહિ. જેવો આક્ષેપ સમાન ધર્મોપપત્તિને માટે કરવામાં આવ્યો છે તેવોજ આક્ષેપ અનેક ધર્મોપપત્તિને માટે પણ સમજી લેવો.

**अन्यतरधर्माध्यवसायात्** અર્થાત બેમાંથી એકના ધર્મના જ્ઞાનથી પણ સંશય થતો નથી કારણ કે, એકના ધર્મના જ્ઞાનથી તો નિશ્ચયજ થાય છે. સ્થાણુ અને પુરુષ બેમાંથી એકના (પુરુષના) હાથ પગના જ્ઞાન થયા પછી અથવા વક્ર કોટર આદિ સ્થાણુના ધર્મના જ્ઞાન થયા પછી આ સ્થાણુ છે કે પુરુષ? આવો કોઇને સંદેહ થતો નથી (૧)

હવે વિપ્રતિપત્તિ આદિ જે સંશયનાં કારણો બતાવ્યાં છે તેના ઉપર આક્ષેપ કરે છે.

## विप्रतिपत्त्यव्यवस्थाध्यवसायाच्च ॥२॥

**પદાર્થઃ**—(**च**) અને (**विप्रतिपत्त्यव्यवस्थाध्यवसायात्**) વિપ્રતિપત્તિથી અને ઉપલબ્ધિ અને અનુપલબ્ધિની અવ્યવસ્થાથી સંશય થઈ શકતો નથી.

**ભાવાર્થઃ**—આત્મા છે એમ વાદી માને છે. આત્મા નથી એમ પ્રતિવાદી માને છે. આ બેમાંથી કોઇને પણ સંશય થતો નથી. બંને જણા પોતપોતાના સિદ્ધાંતને નિશ્ચયપૂર્વક માને છે, માટે વિપ્રતિપત્તિથી સંશય માનવો એ ખોટું છે.

ઉપલબ્ધિની વ્યવસ્થા નથી અને અનુપલબ્ધિની વ્યવસ્થા નથી, આ પણ નિશ્ચયાત્મક જ્ઞાન છે, તે નિશ્ચયથી સંદેહ કેમ થઈ શકે?

વિપ્રતિપત્તિના સંબંધમાં બીજો આ પ્રમાણે અર્થ થાય છે. કેવળ વિપ્રતિપત્તિના સ્વરૂપથી સંશય થઈ શકે નહિ. કોઇપણ વસ્તુ બીલકુલ જાણીજ ન હોય તો સંશયને ઉત્પન્ન કરી શકતી નથી, અર્થાત્ અજ્ઞાત વસ્તુ સંશયનું કારણ બની શકતી નથી, કારણકે અજ્ઞાત વસ્તુનું હોવું એ ન જાણનારને માટે ન હોવા બરાબર છે. (૨)

હવે વિપ્રતિપત્તિના સંબંધમાં ત્રીજો આક્ષેપ કરે છે.

**विप्रतिपत्तौ च सम्प्रतिपत्तेः ॥ ३ ॥**

**પદાર્થઃ**—(**च**) અને (**विप्रतिपत्तौ**) વિપ્રતિપત્તિમાં (**संप्रतिपत्तेः**) સંપ્રતિપત્તિ હોવાથી અર્થાત્ નિશ્ચય હોવાથી.

**ભાવાર્થઃ**—જેને તમે વિપ્રતિપત્તિ માનો છે, ખરૂં જોતાં તે સંપ્રતિપત્તિ અર્થાત્ નિશ્ચય છે. પરસ્પર બે વિરુદ્ધ વાક્યોનું નામ વિપ્રતિપત્તિ છે અને તે વિપ્રતિપત્તિ નિશ્ચયાત્મક છે. વાદી અને પ્રતિવાદી બંનેને પોતપોતાના સિદ્ધાંતો માટે જરાપણ શંકા નથી અને જે મધ્યસ્થ છે તેને પણ શંકા નથી, કારણકે વાદી અને પ્રતિવાદી બંને પોતપોતાના સિદ્ધાંતને નિશ્ચય રૂપથી માને છે, એવું નિશ્ચયાત્મક જ્ઞાન મધ્યસ્થને પણ છે. હવે સંદેહ રહ્યો કોને? અને નિશ્ચય સંદેહનું કારણ નથી બની શકતું એ આગળ કહી દીધું છે. આ સૂત્રમાં સંપ્રતિપત્તિ શબ્દનો અર્થ નિશ્ચય છે. (૩)

હવે અવ્યવસ્થાના સંબંધમાં ચોથો આક્ષેપ કરે છે.

**अव्यवस्थात्मनि व्यस्थितत्वाच्चाव्यवस्थायाः ॥ ४ ॥**

**પદાર્થ:—(च)** અને **(अव्यवस्था)** અવ્યવસ્થા **(आत्मनि)** પોતાના સ્વરૂપમાં **(व्यवस्थितत्वात्)** વ્યવસ્થિત હોવાથી **(अव्यवस्थाया)** અવ્યવસ્થાથી સંશય થઈ શકતો નથી.

**ભાવાર્થ:—**અવ્યવસ્થાને પોતાના સ્વરૂપમાં વ્યવસ્થિત માનવી જોઇએ કારણ કે જો અવ્યવસ્થાનું સ્વરૂપ વ્યવસ્થિત ન માનવામાં આવે તો અવ્યવસ્થાનું કોઈ સ્વરૂપ ન બંધાવાથી અવ્યવસ્થા કોને કહેવી તેજ નક્કી થઇ શકતું નથી. અને જેનું કોઇ સ્વરૂપ જ નથી એ સંશયનું કારણ કેમ બની શકે? આ કારણથી જો અવ્યવસ્થામાં પણ વ્યવસ્થિતિત્વ ધર્મ માનવામાં આવે તો તે વ્યવસ્થા જ થઇ, જેની અંદર વ્યવસ્થિતત્વ હોય તેજ વ્યવસ્થા. અને વ્યવસ્થાને તો તમે પણ સંશયનું કારણ માનતા નથી. અર્થાત્ અવ્યવસ્થા પોતાના સ્વરૂપે વ્યવસ્થા હોવાથી અવ્યવસ્થાથી સંશય માનવો એ વગર સમજની વાત છે. (૪)

હવે પાંચમો આક્ષેપ.

## तथात्यन्तसंशयस्तद्धर्मसातत्योपपत्तेः ॥५॥

**પદાર્થ:—(तथा)** તે પ્રમાણે **(तद्धर्मसातत्योपपत्तेः)** તેનો ધર્મ નિત્ય હોવાથી **(अत्यन्तसंशयः)** સંશય નિરંતર રહ્યા કરે.

**ભાવાર્થ:—**તમે જે રીતે સમાન ધર્મને સંશયનું કારણ માનો છો તે રીતે તો સંશય કાયમ થઇ જાય, અથાત્ તેની નિવૃત્તિ થાય જ નહીં, કારણકે નિશ્ચય થયા પછી સમાનધર્મનો કંઇ નાશ થતો નથી. એટલે કે સ્થાણુ અને પુરુષમાં લંબાઇ પહોળાઇનો નિશ્ચય થયા પછી શું તેનો નાશ થાય છે? જો લંબાઈ અને પહોળાઇ આદિ સમાન ધર્મ નિશ્ચય થયા પછી નાશ પામે તો સ્થાણુ અને પુરુષનું સ્વરૂપ કેવું હોય તે સમજાવવું રહ્યું. ધર્મ સિવાય ધર્મી બને જ કેવી રીતે? સ્પર્શ સિવાય પવનનું સ્વરૂપ શું? પ્રકાશ વગર સૂર્ય કેવો હોય? માટે જે સમાન ધર્મને તમે સંશયનું કારણ માનો

છે તે કાયમ રહેવાથી સંશય પણ કાયમ થઈ જાય આ કારણથી સમાન ધર્મ આદિને સંશયનાં કારણ તરીકે માનવાં તે કોઈ પણ રીતે યોગ્ય જણાતું નથી. (૫)

હવે પાંચે આક્ષેપોનો ઉત્તર આપે છે.

**यथोक्ताध्यवसायादेव तद्विशेषापेक्षात् संशये नासंशयो नात्यन्तसंशयो वा ॥६॥**

**પદાર્થ:**—(**तद्विशेषापेक्षात्**) ધર્મિગત વિશેષ ધર્મની અપેક્ષા રાખનાર (**यथोक्ताध्यवसायाद् एव**) જે પ્રમાણે તમે કહ્યો છે તેવા અધ્યવસાય=જ્ઞાનથી જ (**संशये**) સંશય થવાથી (**न असंशयः**) સંશયનો અભાવ નથી તેમ (**न अत्यन्तसंशयः**) અત્યન્ત=સદૈવ સંશય પણ રહેતો નથી.

**ભાવાર્થ:**—કેવળ સમાન ધર્મનું જ્ઞાન સંશયનું કારણ નથી પણ વિશેષ ધર્મની આપેક્ષા રાખનાર સમાન–ધર્મનું જ્ઞાનજ સંશયનું કારણ છે. વિશેષ જાણવાની ઇચ્છા ન થઈ હોય તો માત્ર સમાન ધર્મના જ્ઞાનથી સંશય થતો નથી. જ્ઞાન રહિત કેવળ સમાન ધર્મથી પણ સંશય થતો નથી. જો કહો કે જ્ઞાન વાચક અધ્યવસાય શબ્દનો પ્રયોગ લક્ષણ–સૂત્રમાં કેમ કર્યો નથી? તો એનો ઉત્તર એ છે કે 'વિશેષાપેક્ષ' શબ્દ પ્રયોગથી સામાન્ય ધર્મના જ્ઞાનની પ્રતીતિ સ્પષ્ટ થાય છે તેથી અધ્યવસાય શબ્દનો પ્રયોગ કર્યો નથી.

અથવા લક્ષણ-સૂત્રમાં (અ. ૧. આ. ૧. સૂ. ૨૩) જે ઉપપત્તિ શબ્દ પડ્યો છે તેનો અર્થ અધ્યવસાય કરવો, સ્વરૂપ નહિ. **उपपत्तिः**=અધ્યવસાય. ભાષ્યકાર જણાવે છે કે **अनुपलभ्यमानसद्भावो हि समानो धर्मोऽविद्यमानवद् भवति** જે વસ્તુની સત્તા જાણવામાં ન આવી હોય તે અવિદ્યમાન જેવીજ છે.

અથવા વિષય શબ્દથી વિષયિનું (જ્ઞાનનું) કથન થઈ શકે છે. સાધારણ લોક–વ્યવહારમાં પણ કહેવામા આવે છે કે 'ધૂમથી અગ્નિનું અનુમાન થાય છે.' આ ઠેકાણે ધૂમને જોવાથી એટલે ધૂમને જાણવાથી અગ્નિનું અનુમાન થાય છે એવોજ અર્થ લેવાય છે. ધૂમથી એટલે ધૂમના જ્ઞાનથી. ધમ એ વિષય છે, અને ધૂમનું જ્ઞાન એ વિષયિ છે. તેજ પ્રમાણે સમાન ધર્મથી એટલે સમાન ધર્મના જ્ઞાનથી એવોજ અર્થ કરવો એ લોક વ્યવહારથી તથા શાસ્ત્રવ્યવહારથી પણ સિદ્ધ છે.

બીજા અર્થના સંબંધમાં જણાવવાનું કે 'પહેલાં મેં બે ધર્મી (સ્થાણુ અને પુરુષ) જોયા હતા, તે બંનેનો સમાનધર્મ હું અત્યારે જોઈ રહ્યો છું અને બેમાંથી એકેય નો વિશેષ ધર્મ જોઈ શકતો નથી. જો પુરુષનો વિશેષ ધર્મ અથવા સ્થાણુનો વિશેષ ધર્મ જોઈ શકું તો બેમાંથી એકનો નિશ્ચય કરી શકું. આ પ્રમાણે ધર્મ અને ધર્મીનું જ્ઞાન થવા છતાં વિશેષની જિજ્ઞાસાને લીધે સંશય થાય છે. જો ધર્મીરૂપ પુરુષ અને તેના વિશેષ ધર્મરૂપ હાથ પગ આદિનું જ્ઞાન થયું હોત અથવા ધર્મીરૂપ સ્થાણુ અને વક્ર કોટર આદિ તેના વિશેષધર્મનું જ્ઞાન થયું હોત તો પણ સંશય થાત નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિશેષ ધર્મની જિજ્ઞાસા સાથે ધર્મીના સમાન ધર્મનું જ્ઞાન સંશયનું કારણ છે, માટે આક્ષેપ કરનારે 'ધર્મી અને ધર્મનું જ્ઞાન થવાથી સંશય ન થવો જોઇએ.' એ વક્તાના અભિપ્રાયથી વિરુદ્ધ અર્થની કલ્પના કરી છળ કર્યો છે.

ત્રીજા અર્થના સંબંધમાં એ કહેવાનું છે કે ધર્મવિશિષ્ટ ધર્મીના સામાન્ય જ્ઞાનથી ધર્મીમાં જ સંદેહ થાય છે અર્થાત્ ધર્મી સામાન્ય રૂપ જણાયો છે પણ વિશેષ રૂપે જણાયો નથી. માટે જે અર્થનું સામાન્ય જ્ઞાન થયું છે તેજ અર્થમાં સંશય થાય છે, કોઈ બીજા અર્થમાં નહિ. જ્યાં ધર્મધર્મીભાવ હોય ત્યાં સામાન્ય ધર્મના જ્ઞાનથી અને વિશેષ ધર્મની જિજ્ઞાસાથી ધર્મીમાં જ સંશય થાય છે. બળદ અને અશ્વમાં કંઈ ધર્મધર્મીભાવ નથી. અર્થાત્ બળદ અશ્વનો ધર્મ નથી તેમ અશ્વ બળદનો ધર્મ નથી, તેથી અશ્વના જ્ઞાનથી

બળદમાં સંશય થતો નથી. સૂત્રકારના કથનનો અભિપ્રાય સમજ્યા વગરજ આક્ષેપ કરવામાં આવ્યો છે માટે અશ્વ અને બળદનું દષ્ટાંત આપ્યું તે ખોટું છે. રૂપ અને સ્પર્શમાં પણ ધર્મ-ધર્મી ભાવ ન હોવાથી એ પણ ખોટું દષ્ટાંત છે.

જે એમ કહેવામાં આવ્યું છે કે નિશ્ચયથી સંશય ઉત્પન્ન થાય નહિ, કારણ કે, તેમાં સારૂપ્ય નથી. એ પણ ખોટો આક્ષેપ છે. વિશેષ જાણવાની ઇચ્છા સાથે જો સમાન ધર્મનું નિશ્ચયાત્મક જ્ઞાન થયું હોય તો સંશય જરૂર થાય છે. નિશ્ચય અને સંશયનો કાર્યકારણભાવ છે તેજ સારૂપ્ય છે. 'કારણ હોય તો કાર્ય થાય અને કારણ ન હોય તો કાર્ય ન બને, એવી જાતનું સારૂપ્ય વિશેષની અપેક્ષા રાખનાર સમાનધર્મના જ્ઞાનમાં અને સંશયમાં પણ છેજ, માટે સમાનધર્મના નિશ્ચયથી અને વિશેષધર્મની જિજ્ઞાસામાંથી સંશય જરૂર જન્મે છે. આ પ્રમાણે અનેક ધર્મના સંબંધમાં પણ આક્ષેપ અને ઉત્તર એક સરખાજ સમજી લેવા.

બીજા સૂત્રમાં જે આક્ષેપ કરવામાં અવ્યો છે તેનું સમાધાન આ પ્રમાણે છે:—'પરસ્પર વિરોધી વાકયોના એક બીજાથી વિરુદ્ધ અર્થને હું જાણું છું અર્થાત્ એક કહે છે કે, આત્મા છે. અને બીજો કહે છે કે નથી, પણ આત્મામાં વિશેષ એવો કયો ધર્મ છે કે જે જણાયાથી નિશ્ચય થઈ શકે કે, 'આત્મા છે અથવા નથી.' આવી જાતનો સંદેહ મધ્યસ્થને જરૂર થાય છે, ભલે પછી વાદી અને પ્રતિવાદીને પોતપોતાના સિદ્ધાંતનો નિશ્ચય હોય.

વિપ્રતિપત્તિનું સ્વરૂપ નહીં પણ તેનું જ્ઞાન સંશયનું કારણ બને છે. વિપ્રતિપત્તિ કહેવાથી વિપ્રતિપત્તિનું જ્ઞાન પણ સમજી શકાય છે, માટે વિપ્રતિપત્તિ પછી અધ્યવસાય શબ્દ લક્ષણ સૂત્રમાં આપ્યો નથી. એજ પ્રમાણે ઉપલબ્ધિની અને અનુપલબ્ધિની અવ્યવસ્થાથી પણ સંશય થાય છે.

ત્રીજા સૂત્રમાં જે આક્ષેપ કર્યો છે કે વિપ્રતિપત્તિ એ તો સંપ્રતિપત્તિ છે અથાત્ નિશ્ચયાત્મક છે, માટે તેને સંશયનું કારણ

માનવું એ ખોટું છે. એના સમાધાનમાં જણાવવાનું કે એક જ અધિકરણમાં પરસ્પર વિરુદ્ધ અર્થનું મધ્યસ્થને જ્ઞાન થતાં વિશેષ જાણવાની ઇચ્છાથી સંદેહ જરૂર થાય છે. માત્ર વિપ્રતિપત્તિને સંપ્રતિપત્તિ એવું નામ આપવાથી તેમાં રહેલી સંશયની કારણુતા દૂર થતી નથી. પરસ્પર બે વાક્યો વાદી અને પ્રતિવાદીની અપેક્ષાએ ભલે નિશ્ચયાત્મક હોય અર્થાત્ સંપ્રતિપત્તિ રૂપ ભલે હોય પણ, વિષય પરત્વે તો તે વિરુદ્ધ પ્રતીતિ-જનક હોવાથી વિપ્રતિપત્તિ જ છે, માટે વિપ્રતિપત્તિને સંપ્રતિપત્તિ કહેવી એ તો અજ્ઞાનીઓને જ મુંજવણુ ઉત્પન્ન કરનાર છે, જ્ઞાનીઓને નહિ.

ચોથા સૂત્રમાં જે અવ્યવસ્થાને વ્યવસ્થા તરીકે બતાવી છે તે પણ ખોટો આક્ષેપ છે. અવ્યવસ્થાનું સ્વરૂપ વ્યવસ્થિત માનવાથી શું તે અવ્યવસ્થા મટી ગઈ? એ પ્રમાણે માનવાથી અવ્યવસ્થા સંશયનું કારણુ બનતી અટકતી નથી. વિષય પરત્વે તો તે અવ્યવસ્થા જ છે. અને તેને લીધે સંશય પણુ થાય જ છે. કોઈ નિમિત્ત મળવાથી અર્થને માટે જુદા શબ્દની કલ્પના કરવી તેથી કરી અર્થમાં રહેલું સામર્થ્ય દૂર થતું નથી, માટે 'જે આ દૂર જળ દેખાય છે તે સત્ (સાચું) જળ હશે કે અસત્ (ખોટું)? આ પ્રમાણે ઉપલબ્ધ થતા અર્થના જ્ઞાનની અવ્યવસ્થાથી જળ હશે કે નહિ? આવી જાતનો સંદેહ થયા વગર રહેતો નથી.

પાંચમા સૂત્રમાં જે આક્ષેપ કર્યો છે કે સમાન ધર્મથી જો સંશય થાય તો તે સંશય કાયમ રહ્યા જ કરે, તેની નિવૃત્તિ થાય જ નહિ. તેના સમાધાનમાં જણાવવાનું કે કેવળ સમાનધર્મથી સંદેહ થતો નથી પણુ વિશેષ ધર્મની જિજ્ઞાસા સહિત સમાન ધર્મના જ્ઞાનથી સંશય થાય છે. અને વિશેષ ધર્મનું જ્ઞાન થયા પછી વિશેષ ધર્મને જાણવાની ઇચ્છા દૂર થાય છે અને તેથી સંશય પણુ દૂર થાય છે, માટે કાયમ સંશય રહી શકશે નહિ.

વળી જે કહ્યું છે કે 'અન્યતર-અર્થાત્ બેમાંથી એકના ધર્મના જ્ઞાનથી સંશય થતો નથી.' તેના સંબંધમાં જણાવવાનું કે બેમાંથી

એક જ અર્થના ધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન થયું હોય તો વિશેષ જાણવાની ઇચ્છા જ થતી નથી, માટે તેનાથી સંદેહ થતો નથી એ તો અમને ઈષ્ટ જ છે. પુરુષના જ ધર્મનું જ્ઞાન થયું હોય તો આ પુરુષ છે એવો નિશ્ચય થવાથી અન્યતર ધર્મના પ્રત્યક્ષજ્ઞાનથી સંશય થતો નથી, એવું તો અમે પણ માનીએ છીએ, માટે એ વિકલ્પ જ ખોટો છે. (૬)

હવે જે પ્રમાણે સંશયની પરીક્ષા કરી તે પ્રમાણે અન્ય પદાર્થોની પણ પરીક્ષા કરવી એ સંબંધી સૂત્ર લખે છે.

## यत्र संशयस्तत्रैवमुत्तरोत्तरप्रसङ्गः ॥ ७ ॥

**પદાર્થઃ—(यत्र)** જ્યાં **(संशयः)** સંશય ઉઠાવવામાં આવ્યો હોય **(तत्र)** ત્યાં **(एवम्)** આ પ્રમાણે **(उत्तरोत्तरप्रसङ्गः)** ઉક્તિ પ્રત્યુક્તિનો પ્રસંગ કરવો.

**ભાવાર્થઃ—**જેવી રીતે સંશયની પરીક્ષા ઉક્તિ પ્રત્યુક્તિ દ્વારા કરવામાં આવી છે, તેવી રીતે જે જે પદાર્થમાં સંદેહ થાય તે તે પદાર્થમાં પણ ઉક્તિ પ્રત્યુક્તિ દ્વારા અર્થાત્ પૂર્વ-પક્ષ અને ઉત્તર-પક્ષની રીતને અવલંબીને સંશય દૂર કરવો.

ભાષ્યકારનો આશય એવો જણાય છે કે, જ્યારે જ્યારે પ્રતિવાદી સંશયનું ખંડન કરે ત્યારે ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે સમાધાન કરવું.

સંશય સર્વ પરીક્ષાઓનું વ્યાપક અંગ હોવાથી પ્રથમ એની જ પરીક્ષા કરી છે.

શાસ્ત્રકારને તો પોતે બતાવેલા કોઈ પણ પદાર્થમાં સંશય નથી, કારણ કે શાસ્ત્ર લખનારને જ જો પોતાના પતિપાદનમાં શંકા હોય તો તે શાસ્ત્ર જ કહેવાય નહિ. **शास्त्रे वादे च विमर्शवर्जम्।** ભાષ્ય ૧–૧–૪૧. છતાં પણ જે જે પદાર્થમાં પરીક્ષા બતાવી છે તે તે પ્રતિવાદીઓની શંકાને લીધે છે.

આ ઉપરથી એ પણ સમજવું જોઇએ કે શાસ્ત્રકારે પ્રયોજન આદિ બધા પદાર્થોની પરીક્ષા કરવી જ જોઇએ એવું કશું જ નથી, માટે જે જે પદાર્થોમાં શંકા પ્રતિવાદીએ ઉઠાવી હોય તે તે પદાર્થોની પરીક્ષા કરવી, બીજાની નહિ. પરીક્ષા કરવાથી પદાર્થના લક્ષણમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ દોષની આશંકા દૂર થાય છે. (૭)

**ઇતિ સંશય-પરીક્ષા પ્રકરણ સમાપ્ત.**

હવે પ્રમાણ સામાન્યની પરીક્ષાનું પ્રકરણ શરૂ કરે છે. પ્રમાણ-સામાન્ય ઉપર આક્ષેપ કરનાર પૂર્વપક્ષવાદીનું કથન.

## प्रत्यक्षादीना मप्रामाण्यं त्रैकाल्यासिद्धेः ॥ ८ ॥

**પદાર્થ:—(प्रत्यक्षादीनाम्)** પ્રત્યક્ષ આદિ પ્રમાણોનું (**अ-प्रामाण्यम्**) અપ્રામાણ્ય છે (**त्रैकाल्यासिद्धेः**) ત્રણે કાળમાં અસિદ્ધિ હોવાથી.

**ભાવાર્થ:—**પ્રમાણનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે કરવામાં આવ્યું છે. **उपलब्धिसाधनं प्रमाणम्** "જે સત્યજ્ઞાનનું સાધન છે તે પ્રમાણ છે" આવો પ્રમાણ-વાદીઓનો સિદ્ધાંત છે.

આ સૂત્રમાં પ્રમાણ જ્ઞાનનું સાધન નથી એવો આક્ષેપ કરવામાં આવ્યો છે. જ્ઞાનનું સાધન ન હોવામાં હેતુ આપવામાં આવ્યો છે કે પ્રમાણો કોઇ પણ કાળમાં અર્થને સિદ્ધ કરી શકતાં નથી. કારણ કે સાધ્ય-સાધનમાં હંમેશાં ક્રમ હોય છે, અને પ્રમાણ તથા પ્રમેયમાં ક્રમ બની શકતો નથી, તેથી તેમાં સાધ્યસાધન ભાવ નથી, આ કારણથી પ્રમાણો ખોટાં છે.

આ આક્ષેપ સર્વશૂન્યવાદી બૌદ્ધોનો છે એમ માનવામાં આવે છે. (૮)

ક્રમ કેમ બની શકતો નથી? તેનું પૂર્વપક્ષ તરફથી પ્રતિપાદન કરવામાં આવે છે. પહેલો આક્ષેપ.

**पूर्वं हि प्रमाणसिद्धौ नेन्द्रियार्थसन्निकर्षात् प्रत्यक्षोत्पत्तिः ॥९॥**

**પદાર્થઃ**—(**हि**) કારણ કે (**पूर्वम्**) પહેલાં (**प्रमाणसिद्धौ**) પ્રમાણને સિદ્ધ માનીએ તો (**इन्द्रियार्थसन्निकर्षात्**) ઇંદ્રિય અને અર્થના સંબંધથી (**प्रत्यक्षोत्पत्तिः**) પ્રત્યક્ષની ઉત્પત્તિ થાય છે તે (**न**) વચન સત્ય ન રહે.

**ભાવાર્થઃ**—ગંધ-આદિને વિષય કરનારૂં જે જ્ઞાન છે તેનું નામ પ્રત્યક્ષ છે. હવે જો પ્રત્યક્ષ જ્ઞાનને પહેલાં સિદ્ધ માનવામાં આવે અને ગંધ-આદિ અર્થને પ્રમેય તરીકે પછીથી માનવામાં આવે તો ઇંદ્રિય અને અર્થના સંબંધથી પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે એ કહેવું ખોટું ઠરે.

શાસ્ત્રકારે બાંધેલા પ્રત્યક્ષના લક્ષણને (અ. ૧. આ. ૧. સૂ. ૪.) આ સૂત્રથી આક્ષેપકારે ખોટું ઠરાવવા પ્રયત્ન કર્યો છે. (૯)

બીજો આક્ષેપ.

**पश्चात्सिद्धौ न प्रमाणेभ्यः प्रमेयसिद्धिः ॥१०॥**

**પદાર્થઃ**—(**पश्चात्सिद्धौ**) પછીથી માનવામાં આવે તો (**प्रमाणेभ्यः**) પ્રમાણોથી (**प्रमेयसिद्धिः**) પ્રમેયની સિદ્ધિ થાય છે એ (**न**) ખોટું ઠરે.

**ભાવાર્થઃ**—જો પ્રત્યક્ષ આદિ પ્રમાણને પ્રમેય પછી માનવામાં આવે તો ગંધ-આદિ વિષયોને પ્રમેય જ શી રીતે કહેવાય? વિષયમાં પ્રમેયત્વ તો પ્રમાણને લીધેજ આવે છે. અર્થાત્ પ્રમાણથી જ્યારે વિષયો જાણવામાં આવે ત્યારેજ તે પ્રમેય કહેવાય. આ કારણથી ગંધ-આદિ વિષયની પછી પણ પ્રમાણ માની શકાય નહિ. (૧૦)

હવે ત્રીજો આક્ષેપ કરે છે.

**युगपत्सिद्धौ प्रत्यर्थनियतत्वात् क्रमवृत्तित्वाभावो बुद्धीनाम् ॥११॥**

**પદાર્થ:**—(**युगपत्**) જો એક સાથે (**सिद्धौ**) પ્રમાણ અને મેયની સિદ્ધિ માનવામાં આવે તો (**प्रत्यर्थनियतत्वात्**) દરેક અર્થદીઠ જ્ઞાન નિયત હોવાને લીધે (**बुद्धीनाम्**) જ્ઞાનનો (**क्रमवृत्तित्वाभावः**) જે ક્રમ છે તે રહી શકે નહિ.

**ભાવાર્થ:**—પ્રમાણજ્ઞાન અને પ્રમેયજ્ઞાન બંને એક સમયમાં ઉત્પન્ન થઇ શકતાં નથી, તેમ એક સાથે પણ રહી શકતાં નથી. જે વખતે પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય તેજ વખતે ગંધ આદિ વિષયો તેનાથી પ્રમિત થયેલા કેમ માની શકાય? જે ક્ષણે વ્યાપ્તિ જ્ઞાન થાય તેજ ક્ષણે અનુમતિ જ્ઞાન કેવી રીતે હોઈ શકે? પહેલું વ્યાપ્તિ જ્ઞાન અને તેનાથી ઉત્પન્ન થતું અનુમિતિજ્ઞાન પછી માનવું યોગ્ય ગણાય. વળી મન એક સાથે અનેક જ્ઞાનોને ઉત્પન્ન કરી શકતું નથી. એ ન્યાય શાસ્ત્રનો સિદ્ધાંત છે. **युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम्** એક સાથે અનેક જ્ઞાનને ઉત્પન્ન ન કરવાં, એ મનનું લક્ષણ છે. જ્ઞાનની ઉત્પત્તિ મનને આધીન છે. મન અણુ છે તેથી તે ઇંદ્રિયો અને અર્થ સાથે ક્રમથીજ જોડાય છે, તેથી ક્રમથી જ્ઞાન થાય છે. જે અર્થ સાથે મનનો સંબંધ ઇંદ્રિયદ્વારા થાય તેજ અર્થને વિષય કરનારૂં જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જ્ઞાન પણ વિષયને આધીન છે. હવે જો તમે જ્ઞાનનો સહભાવ અર્થાત્ પ્રમાણ અને પ્રમેયનો સહભાવ માનો તો તમારા શાસ્ત્રમાંજ વ્યાઘાત દોષ આવે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પ્રમાણો પ્રમેયની પહેલાં, પ્રમેયની સાથે સંભવી શકતાં નથી, માટે પ્રમાણો કોઈપણ કાળમાં અર્થ–સાધક નથી. (૧૫)

હવે ત્રણે આક્ષેપોનો ઉત્તર આપે છે.

**त्रैकाल्यासिद्धेः प्रतिषेधानुपपत्तिः ॥ १२ ॥**

**પદાર્થ**:—(**त्रैकाल्यासिद्धेः**) પ્રમાણોની સિદ્ધિ ત્રણે કાળમાં માનવામાં ન આવે તો (**प्रतिषेधानुपपत्तिः**) પ્રતિષેધની પણ સિદ્ધિ થઈ શકે નહિ.

**ભાવાર્થ**:—જો તમે પ્રમાણોની સિદ્ધિ ન માનો તો તમે જે પ્રમાણોનું ખંડન કરો છો તે પ્રામાણિક છે કે અપ્રામાણિક? 'ખંડન પ્રામાણિક છે' એમ તો માની શકો જ નહિ, કારણ કે પ્રમાણોને તો તમે માનતા જ નથી, તો વગર પ્રમાણે કરેલું ખંડન પ્રામાણિક કેમ કહી શકાય? જો અપ્રામાણિક ખંડન માનો તો અપ્રામાણિક ખંડન સાચું કેમ મનાય? આ ઉપરથી તમે કરેલો પ્રમાણોનો પ્રતિષેધ સાચો ઠરતો નથી.

ભાષ્યકાર કહે છે કે પ્રમાણનું ખંડન કરવામાં જેમ પ્રમાણોની ત્રૈકાલ્યની અસિદ્ધિ બતાવી તેમ પ્રતિષેધ અને પતિષેધ્યના સંબંધમાં પણ કહી શકાય. જો પહેલો પ્રતિષેધ અને પછી પ્રતિષેધ્ય માનો તો પ્રતિષેધ્ય સિવાય તેના કરણ રૂપ પ્રતિષેધ કેમ બની શકે? જો પ્રતિષેધ્ય પછી પ્રતિષેધ માનો તો પ્રતિષેધરૂપ પ્રમાણ સિવાય પ્રતિષેધ્ય કેમ બની શકે? પ્રતિષેધ અને પ્રતિષેધ્ય બંને એકજ સમયમાં પણ ઉત્પન્ન થઇ શકે નહિ, કારણ કે, પ્રતિષેધ એ કારણ છે અને પ્રતિષેધ્ય એ કાર્ય છે. કાર્ય અને કારણ બંનેની ઉત્પત્તિ એકજ સમયમાં સંભવી શકે નહીં. આ પ્રમાણે ત્રૈકાલ્યની અસિદ્ધિ પ્રતિ-ષેધને પણ લાગુ પડવાથી પ્રતિષેધ બની શકતો નથી. (૧૨)

પ્રતિષેધની સિદ્ધિ ન થતાં બીજો હેતુ આપે છે.

**सर्वप्रमाणप्रतिषेधाच्च प्रतिषेधानुपपत्तिः ॥ १३ ॥**

**પદાર્થ**:—(**च**) વળી (**सर्वप्रमाणप्रतिषेधात्**) બધી જાતના પ્રમાણોનું ખંડન કરવાથી (**प्रतिषेधानुपपत्तिः**) પ્રતિષેધની સિદ્ધિ થઈ શકે નહિ.

**ભાવાર્થ:**—તમે પ્રમાણોનું ખંડન કરવા માટે સૂત્ર ૮માં બે અવયવ–વાકયો લખ્યાં છે, એક પ્રતિજ્ઞા વાકય અને બીજું હેતુ-વાકય. પ્રતિજ્ઞા વાક્ય એ શબ્દ પ્રમાણ તરીકે ગણાય છે અને હેતુ વાકય એ અનુમાન પ્રમાણ તરીકે ગણાય છે. પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા માટે 'ત્રૈકાલ્યની અસિદ્ધિ હોવાથી.' આ હેતુ પ્રતિપાદક વાકય આપ્યું છે. હેતુ અને સાધ્યની વ્યાપ્ત બતાવવા માટે તમારે ઉદાહરણ પણ બતાવવુંજ જોઇએ. જો ન બતાવો તો હેતુમાં સામર્થ્ય જાણી શકાશે નહિ અને ઉદાહરણ એ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે. જો તમે ઉદાહરણ લઈ તેમાં સાધ્ય અને હેતુની વ્યાપ્ત બતાવશો તોપણ તમારા મત પ્રમાણે પ્રમાણો ખોટાં હોવાથી પ્રતિજ્ઞા, હેતુ અને ઉદાહરણ અર્થને સિદ્ધ કરી શકશે નહિ, કારણ કે, તમે બધાં ય પ્રમાણો ખોટાં માનો છો. આ પ્રમાણે જો તમે આપેલાં પ્રમાણોમાં પ્રામાણ્ય સ્વીકારશો તો તમે તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ જાવ છો અને વદતો વ્યાઘાત નામના દોષમાં સપડાવ છો, અને તમે આપેલાં પ્રમાણોમાં પણ પ્રામાણ્ય ન સ્વીકારો તો તમે કરેલો પ્રતિષેધ સિધ્ધ થઈ શકશે નહિ. (૧૩)

પ્રતિષેધ સિદ્ધ ન થવામાં ત્રીજો હેતુ આપે છે.

## तत्प्रामाण्ये वा न सर्वप्रमाणविप्रतिषेधः ॥१४॥

**પદાર્થ:**—(वा) અથવા (**तत्प्रामाण्ये**) તમે આપેલાં પ્રતિજ્ઞા અને હેતુ વાકયમાં પ્રામાણ્ય માનશો તો (**सर्वप्रमाणविप्रतिषेधः**) બધાં પ્રમાણોનો પ્રતિષેધ (न) થયો નહિ.

**ભાવાર્થ:**—જો તમે એમ કહેશો કે અમે જે પ્રમાણો આપ્યાં છે તે તો સાચાં છે, પણ તમારાં પ્રત્યક્ષ આદિ પ્રમાણો ખોટાં છે. આવું માનવા છતાં બધાં પ્રમાણોનું તો ખંડન નજ થયું. બૌદ્ધોએ જે પ્રત્યક્ષ આદિ પ્રમાણોનાં લક્ષણો બાંધ્યાં છે તે સાચાં છે અને નૈયાયિકોએ પ્રત્યક્ષાદિ પ્રમાણોનાં બાંધેલાં લક્ષણો ખોટાં છે.

આમ કહેવાથી પણ શું પ્રત્યક્ષ આદિ પ્રમાણ ખોટાં છે? 'તારો રૂપીઓ ખોટો અને મારો રૂપીઓ સાચો' આમ માત્ર માનવાથી શું બધા રૂપીઆ ખોટા થઇ શકે છે? આમ પ્રમાણનો આશ્રય લઇ સકલ પ્રમાણોનુ ખંડન કરવા જતાં પ્રમાણોનું પ્રામાણ્ય સ્વીકારવું જ પડે છે, માટે પ્રમાણોનો પ્રતિષેધ થઇ શકતો નથી. (૧૪)

હવે આ સૂત્રમાં 'ત્રૈકાલ્યાસિદ્ધેઃ' આ હેતુને અસિદ્ધ ઠરાવે છે. આ પણ સિદ્ધાંત સૂત્ર છે.

## त्रैकाल्याप्रतिषेधश्च शब्दादातोद्यसिद्धिवत् तत्सिद्धेः ॥१५॥

**પદાર્થઃ—**(**च**) વળી (**त्रैकाल्याप्रतिषेधः**) ત્રણે કાળમાં પ્રમાણો અર્થને સિદ્ધ કરી શકતાં નથી એ જાતનો જે પ્રતિષેધ કર્યો છે તે અયોગ્ય છે, કારણ કે (**शब्दात्**) પછીથી ઉત્પન્ન થતા શબ્દથી (**आतोद्यसिद्धिवत्**) પૂર્વ સિદ્ધ વાદિત્રનું અનુમાન થાય છે તેની પેઠે (**तत्सिद्धेः**) પ્રમાણ અને પ્રમેયની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થઃ—**પ્રમાણ પહેલાં ઉત્પન્ન થયું હોય તો પણ અને પછીથી ઉત્પન્ન થયું હોય તો પણ અર્થને જણાવી શકે છે, અને એક જ સમયમાં પ્રમાણ અને પ્રમેય હોય તો પણ પ્રમાણ પ્રમેયનો બોધ કરાવી શકે છે. જેમકે:—

થોડે દૂર કોઇ વનકુંજમાં અદૃશ્ય વીણા વાગતી હોય અને તેનો અવાજ સંભળાતો હોય તો તે અવાજ ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે 'આટલામાં ક્યાંક વીણા વાગે છે.' અહીં વીણાનો બોધ કરાવનાર શબ્દ વીણામાંથી ઉત્પન્ન થયો છે. વીણા પહેલી વિદ્યમાન હતી અને તેનો શબ્દ પછીથી ઉત્પન્ન થયો છે. આ ઠેકાણે પ્રમાણરૂપ શબ્દ પછીથી ઉત્પન્ન થયેલો હોવા છતાં પૂર્વસિદ્ધ વીણાનો બોધ કરાવી શકે છે.

ઘટપટાદિ પદાર્થો સૂર્યના પ્રકાશ પછી ઉત્પન્ન થયેલા હોય છે. સૂર્યનો પ્રકાશ પદાર્થોનું પ્રત્યક્ષજ્ઞાન મેળવવાનું કારણ હોવાથી તે પ્રમાણ કહેવાય છે. આ ઠેકાણે સૂર્ય–પ્રકાશરૂપ પ્રમાણ પહેલેથી જ વિદ્યમાન છે અને ઘટપટાદિરૂપ પ્રમેય પછીથી ઉત્પન્ન થયેલાં હોય છે એટલે આ ઠેકાણે પ્રમાણ પૂર્વસિદ્ધ હોવા છતાં પછીથી ઉત્પન્ન થનાર પ્રમેયનો બોધ કરાવી શકે છે.

કોઇ ઠેકાણે જ્ઞાનનો વિષય (પ્રમેય) અને જ્ઞાનનો બોધક પદાર્થ (પ્રમાણ) સાથે પણ હોઇ શકે છે. જેમકેઃ—ધૂમથી જ્યાં વહ્નિનું અનુમાન કરવામાં આવે છે ત્યાં પ્રમેય વહ્નિ પણ વિદ્યમાન હોય છે અને ધૂમ પણ પ્રમાણ તરીકે તેજ સમયમાં વિદ્યમાન હોય છે. અર્થાત્ આ ઠેકાણે પ્રમાણ અને પ્રમેય સાથે પણ હોય છે.

આ દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કેઃ 'પ્રમાણ ત્રણે કાળમાં અર્થ સિદ્ધ નથી કરી શકતાં.' એ કથન તદ્દન ખોટું છે. પ્રમાણ અને પ્રમેયનો પૂર્વાપરભાવનો નિયમ જોવામાં આવતો નથી.

પ્રમાણ અને પ્રમામાં તો નિયમ હોય છે, કારણ કે સર્વત્ર પ્રમાણથીજ પ્રમા ઉત્પન્ન થાય છે એટલે પ્રમાને તો પ્રમાણથી ઉત્તરકાળમાં જ ઉત્પન્ન થતી માનવી જોઇએ.

જો એવી શંકા કરવામાં આવે કે પ્રમાના સંબંધ વગર પ્રમાણ કહેવાય જ શી રીતે? તો તેનો ઉત્તર એ છે કે, જે પ્રમા વ્યક્તિ અત્યારે ચક્ષુ આદિથી ઉત્પન્ન થઈ તે સિવાય પહેલાં ચક્ષુ આદિથી ઘણીએ પ્રમાઓ ઉત્પન્ન થઇ છે તેના સંબંધથી ચક્ષુ–આદિને પ્રમાણ માનવામાં શી હરકત છે? અત્યારે જ અમુક ઘટાદિ સાથે ચક્ષુના સંબંધથી જે પ્રમા ઉત્પન્ન થઇ તેના જ સંબંધથી ચક્ષુને પ્રમાણ માનવું એવો કોઇ નિયમ નથી. ઉદાહરણ તરીકે કોઇએ કોઇને કહ્યું કે 'પાચકને બોલાવ. રસોઇ કરાવવાની છે.' અહીં અ નામના માણસને પાચક કઇ રસોઇના સંબંધથી કહેવામાં આવે છે? અત્યારે જે રસોઈ કરવાની છે તેના સંબંધથી તો અત્યારે પાચક કહેવાય જ નહીં, કારણ કે હજી તે રસોઈ બની નથી, માટે અત્યાર

પહેલાં એણે ઘણી રસોઇઓ કરી છે તેના સંબંધથી તે પાચક કહેવાય છે, અને એ પાચકથી અત્યારે ભવિષ્યમાં થનારી રસોઈ બને છે. તેજ પ્રમાણે પ્રમાણ અને પ્રમાના સંબંધમાં પણ સમજવું.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પ્રમાણ અને પ્રમેયના સમયનો ખાસ કોઈ ક્રમ જોવામાં આવતો નથી. પણ પહેલું પ્રમાણ અને પછી પ્રમા, તેમાં પણ જે પ્રમા ઉત્પન્ન થાય છે તેનાજ સંબંધથી તેના કારણને પ્રમાણ કહેવામાં આવતું નથી પણ ભૂતપૂર્વ અન્ય પ્રમાઓના સંબંધથી તેને પ્રમાણ કહેવામાં આવે છે.

આ સંબંધમાં ભાષ્યમાં તથા ન્યાય-વાર્તિકમાં વિશેષ લખવામાં આવ્યું છે, માટે વિશેષ જાણવાની ઇચ્છા રાખનારે તે ગ્રંથો જોવા. અહીં વિસ્તર ભયથી વિશેષ લખવામાં આવતું નથી. (૧૫)

જેમ દોરડીમાં સર્પનો વ્યવહાર નિયત (નિત્ય) ન હોવાથી ખોટો છે તેમ પ્રમાણ અને પ્રમેયનો વ્યવહાર અમુક વસ્તુમાં નિયત સ્વરૂપે ન હોવાથી ખોટો છે. આવી શૂન્યવાદી બૌદ્ધોની શંકાનું સમાધાન આ સૂત્રમાં છે. આ પણ સિદ્ધાંત સૂત્ર છે.

## प्रमेयता च तुलाप्रामाण्यवत् ॥१६॥

**પદાર્થઃ**—(**च**) અને (**प्रमेयता**) પ્રમેયપણું (**तुलाप्रामाण्यवत्**) તુલાના પ્રમાણ્ય જેવું છે.

**ભાવાર્થઃ**—જુદું જુદું નિમિત્ત મળવાથી એકજ વસ્તુનો જુદા જુદા રૂપે વ્યવહાર છે. દોરડીમાં તો સાપનો ભ્રમ થયો હોય છે, માટે તે વ્યવહાર ખોટો છે, પણ પ્રમાણ અને પ્રમેયના વ્યવહારમાં તેમ નથી. પદાર્થને તોળવાનું જે સાધન હોય છે તેને તુલા (તોલું) કહે છે, રત્તી, વાલ ગદીયાણો અને શેર આદિને તોલાં કહેવામાં આવે છે તેનેજ સંસ્કૃત ભાષામાં 'તુલા' કહે છે. સુવર્ણ આદિ તોળવાની અપેક્ષાએ વાલ, ગદીયાણો આદિ પ્રમાણ કહેવાય

છે. તોળવામાં આવતું સુવર્ણ પ્રમેય કહેવાય છે, પણ એજ વાલ, ગદિયાણો આદિ પ્રમાણ બરાબર છે કે નહિ? એ જાણવું હોય ત્યારે પ્રમાણ તરીકે માનેલા વાલ આદિને પણ તોળવા પડે છે અને તોળતી વખતે પ્રમાણ તરીકે માનેલા તે વાલ આદિ પ્રમેય કહેવાય છે. આ રીતે પ્રમાણ કોઇ વખતે પ્રમેય બને છે અને પ્રમેય પણ કોઈ વખતે પ્રમાણ બને છે. પ્રમાણ બનતી વખતે વસ્તુમાં જુદું નિમિત્ત પ્રમાસાધનત્વ છે અને પ્રમેય બનતી વખતે તેજ વસ્તુમાં જુદું નિમિત્ત પ્રમાવિષયત્વ હોય છે. અહીં નિમિત્ત સત્ય હોવાથી અને નિમિત્તને લીધે વ્યવહાર થતો હોવાથી પ્રમાણ–પ્રમેય–વ્યવહાર ખોટો નથી પણ સાચો છે.

આત્માને 'પ્રમાતા' કહેવામાં આવે છે કારણ કે તે જ્ઞાન મેળવવામાં સ્વતંત્ર છે. પ્રમાતા એટલે પ્રમાનો કર્તા. ક્રિયા કરવામાં જે સ્વતંત્ર હોય તે કર્તા. **स्वतन्त्रः कर्ता** । ૧–૪–૫૪. જુઓ પાણિનીય વ્યાકરણ.

**क्रियायां स्वातन्त्र्येण विवक्षितोऽर्थः कर्ता स्यात्।**

એજ આત્મા જ્યારે જ્ઞાનનો વિષય બને છે ત્યારે તેને પ્રમેય કહે છે. મહર્ષિએ એને પ્રમેય તરીકે ગણીનેજ બાર પ્રમેયોમાં ગણ્યો છે. જુઓ સૂત્ર. ૧. ૧. ૯.

બુદ્ધિ જ્યારે કોઈ બીજા જ્ઞાનનું સાધન બને છે, ત્યારે તેને પ્રમાણ કહે છે. ઇંદ્રિય અને અર્થના સંનિકર્ષથી ઉત્પન્ન થયેલું જ્ઞાન, જ્યારે હાન, ઉપાદાન અને ઉપેક્ષાજ્ઞાનનું કારણ બને છે ત્યારે તેને પ્રમાણ કહેવામાં આવે છે. તેજ પ્રમાણે વ્યાપ્તિનું જ્ઞાન અનુમિતિ–જ્ઞાનનું કારણ હોવાથી તે (વ્યાપ્તિ જ્ઞાન) પ્રમાણ કહેવાય છે.

જ્યારે બુદ્ધિ કોઇ બીજા જ્ઞાનનો વિષય બને ત્યારે તે બુદ્ધિ પ્રમેય કહેવાય છે. મહર્ષિએ બુદ્ધિને પણ બાર પ્રમેયોની અંદર ગણાવી છે.

જ્યારે બુદ્ધિ કોઇનું સાધન તથા કોઇ બીજા જ્ઞાનનો વિષય ન બની હોય ત્યારે તે પ્રમિતિ અર્થાત્ સત્ય જ્ઞાન કહેવાય છે.

આ પ્રમાણે વસ્તુને ભિન્ન ભિન્ન નિમિત્ત મળવાથી તે એકજ વસ્તુ કોઈ વખતે પ્રમાણરૂપે તો કોઈ વખતે પ્રમેયરૂપે વ્યવહરાય છે.

**वृक्षस्तिष्ठति।** 'ઝાડ ઉભું છે.' અહીં ઝાડ 'કર્તા' તરીકે ગણાય છે.

**वृक्ष पश्यति।** 'તે ઝાડને જુએ છે.' અહીં તેજ ઝાડ 'કર્મ' તરીકે ગણાય છે.

**वृक्षेण चन्द्रमसं पश्य।** 'વૃક્ષ તરફથી બીજના ચંદ્રમાને તું જો.' અહીં તેજ ઝાડ ચંદ્રને જણાવવાનું સાધન હોવાથી 'કરણ' તરીકે ગણાય છે.

**वृक्षाय उदकं सिञ्च।** 'ઝાડને પાણી પા.' અહીં તેજ ઝાડ 'સંપ્રદાન' તરીકે ગણાય છે.

**वृक्षात् पर्णं पतति।** 'ઝાડ ઉપરથી પાંદડું પડે છે.' અહીં તેજ ઝાડ 'અપાદાન' તરીકે ગણાય છે.

**वृक्षे वयांसि सन्ति।** 'ઝાડ ઉપર પંખીઓ છે.' અહીં તેજ ઝાડ 'અધિકરણ' તરીકે ગણાય છે.

આ પ્રમાણે દરેક દ્રવ્ય ક્રિયાના સંબંધથી 'કારક' બને છે, અને જે જાતનો સંબંધ ક્રિયા સાથે હોય છે તેજ જાતનું તે 'કારક' કહેવાય છે.

પ્રમાણ અને પ્રમેય પણ 'કારક' શબ્દોજ છે, માટે જેમ કર્તૃત્વ, કર્મત્વ આદિ નિમિત્તને આધીન છે તેમ પ્રમાણત્વ અને પ્રમેયત્વ પણ નિમિત્તને આધીન છે. જે વસ્તુમાં જેવું નિમિત્ત તેવો વ્યવહાર તેનો થાય છે. કોઇપણ વસ્તુ જ્યારે પ્રમાનું સાધન બને ત્યારે તેને પ્રમાણ માનવું અને પ્રમાનો વિષય બને ત્યારે પ્રમેય માનવું.

આ પ્રમાણે પ્રમાણ અને પ્રમેય નિયતરૂપે ન હોવા છતાં અસત્ય ઠરતાં નથી. (૧૯)

જ્યારે પ્રમાણ પ્રમેય તરીકે બને ત્યારે તે કોઈ બીજી જાતના પ્રમાણથી સિદ્ધ થાય છે કે પ્રમાણ વગર જ એની સિદ્ધિ માનવામાં આવે છે? જો પ્રમાણથી એની સિદ્ધિ માનવામાં આવે તો

## प्रमाणतः सिद्धेः प्रमाणानां प्रमाणन्तरसिद्धिप्रसङ्गः ॥ ॥१७॥

**પદાર્થ:—(प्रमाणानाम्)** પ્રમાણોની **(प्रमाणतः)** પ્રમાણથી જો **(सिद्धेः)** સિદ્ધિ માનવામાં આવે તો **(प्रमाणान्तरसिद्धिप्रसङ्गः)** પ્રત્યક્ષાદિ ચાર પ્રમાણોથી અતિરિક્ત કોઈ બીજાં પ્રમાણો માનવાં જોઇએ.

**ભાવાર્થ:—જો** પ્રત્યક્ષ-આદિ પ્રમાણો બીજા પ્રમાણોનો વિષય બને (અર્થાત્ જ્યારે તે પ્રમેય બને ત્યારે) તો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દપ્રમાણ કરતાં જુદાં પ્રમાણો માનવાં જોઇએ અને બીજાં પ્રમાણો જે માનવામાં આવે તે પણ જ્યારે પ્રમેય તરીકે ગણવામાં આવે ત્યારે તેને માટે પણ જુદાં પ્રમાણો માનવાં પડે. આ પ્રમાણે પ્રમાણોની પરંપરા માનવાને લીધે અનવસ્થા દોષ આવે. અપ્રામાણિક અનવસ્થાને માન્ય પણ કરી શકાય નહિ, એટલે કે જુદાં પ્રમાણો માનવાથી ન્યાયના આચાર્ય મહર્ષિ ગૌતમે જે પ્રત્યક્ષ આદિ પ્રમાણોનો વિભાગ માન્યો છે તે ખોટો પડે છે. આવી શંકા કરી શૂન્યવાદી બૌદ્ધ લોકો પ્રમાણ-પ્રમેયને અસત્ય ઠરાવવા માગે છે. આ સૂત્ર પૂર્વપક્ષ તરીકે લખવામાં આવ્યું છે. (૧૭)

જો પ્રમાણો વગર જ પ્રમાણની સિદ્ધિ માનવામાં આવે તોઃ-

## तद्विनिवृत्तेर्वा प्रमाणसिद्धिवत् प्रमेयसिद्धिः ॥१८॥

**પદાર્થ:—(वा)** અથવા **(तद्विनिवृत्तेः)** તેની નિવૃત્તિ માનવાથી **(प्रमाणसिद्धिवत्)** જેમ વગર પ્રમાણે પ્રમાણની સિદ્ધિ થાય

છે તેમ (**प्रमेयसिद्धिः**) વગર પ્રમાણે પ્રમેયની સિદ્ધિ પણ માનવી જોઇએ.

**ભાવાર્થ:**—જો વગર પ્રમાણે પ્રમાણોની સિદ્ધિ માનવામાં આવે તો પ્રમેયોની પણ વગર પ્રમાણે સિદ્ધિ શા માટે ન માનવી? જો વગર પ્રમાણે પ્રમેયોની સિદ્ધિ માનવામાં આવે તો મહર્ષિએ આત્મા-આદિ પ્રમેયોની સિદ્ધિ માટે જે પ્રમાણો માન્યાં છે તે ખોટાં ઠરે. આ પણ શૂન્યવાદીઓની શંકા બતાવનાર પૂર્વપક્ષનું સૂત્ર છે. (૧૮)

આ બે શંકાના સમાધાન માટે મહર્ષિ સિદ્ધાંતસૂત્ર લખે છે.

## न, प्रदीपप्रकाशवत् तत्सिद्धेः ॥१९॥

**પદાર્થ:**—(**च**) પ્રમાણોની સિદ્ધિ વગર પ્રમાણે નથી, તેમ પ્રત્યક્ષ-આદિ ચાર પ્રમાણોથી અતિરિક્ત પ્રમાણો પણ માનવાની જરૂર નથી. (**प्रदीपप्रकाशवत्**) પ્રદીપના પ્રકાશની સિદ્ધિ પેઠે (**तत्सिद्धेः**) તેની સિદ્ધિ થવાથી.

**ભાવાર્થ:**—જ્યારે પ્રમાણ જ્ઞાનનો વિષય બને છે ત્યારે તે પ્રમેય જ કહેવાય છે, પ્રમાણ નહીં. અને પ્રમેયની સિદ્ધિ તો પ્રમાણોથી જ થાય છે. જેમકે:-પ્રદીપનો પ્રકાશ ચાક્ષુષ પ્રત્યક્ષનો સહકારી હોવાથી પ્રમાણ તરીકે ગણાય છે અને એ પ્રમાણભૂત પ્રદીપનો પ્રકાશ જ્યારે પ્રમેય બને છે ત્યારે તેનું જ્ઞાન ચક્ષુના સંબંધથી થાય છે, અને ચક્ષુનો વિષય સાથેનો સંબંધ પણ પ્રત્યક્ષ પ્રમાણનો સહકારી હોવાથી પ્રત્યક્ષ પ્રમાણ ગણાય છે. એટલે પ્રદીપના પ્રકાશનું ગ્રહણ પ્રત્યક્ષ પ્રમાણથી જ થયું.

અનુમાનથી પણ પ્રદીપના પ્રકાશનું ગ્રહણ થાય છે. જેમકે:—પ્રદીપનો પ્રકાશ (કોઇપણ બાહ્ય પ્રકાશ) હોય તો દૃશ્ય વસ્તુ દેખાય છે અને એ ન હોય તો દેખાતી નથી. દર્શનરૂપ હેતુથી પ્રકાશનું આ પ્રમાણે અનુમાન થાય છે.

શબ્દ પ્રમાણથી પણ પ્રદીપના પ્રકાશનું ગ્રહણ થાય છે. જેમકે:—કોઈ કોઇને કહે કે "અંધારામાં પ્રદીપ લેજે." અહીં પ્રદીપનો પ્રકાશ શબ્દ પ્રમાણનો વિષય બને છે.

આ પ્રમાણે દૃશ્ય વસ્તુ જોવા માટે પ્રદીપનો પ્રકાશ પ્રમાણ છે. અને જ્યારે તેજ પ્રકાશ પ્રમેય બને છે, ત્યારે તે બીજાં પ્રત્યક્ષનો, અનુમાનનો અને શબ્દ પ્રમાણનો વિષય બને છે. આ કારણથી ચાર જાતનાં પ્રમાણ સિવાય બીજી કોઇપણ જાતનું પ્રમાણ માનવાની જરૂર રહેતી નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રમાણની સિદ્ધિ વગર પ્રમાણે નથી તેમ તેને માટે કોઇ જુદી જાતનું ચાર પ્રમાણથી અતિરિક્ત પ્રમાણ પણ માનવાની જરૂર રહેતી નથી.

પ્રત્યક્ષ એવું નામ કોઈ એકજ વ્યક્તિનું નથી પણ અનેક વ્યક્તિઓના સમુદાયનું છે. ચક્ષુ અને વિષય સાથેનો સંબંધ તે પણ પ્રત્યક્ષ કહેવાય અને તેનો સહકારી બાહ્ય પ્રકાશ પણ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. જ્યારે એક ભાગ પ્રમેય બને ત્યારે બીજો ભાગ તેનો ગ્રાહક (પ્રમાણ) બને છે.

સંસારમાં એવું કોઇ પણ પ્રમેય બાકી રહેતું નથી કે જે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ પ્રમાણનો વિષય ન બને, તો હવે પાંચમું પ્રમાણ કયા પ્રમેયને માટે માનવું? આ ઉપરથી સમજી શકાય છે કે ચાર પ્રમાણો માનવામાં નથી અનવસ્થા દોષ આવતો તેમ પ્રમાણની સિદ્ધિ વગર સાધને પણ માનવી પડતી નથી. ન્યાયશાસ્ત્રના મત પ્રમાણે 'પ્રમાણનું પ્રામાણ્ય સ્વતો-ગ્રાહ્ય (આપો આપ ગૃહીત) નથી.' આ સંબંધમાં જેને વિશેષ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેણે વાત્સ્યાયન ભાષ્ય અને ન્યાયવાર્તિક આદિ ગ્રન્થો વાંચવા. (૧૯)

## ઇતિ પ્રમાણ સામાન્ય પરીક્ષા પ્રકરણ.

હવે વિશેષ પ્રમાણોની પરીક્ષા શરૂ કરે છે. પ્રથમ પ્રત્યક્ષના લક્ષણ ઉપર વિચાર કરે છે. પૂર્વપક્ષ તરફથી પડેલો આક્ષેપ.

## प्रत्यक्षलक्षणानुपपत्तिरसमग्रवचनात् ॥ २० ॥

**પદાર્થ:**—(**असमग्रवचनात्**) પ્રત્યક્ષ લક્ષણનાં બધાં કારણો બતાવવામાં આવ્યાં નથી. તેથી (**प्रत्यक्षलक्षणानुपपत्तिः**) પ્રત્યક્ષ લક્ષણની સિદ્ધિ થઇ શકતી નથી.

**ભાવાર્થ:**—પ્રત્યક્ષની ઉત્પત્તિમાં જેમ ઇંદ્રિય અને અર્થનો સંબંધ કારણ છે તેમ આત્મા અને મનનો સંબંધ પણ કારણ છે અને તેનો ઉલ્લેખ મહર્ષિએ પ્રત્યક્ષ-લક્ષણના સૂત્ર (૧-૧-૪) માં કર્યો નથી, માટે લક્ષણ અપૂર્ણ હોવાથી ખોટું છે.

જ્ઞાન એ સંયોગથી ઉત્પન્ન થનારો આત્માનો ગુણ છે. જો આત્મા અને મનનો સંયોગ ન હોય તો આત્મામાં કદિપણ જ્ઞાન પેદા થઇ શકે નહિ. **न चासंयुक्ते द्रव्ये संयोगजन्यस्य गुणस्योत्पत्तिः** અસંયુક્ત દ્રવ્યમાં સંયોગ-જન્ય ગુણની ઉત્પત્તિ થઈ શકતી નથી.

જો ઇંદ્રિય અને અર્થનો સંબંધ આત્મા અને મનના સંબંધ વગર જ્ઞાન ઉત્પન્ન કરી શકે તો અનેક ઇંદ્રિયોનો અનેક અર્થો સાથે એકજ વખતે સંબંધ થઇ શકતો હોવાથી, એકજ વખતમાં અનેક જ્ઞાન થવાં જોઇએ, પણ તેમ બની શકતું નથી, માટે પ્રત્યક્ષ જ્ઞાનમાં જેટલાં કારણો છે તેટલાં કહ્યાં ન હોવાથી પ્રત્યક્ષના લક્ષણમાં અસંભવ દોષ છે. (૨૦)

હવે બીજો આક્ષેપ કરે છે.

## नात्ममनसोः सन्निकर्षाभावे प्रत्यक्षोत्पत्तिः ॥ २१ ॥

**પદાર્થ:**—(**आत्ममनसोः**) આત્મા અને મનના (**सन्निकर्षाभावे**) સંબંધ વગર (**प्रत्यक्षोत्पत्तिः**) પ્રત્યક્ષની ઉત્પત્તિ (**न**) થઈ શકતી નથી.

**ભાવાર્થ:**—આત્મા અને મનના સંબંધ વગર જ્ઞાનની ઉત્પત્તિ થઇ શકતી નથી, માટે પ્રત્યક્ષ લક્ષણમાં આત્મા અને મનનો સંબંધ કારણ કોટિમાં મૂકવો જોઇએ. (૨૧)

ત્રીજો આક્ષેપ.

## दिग्देशकालाकाशेष्वप्येवं प्रसङ्गः ॥२२॥

**પદાર્થ:**—दिग्देशकालाकाशेषु) દિશા, દેશ, કાળ અને આકાશના સંબંધમાં (अपि) પણ (एवम्) એવીજ જાતનો (प्रसङ्गः) પ્રસંગ છે.

**ભાવાર્થ:**—જો કોઈ પણ દિશાનું, દેશનું, કાળનું અને આકાશનું પણ સંનિધાન ન હોય તોપણ જ્ઞાનની ઉત્પત્તિ થઈ શકે નહિ, માટે તેને પણ કારણકોટિમાં ગણવાં જોઇએ. સૂત્ર (૧.૧.૪) માં આ ચારેય દ્રવ્યનો સંબંધ બતાવ્યો નથી, માટે પ્રત્યક્ષનું લક્ષણ અસંભવ દોષવાળું છે. (૨૨)

સમાધાન સૂત્ર.

## ज्ञानलिङ्गत्वादात्मनो नानवरोधः ॥२३॥

**પદાર્થ:**—(आत्मनः) આત્માનો (ज्ञानलिङ्गत्वात्) જ્ઞાન ગુણ જ્ઞાન હોવાથી (अनवरोधः) અગ્રહણ (न) નથી.

**ભાવાર્થ:**—જ્ઞાન એ આત્માનો ગુણ છે, જો પ્રત્યક્ષ જ્ઞાનના કારણોમાં આત્મા ન હોય તો જ્ઞાનની ઉત્પત્તિ ક્યાં થાય? જ્ઞાનનું સમવાયિ (ઉપાદાન) કારણ આત્મા જ છે, માટે વગર કહ્યે કારણ-સામગ્રીમાં આત્માને સમજી લેવો જોઇએ. સંયોગથી ઉત્પન્ન થનાર ગુણ શું અસંયુક્ત દ્રવ્યમાં ઉત્પન્ન થઈ શકે ખરો? કદાપિ નહિ, માટે પ્રત્યક્ષનાં કારણોમાં આત્મા છે જ.

આ સૂત્રમાં આત્માનો ઉલ્લેખ એટલા માટે નથી કર્યો કે, તે પ્રત્યક્ષ જ્ઞાનનું અસાધારણ કારણ નથી.

જો આત્મા પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યેજ કારણ હોત અને અનુમાન આદિ જ્ઞાન પ્રત્યે (કારણ) ન હોત તો જરૂર એ અસાધારણ કારણ થાત, અને જો એમ હોત તો મહર્ષિ પ્રત્યક્ષ–જ્ઞાનના લક્ષણમાં તેની ગણતરી જરૂર કરત પણ એમ ન હોવાથી અર્થાત્ આત્મા પ્રત્યક્ષ જ્ઞાનનું જેમ કારણ છે તેમ અનુમાન આદિનું પણ કારણ છે, માટે એ સર્વજ્ઞાન પ્રત્યે સમાન હોવાથી તેની પ્રત્યક્ષના લક્ષણમાં ગણતરી કરી નથી. (૨૩)

મન પણ પ્રત્યક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં કારણ છે, પણ તેને લક્ષણ તરીકે માનવાની જરૂર નથી. તે આ સૂત્રમાં બતાવે છે.

આ પણ સિદ્ધાંત સૂત્ર છે.

## तदयौगपद्यलिङ्गत्वाच्च न मनसः ॥२४॥

**પદાર્થઃ**—(**च**) અને (**तदयौगपद्यलिङ्गत्वात्**) એક સાથે અનેક જ્ઞાનની ઉત્પત્તિ ન થવી એ મનનો ધર્મ હોવાથી (**मनसः**) મનનું અગ્રહણ (**न**) નથી.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં '**अनवरोधः**' પદની ઉપરના સૂત્રમાંથી અનુવૃત્તિ આવે છે. એક સાથે અનેક જ્ઞાનોની ઉત્પત્તિ ન થવી અર્થાત્ મન ક્રમથી જ્ઞાન ઉત્પન્ન કરે છે એ મનનું ચિહ્ન હોવાથી એ સિદ્ધ થાય છે કે કોઈ પણ જ્ઞાન મનના સંબંધ વગર ઉત્પન્ન થતું નથી, માટે મનના સંબંધની અપેક્ષા કરીને જ ઇંદ્રિયનો અર્થ સાથે થયેલો સંબંધ પ્રત્યક્ષ જ્ઞાનનું કારણ છે એમ સમજવું જોઇએ. છતાં પણ મનનો ઇંદ્રિય સાથેનો જે સંબંધ છે તેને લક્ષણ તરીકે ગણી શકાય નહિ, કારણકે એ સંબંધ પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યેજ હોય છે એવું કશું નથી, અનુમાન આદિ જ્ઞાનોમાં પણ મન કારણ તરીકે હોય છે, માટે મન પણ પ્રત્યક્ષ જ્ઞાનનું અસાધારણ કારણ

ન હોવાથી તેને લક્ષણ તરીકે ગણી શકાય નહિ. વળી બીજું પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે તો ઇંદ્રિયો અને અર્થોનો સંબંધજ પ્રધાન હોય છે. ઉદાહરણ તરીકે

**सुप्तव्यासक्तमनसां च इन्द्रियार्थयोः संनिकर्षनिमित्तत्वात् इन्द्रियार्थसंनिकर्षस्य ग्रहणं नात्ममनसोः संनिकर्षस्य।**

અર્થ:—કોઇપણ માણુસ ઉંઘમાંથી ઉઠવાનો અમુક સમય નક્કી કરી ઉંઘી ગયો હોય તો નક્કી કરેલા સમયે જરૂર ઉઠી શકે છે, પણ ઉઠવાના સમય પહેલાં જો કોઇ મ્હોટો અવાજ સૂતેલાને કાને અથડાયો હોય અથવા કોઇ પ્રબળ સ્પર્શ (ધક્કો) થયો હોય તો તે તેજ વખતે જાગી ઉઠે છે. આ ઠેકાણે એકદમ જાગી ઉઠવામાં પ્રબળ અવાજ અને સ્પર્શજ પ્રધાન કારણ હોય છે, આત્મા અને મનનો અથવા મન અને ઇંદ્રિયોનો સંબંધ નહિ. કારણકે, તે વખતે આત્મા કોઇપણ પ્રકારની જિજ્ઞાસાથી મનને પ્રેરણા કરતો નથી.

અમુક વિષયના વિચારમાં તલ્લીન બનેલા માણુસનું મન પણ કોઇપણ ઓચિંતા વિષયના પ્રબળ સંબંધથી એકદમ વિષયાંતરમાં જાય છે, તેનું કારણ પણ તે તે વિષયનો ઇંદ્રિય સાથે થયેલો સંબંધજ છે. તે વખતે આત્મા કોઇપણ જિજ્ઞાસાથી મનને પ્રેરણા કરતો નથી.

આ ઉપરથી સમજી શકાય છે કે પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે ઇન્દ્રિય અને અર્થનો સંબંધજ મુખ્ય તરીકે હોય છે અને મુખ્યતાને લીધેજ ઇંદ્રિય અને અર્થના સંનિકર્ષને પ્રત્યક્ષ જ્ઞાનના લક્ષણ તરીકે ગણવામાં આવ્યો છે. આત્મા અને મનનો સંબંધ તો પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે સાધારણ કારણ છે, માટે તે કારણ હોવા છતાં મુખ્ય ન હોવાથી લક્ષણ તરીકે ગણી શકાય નહિ. (૨૪)

આ પણ સિદ્ધાંતનું સમર્થન કરનાર સૂત્ર છે.

**तैश्चापदेशो ज्ञानविशेषाणाम् ॥२५॥**

**પદાર્થ:**—(**च**) અને (**तैः**) ઇંદ્રિયો અને અર્થોથી (**ज्ञानविशेषाणाम्**) જુદા જુદા જ્ઞાનોનો (**अपदेशः**) વ્યવહાર થાય છે.

**ભાવાર્થ:**—તે તે ઇંદ્રિયોથી અને અર્થોથી જ્ઞાનનો વ્યવહાર થાય છે, માટે ઇંદ્રિય અને અર્થનો સંબંધ મુખ્ય છે. જેમકે ઘ્રાણ-જ્ઞાન, ચક્ષુજ્ઞાન, રસનાજ્ઞાન, શ્રોત્રજ્ઞાન, અને ત્વગ્જ્ઞાન, ગન્ધજ્ઞાન, રૂપજ્ઞાન, રસજ્ઞાન, સ્પર્શજ્ઞાન અને શબ્દજ્ઞાન. આ પ્રમાણે પાંચે ઇન્દ્રિયો દ્વારા અને પાંચે અર્થોદ્વારા જ્ઞાનનો વ્યવહાર થતો હોવાથી ઇન્દ્રિય અને અર્થનો સંબંધજ પ્રત્યક્ષ જ્ઞાન પ્રત્યે મુખ્ય છે એમ સમજી શકાય છે. (૨૫)

પૂર્વપક્ષ તરફથી સિદ્ધાંત કથનમાં આક્ષેપ કરનારૂં આ સૂત્ર છે.

**व्याहतत्वादहेतुः ॥२६॥**

**પદાર્થ:**—(**व्याहतत्वात्**) વ્યાઘાત દોષ આવવાથી (**अहेतुः**) ઇંદ્રિય અને અર્થના સંબંધને પ્રબળ માનવામાં જે હેતુ બતાવવામાં આવ્યો છે તે અહેતુ અર્થાત્ અસત્ય હેતુ છે.

**ભાવાર્થ:**—સુપ્ત અને વ્યાસક્ત પુરુષના મનનું વિષયાંતરમાં જવું, તેમાં તમે આત્મા અને મનના સંબંધને કારણ માનતા નથી તે ઠીક નથી, કારણ કે જ્ઞાનની ઉત્પત્તિમાં જો કોઈ પણ ઠેકાણે મન કારણ તરીકે ન હોય તો તેવે ઠેકાણે એક સાથે અનેક જ્ઞાન ઉત્પન્ન થવામાં શો વાંધો? મનને લીધેજ જ્ઞાનોની એક સાથે ઉત્પત્તિ થતી નથી, જો મનને કારણ માનવામાં ન આવે તો અનેક જ્ઞાનોની ઉત્પત્તિ એક સાથે થવી જોઇએ અને જો જ્ઞાનોની એક સાથે ઉત્પત્તિ માનવામાં આવે તો શાસ્ત્રમાં પરસ્પર વિરુદ્ધતા રૂપ વ્યાઘાત દોષ આવે છે. કારણ કે ન્યાય શાસ્ત્રનો સિદ્ધાંત છે કે એક સાથે અનેક જ્ઞાનોની ઉત્પત્તિ થતી નથી. (૨૬)

ઉપરના સૂત્રમાં જે વ્યાઘાત દોષ બતાવવામાં આવ્યો છે. તેનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## नार्थविशेषप्राबल्यात् ॥२७॥

**પદાર્થ:**—( **अर्थविशेषप्राबल्यात्** ) અર્થ વિશેષ અથાત્ કોઈ મ્હોટા અવાજની અથવા સ્પર્શની પ્રબલતા હોવાથી (**न**) વ્યાઘાત દોષ આવતો નથી.

**ભાવાર્થ:**—જો કોઈપણ જ્ઞાન-વ્યક્તિની ઉત્પત્તિમાં મનને કારણ તરીકે માનવામાં ન આવે તો વ્યાઘાત દોષ આવે, પણ એવી એક પણ જ્ઞાન-વ્યક્તિ નથી કે જે મનના સંયોગ વગર ઉત્પન્ન થઈ શકે. ઉંઘમાં સૂતેલા માણસને કોઈ પ્રબળ અવાજ કે કોઈ પ્રબળ સ્પર્શને લીધે એકદમ ઉંઘ ઉડી જાય છે અને બાહ્ય ધ્વનિ કે સ્પર્શનું જે જ્ઞાન થઈ જાય છે તેમાં માત્ર અર્થની પ્રબલતા બતાવવી એજ હેતુ છે, મનનો સંબંધ તો તે વખતે પણ હોયજ છે.

આત્મામાં બે જાતના પ્રયત્ન હોય છે. એક ઐચ્છિક પ્રયત્ન અને બીજો અદૃષ્ટ-જન્ય પ્રયત્ન.

(૧) ઐચ્છિક પ્રયત્ન:—આ ફળ મને ગમે છે એવું પ્રથમ જ્ઞાન થાય છે, પછી એ ફળને લેવાની ઇચ્છા થાય છે અને પછી તેને લેવા પ્રયત્ન થાય છે.

**प्रथमं जानाति, तत इच्छति ततश्च करोति**

પ્રથમ જાણે છે, પછી ઈચ્છે છે અને પછી પ્રયત્ન કરે છે. આવો જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્નનો ક્રમ હોય છે, એ સર્વ કોઈ વિચારશીલ માણસ સમજી શકે છે. આ ક્રમને અનુસરીને જે પ્રયત્ન થાય છે તે ઐચ્છિક અથવા ઈચ્છા-જન્ય પ્રયત્ન કહેવાય છે.

(૨) અદૃષ્ટ-જન્ય પ્રયત્ન:—મ્હારે અમુક વખતે જાગવું છે આવો સંકલ્પ કર્યા વગર કોઇ ઉંઘી જાય છે, પછી કોઈ પ્રબળ અવાજ કે સ્પર્શને લીધે તે એકદમ જાગી ઉઠે છે. તેવે સ્થળે

ઇંદ્રિય સાથે મનનો સંબંધ ઐચ્છિક પ્રયત્નથી થતો નથી, પણ અદૃષ્ટ–જન્ય પ્રયત્નથી મનમાં ક્રિયા ઉત્પન્ન થાય છે અને એ ક્રિયાથી મનનો સંબંધ ઇંદ્રિય અને અર્થ સાથે થાય છે.

અદૃષ્ટ એટલે આત્મામાં રહેલા ધર્મ અને અધર્મ. જો કે **सति मूले तद्विपाको जात्यायुर्भोगाः।** યોગ. સૂ. ૨–૧૩. એ સૂત્રમાં મહર્ષિ પતંજલિ ધર્મ અને અધર્મનાં જાતિ, આયુઃ અને ભોગ એ ત્રણ જ ફળ ગણાવ્યાં છે, છતાં પણ ધર્માધર્મ રૂપ અદૃષ્ટથી પ્રયત્ન પણ ઉત્પન્ન થાય છે. અતએવ ભાષ્યકાર શ્રી વાત્સ્યાયન મુનિ લખે છે કે **तेन ह्यप्रेर्यमाणे मनसि संयोगाभावात् ज्ञानानुत्पत्तौ सर्वार्थतास्य निवर्तते। एषितव्यं चास्य गुणान्तरस्य द्रव्यगुणकर्मकत्वम्, तद्यथा चतुर्विधानां मणूनां भूतसूक्ष्माणं मनसां च ततोऽन्यस्य क्रियाहेतोरसम्भवात् शरीरेन्द्रियविषयाणामनुत्पत्तिप्रसङ्गः।**

અર્થ:—જો અદૃષ્ટ–જન્ય પ્રયત્નથી મન ન પ્રેરાય તો મનનો ઇંદ્રિય સાથે સંયોગ થાય નહીં, અને સંયોગ ન થાય તો જ્ઞાન પણ ઉત્પન્ન થાય નહીં, વળી ધર્માધર્મ રૂપ અદૃષ્ટ સર્વ કાર્યમાં સાધારણ કારણ છે તે પણ ન રહે, માટે અદૃષ્ટને આત્માની અંદર એક ગુણ વિશેષ તરીકે જરૂર માનવું જોઈએ, અને એ ગુણને દ્રવ્ય, ગુણ અને ક્રિયાના કારણ તરીકે પણ માનવો જોઇએ; નહીં તો પૃથ્વીના, જળના, તેજના અને વાયુના પરમાણુઓમાં જે ક્રિયા ઉત્પન્ન થાય છે તેનું કારણ શું? પ્રયત્ન વગર ક્રિયા કેવી રીતે થાય? મનમાં પણ ક્રિયા પ્રયત્ન વગર ઉત્પન્ન થઈ શકે નહિ. પ્રયત્ન સિવાય ક્રિયાને ઉત્પન્ન કરવાનું કોઈ કારણ પણ જણાતું નથી. જો પરમાણુઓમાં અને મનમાં ક્રિયા ન માનવામાં આવે તો શરીર, ઇંદ્રિય, પૃથ્વી, સમુદ્ર, સૂર્ય અને વાયુ આદિ વિષયો કેવી રીતે બની શકે? આજ પ્રયત્નને અદૃષ્ટને નહીં સમજી શકનારા કુદરતી પ્રયત્ન કહે છે.

અતઃ અદૃષ્ટ રૂપ ગુણ આત્મામાં જરૂર માનવો જોઇએ અને તેનાથી ઉત્પન્ન થતા પ્રયત્નોને લીધે મન પ્રેરાઈ ઇન્દ્રિય સાથે સંયોગ પામી જ્ઞાનને ઉત્પન્ન કરે છે. જ્યાં જ્યાં ઐચ્છિક પ્રયત્ન નથી હોતો

અને ક્રિયા જોવામાં આવે છે ત્યાં ત્યાં અદૃષ્ટજન્ય પ્રયત્નથી ઉત્પન્ન થતી ક્રિયા માનવી જોઇએ. (૨૭)

## ઇતિ પ્રત્યક્ષલક્ષણ પરીક્ષા.

હવે પ્રત્યક્ષ પ્રમાણ એ અનુમાન જ છે. એવી શંકા આ સૂત્રમાં કરવામાં આવે છે.

## प्रत्यक्ष मनुमान मेकदेशग्रहणादुपलब्धेः ॥२८॥

**પદાર્થઃ**—(एकदेशग्रहणात्) એક ભાગનું જ્ઞાન થયા પછી બીજા ભાગનું (उपलब्धेः) જ્ઞાન થવાથી (प्रत्यक्षम्) જેને તમે પ્રત્યક્ષ જ્ઞાન માનો છો તે (अनुमानम्) અનુમાન જ છે.

**ભાવાર્થઃ**—વૃક્ષ રૂપ અર્થની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ થઈ 'આ વૃક્ષ છે.' એવું જે જ્ઞાન થાય છે તે અનુમાન જ્ઞાન જ છે, કારણ કે વૃક્ષના આગલા ભાગ સાથે જ ચક્ષુ ઇન્દ્રિયનો સંબંધ થાય છે, આગળનો ભાગ એજ કંઈ વૃક્ષ નથી, જેમ ધૂમને જોઈ અગ્નિનું અનુમાન થાય છે. તેમ વૃક્ષના આગળના ભાગને જોઇ સંપૂર્ણ વૃક્ષનું અનુમાન થાય છે. સંપૂર્ણ વૃક્ષ સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ કદિપણ થઈ શકે જ નહિ કારણ કે, વૃક્ષનો પાછલો ભાગ અને અંદરનો ભાગ આગલા ભાગથી વ્યવહિત-ઢંકાયેલો જ રહે છે. આ પ્રમાણે અન્ય પ્રત્યક્ષ દ્રવ્યના જ્ઞાનના સંબંધમાં સમજવું જોઇએ, માટે પ્રત્યક્ષ અનુમાનથી જુદું પ્રમાણ નથી. આ પૂર્વપક્ષ તરફથી શંકા બતાવનારૂં સૂત્ર છે.

નૈયાયિકો ઉપાદાન=સમવાયિકારણમાંથી અવયવી રૂપ કાર્ય દ્રવ્યની ઉત્પત્તિ માને છે. મૂળ, થડ, શાખા અને પાંદડાં આદિ અવયવોમાં એક વૃક્ષ દ્રવ્ય ઉત્પન્ન થઈ એ અવયવોમાં જ સમવાય સંબંધથી રહે છે; આ જ પ્રમાણે જેટલાં કાર્ય દ્રવ્યો છે તેમાં સર્વત્ર આવી જાતની જ નૈયાયિકોની માન્યતા છે. નૈયાયિકોના આ જાતના વાદને ઉત્પત્તિવાદ અથવા આરંભવાદ કહે છે.

બૌદ્ધ લોકો આવી જાતના અવયવી દ્રવ્યની ઉત્પત્તિ માનતા નથી, તેમના મતમાં તો અવયવોનો સમુદાય જ વૃક્ષ આદિ નામને ધારણ કરે છે. બૌદ્ધના આ જાતના વાદને 'સમુદાયવાદ' કહે છે. જુઓ "समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः" ૨-૨-૧૮. વેદાંત સૂત્ર. (૨૮)

સમાધાન સૂત્ર.

## न प्रत्यक्षेण यावत्तावदप्युपलम्भात् ॥ २९ ॥

**પદાર્થઃ**—(यावत् तावत् अपि) જેટલું થયું હોય તેટલું પણ (प्रत्यक्षेण) પ્રત્યક્ષ પ્રમાણથી જ થયું છે અને તે (उपलम्भात्) જ્ઞાન હોવાથી (न) પ્રત્યક્ષ જ છે અનુમાન નથી.

**ભાવાર્થઃ**—વૃક્ષના આગલા ભાગનું ચક્ષુ ઇંદ્રિયથી જે જ્ઞાન થાય છે તેને તો તમે પ્રત્યક્ષ માનો છો, તો પછી પ્રત્યક્ષ જ્ઞાન છે. એ તો સિદ્ધ થઈ ચુકયું. જેટલા અર્થ સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ થાય છે. તેટલો અર્થ તો પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય માનવો જ જોઇએ. કોઈપણ જ્ઞાન નિર્વિષય તો હોઇ શકે જ નહિ, માટે પ્રત્યક્ષ જ્ઞાન નથી એમ માનવું એ અસત્ય ઠરે છે. 'એક ભાગનું પ્રત્યક્ષ માનીને પછી કહેવું કે પ્રત્યક્ષ નથી અનુમાન જ છે, એમાં તો વદતો વ્યાઘાત દોષ પણ આવે છે. અનુમેય અર્થ સાથે ઇંદ્રિયનો સંબંધ હોતો નથી, જ્યારે અહીં તો તમે વૃક્ષના આગલા ભાગ સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ માનો છો, તો પછી આગલા ભાગના જ્ઞાનને અનુમાન-જ્ઞાન કેમ માની શકાય? માટે જેટલું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તેટલું પ્રત્યક્ષ પ્રમાણનું વ્યવસ્થાપક બની શકે છે અર્થાત્ તે જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે એવું સિદ્ધ કરે છે.

વળી અનુમાન જ્ઞાન પણ પ્રત્યક્ષ પૂર્વક જ હોય છે અર્થાત્ જે બે અર્થો અન્ય સમયે પ્રત્યક્ષ થયા હોય તેમાંથી એકનું કોઇ બીજા સમયે પ્રત્યક્ષ થાય ત્યારે તેની સાથે સંબંધ રાખનાર બીજા

અર્થનું અનુમાન થાય છે. જેમકે. રસોડામાં અગ્નિ અને ધૂમાડાનું પહેલાં પ્રત્યક્ષ થાય છે પછી કોઈ બીજા સમયે પર્વત આદિમાં ધૂમાડાને જોઈ અગ્નિનું અનુમાન થાય છે. જ્યારે અહીં તો તમારા મત પ્રમાણે વૃક્ષનું કોઇ દિવસ પ્રત્યક્ષ થયું જ નથી તો પછી એનું અનુમાન થાય જ શી રીતે? બધાય અવયવો સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ કદિપણ થઈ શકે નહિ કારણ કે આગલા અવયવોથી અંદરના અને પાછલા અવયવો ઢંકાયલા જ રહે છે, માટે જો વૃક્ષનું પ્રત્યક્ષ ન માનો તો એનું અનુમાન પણ થઇ શકે જ નહિ.

વળી શબ્દ, રૂપ, રસ કે ગંધ આદિ ગુણનું પ્રત્યક્ષ માનવામાં કોઈપણ જાતનો વાંધો જણાતો નથી, કારણ કે શબ્દમાં આગળના ભાગથી પાછળનો ભાગ વ્યવહિત છે એવું કશું જ ત્યાં છે જ નહિ.

માટે પ્રત્યક્ષ જ્ઞાન અનુમાનથી જુદું માનવું જ જોઇએ. (૨૯)

આ પણ સમાધાન સૂત્ર છે. આ સૂત્રમાં અવયવી સાથે પણ ઇંદ્રિયનો સંબંધ થાય છે અને તેથી અવયવીનું પણ 'પ્રત્યક્ષ' થાય છે એ સિદ્ધ કરે છે.

## न चैकदेशोपलब्धिरवयविसद्भावात् ॥३०॥

**પદાર્થઃ**—(च) અથવા (अवयविसद्भावात्) અવયવી હોવાથી કેવળ (एकदेशोपलब्धिः) એક ભાગની ઉપલબ્ધિ (न) થતી નથી.

**ભાવાર્થઃ**—'વૃક્ષના કેવળ આગલા ભાગનું જ્ઞાન ચક્ષુ ઇંદ્રિયથી થાય છે.' એ કથન ઠીક નથી કારણ કે, આગલા ભાગ (ભાગ અને અવયવનો એક જ અર્થ છે.) સાથે રહેલા વૃક્ષરૂપ અવયવીનું જ્ઞાન થઈ જ જાય છે. જેમ ઘટના જ્ઞાન સાથે તેની અંદર સમવાય સંબંધથી રહેલા રૂપનું પણ જ્ઞાન થાય છે. તેજ પ્રમાણે અવયવોમાં સમવાય સંબંધથી અવયવી રહેલો હોવાથી અવયવો અને અવયવી બંનેનું જ્ઞાન અવશ્ય થાય છે.

વૃક્ષના બધા અવયવો પ્રત્યક્ષ થતા નથી, માટે તેમાં રહેલા વૃક્ષનું પણ પ્રત્યક્ષ થતું નથી આવી શંકા પણ યોગ્ય નથી, કારણ કે, જેટલા અવયવો પ્રત્યક્ષ થાય છે તેટલા અવયવો સાથે વૃક્ષરૂપ અવયવીનું પણ પ્રત્યક્ષ થાય છે અને જે અવયવોનું પ્રત્યક્ષ નથી થતું તેની સાથે વૃક્ષનું પ્રત્યક્ષ નથી થતું. આમ માનવાથી કંઈ વૃક્ષનું અપ્રત્યક્ષ માની શકાય નહિ. દાખલા તરીકે લાલ વસ્ત્ર પહેરીને ઉપસ્થિત થયેલા દેવદત્તનું લાલ વસ્ત્ર સાથે પ્રત્યક્ષ થાય છે. કાળાં વસ્ત્ર પહેરીને તે ઉપસ્થિત નથી થયો તેથી કાળાં વસ્ત્ર સાથે એ દેવદત્તનું પ્રત્યક્ષ થતું નથી; આ ઉપરથી શું એમ માની શકાય કે લાલ વસ્ત્ર સાથે પણ દેવદત્તનું પ્રત્યક્ષ થતું નથી? આ દૃષ્ટાંતમાં એટલું ધ્યાન અવશ્ય રાખવું જોઈએ કે, વસ્ત્ર અને દેવદત્તનો સંયોગ સંબંધ છે અને તેથી બન્નેની અલગ અલગ પ્રતીતિ થાય છે પણ થડ, સ્કંધ અને શાખા આદિ અવયવો સાથે વૃક્ષનો સમવાય સંબંધ છે તેથી અવયવો અને અવયવીની અલગ અલગ પ્રતીતિ થતી નથી. (૩૦)

હવે પૂર્વપક્ષ તરફથી અવયવી હોવામાં શંકા બતાવે છે.

## साध्यत्वादवयविनि संदेहः ॥ ३१ ॥

**પદાર્થઃ**—(**साध्यत्वात्**) પૂર્વસૂત્રમાં અવયવીને હેતુ તરીકે આપ્યો છે પણ તે સાધ્ય હોવાથી (**अवयविनि**) અવયવી સંબંધી (**संदेहः**) સંદેહ છે.

**ભાવાર્થઃ**—પૂર્વસૂત્રમાં જે તમે કહ્યું છે કે કેવળ એક ભાગની ઉપલબ્ધિ થતી નથી પણ તેની સાથે અવયવીરૂપ કાર્ય દ્રવ્યની પણ ઉપલબ્ધિ (જ્ઞાન) થાય છે, કારણ કે, અવયવીરૂપ કાર્ય દ્રવ્ય અવયવોમાં છે. આ હેતુ અસિદ્ધ છે, કારણ કે, અવયવોથી અતિરિક્ત અવયવી છે એમ માત્ર કહેવાથી અવયવીની કંઈ સિદ્ધિ થતી નથી.

જો અવયવોથી અતિરિક્ત અવયવી દ્રવ્ય જુદું હોય તો તે તમારે સિદ્ધ કરવું જોઇએ.

અહીં પૂર્વપક્ષવાદી એ જણાવવા માગે છે કે, અવયવોથી અવયવી કોઇ જુદી વસ્તુ નથી. તંતુઓથી પટ જુદો છે એ કયાં કારણે માનવું? ગાય અને ઘોડો આ બે પદાર્થો જેમ જુદા જુદા જણાય છે, તેમ 'આ તંતુઓ અને આ પટ' એમ જુદા જુદા જણાતા નથી, માટે તંતુઓજ ભિન્ન ભિન્ન સંયોગોમાં ગોઠવાઇ જઇ 'પટ' એવા નામને ધારણ કરે છે. તેજ પ્રમાણે મૂળ, થડ, સ્કંધ અને શાખા આદિ અવયવોનું નામજ વૃક્ષ છે. વૃક્ષરૂપ કોઈ જુદું દ્રવ્ય નથી.

કોઇ વાદીઓ (નૈયાયિકો) અવયવોમાં ઉત્પન્ન થયેલા અવયવીને માને છે, જ્યારે કેટલાક વાદીઓ (બૌદ્ધ-આદિ) અવયવીને માનતા નથી પણ અવયવોના સમુદાયનેજ માને છે અને એ સમુદાયજ વૃક્ષરૂપે છે. આવી જાતની વિપ્રતિપત્તિ એટલે એકજ વિષયને લગતાં જુદાં જુદાં વાક્ય સાંભળવાથી સંદેહ થાય છે કે અવયવોમાં અવયવી દ્રવ્ય ઉત્પન્ન થઈ તેમાં રહેતું હશે કે નહિ? (૩૧)

સંદેહ-નિવારક સિદ્ધાંતસૂત્ર.

## सर्वाग्रहणमवयव्यसिद्धेः ॥ ३२ ॥

**પદાર્થ:**—(**अवयव्यसिद्धेः**) જો અવયવી દ્રવ્ય ન હોય તો (**सर्वाग्रहणम्**) કોઇનું પણ પ્રત્યક્ષ થઇ શકે નહિ.

**ભાવાર્થ:**—પરમાણુઓ તો અતીન્દ્રિય હોવાથી પ્રત્યક્ષ થઈ શકતાં નથી. બે અણુઓમાંથી એક દ્વયણુકરૂપ અવયવી અને દ્વયુણુકોમાંથી એક ત્ર્યણુકરૂપ મહત્વગુણવાળો અવયવી બને છે ત્યારે તે પ્રત્યક્ષ થાય છે. હવે જો અવયવી દ્રવ્ય ન માનવામાં આવે અને પરમાણુઓનો માત્ર સમુદાયજ માનવામાં આવે તો તે પણ ઇંદ્રિયગ્રાહ્ય થઈ પ્રત્યક્ષ થઈ શકે નહિ, કારણ કે, જેમ એક પરમાણુમાં

ઇન્દ્રિયગ્રાહ્યતા નથી તેમ બીજા, ત્રીજા અને ચોથા આદિમાં પણ નથી તો આવા લાખો પરમાણુઓ ભેગા થાય તો પણ તે પ્રત્યક્ષ થઈ શકે જ નહિ. જેમ પવનના એક એક પરમાણુઓમાં રૂપ નથી તો તેના સમુદાયમાં પણ રૂપ આવી શકતું નથી અને પરિણામે પવન ચક્ષુ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થઈ શકતો નથી, તેમ પરમાણુઓનો સમૂહ પણ પ્રત્યક્ષ થઇ શકે નહિ, તો પછી સંસારમાં કોઈનું પણ પ્રત્યક્ષ જ થઈ શકે નહિ. પણ સંસારમાં તો ઝાડ, પાન, પૃથ્વી, પર્વત આદિ આંખેથી જોઈ શકાય છે, માટે અવયવોમાંથી જુદાં જુદાં અવયવી દ્રવ્યો બને છે અને તેથી જ પ્રત્યક્ષ થાય છે એમ માનવું જોઇએ.

જો અવયવી ન માનવામાં આવે તો કોઇપણ દ્રવ્યનું પ્રત્યક્ષ થાય નહિ તો પછી દ્રવ્યમાં રહેલાં ગુણ, કર્મ સામાન્ય, વિશેષ અને સમવાયનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થઇ શકે નહિ અને પ્રત્યક્ષ ન થાય તો અનુમાન આદિ જ્ઞાન પણ થઇ શકે નહિ, કારણ કે અનુમાન આદિ જ્ઞાનો પણ પ્રત્યક્ષ-પૂર્વક જ હોય છે. છતાં સર્વનું પ્રત્યક્ષ થઇ રહ્યું છે માટે અવયવી દ્રવ્ય અવશ્ય માનવું જોઇએ.

ભાષ્યકાર લખે છે કે **कुम्भोऽयं श्याम एको महान् संयुक्तः स्पन्दते अस्ति मृण्मयश्चेति** આમાં ઘટરૂપ અવયવી દ્રવ્યનું પ્રત્યક્ષ થાય છે, પછી તેમાં રૂપ, સંખ્યા, મહત્વ અને સંયોગ ગુણો, સ્પન્દનક્રિયા, અસ્તિ પદથી સામાન્ય અને મૃણ્મયથી વિશેષ બતાવવામાં આવ્યાં છે. જો અવયવી દ્રવ્ય ઉત્પન્ન થઈ અવયવોમાં ન હોય તો આમાંનું કશું ય પ્રત્યક્ષ થઇ શકે નહિ, માટે અવયવી દ્રવ્ય માનવું જોઇએ. ( ૩૨ )

અવયવી દ્રવ્યનું સાધક બીજું સૂત્ર.

## धारणाकर्षणोपपत्तेश्च ॥ ३३ ॥

**પદાર્થઃ**—( **च** ) અને ( **धारणाकर्षणोपपत्तेश्च** ) ધારણ અને આકર્ષણ થઇ રહ્યાં છે તેથી પણ અવયવી દ્રવ્યનો ધર્મ છે, સમુ-

થાયનો નહિ. છોડનો એક ભાગ ખેંચવાથી આખો છોડ ખેંચાઈ આવે છે અને એક ભાગને પકડી ઉપર ધારણ કરી રાખવામાં આવે તો આખા છોડનું ધારણ થઈ શકે છે. આનું કારણ એ છે કે છોડ એ એક અવયવી દ્રવ્ય છે. જો તે માત્ર પરમાણુઓનો સમૂહરૂપ હોત તો તેનું ધારણ અને આકર્ષણ થઈ શકત નહિ. દાખલા તરીકે ઘઉંના દાણાનો ઢગલો પડયો હોય તેમાંથી થોડાઘણા દાણા ખેંચવાથી આખો ઢગલો ખેંચાતો નથી, તથા થોડાઘણા દાણા ઉંચા પકડી રાખવાથી આખો ઢગલો કંઈ તોળાઈ રહેતો નથી આનું કારણ એ છે કે ઢગલો એ કોઈ અવયવી દ્રવ્ય નથી, માટે જ્યાં જ્યાં ધારણ અને આકર્ષણ છે ત્યાં ત્યાં અવયવી દ્રવ્ય જરૂર છે. પૃથ્વી બીજાં દ્રવ્યોને પોતા ઉપર ધારણ કરી રહી છે અને કેટલાંયે દ્રવ્યોને પોતા તરફ ખેંચી રહી છે. તેનું કારણ પણ એજ છેક પોતે એક અવયવી દ્રવ્ય છે. (૩૩)

અવયવી દ્રવ્યને નહીં માનનારને એ પૂછવું જોઇએ કે, 'આ એક વસ્તુ છે.' અહીં 'એક' એવું જે જ્ઞાન થાય છે, એ જ્ઞાનનો વિષય શો છે? એ જ્ઞાનનો વિષય અવશ્ય કોઇ એકજ વસ્તુ હોવી જોઇએ. સમુદાય એક જ્ઞાનનો વિષય સંભવિ શકે નહિ. કારણ કે, સમુદાયમાં તો ભિન્ન ભિન્ન અનેક વ્યક્તિઓ હોય છે. જો 'એક' એવા જ્ઞાનનો વિષય અનેક વસ્તુઓ હોય તો તે જ્ઞાન ખોટું થઈ જાય. વિષયની અસત્યતાને લીધે જ જ્ઞાન અસત્ય ઠરે છે, માટે 'એક' એવા જ્ઞાનનો વિષય કોઈ એક જ વસ્તુ માનવી જોઇએ.

આ પ્રશ્નના ઉત્તરમાં આ સૂત્ર લખવામાં આવે છે. આ સૂત્રમાં બૌદ્ધો તરફથી ઉક્ત પ્રશ્નનો ઉત્તર અને તેના ઉપર નૈયાયિકોનો આક્ષેપ એમ બંને બાબતનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**सेनावनवद्ग्रहण मिति चेन्न, अतीन्द्रियत्वा-दणूनाम् ॥३४॥**

**પદાર્થ:—(सेनावनवद्)** સેના અને વનના વિષયમાં જેવું એક જ્ઞાન થાય છે તેવું (**ग्रहणम्**) જ્ઞાન થાય છે (**इति चेत्**) એમ જો કહેવામાં આવે તો (**न**) એ ખોટું છે. (**अणूनाम्**) પરમાણુઓનું (**अतीन्द्रियत्वात्**) અતીન્દ્રિયત્વ હોવાથી.

**ભાવાર્થ:—**સેના કોઈ એક પદાર્થ નથી. છતાં જેમ 'એક સેના' એમ કહેવાય છે, તથા વન કોઈ એક પદાર્થ નથી છતાં 'એક વન' એમ કહેવાય છે તેમ, ગાય, ઘડો અને વૃક્ષ આદિ પરમાણુઓના સમૂહરૂપે હોવા છતાં 'એક ગાય', 'એક ઘડો' અને 'એક વૃક્ષ' એવું જ્ઞાન થઈ શકે છે. અર્થાત્ સેના અને વન એક પદાર્થ ન હોવા છતાં તેને જે 'એક' એમ કહેવામાં આવે છે તે ગૌણ એકત્વજ્ઞાન છે. તેજ પ્રમાણે ઘટ આદિ વ્યક્તિઓમાં પણ 'આ એક ઘટ છે' એવું ગૌણ એકત્વજ્ઞાન થઈ શકશે.

આના ઉત્તરમાં નૈયાયિકો તરફથી જણાવવામાં આવે છે કે, સેના અને વન દૃષ્ટાંત તરીકે આપી શકાય નહિ, કારણ કે, એ પણ પરીક્ષાનો વિષય છે. પરમાણુઓના સમૂહમાં એક એવું જ્ઞાન થઇ શકે કે નહિ? એ પરીક્ષાનો વિષય છે. જેમ ગોઘટાદિ પરમાણુઓનો સમૂહ છે તેમ સેના અને વન એ પણ પરમાણુઓનો સમૂહ જ છે, તો એ પણ પરીક્ષાનો વિષયજ બની જાય છે, તો જે પરીક્ષાનો વિષય હોય તેને દૃષ્ટાંત તરીકે કેમ માની શકાય? જે જે પરીક્ષાનો વિષય હોય તે બધા સંદિગ્ધજ હોય છે અને જે સંદિગ્ધ હોય તે કદિપણ દૃષ્ટાંત બની શકે નહિ. **लौकिकपरीक्षकाणां यस्मिन्नर्थे बुद्धिसाम्यं स दृष्टान्तः** । ૧-૨૫ વાદી અને પ્રતિવાદી એ બંનેને જેમાં સંદેહ ન હોય તેજ દૃષ્ટાંત કહેવાય છે, માટે જે વાસ્તવિક એક હોય તેજ દૃષ્ટાંત તરીકે આપી શકાય. બૌદ્ધના અને નૈયાયિકોના મતમાં પરમાણુઓજ અખંડ અને નિરવયવ છે માટે તેમાંજ એક એવું જ્ઞાન બૌદ્ધના મતમાં ઘટી શકે, પણ પરમાણુઓ તો અતીન્દ્રિય છે તેથી એનું પ્રત્યક્ષ જ્ઞાન થઇ શકતું નથી તો એના

સમૂહનું જ્ઞાન પણ પ્રત્યક્ષ થઈ શકે નહિ, માટે પરમાણુઓનો સમૂહ અતીન્દ્રિય હોવાથી તેમાં એક એવું પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકે નહિ.

ગૌણ એકત્વજ્ઞાન પણ ત્યારે જ માની શકાય કે જ્યારે કોઈ પણ ઠેકાણે વાસ્તવિક એકત્વનું પ્રત્યક્ષ થયું હોય. બૌદ્ધના મતમાં વાસ્તવિક એકત્વનું પ્રત્યક્ષ કોઇ ઠેકાણે થઈ શકતું નથી. પ્રત્યક્ષ થવામાં મહત્વ કારણ છે અને પરમાણુઓમાંથી મહત્વ નથી. નૈયાયિકોના મતમાં તો પરમાણુઓમાં મહત્વ ગુણ વાળું એક અવયવિ દ્રવ્ય ઉત્પન્ન થાય છે અને તેજ એકત્વજ્ઞાનનો વિષય છે. ઘટ પટ આદિ પણ એક મહાન્ અવયવી છે માટે તે વાસ્તવિક 'એક' એવા જ્ઞાનનો વિયય છે. સેના અને વન આદિમાં અનેક અવયવીઓ હોવા છતાં તેમાં એક એવું જ્ઞાન ગૌણ વૃત્તિથી નૈયાયિકોના મતે માની શકાય છે, માટે અવયવોમાં ઉત્પન્ન થયેલું મહત્વ ગુણવાળું અવયવિ દ્રવ્ય અવશ્ય માનવું જોઇએ. (૩૪)

આ પ્રમાણે અવયવીની પરીક્ષા અહીં પૂર્ણ થાય છે.

હવે હનુમાન જ્ઞાનની પરીક્ષા કરવામાં આવે છે.

## रोधोपघातसादृश्येभ्यो व्यभिचारा दनुमान मप्रमाणम् ॥ ३५ ॥

**પદાર્થઃ**—( **रोधोपघातसादृश्येभ्यः** ) રોધને લીધે, ઉપઘાતને લીધે અને સાદૃશ્યને લીધે ( **व्यभिचारात्** ) અનુમિતિ જ્ઞાન ખોટું પડવાથી ( **अनुमानम्** ) અનુમાન એ ( **अप्रमाणम्** ) પ્રમાણ નથી.

**ભાવાર્થ:**—નદીમાં પાણી વધવાથી ઉપરના ભાગમાં વરસાદ પડ્યો છે. એવું અનુમાન કરવામાં આવે છે, પણ એ અનુમાન જ્ઞાન ખોટું પણ પડે છે. ઉપર પાણીનો બંધ બાંધ્યો હોય અને પછી તેને તોડી નાંખ્યો હોય તોપણ નદીમાં પાણીની વૃદ્ધિ થાય છે. અથવા હિમાલયમાંથી નીકળતી ગંગા આદિ નદીઓમાં

ઉનાળાની ગરમીથી હિમાલયમાં બરફ ઓગળવાથી નદીમાં પૂર આવે છે, જો માત્ર પૂરથી ઉપર વૃષ્ટિ થયાનું અનુમાન કરવામાં આવે તો જરૂર એ અનુમાન અસત્ય ઠરે છે, માટે 'કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરવું' એ જે પ્રથમ અધ્યાયમાં લખ્યું છે તે ખોટું ઠરે છે.

કીડીઓ ઇંડાં લઇને પોતાના દરમાંથી દોડતી જોઈ થોડા દિવસમાં વૃષ્ટિ થશે આવું અનુમાન પણ ખોટું પડે છે, કારણ કે, કીડીઓના દરનો જો નાશ કરવામાં આવે તોપણ કીડીઓ ઇંડાં લઇને ભાગતી થાય છે, તો આવી જાતના કીડીઓના સંચારથી કરવામાં આવતું વરસાદનું અનુમાન ખોટું પડે છે. આ ઉપરથી પૂર્વકાળમાં થતાં કારણથી ઉત્તર કાળમાં થનાર વરસાદ રૂપ કાર્યનું અનુમાન ખોટું પડે છે.

શબ્દને સાંભળી તેના કારણનું અનુમાન કરવામાં આવે છે. **शब्दादातोद्यसिद्धिवत् तत्सिद्धेः** ।૨-૧-૧૫ 'શબ્દથી તેના વાદિત્રનું અનુમાન કરવામાં આવે છે' એ જે કહ્યું છે તે પણ ખોટું છે, કારણ કે, મોરના અવાજ જેવો અવાજ કોઈ માણસ કરે તો એવા અવાજથી કરવામાં આવતું મોરનું અનુમાન શું સાચું પડશે? કદિ નહિ. માટે અનુમાન પ્રમાણ અનુમિતિ પ્રમાનું કરણ થઈ શકતું ન હોવાથી અનુમાન પ્રમાણ મિથ્યા છે. (૩૫)

પૂર્વ સૂત્રમાં કરેલા આક્ષેપનું સમાધાન.

## नैकदेशत्राससादृश्येभ्योऽर्थान्तरभावात् ॥ ३६ ॥

**પદાર્થ:**—(**एकदेशत्राससादृश्येभ्यः**) એક દેશ, ત્રાસ અને સાદૃશ્યથી (**अर्थान्तरभावात्**) અનુમાન પ્રમાણ જુદું હોવાથી (**न**) અનુમાન પ્રમાણ ખોટું ઠરતું નથી.

**ભાવાર્થ:**—કેવળ નદીમાં પાણી વધવાથી ઉપરના ભાગમાં વરસાદ થયો છે એવું અનુમાન કરવામાં આવતું નથી, પણ પાણીના પૂરમાં પુષ્કળ વેગ હોય, પાણી ખૂબ ડોળું હોય અને કાંટા, પાંદડાં

અને ઝાડો પણ તણાતાં આવતાં હોય એવા વિશિષ્ટ પાણીના પૂરથી ઉપલા ભાગમાં વૃષ્ટિ થયાનું અનુમાન કરવામાં આવે છે અને એવા વિશિષ્ટ પૂરથી કરવામાં આવતું અનુમાન કદિ પણ ખોટું પડતું નથી.

કીડીઓ ઇંડાં લઇને ભાગતી હોય એટલા માત્રથી જ ભવિષ્યમાં થનાર વૃષ્ટિનું કંઈ અનુમાન કરવામાં આવતું નથી, પણ જમીનમાં પુષ્કળ ગરમી થવાથી કીડીઓ ઇંડાં લઇ દોડતી જતી હોય તો તેનાથી ભવિષ્યમાં થનાર વૃષ્ટિનું અનુમાન ખોટું પડતું નથી. આમાં પણ હેતુમાં રહેલી વિશેષતા સમજવી જોઇએ.

મોરના અવાજના જેવા કોઇ માણસે કરેલા અવાજથી અનુમાન ખોટું પડે છે પણ મોરનો જ અવાજ સાંભળી મોરનું અનુમાન કરવું એ કદિ પણ ખોટું પડતું નથી. સાચા અવાજનો અને કૃત્રિમ અવાજનો ભેદ પારખવો જોઇએ. જે અનુમાનનો હેતુ ન હોય તેને અનુમાન પ્રમાણ માની લેવું એમાં અનુમાન કરનારનો દોષ છે, અનુમાનનો નહિ. ઉડતા ધૂળના ગોટાને કોઇ ધૂમાડો સમજી તેનાથી અગ્નિનું અનુમાન કરે અને પછી તે ખોટું પડે, તે ઉપરથી શું એમ માની શકાય કે ધૂમાડો અગ્નિનું અનુમાન નથી કરાવી શકતો? કદિ નહિ. મનુષ્યની ભૂલથી કંઇ વસ્તુ ફરી જતી નથી, માટે અનુમાન પ્રમાણ મિથ્યા નથી. (૩૬)

અનુમાન પ્રમાણથી ત્રણે કાળ સાથે સંબંધ રાખનારા પદાર્થનું સામાન્ય જ્ઞાન થાય છે, એવું અ. ૧. આ. ૧ સૂત્ર ૫ના ભાષ્યમાં જણાવ્યું છે. એના સંબંધે આ સૂત્રમાં જણાવવામાં આવે છે કે અનુમાનથી ત્રણે કાળના પદાર્થોનું જ્ઞાન થતું નથી કારણ કે વર્તમાનકાળનો તો અભાવ છે.

પૂર્વપક્ષ તરફથી વર્તમાનકાળ ઉપર આક્ષેપ કરનારૂં સૂત્ર.

**वर्तमानाभावः पततः पतितपतितव्यकालोपपत्तेः ॥ ३७ ॥**

**પદાર્થ:**—(**पततः**) પડતા ફળ આદિના સંબંધમાં (**पतितपतितव्यकालोपपत्तेः**) પડ્યું અને પડવાનું છે એવા ભૂતકાળ અને ભવિષ્યકાળનીજ સિદ્ધિ જણાયાથી (**वर्तमानाभावः**) વર્તમાન કાળનો અભાવ છે.

**ભાવાર્થ:**—ઝાડ ઉપરથી પડતા ફળનો વિચાર કરવામાં આવે તો જણાશે કે વૃંતમાંથી જુદું પડેલું ફળ ભૂમિ ઉપર ખેંચાતું જાય છે. પડતા ફળે પડવાનો જેટલો માર્ગ કાપી નાંખ્યો છે તે ભૂતકાળનો બોધક ઉપરનો માર્ગ અને જેટલો માર્ગ કાપવાનો છે તે ભવિષ્યકાળનો બોધક નીચેનો માર્ગ છે. આ બે માર્ગ સિવાય ત્રીજો કોઈ વર્તમાનકાળનો બોધક માર્ગ જણાતો નથી, માટે વર્તમાનકાળનો અભાવ છે.




આક્ષેપ કરનાર એમ સમજે છે કે માર્ગ એ કાળનો વ્યંજક છે, પણ એ માનવું ખોટું છે કારણ કે, કાળનો વ્યંજક માર્ગ નહીં પણ ક્રિયા છે. (૩૭)

સમાધાન સૂત્ર.

## तयोरप्यभावो वर्तमानाभावे तदपेक्षत्वात् ॥ ३८ ॥

**પદાર્થ:**—(**वर्तमानाभावे**) જો વર્તમાનકાળ ન હોય તો (**तयोः**) ભૂત અને ભવિષ્યકાળનો (**अपि**) પણ (**अभावः**) અભાવ માનવો જોઇએ (**तदपेक्षत्वात्**) કારણ કે તે બન્ને કાળને વર્તમાન કાળની અપેક્ષા છે.

**ભાવાર્થ:**—કાળ માર્ગથી વ્યંગ્ય (પ્રકટ) થતો નથી પણ ક્રિયાથી વ્યંગ્ય થાય છે. જ્યારે પતનક્રિયા પૂરી થાય છે ત્યારે 'અમુક વસ્તુ પતિત થઈ' આવો ભૂતકાળનો બોધ થાય છે. 'અમુક ક્રિયા થશે' એમ જ્યારે બોલાય છે ત્યારે ભવિષ્યકાળનો બોધ થાય

છે. પણ જો દ્રવ્યમાં ક્રિયાજ ઉત્પન્ન ન થઇ હોય તો ન જણાય ભૂતકાળ કે ન જણાય ભવિષ્યકાળ. ક્રિયા જો દ્રવ્યમાં ચાલુ હોય તો વર્તમાનકાળ કહેવાય અને એની અપેક્ષાએ ભૂત અને ભવિષ્યકાળ પણ થઇ શકે, માટે જો વર્તમાનકાળ ન હોય તો ભૂતકાળ અને ભવિષ્યકાળ પણ ન રહે. (૩૮)

બીજો હેતુ.

## नातीतानागतयो रितरेतरापेक्षा सिद्धिः ॥ ३९॥

**પદાર્થ:**—(**अतीतानागतयोः**) ભૂત અને ભવિષ્યકાળની (**इतरेतरापेक्षा सिद्धिः**) એક બીજાની અપેક્ષાએ સિદ્ધિ (**न**) થતી નથી.

**ભાવાર્થ:**—જો અતીત અને અનાગત કાળ એક બીજાની અપેક્ષાએ સિદ્ધ થઇ શકે તો વર્તમાનકાળનો લોપ માની શકાય, પણ અતીતકાળની સિદ્ધિ ભવિષ્યકાળને લીધે નથી અને ભવિષ્યકાળની સિદ્ધિ ભૂતકાળને લીધે નથી. વર્તમાન ક્રિયા વગર ભૂત ભવિષ્ય કેવી રીતે સમજી શકાય? જો વર્તમાન ક્રિયા ન હોય તો ભૂતકાળ કે ભવિષ્યકાળની કશી વ્યાખ્યાજ બાંધી શકાય નહિ. 'લાંબુ અને ટુંકું.' 'ઉંચું અને નીચું.' 'તડકો અને છાયા.' આ જેમ બીક બીજાની અપેક્ષાએ સિદ્ધ થાય છે તેમ ભૂત અને ભવિષ્ય એક બીજાની અપેક્ષાએ સિદ્ધ કેમ ન મનાય?

એ તો માત્ર તમે દૃષ્ટાંતો આપ્યાં, દૃષ્ટાંત તો તેનાથી વિરુદ્ધ પણ આપી શકાય. જેમકે:—રૂપ અને સ્પર્શ, ગંધ અને રસ, હાથી અને ઘોડો આ પદાર્થો એક બીજાની અપેક્ષાએ સિદ્ધ થતા નથી તેમ ભૂત અને ભવિષ્ય એક બીજાની અપેક્ષાએ સિદ્ધ થતા નથી. 'લાંબુ ટુંકું' આદિ દૃષ્ટાંતો માનવાં અને 'ગંધ રસ' આદિ દૃષ્ટાંતો તરીકે ન માનવાં એમાં શો હેતુ છે? વસ્તુની સિદ્ધિ માત્ર દૃષ્ટાંત આપવાથી થતી નથી, પણ વિશેષ હેતુથી થાય છે, માટે વિશિષ્ટ હેતુ આપવો જોઇએ.

વળી જો अ ની ઉત્પત્તિમાં ब ની જરૂર પડે અને ब ની ઉત્પત્તિમાં अ ની જરૂર પડે તો બન્નેનો અભાવ જ માનવો રહ્યો, કારણુ કે अ ત્યારેજ ઉત્પન્ન થઈ શકે કે જ્યારે ब મદદ કરે અને ब ત્યારેજ ઉત્પન્ન થઈ શકે કે જ્યારે अ મદદ કરે, આમ એકના અભાવમાં બીજાનો પણ અભાવ જ માનવો પડે. આ પ્રમાણે જો વર્તમાન કાળ ન માનવામાં આવે તો ભૂત અને ભવિષ્ય કાળનો પણ અભાવ જ થઇ જાય.

વર્તમાન કાળની પ્રકટતા અર્થની સત્તાથી પણ છે અને ક્રિયાથી પણ છે. જેમકેઃ—'**विद्यते घटः**' 'ઘડો છે.' અહીં વર્તમાન કાળનો જે બોધ થાય છે તે ઘટની સત્તાથી જ છે. **गच्छति देवदत्तः** 'દેવદત્ત જાય છે.' અહીં જે વર્તમાન કાળનો બોધ થાય છે તે દેવદત્તની અંદર ચાલુ ક્રિયાથી થાય છે, માટે વર્તમાનકાળ માનવો જ જોઇએ. ( ૩૯ )

ત્રીજો હેતુ આપે છે.

## वर्तमानाभावे सर्वाग्रहणं प्रत्यक्षानुपपत्तेः ॥ ४० ॥

**પદાર્થઃ**—( **वर्तमानाभावे** ) જો વર્તમાનકાળ નથી એમ માનવામાં આવે તો ( **प्रत्यक्षानुपपत्तेः** ) પ્રત્યક્ષ જ્ઞાનની સિદ્ધિ ન થવાથી ( **सर्वाग्रहणम्** ) કોઈનું પણ કોઈ પણ જાતનું જ્ઞાન જ થઈ શકે નહિ.

**ભાવાર્થઃ**—જે પદાર્થ વિદ્યમાન હોય છે તેનું ઇન્દ્રિયદ્વારા પ્રત્યક્ષ થઈ શકે છે. જો કોઈપણ પદાર્થ વર્તમાનકાળ વિશિષ્ટ ન જ હોય તો કોઈનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ અને પ્રત્યક્ષ પૂર્વક બીજાં બધાં જ્ઞાનો હોવાથી તે પણ થઈ શકે નહિ, પરિણામે કશું જ્ઞાન જ ન રહે, સર્વનો લોપ જ થઈ જાય, પણ વિવિધ જ્ઞાનો થઇ રહ્યાં છે, માટે વર્તમાનકાળ અવશ્ય માનવો જોઈએ.

પદાર્થની સત્તાથી અને પદાર્થમાં થતી ક્રિયાથી વર્તમાન કાળનું ગ્રહણ થાય છે. વળી એક જ અર્થને ઉદ્દેશીને થતી ભિન્ન

ભિન્ન ક્રિયાઓની પરંપરાથી અથવા એકજ જાતની ક્રિયાઓની પરંપરાથી પણ વર્તમાનકાળનું ગ્રહણ થાય છે. '**पचति**' આ પદથી જુદી જુદી ક્રિયાઓ સૂચિત થાય છે. જેમકે:—તપેલી ચુલા ઉપર મૂકવી, તેમાં પાણી નાખવું, ચુલામાં તાપ કરવો, ચોખા ઓરવા, કડછી હલાવવી, ઓસામણ કાઢી નાખવું અને છેવટે તપેલીને નીચે ઉતારવી આ બધી ભિન્ન ભિન્ન ક્રિયાઓ વારાફરતી થાય છે અને એ બધીનો એક જ ઉદ્દેશ 'રસોઈ કરવી' એ છે.

**छिनत्ति** અહીં કુહાડો વારે વારે ઉપાડીને લાકડા ઉપર જોરથી માર્યા કરવો. આ બધી ક્રિયાઓ એકજ જાતની છે અને લાકડાને ફાડી નાંખવું એ બધી ક્રિયાનો ઉદ્દેશ છે. આવી સજાતીય અને વિજાતીય થતી ક્રિયાઓથી પણ વર્તમાનકાળનો બોધ થાય છે. આથી સિદ્ધ થાય છે કે વર્તમાનકાળ છે અને તેનું જ્ઞાન પણ થઇ શકે છે. (૪૦)

ભૂતકાળ અને ભવિષ્યકાળની સાથે વર્તમાનકાળ સંકળાયેલો હોવાથી ભૂત અને ભવિષ્ય ક્રિયાઓથી પણ વર્તમાનકાળની પ્રતીતિ થાય છે. તે આ સૂત્રમાં બતાવે છે.

## कृतताकर्तव्यतोपपत्तेस्तूभथा ग्रहणम् ॥४१॥

**પદાર્થ:**—(**कृतताकर्तव्यतोपपत्तेः**) વર્તમાન કાળમાં ભૂત અને ભવિષ્ય: બંને કાળની સિદ્ધ થઈ શકતી હોવાથી (**उभयथाग्रहणम्**) બંને રીતે ગ્રહણ થાય છે.

**ભાવાર્થ:**—જે ક્રિયાઓનો સંતાન શરૂ કરવાનો હોય તે ભવિષ્યકાળ અને પ્રયોજન પૂરૂં થવાથી જે ક્રિયાઓનો સંતાન બંધ પડ્યો હોય તે ભૂતકાળ જે ક્રિયાઓનો સંતાન શરૂ કર્યો હોય પણ કામ પૂરૂં ન થવાથી ચાલુ રહેતો હોય તો તે વર્તમાનકાળ. ક્રિયાઓના સંતાનમાં કેટલીક ક્રિયાઓ થઈ ગઈ હોય છે, કેટલીક થવાની હોય છે અને અમુક ચાલુ હોય છે. આ પ્રમાણે **पतति** એ પદથી

વર્તમાન કાળનો બોધ થતો હોવા છતાં એમાં ત્રણે કાળનો સમાવેશ થાય છે, માટે વર્તમાન કાળમાં ભૂતકાળ અને ભવિષ્યકાળની સિદ્ધિ થવાથી ભૂતકાળ વિશિષ્ટ અને ભવિષ્યકાળ વિશિષ્ટ બંને રીતના વર્તમાન કાળનું ગ્રહણ થાય છે.

નજીકના ભૂત અને ભવિષ્ય કાળમાં પણ વર્તમાનકાળનાં ક્રિયાપદો વપરાય છે, જેમકે કોઇને આપણે પૂછીએ કે 'कदा त्वमागतः? તું ક્યારે આવ્યો? ત્યારે તે ઉત્તર આપે છે કે एषआगच्छामि ચાલ્યોજ આવું છું' આ ભૂતકાળ નજીકનો વર્તમાનકાળ. त्वं कदा गमिष्यसि 'તું ક્યારે જઇશ? તે ઉત્તર આપે છે કે एष गच्छामि આ જાઉં છું. આ ભવિષ્યકાળ નજીકનો વર્તમાનકાળ.

આ પ્રમાણે વર્તમાનકાળને જણાવનારા પુષ્કળ પ્રયોગો થાય છે, માટે એનો લોપ કોઇપણ રીતે સિદ્ધ થતો નથી. તેથી વર્તમાન કાળ અવશ્ય માનવો જોઇએ. (૪૧)

આ પ્રમાણે અનુમાન પ્રમાણની અને તેને અંગે વર્તમાન કાળની પરીક્ષા અહીં પૂર્ણ થાય છે.

હવે ઉપમાન પ્રમાણની પરીક્ષા શરૂ કરે છે. એ પ્રમાણના સંબંધમાં પૂર્વપક્ષ તરફથી એવો આક્ષેપ કરવામાં આવે છે કેઃ—શાસ્ત્રકારે સાધર્મ્ય દ્વારા ઉપમાન પ્રમાણની સિદ્ધિ કરી છે, પણ સાધર્મ્યથી ઉપમાન પ્રમાણ સિદ્ધ થઈ શકતું નથી.

## अत्यन्तप्रायैकदेशसाधर्म्यादुपमानासिद्धिः ॥४२॥

**પદાર્થઃ**—(अत्यन्तप्रायैकदेशसाधर्म्यात्) અત્યંત, પુષ્કળ અથવા એકદેશના સાધર્મ્યથી (उपमानासिद्धिः) ઉપમાન પ્રમાણની સિદ્ધિ થઇ શકતી નથી.

**ભાવાર્થઃ**—સાધર્મ્ય=સરખાપણું ત્રણ પ્રકારનું સંભવી શકે છે. ૧ અત્યન્ત સાધર્મ્ય, ૨ બહુ સાધર્મ્ય અને ૩ અમુક જ અંશે સાધર્મ્ય.

જો એક પદાર્થના ઉપમાનની સિદ્ધિ બીજા પદાર્થ સાથે અત્યંત સાધર્મ્યથી માનવામાં આવે તો તે અયોગ્ય છે. કારણ કે એક ગાયનું બીજી ગાય સાથે સાધર્મ્ય હોય છે છતાં તે બેમાં ઉપમાન–ઉપમેય–ભાવ હોતો નથી 'ગાય જેવી ગાય.' શું આવો પ્રયોગ કદિપણ થાય છે? નહીં જ, માટે અત્યંત સાધર્મ્યથી ઉપમાનની સિદ્ધિ થતી નથી.

બહુ સાધર્મ્યથી પણ ઉપમાન પ્રમાણની સિદ્ધિ થઈ શકતી નથી. બળદ અને પાડામાં બહુ સાધર્મ્ય હોય છે, છતાં 'બળદ જેવો પાડો' આવો પ્રયોગ થતો નથી, માટે બહુ સાધર્મ્યથી પણ ઉપમાન પ્રમાણની સિદ્ધિ થતી નથી.

કોઇપણ અમુક અંશના સાધર્મ્યથી પણ ઉપમાન પ્રમાણની સિદ્ધિ થતી નથી- હાથી અને બિલાડીમાં પણ કોઇને કોઈ અંશે સાધર્મ્ય તો છે જ. મુખ, આંખ, ચાર પગ આદિ અવયવો જેમ હાથીને છે તેમ બિલાડીને પણ છે છતાં 'બિલાડી જેવો હાથી' અથવા 'હાથી જેવી બિલાડી' આવા પ્રયોગો થતા નથી, માટે એકદેશના સાધર્મ્યથી પણ ઉપમાનની સિદ્ધિ થતી નથી.

આ ઉપરથી સમજાય છે કે સાધર્મ્ય એ ઉપમાન પ્રમાણનું સાધક નથી માટે ઉપમાન પ્રમાણ નથી. ( ૪૨ )

આ આક્ષેપનો ઉત્તર.

## प्रसिद्धसाधर्म्यादुपमानसिद्धे र्यथोक्तदोषानुपपत्तिः ॥ ४३ ॥

**પદાર્થઃ—(प्रसिद्धसाधर्म्यात्)** લોકમાં જે સાધર્મ્ય પ્રસિદ્ધ હોય તેનાથી (**उपमानसिद्धेः**) ઉપમાન પ્રમાણની સિદ્ધિ થતી હોવાથી (**यथोक्तदोषानुपपत्तिः**) ઉપર કહેલો દોષ લાગુ પડતો નથી.

**ભાવાર્થ:**—લોકોમાં જે સાધર્મ્ય જાણીતું હોય તેનાથી જ ઉપમાન પ્રમાણની સિદ્ધિ થઇ શકે છે. નગરમાં રહેનારા માણસને કહેવામાં આવે કે, 'જેવી ગાય હોય છે તેવી જ જંગલી ગાય (ગવય) હોય છે. આ વાક્યને યાદ રાખી જંગલમાં ગયેલો તે નાગરિક માણસ ગાયના જેવું પ્રાણી જોઇને સમજી શકે છે કે આ પ્રાણીનું નામ જ ગવય છે. તમે સાધર્મ્યના ભેદો પાડી ઉપમાન પ્રમાણનું ખંડન કર્યું છે, તે વગર સમજ્યે જ કર્યું છે. 'કમળ જેવી આંખ' 'પલ્લવ જેવો કોમળ હાથ' આવી જાતના સાધર્મ્ય લોકમાં જાણીતાં છે.

કવિ લોકો પણ પ્રસિદ્ધ સાધર્મ્યથી ઉપમા અલંકાર કવિતાઓમાં વાપરે છે. જેમકે:—

**भल्लापवर्जितैस्तेषां शिरोभिः श्मश्रुलैर्महीम् ।**
**तस्तार सरघाव्याप्तैः स क्षौद्रपटलैरिव ॥**

અહીં દાઢી અને મૂછવાળા માથાંઓને મધપુડા સાથે સરખાવ્યાં છે. અહીં કવિસમયસિદ્ધ સાધર્મ્ય છે. (૪૩)

જો પ્રસિદ્ધ સાધર્મ્યથી ઉપમાન સિદ્ધ થતું હોય તો ભલે, પણ એને અનુમાન પ્રમાણથી જુદું શા માટે માનવામાં આવે છે? શા માટે અનુમાનમાં જ એનો સમાવેશ ન કરવો?

## प्रत्यक्षेणाप्रत्यक्षसिद्धेः ॥ ४४ ॥

**પદાર્થ:**—(**प्रत्यक्षेण**) પ્રત્યક્ષથી (**अप्रत्यक्षसिद्धेः**) અપ્રત્યક્ષની સિદ્ધિ થતી હોવાથી.

**ભાવાર્થ:**—જેમ પ્રત્યક્ષ ધૂમાડાથી અપ્રત્યક્ષ અગ્નિને જાણી શકાય છે તેમ પ્રત્યક્ષ ગાયથી અપ્રત્યક્ષ જંગલી ગાયનું પણ જ્ઞાન થઈ શકે છે. માટે ઉપમાન પ્રમાણ અને અનુમાન પ્રમાણમાં કશો તફાવત નથી. (૪૪)

સમાધાન સૂત્ર.

**नाप्रत्यक्षे गवये प्रमाणार्थमुपमानस्य पश्याम इति ॥ ४५ ॥**

**પદાર્થ:**—(**अप्रत्यक्षे**) અપ્રત્યક્ષ (**गवये**) ગવયમાં (**उपमानस्य**) ઉપમાનનું (**प्रमाणार्थम्**) ફળ (**न पश्याम इति**) અમે જોઇ શકતા નથી.

**ભાવાર્થ:**—ઉપમાન પ્રમાણનું ફળ શબ્દ અને અર્થના સંબંધનું જ્ઞાન થવું એ છે. જંગલી ગાય જ્યાં સુધી પ્રત્યક્ષ ન થાય ત્યાંસુધી એમ ન જાણી શકાય કે આ ગવય પદનો શક્ય અર્થ છે. અનુમાન પ્રમાણનું ફળ શબ્દસંબંધ-જ્ઞાન હોતું નથી.

વળી ધૂમાડાનો અગ્નિ સાથે જેવો વ્યાપ્તિરૂપ સંબંધ છે તેવો ગાય અને ગવયનો સંબંધ હોતો નથી અને વગર સંબંધે અનુમાન પ્રમાણ પણ થઈ શકે નહિ, માટે ઉપમાન પ્રમાણ અનુમાન પ્રમાણથી જુદું છે.

અનુમાન પ્રમાણ સ્વાર્થ અને પરાર્થ બંને જાતનાં હોય છે, જ્યારે ઉપમાન પ્રમાણ પરાર્થ જ હોય છે.

**यथा गौस्तथा गवयः**

આવું ઉપમાન વાક્ય બીજાને જણાવવા માટે જ વપરાય છે, માટે ઉપમાન પ્રમાણમાં અને અનુમાન પ્રમાણમાં ભેદ અવશ્ય માનવો જોઇએ. (૪૫)

અનુમાનથી ઉપમાન જુદું છે એમાં બીજો હેતુ આપે છે.

**तथेत्युपसंहारादुपमानसिद्धेर्नाविशेषः ॥ ४६ ॥**

**પદાર્થ:**—(**तथा इति उपसंहारात्**) 'તથા' શબ્દથી સમાન ધર્મનો ઉપસંહાર થતો હોવાથી (**उपमानसिद्धेः**) ઉપમાન પ્રમાણની સિદ્ધિ થતી હોવાથી (**अविशेषः**) અભેદ (**न**) નથી.

**ભાવાર્થ:**—'તથા' આ અવ્યયથી સમાન ધર્મનો અર્થાત્ સરખાપણાનો ઉપસંહાર થાય છે, જ્યારે અનુમાન પ્રમાણમાં આવો ઉપસંહાર થતો નથી.

**यथा गौस्तथा गवयः** આમ બોલાય છે પણ **यथा धूमस्तथा वह्निः** આમ બોલતું નથી, માટે ઉપમાન અને અનુમાન પ્રમાણમાં ભેદ માનવો જોઇએ. (૪૬)

હવે શબ્દ પ્રમાણની પરીક્ષા શરૂ કરે છે. પૂર્વ પક્ષની શંકા.

## शब्दोऽनुमानमर्थस्यानुपलब्धेरनुमेयत्वात् ॥ ४७ ॥

**પદાર્થ:**—(**शब्दः**) શબ્દ પ્રમાણ એ (**अनुमानम्**) અનુમાન પ્રમાણ છે. (**अर्थस्य**) અર્થની (**अनुपलब्धेः**) અનુપલબ્ધિ હોવાથી (**अनुमेयत्वात्**) અર્થ અનુમેય હોવાથી.

**ભાવાર્થ:**—શબ્દથી જે જ્ઞાન થાય છે, તેનો અર્થ તેજ વખતે પ્રત્યક્ષ થતો નથી, માટે શબ્દને અનુમાન પ્રમાણ માનવું યોગ્ય છે. જેવી રીતે પ્રત્યક્ષ નહીં થનાર અર્થનું હેતુદ્વારા અનુમાન કરવામાં આવે છે તેમ શબ્દ સાંભળ્યા પછી અર્થનું જ્ઞાન થાય છે, માટે શબ્દ એક અનુમાન પ્રમાણ છે. ધૂમ અગ્નિ જાણવાનો જેમ હેતુ છે તેમ શબ્દ અર્થ જાણવાનો હેતુ છે માટે શબ્દ અનુમાન પ્રમાણ છે. (૪૭)

બીજી શંકા.

## उपलब्धेरद्विप्रवृत्तित्वात् ॥ ४८ ॥

**પદાર્થ:**—(**उपलब्धेः**) પ્રમાજ્ઞાનની (**अद्विप्रवृत्तित्वात्**) એકજ પ્રકારની પ્રવૃત્તિ હોવાથી.

**ભાવાર્થ:**—જો શબ્દ પ્રમાણ અનુમાન પ્રમાણથી જુદું પડતું હોય તો તેનાથી ઉત્પન્ન થતું પ્રમા-જ્ઞાન અનુમિતિ જ્ઞાનથી

જુદી જુદી જાતનાં હોય છે તેમ અનુમિતિ જ્ઞાન અને શબ્દ જ્ઞાન જુદી જુદી જાતનાં હોવાં જોઇએ. પણ જુદાં ન પડતાં હોવાથી અનુમતિ અને શબ્દ જ્ઞાનનો પ્રકાર એકજ છે માટે અનુમાનની રીતિથી જ શબ્દ જ્ઞાનને ઉત્પન્ન કરે છે જેમકે: **देवदत्तः घटविषयकाभिप्रायवान्, उच्चारकत्वसम्बन्धेन घटमानयेतिवाक्यविशिष्टत्वात्।** દેવદત્ત નામનો માણસ ઘટવિષયક અભિપ્રાયવાળો છે, કારણ કે તે ‘ ઘટ લાવ ’ આવું વાકય બોલે છે. આવી રીતે શબ્દ અનુમાનના માર્ગમાં આવવાથી શબ્દને અનુમાન પ્રમાણ જ માનવું જોઇએ. (૪૮)

ત્રીજી શંકા.

## सम्बन्धाच्च ॥ ४९ ॥

**પદાર્થ:**—(**च**) અને (**सम्बन्धात्**) સંબંધ દ્વારા અર્થને જણાવનારા હોવાથી.

**ભાવાર્થ:**—જેમ ધૂમ અને અગ્નિનો સંબંધ છે તેમ શબ્દ અને અર્થનો સંબંધ છે. સંબંધને લીધે જ શબ્દ અર્થને જણાવી શકે છે, ધૂમ પણ સંબંધને લીધે જ અગ્નિને જણાવી શકે છે, માટે શબ્દ એ અનુમાન પ્રમાણ જ છે. ( ૪૯ )

સમાધાન સૂત્ર.

## आप्तोपदेशसामर्थ्याच्छब्दार्थसम्प्रत्ययः ॥ ५० ॥

**પદાર્થ:**—(**आप्तोपदेशसामर्थ्यात्**) આપ્ત પુરુષના સામર્થ્યથી (**शब्दार्थसम्प्रत्ययः**) શબ્દથી અર્થનું જ્ઞાન થાય છે.

**ભાવાર્થ:**—અર્થને પ્રત્યક્ષ કરી તેનું સત્ય જ્ઞાન આપનાર “ આપ્ત ” કહેવાય છે. સંસારમાં એવા ઘણા અર્થો હોય છે કે જેનું શ્રોતાને પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકતું નથી. છતાં પણ એવા અર્થનું જ્ઞાન કેવળ આપ્ત પુરુષના ઉપદેશથી થાય છે. ધર્મ અને

અધર્મ એ આત્મામાં રહેલો એક સંસ્કાર વિશેષ છે, જેને શાસ્ત્રકારો 'અપૂર્વ' એવું નામ આપે છે; એનું જ્ઞાન આપ્ત પુરુષના ઉપદેશથી જ થાય છે, ત્યાં અનુમાન પ્રમાણ ચાલી શકતું નથી. તેમજ 'આ દવા સેવવાથી તમારો રોગ નાશ પામશે.' એવું જે અનુભવી અને જ્ઞાની વૈદ્ય કે ડોકટર કહે છે, તેમાં દર્દીને તે દવા અને રોગના નાશનું અનુમાન થઈ શકતું નથી, છતાં આપ્ત જે વૈદ્ય કે ડોકટર હોય છે. તેના કહેવાથી જ દર્દીને સત્યજ્ઞાન થાય છે. વળી બીજું અનુમાનમાં જેવો હેતુ અને અનુમેય અર્થનો વ્યાપ્તિ રૂપ સંબંધ હોય છે તેવો શબ્દ અને અર્થનો સંબંધ હોતો નથી, માટે શબ્દ પ્રમાણ અનુમાન પ્રમાણથી જુદું પડે છે. (૫૫)

શબ્દ અને અર્થનો 'વાચ્ય વાચક ભાવ' સંબંધ હોય છે પણ સંયોગ–આદિ વ્યાપ્તિ રૂપ સંબંધ હોતો નથી. કારણ કે, એવો સંબંધ હોવામાં કોઈપણ જાતનું પ્રમાણ નથી. એ આ સૂત્રમાં જણાવે છે.

## प्रमाणतोऽनुपलब्धेः ॥५१॥

**પદાર્થ:**—(**प्रमाणतः**) પ્રમાણોથી (**अनुलब्धेः**) ઉપલબ્ધિ ન થવાથી.

**ભાવાર્થ:**—શબ્દ ઉચ્ચારાયો કે તેની સાથે જોડાયલો અર્થ પણ આવીને ઉભો રહે છે એવું કંઈ પ્રત્યક્ષ પ્રમાણથી તો જાણવામાં આવતું નથી. શબ્દનું ઉચ્ચારણ તો મુખમાં થાય છે. જ્યારે ગોઘટાદિ અર્થ પૃથ્વી ઉપર હોય છે. રામ રાવણ આદિ શબ્દના અર્થ તો વર્તમાનકાળમાં પૃથ્વી ઉપર પણ નથી. અને શબ્દ તો ગમે ત્યારે ઉચ્ચારી શકાય છે અને સાંભળી શકાય છે માટે શબ્દ અને અર્થ સંયોગાદિ સંબંધથી જોડાયેલા નથી. શબ્દને ગ્રહણ કરનાર શ્રોત્ર ઇંદ્રિય છે. જ્યારે તેના અર્થને ગ્રહણ કરનાર ઇંદ્રિયો ચક્ષુ આદિ હોય છે, માટે શ્રોત્ર ઇંદ્રિયથી શબ્દ અને તેના વાચ્ય અર્થનું પ્રત્યક્ષ થઈ શકતું નથી. જો શબ્દ અને અર્થનો સંયોગ–આદિ

વ્યાપ્ત રૂપ સંબંધ હોય તો શ્રવણ ઇન્દ્રિયથી સંયોગ આદિ સંબંધનું જ્ઞાન થવું જોઇએ. કારણ કે જે ઇન્દ્રિયથી જે અર્થ જાણી તેનો સંબંધ પણ તેજ ઇન્દ્રિયથી જાણી શકાય છે એવો નિયમ છે. જેમકે ઘટ ચક્ષુ ઇંદ્રિયથી ગૃહીત થાય છે. તો પટાદિ સાથેનો તેનો સંયોગ પણ ચક્ષુ ઇન્દ્રિયથી ગૃહીત થાય છે. શ્રોત્ર ઇન્દ્રિયથી સંયોગનું કદિપણ પ્રત્યક્ષ થતું જ નથી. વળી શબ્દ જો અનુમાન હોય અર્થાત્ હેતુ હોય તો તે ઘટ પટવાળા દેશમાં પક્ષ ધર્મ તરીકે રહેવો જોઇએ. તે પણ અનુભવાતું નથી માટે શબ્દ પ્રમાણ અનુમાન પ્રમાણથી જુદું જ માનવું જોઇએ. (૫૧)

જો શબ્દ અને અર્થનો સંયોગ આદિ વ્યાપ્તરૂપ સંબંધ હોય તો શબ્દ પાસે અર્થ અથવા અર્થ પાસે શબ્દ હોવા જ જોઇએ. પણ એવું જોવામાં આવતું નથી. કારણ કે.

## पूरणप्रदाहपाटनानुपलब्धेश्च सम्बन्धाभावः ॥ ५२॥

**પદાર્થ:**—( **च** ) અને ( **पूरणप्रदाहपाटनानुपलब्धेः** ) પૂરણ, પ્રદાહ અને પાટન એટલે ફાટી જવું; એની ઉપલબ્ધિ ન થવાથી ( **सम्बन्धाभावः** ) શબ્દ અને અર્થનો સંયોગ આદિ વ્યાપ્તિરૂપ સંબંધ નથી.

**ભાવાર્થ:**—જો શબ્દ અને અર્થનો સંયોગ આદિ વ્યાપ્તિરૂપ સંબંધ હોય તો અને તેને લીધે શબ્દ સાથે અર્થ જોડાયો હોય તો અન્ન કહેવાથી મોઢું અન્નથી ભરાઇ જવું જોઇએ, અગ્નિ શબ્દનું ઉચ્ચારણ કરવા સાથે મોઢું બળવા માંડવું જોઇએ અને તરવાર કહેવા સાથેજ મોઢું ફાટી જવું જોઇએ, કારણ કે, શબ્દ મુખમાં ઉત્પન્ન થાય છે તો તેના અર્થોએ પણ ત્યાં જોડાયેલા હોવાથી રહેવું જ જોઇએ. પરંતુ પૂરણ અને દાહ આદિ થતાં નથી માટે અનુમાન થાય છે કે શબ્દ સાથે અર્થ સંયોગ આદિ સંબંધથી જોડાયો નથી.

જ્યાં અર્થ છે ત્યાં પણ શબ્દ નથી એ પણ સ્પષ્ટજ છે કારણ કે, ઘટ આદિ અર્થમાં શબ્દને ઉત્પન્ન કરરનારાં કંઠ તાલુ આદિ સ્થાનો તથા સ્પૃષ્ટ આદિ પ્રયત્નો નથી, તો તેમાં ઘટાદિ શબ્દો કેવી રીતે ઉત્પન્ન થઈ શકે? માટે અર્થ પાસે પણ શબ્દ નથી એ સિદ્ધ થાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે શબ્દ અને અર્થનો વ્યાપ્તિરૂપ સંબંધ નથી, વ્યાપ્તિરૂપ સંબંધ વગર શબ્દ અનુમાન પણ થઈ શકેજ નહિ એ પણ બુદ્ધિમાનોને સુવિદિતજ છે. (૫૨)

ત્યારે શું શબ્દનો અર્થ સાથે કશો સંબંધજ નથી? જો વગર સંબંધેજ શબ્દો અર્થને જણાવતા હોય તો શા માટે અશ્વ શબ્દ બીજા પશુઓને પણ નથી જણાવતો? શા માટે પત્થર, ઝાડ નદી અથવા પર્વતાદિને નથી જણાવતો? માટે શબ્દ અને અર્થનો કોઈ પણ જાતનો સંબંધ તો હોવોજ જોઇએ. આ ભાવ-દર્શક આ સૂત્ર લખવામાં આવ્યું છે. આ સૂત્ર પણ પૂર્વ પક્ષને બતાવનાર છે.

## शब्दार्थव्यवस्थानादप्रतिषेधः ॥ ५३ ॥

**પદાર્થઃ**—(**शब्दार्थव्यवस्थानात्**) શબ્દ અને અર્થની વ્યવસ્થા જોવાથી (**अप्रतिषेधः**) સંબંધનો પ્રતિષેધ કરી શકાય નહિ.

**ભાવાર્થઃ**—ભલે તમે શબ્દ અને અર્થનો સંયોગ સંબંધ ન માનો પણ તે સિવાય બીજો કોઈપણ જાતનો સંબંધ તો માનવો જ જોઇએ. કારણ કે શબ્દ અને અર્થની વ્યવસ્થા છે. અમુક શબ્દ અમુક અર્થને જણાવે એજ વ્યવસ્થા. આ વ્યવસ્થાનું કારણ શબ્દનો અર્થ સાથેનો સંબંધજ છે. જો સંબંધ માનો તો પછી શબ્દ અર્થ સાથે સંબંધ રાખીને અર્થને જણાવે છે એ બાબત નિર્વિવાદ સિદ્ધ થાય છે. ધૂમ પણ અગ્નિ સાથે સંબંધ રાખીને જ અગ્નિને જણાવે છે, માટે ધૂમ જેમ અગ્નિનું અનુમાન પ્રમાણ છે તેમજ શબ્દ પણ અર્થ જાણવાનું અનુમાન પ્રમાણ છે એમ માનવામાં શો વાંધો છે? (૫૩)

સમાધાન સૂત્ર.

## न, सामयिकत्वाच्छब्दार्थसम्प्रत्ययः ॥५४॥

**પદાર્થ:**—(न) શબ્દ અને અર્થની જે વ્યવસ્થા છે તે સંબંધને લીધે નથી, પણ (**सामयिकत्वात्**) સમય અર્થાત્ સંકેતને લીધે (**शब्दार्थसम्प्रत्ययः**) શબ્દ અને અર્થનું જ્ઞાન થાય છે.

**ભાવાર્થ:**—શબ્દ અને અર્થની જે વ્યવસ્થા જોવામાં આવે છે તે વ્યાપ્તિ રૂપ સંબંધને લીધે નથી, પણ સમયને લીધે છે. 'આ શબ્દનો આ અર્થ છે.' આવો જે સમય એટલે સંકેત કરી રાખ્યો છે તેને લીધે અમુક શબ્દથી અમુક જ અર્થ સમજાય છે. સમય એટલે સંકેત અથવા વાચ્યવાચકભાવ સંબંધ, અને તે તો આગળ પણ કહેવામાં આવ્યું છે. વ્યાપ્ત રૂપ સંબંધ અને વાચ્યવાચક ભાવ રૂપ સંબંધમાં ઘણો ફરક હોય છે. વ્યાપ્તિ રૂપ સંબંધ વૃત્તિનો નિયામક હોય છે. અર્થાત્ 'જ્યાં જ્યાં વ્યાપ્ય હોય ત્યાં ત્યાં વ્યાપક સંયોગ કે સમવાય સંબંધથી હોય જ' પણ વાચ્યવાચક ભાવ સંબંધ વૃત્તિ-નિયામક હોતો નથી. અને તેથી 'જ્યાં જ્યાં શબ્દ હોય ત્યાં ત્યાં અર્થ હોય.' આવી વ્યાપ્તિ બંધાતી નથી. વાચ્યવાચકભાવ સંબંધનું બીજું નામ 'શક્તિ' પણ છે અર્થાત્ શબ્દમાં અર્થ જણાવવાની શક્તિ. આ કારણથી શબ્દ રૂપ પદને 'શક્ત પદ' અને અર્થને 'શક્ય અર્થ' કહે છે.

એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે વ્યાપ્તિ રૂપ સંબંધ અનુમાનમાં ઉપયોગી છે. અને શક્તિ રૂપ સંબંધ શબ્દને અનુમાન પ્રમાણથી અલગ સ્વતંત્ર પ્રમાણ રૂપે સિદ્ધ કરે છે.

શબ્દની અંદર રહેલી શક્તિનું જ્ઞાન વ્યાકરણ, ઉપમાન પ્રમાણ, શબ્દકોષ, આપ્ત પુરુષનો ઉપદેશ અને વ્યવહારથી થાય છે.

**शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद् व्यवहारतश्च.**

સિદ્ધાન્ત મુક્તાવલી.

વાર્તિકકાર લખે છે કે **स पुनः समयः कुतः प्रत्येतव्यः? पदज्ञानात् लोकतश्च। तदिदं शास्त्रं शब्दस्य अविलोपार्थं प्रणीतम्। लोकतश्च समयो बोद्धव्यः। मात्रादीन् तेषु तेषु अर्थेषु तांस्तान् शब्दान् प्रयुज्यमानान् उपलभ्य सोऽपि तथैव शिक्षितः। तान् शब्दांस्तेषु तेषु अर्थेषु प्रयुङ्क्ते। न एनं लिपि मिव कश्चित् शिक्षयति।**

અર્થ:—"સંકેત શાથી જાણવો? પદના જ્ઞાનથી અને લોક વ્યવહારથી. આ શાસ્ત્ર (વ્યાકરણ) શબ્દનો વિલોપ ન થાય તેને માટે બનાવવામાં આવ્યું છે. લોક વ્યવહારથી પણ શબ્દની શક્તિ જાણી શકાય છે. માતા પિતા આદિને તે તે અર્થમાં શબ્દનો પ્રયોગ કરતાં સાંભળી બાળક પણ તે તે અર્થમાં તે તે શબ્દનો પ્રયોગ કરે છે બાળકને જેમ લિપિ શીખવાડવામાં આવે છે તેમ શબ્દના અર્થ શીખવાડવામાં આવતા નથી.

શબ્દ અને અર્થનો કોઇ સ્વાભાવિક સંબંધ પણ નથી, એવું ન્યાય શાસ્ત્રના જાણનારાઓનું માનવું છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. સંકેત, સમય, શક્તિ અને વાચ્યવાચકભાવ સંબંધ આ બધા શબ્દો એકજ અર્થના છે. (૫૪)

શબ્દ અને અર્થનો કોઇ સ્વાભાવિક સંબંધ નથી પણ વાચ્ય-વાચકભાવ સંબંધ છે. જો સ્વાભાવિક સંબંધ માનવામાં આવે તો

## जातिविशेषे चानियमात् ॥५५॥

**પદાર્થ:**—(**च**) અને (**जातिविशेषे**) અમુક અમુક જાતિમાં અથવા અમુક અમુક દેશમાં (**अनियमात्**) નિયમ ન હોવાથી.

**ભાવાર્થ:**—અમુક શબ્દનો અર્થ અમુક દેશમાં જે થતો હોય તેનાથી જુદો જ અર્થ તે શબ્દનો બીજા દેશમાં થતો અનુભવાય છે. **यव** શબ્દને આર્ય લોકો જવના અર્થમાં વાપરે છે. જ્યારે યવન લોકો કાંગના અર્થમાં વાપરે છે. લોકો પોતે રચેલા નવીન પદાર્થનું નામ પણ પોતાની ઇચ્છા પ્રમાણે રાખે છે. જો શબ્દ અને

અર્થનો સ્વાભાવિક સંબંધ હોત તો તેમાં લોકોનું સ્વાતંત્ર્ય ચાલી શકત નહિ.

સુરજના તેજથી અથવા દીપકના પ્રકાશથી પદાર્થોનું રૂપ જોઈ શકાય છે એ સ્વાભાવિક છે અને તે બધા દેશોમાં અને બધા કાળમાં એક સરખોજ નિયમ છે. પ્રદીપ આપણને જુદી રીતે વસ્તુને બતાવે અને અન્ય દેશ વાસીઓને જુદી રીતે બતાવે એવું બનતું નથી. સર્વને એક સરખી રીતેજ બતાવે છે.

સંકેતનું એવું હોતું નથી. મનુષ્ય જેવા શબ્દમાં સંકેત કરે તે પ્રમાણેજ શબ્દ અર્થને જણાવે છે, માટે શબ્દ અને અર્થનો વાચ્યવાચકભાવ સંબંધ છે સ્વાભાવિક સંબંધ નહિ. (૫૫)

આ પ્રમાણે શબ્દની સામાન્ય પરીક્ષા અહીં પૂર્ણ થાય છે.

આ પ્રમાણ બે પ્રકારનું છે (૧) દષ્ટાર્થક અને (૨) અદષ્ટાર્થક. **स द्विवधो दृष्टादृष्टार्थत्वात्**। ૧-૧-૮. એ પ્રથમ અધ્યાયમાં કહ્યું છે. દષ્ટાર્થક એટલે આ શરીરે જે શબ્દનો અથવા વાકયનો અર્થ અનુભવી શકાય તે; અદષ્ટાર્થક એટલે જેનો અર્થ બીજા જન્મમાં અનુભવાય તે. હવે અદષ્ટાર્થક શબ્દ પ્રમાણની પરીક્ષા શરૂ કરે છે અને તેમાં ખાસ વેદની પરીક્ષા છે, એમ બહુ વિદ્વાનોનું માનવું છે. પૂર્વપક્ષ તરફથી વેદ ઉપર આક્ષેપ--સૂચક સૂત્ર.

## तदप्रामाण्य मनृतव्याघातपुनरुक्तदोषेभ्यः ॥ ५६ ॥

**પદાર્થ**:—(**तदप्रामाण्यम् तस्य अप्रामाण्यम्**) તે વેદનું અપ્રામાણ્ય છે, (**अनृतव्याघातपुनरुक्तदोषेभ्यः**) અસત્ય, વ્યાઘાત અને પુનરુક્તિ દોષો વેદમાં આવવાથી.

**ભાવાર્થ**:—વેદ સત્ય અર્થનું પ્રતિપાદન કરતા નથી માટે તે ખોટા છે. કારણ કે તેમાં અસત્ય છે, પરસ્પર વિરોધ છે અને પુનરુક્તિ એટલે પિષ્ટપેષણ છે. * અનૃત દોષ:-**पुत्रकामेष्टौ पुत्रकामः**

* આ ઠેકાણે આટલું જાણવું જરૂરનું છે કે આર્યસમાજ સંહિતા ભાગને જ વેદ માને છે અને સંહિતા ભાગમાં આ દોષો કોઇએ આપ્યા નથી, બ્રાહ્મણ ગ્રંથોમાં

**पुत्रेष्ट्या यजेत। नेष्टौ संस्थितायां पुत्रजन्म दृश्यते इति** ભાષ્યકાર. પુત્રકામેષ્ટિ પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે, જેને પુત્રની ઈચ્છા હોય તેણે પુત્રેષ્ટિ કરવી. હવે કોઇએ પુત્રેષ્ટિ કરી છતાં પણ તેને પુત્રની પ્રાપ્તિ થઇ નહિ. માટે **पुत्रकामः पुत्रेष्ट्या यजेत** એ વાક્ય ખોટું છે. જેવું આ વાક્ય ખોટું છે તેવું જ **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** એ પણ ખોટું જ છે. કારણ કે, બંનેનો કર્તા એક જ છે.

વ્યાઘાતદોષ : પરસ્પર વિરુદ્ધ કથન કરવું તેનું નામ વ્યાઘાત. ઉદાહરણ : **उदिते होतव्यम्**=સૂર્ય ઉગ્યા પછી હોમ કરવો.

**अनुदिते होतव्यम्**=સૂર્ય ઉગ્યા પહેલાં હોમ કરવો.

**समयाध्युषिते होतव्यम्**=*સમયાધ્યુષિત વખતે હોમ કરવો.

આવું વિધાન કરીને પછી તેની વિરુદ્ધ લખે છે કે **श्यावोऽस्याहुतिमभ्यवहरति य उदिते जुहोति** જે સૂર્ય ઉગ્યા પછી હોમ કરે છે તેની આહુતિ 'શ્યાવ' રાક્ષસ ખાઈ જાય છે. **शबलोऽस्याहुतिमभ्यवहरति योऽनुदिते जुहोति।** જે સૂર્ય ઉગ્યા પહેલાં હોમ કરે છે તેની આહુતિ શબલ રાક્ષસ ખાઈ જાય છે.

**श्यावशबलौ वा अस्याहुतिमभ्यवहरतो यः समयाध्युषिते जुहोति।** જે સમયાધ્યુષિત સમયે હોમ કરે છે તેની આહુતિ શ્યાવ અને શબલ બન્ને રાક્ષસો ખાઈ જાય છે. એટલે ઉપર બતાવેલા

---

આપ્યા છે, વેદમાં દોષ બતાવનારે ઉક્ત ત્રણે પ્રકારના દોષોનાં ઉદાહરણો સંહિતા ભાગમાંથી આપવાં જોઇએ. ભાષ્યકારનો એવો આશય જણાય છે કે સંહિતા ભાગમાં તો દોષો નથીજ, પણ બ્રાહ્મણ ગ્રંથમાંથી ઉક્ત ત્રણ પ્રકારના દોષોનાં ઉદાહરણો જે આપવામાં આવ્યાં છે તે પણ ખોટાં છે. આ દોષોનું સમાધાન આની પછી આવતા સૂત્ર ૫૭ માં કરવામા આવ્યું છે.

* સમયાધ્યુષિત એટલે

तथा प्रभातसमये नष्टे नक्षत्रमण्डले।
रविर्यावन्न दृश्येत समयाध्युषितं च तत्॥

અર્થ :—આકાશમાં નક્ષત્રમંડળ દેખાતાં બંધ થયા પછી સુરજ ઉગ્યા સુધીનો જે સમય તે 'સમયાધ્યુષિત' કહેવાય છે. ઇતિ ન્યાયભાષ્ય ઉપર પ્રસન્નપદ વ્યાખ્યા.

ત્રણે વખતે હોમ કરવો નકામો છે. આમ એક વખત જે અર્થનું વિધાન કર્યું પાછું તેજ અર્થનું ખંડન કરવું તેનું નામ વ્યાઘાત અને તેથી વિધાન અને પ્રતિષેધ બંને ખોટાં ઠરે છે.

પુનરુક્તિ દોષઃ—૧૧ સામિધેનીના મંત્રો છે. તેમાં **त्रिः प्रथमा मन्वाह त्रिरुत्तमाम्।** પહેલોં મંત્ર ત્રણ વખત બોલવો અને છેલ્લો ત્રણ વખત બોલવો. આમ એકજ મંત્રને ત્રણ વખત બોલવામાં ચોખ્ખો પુનરુક્તિ-દોષ છે. (૫૬)

સમાધાન સૂત્ર. અનૃત દોષનો પરિહાર.

## न कर्मकर्तृसाधनवैगुण्यात् ॥ ५७ ॥

**પદાર્થ:**—(न) અનૃત દોષ નથી (**कर्मकर्तृसाधनवैगुण्यात्**) કર્મમાં, કર્તામાં અને સાધનમાં વિગુણતા આવી હશે તેથી.

**ભાવાર્થ:**—પુત્રેષ્ટિ અસત્ય નથી પણ જો પુત્રને માટે કરવામાં આવતો યજ્ઞવિશેષ બરાબર ન થયો હોય તો અથવા યજ્ઞ કરાવનાર ઋત્વિક્ વિદ્વાન્ અને સદાચારી ન હોય, અને ઇષ્ટિનાં સાધન બરાબર ન હોય તો કર્મનો ભ્રંશ થાય છે અને તેથી ફળ મળતું નથી. વળી યજમાન દમ્પતીમાં આરોગ્ય ન હોય તો પણ યજ્ઞ થવા છતાં ફળ મળી શકતું નથી. લૌકિક વ્યવહારમાં પણ એવુંજ જોવામાં આવે છે. જેમકે બે અરણીનાં લાકડાં અરસ્પરસ ખૂબ ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, પણ જો અરણી જ સડેલી હોય અથવા મંથન કરનારમાં જોર ન હોય તો અગ્નિની ઉત્પત્તિ ન પણ થાય, તેથી એ સિદ્ધ થતું નથી કે અરણીના મંથનથી અગ્નિ ઉત્પન્ન નથી થતો, માટે કર્મમાં, કાંતો કર્તામાં અથવા તો સાધનમાં દોષ હોવો જોઇએ. મહારાજ દશરથે પુત્રેષ્ટિ કરાવી હતી અને એને ફળ પણ પણ મળ્યું હતું તો બીજાને કેમ ન મળે? ફળ ઉત્પન્ન થવાની કારણ સામગ્રી હોય તો ફળ જરૂર મળે છે. (૫૭)

વ્યાઘાત દોષનો પરિહાર.

## अभ्युपेत्य कालभेदे दोषवचनात् ॥ ५८ ॥

**પદાર્થ:**—(**अभ्युपेत्य**) અમુક વખતે હોમ કરવાનો નિયમ બાંધી પછી (**कालभेदे**) સમયનો ભંગ કરવામાં (**दोषवचनात्**) દોષ બતાવેલો હોવાથી.

**ભાવાર્થ:**—અમુક જ વખતે **उदित** સમયે, **अनुदित** સમયે અથવા **समयाध्युषित** સમયે હોમ કરવાની પ્રતિજ્ઞા કરી પછી જે પ્રતિજ્ઞા પ્રમાણે નથી વર્તતો તેના કર્મની નિંદા કરવામાં આવી છે. એટલે કે વ્યાઘાત દોષ નથી પણ પ્રતિજ્ઞા-ભંગ કરનારના કર્મની નિંદાનો સૂચક અર્થવાદ છે.

'**श्यावोऽस्याहुति मभ्यवहरति**' ઇત્યાદિ નિંદા સૂચક અર્થવાદ છે. (૫૮)

પુનરુક્તિ દોષનો પરિહાર.

## अनुवादोपपत्तेश्च ॥ ५९ ॥

**પદાર્થ:**—(**च**) અને (**अनुवादोपपत्तेः**) અનુવાદની સિદ્ધિ થતી હોવાથી.

**ભાવાર્થ:**—મંત્રને ત્રણવાર બોલવો એ પુનરુક્તિ નથી પણ, અનુવાદ છે. જો મંત્રનું ત્રણવાર ઉચ્ચારણ કરવું એ નિરર્થક હોય તો પુનરુક્તિ કહેવાય અને એ ઉચ્ચારણનું સાર્થકય હોય તો એ અનુવાદ કહેવાય છે. આ પ્રમાણે પુનરુક્તિ અને અનુવાદમાં જે અર્થભેદ છે તે સમજી લેવો જોઇએ. "**पञ्चदश सामिधेनीरन्वाह**" સામિધેનીના પંદર મંત્રો બોલવા. હવે એ મંત્ર તો અગ્યાર છે માટે પહેલા અને છેલ્લાને ત્રણ ત્રણ વખત બોલવાથી બરાબર પંદર સંખ્યા થઇ જાય છે, માટે આમાં પુનરુક્તિ જેવું કશું જ નથી. (૫૯)

બ્રાહ્મણ ગ્રન્થનાં વાક્યોનો વિભાગ સાર્થક છે તે આ સૂત્રમાં બતાવે છે.

## वाक्यविभागस्य चार्थग्रहणात् ॥ ६० ॥

**પદાર્થ:**—(**च**) અને (**वाक्यविभागस्य**) વાક્યના વિભાગનો (**अर्थग्रहणात्**) અર્થ થતો હોવાથી.

**ભાવાર્થ:**—બ્રહ્મણ ગ્રન્થનાં વાક્યો ત્રણ પ્રકારના હોય છે. તેમાં 'અનુવાદ' પણ વાક્યોનો એક વિભાગ છે અને એનું સાર્થકય સર્વકોઈ શિષ્ટ પુરુષોએ સ્વીકારેલું છે. જેમ વિધિવાક્ય સાર્થક છે તેમ અનુવાદનું પણ વિશિષ્ટ પ્રયોજન હોવાથી તે પણ સાર્થક છે. (૬૦)

વાક્યના વિભાગો બતાવે છે.

## विध्यर्थवादानुवादवचनविनियोगात् ॥ ६१ ॥

**પદાર્થ:**—(**विध्यर्थवादानुवादवचनविनियोगात्**) વિધિવાક્ય અર્થવાદવાક્ય અને અનુવાદવાક્યથી વચનનો વિનિયોગ થતો હોવાથી.

**ભાવાર્થ:**—વિધિ વચનથી, અર્થવાદ વચનથી અને અનુવાદ વચનથી બધા બ્રાહ્મણ ગ્રન્થો લખાયલા છે, માટે અર્થ કરનારે એ ત્રણે જાતનાં વાક્યોને સમજી અર્થ કરવો જોઇએ. (૬૧)

વિધિ શબ્દનો અર્થ કરે છે.

## विधिर्विधायकः ॥ ६२ ॥

**પદાર્થ:**—(**विधायकः**) આજ્ઞા આપનાર જે વાક્ય છે તે (**विधिः**) વિધિ વાક્ય કહેવાય છે.

**ભાવાર્થ:**—જે વાક્ય કંઇ કરવાનું કહે તે વિધિ વાક્ય કહેવાય છે, જેમકે:-**अग्निहोत्रं जुहुयात्** અગ્નિહોત્ર કરવો. **सिच्या-**

मुपासीत સંધ્યા કરવી. 'सुचरितानि सेवितव्यानि' સદાચારનું પાલન કરવું આ બધાં વિધિ વાક્યો કહેવાય છે. (૬૨)

અર્થવાદનો અર્થ કરે છે.

## स्तुतिर्निन्दा परकृतिः पुराकल्प इत्यर्थवादः ॥ ६३ ॥

**પદાર્થ:**—(**स्तुतिः**) સ્તુતિ (**निन्दा**) નિન્દા (**परकृतिः**) બીજાએ બીજી રીતે અનુષ્ઠાન કરીને વિધિ વ્યાહત કર્યો હોય તો તેનું કથન કરવું તે. (**पुराकल्पः**) ઇતિહાસ સાથે જોડાયેલ વિધાન.

**ભાવાર્થ:**—ચાર પ્રકારનો અર્થવાદ કહેવાય છે. (૧) સ્તુતિ સૂચવનાર (૨) નિંદા સૂચવનાર (૩) પરકૃતિ સૂચવનાર (૪) પુરાકલ્પ સૂચવનાર. વિધિના અર્થની સ્તુતિ એટલા માટે કરવામાં આવે છે કે જેથી માણસો સ્તુત અર્થમાં પ્રવૃત્તિ કરી શકે. જેમકે:- દેવોએ સર્વજિત્ નામનો યજ્ઞ કરી સ્વર્ગ મેળવ્યુ અને સર્વને જીતી શકયા. આમાં સર્વજિત્ યજ્ઞની સ્તુતિ થવાથી તે કરવાને બીજા પણ લલચાય.

નિષિદ્ધ અર્થની નિંદા પણ કરવી જોઇએ, જેથી માણસો તેવાં કામ કરવા લલચાય નહિ. જેમકે '**मा हिंस्यात् सर्वाणि भूतानि**' કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિં 'હિંસા દુઃખ આપનારી વસ્તુ છે.' આવી નિંદા કરવાથી હિંસા ખરાબ વસ્તુ સમજી લોકો તે તરફ ન વળે એ નિંદાનું ફળ છે. તેજ પ્રમાણે.

> **योऽनधीत्य द्विजो वेद मन्यत्र कुरुते श्रमम् ।**
> **स जीवन्नेव शूद्रत्व माशु गच्छति सान्वयः ॥**
>
> મનુઃ ૨-૧૬૮

જે દ્વિજ વેદ ભણ્યા વગર બીજામાં શ્રમ કરે છે તે પુત્ર પૌત્રાદિ સહિત જલદી શૂદ્ર થઈ જાય છે. આ શ્લોકમાં પણ વેદ ન ભણનારની નિંદા કરવી એજ તાત્પર્ય છે, માટે એ પણ અર્થવાદ જ છે.

પરકૃતિઃ—એકજ વિધિનું ઉલટા ક્રમથી કોઇએ અનુષ્ઠાન કર્યું હોય તો તેનું જે કથન કરવું તેનું નામ પરકૃતિ કહેવાય છે. જેમકે વિવાહ સંસ્કાર આર્યસમાજી લોકો આવી રીતે કરે છે પણ બીજા તેનાથી ઉલટાજ ક્રમથી કરાવે છે. આ થઈ પરકૃતિ. જેમાં સાચા વિધિનો ભંગ થતો હોય તે વ્યાહતવિધિ કહેવાય છે. અન્ય કર્તૃક વ્યાહતવિધિનું કથન કરવું તેનું નામ પરકૃતિ.

પુરાકલ્પઃ—ઇતિહાસની સાથે સંબંધ રાખતો જે વિધિ હોય તે પુરાકલ્પ કહેવાય છે. જેમકે **ब्राह्मणा हविः-पवमानं सामस्तोमम-स्तौषन्** આમાં બ્રાહ્મણોએ સામસ્તોમની સ્તુતિ કરી છે અને ઇતિહાસ પણ છે.

કોઈ પ્રશ્ન કરે છે કે 'પુરાકલ્પ' ને શા માટે અર્થવાદ તરીકે ગણવામાં આવે છે? તો તેનો ઉત્તર એ છે કે એ બેમાં પણ નિંદા અને સ્તુતિનો ભાવ જણાય છે, માટે તેને પણ અર્થવાદ તરીકેજ ગણવાં. ( ૬૩ )

હવે અનુવાદનો અર્થ સમજાવે છે.

## विधिविहितस्यानुवचन मनुवादः ॥ ६४ ॥

**પદાર્થઃ—(विधिविहितस्य)** વિધિથી વિહિત થયેલાનું ( **अनुवचनम्** ) ફરીથી કહેવું તેનું નામ ( **अनुवादः** ) અનુવાદ છે.

**ભાવાર્થઃ**—વિધિ વાકયના સંબંધમાં અથવા તેના વિહિત અર્થના સંબંધમાં અપેક્ષિત કંઈક ફરીથી વિશેષ કહેવું એનું નામ અનુવાદ છે. જેમ પુનરુક્તિ અર્થની અને શબ્દની હોય છે તેમ અનુવાદ પણ બે પ્રકારનો હોય છે. જેમકેઃ–'અનિત્ય અનિત્ય શબ્દ છે.' આ વાકયમાં શબ્દની પુનરુકિત છે 'અનિત્ય નિરોધ ધર્મક શબ્દ છે, આમાં અર્થની પુનરુક્તિ છે. વિહિત અને નિષિદ્ધ અર્થમાં સ્તુતિ અથવા નિંદા જણાવવા માટે અનુવચન કરવામાં

આવે છે. અને શબ્દના અનુવચનમાં પણ વિશેષ અર્થ સમાયેલો હોય છે.

લૌકિક ભાષામાં પણ વિધિવાદ, અર્થવાદ અને અનુવાદ હોય છે. જેમકે:-**ओदनं पचेत्** 'ભાત રાંધે.' આ વિધિ વાકય થયું. 'ભાત આયુષ્યનો, બળનો, સુખનો અને સ્મરણ શક્તિનો આધાર છે.' આ થયો વિધિ વિહિત અર્થનો અનુવાદ આ વાકયમાં ભાતની સ્તુતિ સૂચિત થાય છે. '**पचतु पचतु**' રાંધ, રાંધ. આ વાકયમાં શબ્દ જે બે વખત બોલાય છે તે શીઘ્રત્વ બોધક છે, અર્થાત્ 'જલદી રસોઈ બનાવ' એવો ભાવ પ્રતીત થાય છે. આજ પ્રમાણે **अङ्ग, पच्यताम्। पच्यतामेव।** આવી જાતના દરેક વાકયમાં કંઇને કંઈ વિશેષ અર્થ હોય છે. જેમ લૌકિક વાકયોના વિભાગો હોય છે અને તે બધા સાર્થક હોય છે. તેમ તે પણ સાર્થક જ છે. માટે વેદમાં અનૃત, વ્યાઘાત કે પુનરુક્તિનો દોષ નથી. (६४)

હવે અનુવાદ અને પુનરુક્તિમાં કશો ભેદ નથી એવી પૂર્વ પક્ષ તરફથી શંકા કરવામાં આવે છે.

## नानुवाद पुनरुक्तयोर्विशेषः शब्दाभ्यासोपपत्तेः ॥ ६५ ॥

**પદાર્થઃ**—(**अनुवादपुनरुक्तयोः**) અનુવાદ અને પુનરુક્તિમાં કશો (**विशेषः**) ભેદ નથી કારણ કે બંનેમાં (**शब्दाभ्यासोपपत्तेः**) શબ્દનો અભ્યાસ એક સરખો જ હોય છે.

**ભાવાર્થઃ**—જે શબ્દનો અર્થ સમજાઇ ગયો છે તેજ શબ્દને અને અર્થને ફરી કહેવામાં આવે છે તો પછી બંને સરખાં થયાં, અને જો એમજ છે તો અર્થવાદ સાર્થક અને પુનરુક્ત નિરર્થક છે આવો ભેદ શા માટે જોઇએ? કારણ કે ચરિતાર્થ શબ્દનો અભ્યાસ (ફરીથી કથન) બંનેમાં એક સરખો જ છે. (६५)

સમાધાન સૂત્ર.

## शीघ्रतरगमनोपदेशवदभ्यासान्नाविशेषः ॥ ६६ ॥

**પદાર્થ:**—( **शीघ्रतरगमनोपदेशवत्** ) ઉતાવળે જવા માટેનો ઉપદેશ ફલિત થાય છે, તેથી ( **अविशेषः** ) પુનરુક્તિ અને અનુવાદમાં સરખાપણું ( **न** ) નથી.

**ભાવાર્થ:**—અર્થવાન્ એટલે સહેતુક શબ્દનું પુનરુચ્ચારણ અનુવાદ કહેવાય છે. અને પુનરુક્તિમાં તો જે પુનરુચ્ચારણ હોય છે તે તો નિરર્થક જ હોય છે.

| | |
|---|---|
| **शीघ्रं शीघ्रं गम्यताम् ।** | આ વાકયમાં 'શીઘ્ર' શબ્દનું પુનરુચ્ચારણ તે સાર્થક છે. ક્રિયામાં અતિશય જણાવે છે. |
| **पचति पचति ।** | આ ક્રિયાપદનું બેવડવું પણ સાર્થક છે એટલે કે 'ક્રિયાની નિરંતરતા સૂચવે છે.' |
| **ग्रामो ग्रामो रमणीयः ।** | આ વાકયમાં ગ્રામ શબ્દ બેવડયો છે તે પણ સાર્થક છે. કારણ કે તેનાથી વ્યાપ્તિ સૂચિત થાય છે અર્થાત્ **દરેક ગામ** સુંદર છે એવો અર્થ સૂચિત થાય છે. |
| **परि परि त्रिगर्तेभ्यो वृष्टो देवः ।** | અહીં પરિશબ્દનો અભ્યાસ નિરર્થક નથી કારણ કે 'વર્જન અર્થ જણાવે છે. |
| **अध्यधि कुण्डम् ।** | આ વાકયમાં **अधि** શબ્દ બેવડ્યો છે તે પણ સમીપતા રૂપ વિશેષ અર્થ જણાવે છે. |

આ પ્રમાણે અનુવાદમાં અને પુનરુક્તિમાં વિશિષ્ટતા સ્પષ્ટ રહેલી છે, માટે **अनुवाद** અને **पुनरुक्ति** એક જ વસ્તુ નથી. (૬૬)

આ પ્રમાણે પૂર્વપક્ષ તરફથી કરવામાં આવતી વેદ સંબંધી શંકા દૂર કરી હવે વેદનું પ્રામાણ્ય અનુમાન પ્રમાણથી સિદ્ધ કરે છે.

## मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्य माप्तप्रामाण्यात्

॥ ६७ ॥

**પદાર્થ:**—(च) અને (आप्तप्रामाण्यात्) આપ્તપુરૂષના પ્રામાણ્યને લીધે (तत्प्रामाण्यम्) વૈદિક સર્વ જાતનાં વાકયોમાં પ્રામાણ્ય છે, (मन्त्रायुर्वेदप्रामाण्यवत्) મંત્ર અને આયુર્વેદના પ્રમાણ પેઠે.

**ભાવાર્થ:**—કોઇપણ વાકય સાચું હોવાનું કારણ તે આપ્ત પુરુષે ઉચ્ચારેલું હોવું એ છે. વેદનાં તમામ જાતનાં વાકય આપ્ત પુરુષથી પ્રેરિત છે, માટે તેમાં પણ સત્ય જ હોવું જોઇએ. મંત્ર અને આયુર્વેદમાં જે સત્યતા અનુભવાય છે તે પણ આપ્ત પુરુષનાં રચેલાં હોવાથી, માટે જેમ આપ્ત પુરુષના રચેલા મંત્ર અને અયુર્વેદ સાચા છે તેમ વેદનાં વિધ્યાદિ વાકયો પણ આપ્ત પુરુષનાં જ રચેલાં હોવાથી સાચાં છે.

આયુર્વેદની સત્યતા એ છે કે 'આ પ્રમાણે જો મનુષ્ય વર્તે તો તે આરોગ્ય મેળવે અને આ ઔષધ સેવે તો તેનો રોગ દૂર થાય.' આ રીતે આયુર્વેદમાં હોવાનું કારણ આયુર્વેદ આપ્ત પુરુષે લખ્યો તે જ છે.

જેણે વસ્તુના દરેક ધર્મોનું પ્રત્યક્ષજ્ઞાન કર્યું હોય, પ્રાણીઓ ઉપર જેને દયા હોય અને જે સત્ય પોતે મેળવ્યું છે તેનો યથાર્થ ઉપદેશ કરવાની જેનામાં ઇચ્છા હોય તેજ માણસ આપ્ત કહી શકાય છે.

માણસને જ્યાંસુધી વસ્તુના ગુણદોષનું સત્યજ્ઞાન ન થયું હોય ત્યાંસુધી કોઈ પણ વસ્તુ મેળવવી કે છોડવી એને લગતી પ્રવૃત્તિ કરી શકતો નથી. જ્યાંસુધી સત્યવિચાર-પૂર્વક પ્રવૃત્તિ ન કરે ત્યાંસુધી ખરૂં સુખ પણ મેળવી શકે નહિ.

આપ્ત પુરુષો અજ્ઞાની માણસો ઉપર દયા ખાય છે અને એનાં દુઃખ દૂર કરવા માટે સત્યનો ઉપદેશ આપવા નિઃસ્વાર્થ બુદ્ધિથી પ્રેરાય છે. તેઓ એમ પણ સમજે છે કે જે સત્યજ્ઞાન અમને મળ્યું છે તેનો ઉપયોગ દુઃખીઓનાં દુઃખ દૂર કરવા માટે જો ન થાય તો આપણે મેળવેલું જ્ઞાન પણ નકામું છે; આવું સમજી આપ્ત લોકો ઉપદેશ આપે છે, એટલે એની વાણીમાં જરા પણ અસત્ય હોતું નથી.

પરમાત્મા તો સૌથી મહાન્‌માં મહાન્ આપ્ત છે, એમની પ્રેરણામાં કોઇપણ દિવસ અસત્ય સંભવી શકે જ નહિ. વક્તાની વાણીમાં અસત્યતા તોજ આવી શકે કે જો વક્તામાં અજ્ઞાન હોય, ખોટું કહેવાની ઈચ્છા હોય અથવા કોઇપણ જાતનો સ્વાર્થ હોય; આ ત્રણમાંથી એક પણ દોષ આપ્ત મહાપુરુષમાં હોતો નથી, તો પરમકૃપાળુ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને પૂર્ણકામ પરમાત્મામાં તો આમાંના એક પણ દોષનો અંશ પણ સંભવે જ શી રીતે? માટે પરમાત્માની વેદરૂપ વાણી સર્વથા સત્ય છે.

વેદ શબ્દ–સમૂહ રૂપ છે અને તે નિત્ય છે એમ માનનારાઓ કહે છે કે, વેદની સત્યતા તો, તે નિત્ય છે તેને લીધે છે. પરમાત્માએ વેદ બનાવ્યા નથી. નિત્ય વસ્તુની બનાવટ સંભવી શકે નહિ. જે વસ્તુ નિત્ય હોય છે તે સત્ય અને નિર્દોષ હોય છે. કોઈ પણ આપ્ત પુરુષે (પછી તે પરમેશ્વર હો કે કોઇ ઋષિ મહાત્મા હો) વેદોને બનાવ્યા નથી, માટે આપ્ત મહાપુરુષના પ્રામાણ્યથી વેદમાં પ્રામાણ્ય નથી આવ્યું પણ વેદ નિત્ય છે તેને લીધે જ તેમાં પ્રામાણ્ય સદૈવ સ્થિત છે.'

આ શંકાના સમાધાનમાં નૈયાયિકો જવાબ આપે છે કે શબ્દ એ અર્થનો વાચક છે. અને વાચકતા એટલે 'અમુક શબ્દથી અમુક અર્થ જાણવો.' આવી જાતનો શબ્દમાં કરેલો સંકેત. આ સંકેતના બળેજ શબ્દ અમુક ચોક્કસ અર્થને જણાવી શકે છે નિત્ય શબ્દમાં સંકેત સંભવી શકે નહિ. જો શબ્દ નિત્ય હોવાથી અર્થના બોધક

હોય તો બધા શબ્દો નિત્ય જ છે. અને તેમાં રહેલું નિત્યત્વ જ અર્થ જણાવવાનું કારણ છે તો પછી અમુક જ શબ્દ અમુક જ અર્થને જણાવે છે એ નિયમનું શું કારણ છે? શા માટે એ શબ્દથી સમુદ્ર અથવા ભૂમિ આદિ અર્થનું જ્ઞાન ન થાય? કારણ કે બધાય શબ્દોમાં નિત્યત્વ તો એક સરખું જ છે, માટે માનવું જોઇએ કે સંકેતને લીધે જ શબ્દમાં વાચકતા છે.'

શબ્દને નિત્ય માનનારા બીજી શંકા એ કરે છે કે, અનિત્ય શબ્દમાં વાચકતા સંભવી શકે નહિ, કારણ કે શબ્દ ઉત્પન્ન થયાં પહેલાં પણ અર્થો તો હતા જ. વળી કેટલાક અર્થો તો નિત્ય પણ છે, ત્યારે શું શબ્દો ઉત્પન્ન થયા પહેલાં એ અર્થો વાચ્ય તરીકે ન હોતા? વળી નૈયાયિકોના મતમાં શબ્દ ઉત્પન્ન થઈ તુરત જ નષ્ટ થાય છે તો એક અર્થને માટે અસંખ્ય શબ્દ વાચક તરીકે માનવા પડશે અને દરેક શબ્દમાં જુદા જુદા સંકેત-કર્તાઓ પણ માનવા જોઇએ કારણ કે અમુક શબ્દમાં એક આપ્ત પુરુષે જે સંકેત કર્યો હતો તે તો તે શબ્દ સાથે જ નાશ પામે છે, વળી બધા આપ્ત પુરુષો ક્રમથી ઉત્પન્ન થતા એક જાતના અનેક શબ્દોમાં એક જ જાતનો સંકેત કરશે એ પણ કેમ માની શકાય? આ કારણથી અનિત્ય શબ્દમાં વાચકતા સંભવી શકે નહિ, માટે શબ્દ નિત્ય માનવો જોઇએ. વૈદિક શબ્દો બધા નિત્ય છે અને શબ્દાર્થ સંબંધ પણ નિત્ય છે અને તેને લીધે જ શબ્દમાં અર્થ-બોધકતા છે.

આ બીજી શંકાના સમાધાનમાં નૈયાયિકો જણાવે છે કે વૈદિક શબ્દો સિવાય લૌકિક શબ્દો પણ સત્ય અર્થને જણાવે છે અને તમે લૌકિક શબ્દોને તો અનિત્ય માનો છો તો તમારા મતે જ એ લૌકિક શબ્દો અર્થને કેવી રીતે જણાવે છે?

શબ્દને નિત્યમાનનારાઓ ઉક્ત પ્રશ્નના જવાબમાં જણાવે છે કે તેવા લૌકિક શબ્દો પણ નિત્યજ માનીશું.

આ સંબંધમાં નૈયાયિકો કહે છે કે 'જો લૌકિક શબ્દને નિત્ય માનશો તો અનાપ્ત (અસત્યવાદી) પુરુષોએ ઉચ્ચારેલા શબ્દોને પણ તમારે સત્ય અર્થને જણાવનારા માનવા પડશે. જો કહેશો કે

અનાપ્ત પુરુષે ઉચ્ચારેલા શબ્દો અનિત્ય છે તો પ્રશ્ન એ થાય છે કે આપ્ત પુરુષે ઉચ્ચારેલા શબ્દો નિત્ય અને ધૂર્ત પુરુષે ઉચ્ચારેલા શબ્દો અનિત્ય છે આમ માનવામાં તમારી પાસે કયો વિશેષ હેતુ છે? આપ્ત અને અનાપ્ત બન્ને કંઠ તાલુ આદિ સ્થાનોમાંથી પ્રયત્ન દ્વારા શબ્દોનું ઉચ્ચારણ કરે છે. માટે માનવું જોઈએ કે શબ્દ સંકેતના બળથી જ અર્થને જણાવી શકે છે, નિત્યત્વથી નહિ. શબ્દ ભલે અનિત્ય રહે પણ શબ્દત્વ જાતિ તો નિત્ય હોય છે અને સંકેતની સાથે તેનો પણ સંબંધ હોવાથી અનિત્ય શબ્દમાં સંકેત થઈ શકે છે અને એક શબ્દમાં સંકેતનું જ્ઞાન થવાથી તેની જાતના બીજા બધા શબ્દોમાં પણ સંકેતનું જ્ઞાન થઇ શકશે. કારણ કે, શબ્દમાં જાતિ એક અને નિત્ય છે.

શબ્દને નિત્ય માનનારા ત્રીજી શંકા એ કરે છે કે, 'ત્યારે વેદ નિત્ય છે એમ જે કહેવાય છે એનો અર્થ શો? કારણ કે વેદ એટલે વાક્યના રૂપમાં ગોઠવાયેલા શબ્દોનો અમુક સમૂહ. જો શબ્દો અનિત્ય હોય તો વેદો પણ અનિત્ય થઈ જાય. એનો શો જવાબ છે?

નૈયાયિકો આનો ઉત્તર આપે છે કે વેદનાં વાક્યો જે ક્રમે આ સૃષ્ટિમાં બોલાતાં આવ્યાં છે તેજ ક્રમે ગત સૃષ્ટિમાં પણ બોલાતાં હતાં અર્થાત્ અધ્યયન અને અધ્યાપનની પરંપરાનો અવિચ્છેદ જોવામાં આવે છે, માટેજ વેદો નિત્ય કહેવાય છે. આનેજ કેટલાક પ્રવાહરૂપે વેદ નિત્ય છે એમ કહે છે.

વેદ એટલે ઈશ્વરીય જ્ઞાન. ઈશ્વર નિત્ય હોવાથી તેનું જ્ઞાન પણ નિત્ય છે. એ નિત્યજ્ઞાનના બોધક વેદમંત્રો હોવાથી તે પણ પણ નિત્ય છે એવું આર્યસમાજનું માનવું છે.

આ ઉપરથી નૈયાયિકો સિદ્ધ કરે છે કે, પરમ આપ્ત પરમાત્માના પ્રામાણ્યને લીધેજ વેદોમાં પ્રામાણ્ય છે. વેદ પ્રમાણ છે એટલે સત્ય અર્થનાજ બોધક છે પછી તે અર્થ લૌકિક હોય તોય ભલે અને અલૌકિક હોય તોય ભલે. (૬૭)

**इति श्रीगौतमन्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे द्वितीयाध्यायस्य प्रथम माह्निकम्।**

# अथ द्वितीयाध्यायस्य द्वितीयम् आह्निकम् ॥

સૂત્રકારે પ્રમાણોનો વિભાગ પાડી જે ચાર જ પ્રમાણો બતાવ્યાં છે તે બરાબર નથી કારણ કે પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ એ ચાર પ્રમાણો સિવાય બીજાં પણ પ્રમાણો છે. આવો આક્ષેપ પૂર્વપક્ષ તરફથી કરવામાં આવે છે.

## न चतुष्ट्व मैतिह्यार्थापत्तिसंभवाभावप्रामाण्यात् ॥१॥

**પદાર્થ:—( ऐतिह्यार्थापत्तिसंभवाभावप्रामाण्यात् )** ઐતિહ્ય અર્થાપત્તિ, સંભવ અને અભાવ પણ પ્રમાણો હોવાથી ( **चतुष्ट्वम्** ) પ્રમાણોની સંખ્યા ચાર જ બતાવી છે તે (**न**) ઠીક નથી.

**ભાવાર્થ:—इति होचुरिति अनिर्दिष्टप्रवक्तृकं प्रवादपारम्पर्यम् ऐतिह्यम्** ॥ આવું લોકો કહેતા આવ્યા છે, પણ એ કહેનાર ખાસ કઇ આપ્ત વ્યક્તિ હતી એનું કશું નામનિશાન ન હોય એવી જે પ્રવાદની પરંપરા તેનું નામ "ઐતિહ્ય" પ્રમાણ છે. જેમકે—'**इह वटे यक्षः**' 'આ વડમાં યક્ષ રહે છે.' હવે એને કોઇએ જોયો છે કે નહિ? પહેલાં પણ કોઇએ જોયો હતો કે નહિ? એનો કશો નિશ્ચય ન હોવા છતાં એવી ચાલતી આવતી કહેણીને ઐતિહ્ય પ્રમાણ કહેવામાં આવે છે.

અર્થાપત્તિ:—એક અર્થ કહેવાતો હોય તેની સાથે સંબંધ રાખનાર બીજા અર્થની પણ સિદ્ધિ થતી હોય એવા અર્થને અર્થાપત્તિ પ્રમાણ કહેવામાં આવે છે. જેમકે—આકાશમાં વાદળાં ન હોય તો વરસાદ થાય નહિ. આ ઉપરથી એ આપોઆપ સિદ્ધ થાય છે કે વાદળાં હોય તોજ વરસાદ પડે. જાડો અને હૃષ્ટપુષ્ટ દેવદત્ત દિવસે ખાતો નથી, એથી પણ સિદ્ધ થાય છે કે તે રાત્રે ખાય છે. આવી જાતના પ્રમાણને અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે.

સંભવ:—એક વસ્તુની સત્તા સિદ્ધ થવાથી બીજા અર્થની સત્તા માનવીજ પડે તેવા અર્થને સંભવ પ્રમાણ કહે છે. જેમકે—

આ મણ અનાજ છે તો એ માનવુંજ પડે કે એમાં દસ શેર પણ છે જ. દસ શેર વગર મણ અનાજની સિદ્ધિ થઇ શકે જ નહિ. જો પચ્ચાસ ન હોય તો સો પણ ન હોય. આવી જાતના અર્થને સંભવ પ્રમાણ કહેવામાં આવે છે.

અભાવઃ—અમુક કાર્ય ન થયું માટે તેનો કોઈ વિરોધી હોવો જ જોઇએ. એવું જે માનવું તેનું નામ અભાવ પ્રમાણ. જેમકે:- વરસાદ ન થયો તો વાદળાં સાથે વિધારક વાયુનો સંયોગ માનવો જ જોઇએ. જો વાદળામાં પાણી હોય અને વિધારક વાયુનો સંયોગ ન હોય તો હવા કરતાં પાણી ભારે હોવાથી વરસાદ પડવો જ જોઇએ. આ પ્રમાણે અભાવથી કોઇ વસ્તુને માનવી તેનું નામ અભાવ પ્રમાણ છે.

આ પ્રમાણે પૂર્વપક્ષ વાદી આઠ પ્રમાણ માને છે તેથી શાસ્ત્રકારે પ્રમાણોની જે ચાર સંખ્યા બતાવી છે તે ખોટી છે, માટે (૧) પ્રત્યક્ષ (૨) અનુમાન (૩) ઉપમાન (૪) શબ્દ (૫) ઐતિહ્ય (૬) અર્થાપત્તિ (૭) સંભવ અને (૮) અભાવ આ પ્રમાણે આઠ પ્રમાણો માનવાં જોઇએ. (૧)

સમાધાન સૂત્ર.

## शब्द ऐतिह्यानर्थान्तरभावादनुमानेऽर्थापत्ति-संभवाभावानर्थान्तरभावाच्चाप्रतिषेधः ॥ २ ॥

**પદાર્થ:**—(**शब्दे**) શબ્દ પ્રમાણમાં (**ऐतिह्यानर्थान्तर भावात्**) ઐતિહ્યની એકતા હોવાથી અને (**अनुमाने**) અનુમાન પ્રમાણમાં (**अर्थापत्तिसंभवाभावानर्थान्तरभावात्**) અર્થાપતિ, સંભવ અને અભાવ પ્રમાણોની એકતા હોવાથી (**अप्रतिषेधः**) પ્રમાણોની ચાર સંખ્યાનો પ્રતિષેધ થઇ શકતો નથી.

**ભાવાર્થ:**—ઐતિહ્ય બાબત જો આપ્ત પુરુષે કહી હોય તો તો તે સાચી હોય છે અને તેનો સમાવેશ શબ્દ પ્રમાણમાં થઈ

જાય છે અને જો એ બાબત આપ્ત પુરુષે ન કહી હોય તો તો ખોટી હોય છે અને તેથી તે પ્રમાણ તરીકે ગણાય નહિ.

અર્થાપત્તિ, સંભવ અને અભાવ આ ત્રણે પ્રમાણો પણ અનુમાનથી જુદાં ન પડતાં હોવાથી તે પણ અનુમાન પ્રમાણ જ છે. માટે સૂત્રકારે પ્રમાણોને જે ચાર વિભાગમાં વિભક્ત કર્યાં છે તે બરાબર છે, એમાં ન્યૂનતા કે આધિક્યનો કોઇ પણ જાતનો દોષ નથી. (૨)

અર્થાપત્તિ પ્રમાણ ઉપર આક્ષેપ.

## अर्थापत्तिरप्रमाण मनेकान्तिकत्वात् ॥ ३ ॥

**પદાર્થ:**—(**अर्थापत्तिः**) અર્થાપત્તિ (**अप्रमाणम्**) પ્રમાણ નથી (**अनैकान्तिकत्वात्**) કોઇક વખતે અર્થ સાધક ન હોવાથી.

**ભાવાર્થ:**—આકાશમાં વાદળાં ન હોય તો વરસાદ થતો નથી. આ ઉપરથી સમજી શકાય છે કે, વાદળાં હોય તો વરસાદ થાય. પણ ઘણી વખત વાદળાં હોવા છતાં વરસાદ થતો નથી. વાદળાં કોઇક વખતે વરસે અને કોઇક વખતે નથી વરસતાં એથી વાદળાં હોય તો વરસાદ થાય' એમ અર્થાપત્તિ પ્રમાણથી માનવું એ ઠીક નથી કારણ કે, વિષયના અભાવમાં અથાપત્તિનું હોવું એ એની અનૈકાંતિકતા છે. અર્થાત્ એમાં વ્યભિચાર નામનો દોષ છે, માટે અર્થાપત્તિને પ્રમાણ તરીકે માની શકાય નહિ. (૩)

સમાધાન સૂત્ર.

## अनर्थापत्तावर्थापत्त्यभिमानात् ॥ ४ ॥

**પદાર્થ:**—(**अनर्थापत्तौ**) જે અર્થાપત્તિ નથી તેમાં (**अर्थापत्त्यभिमानात्**) ભૂલથી અર્થાપતિત્વ માની લીધું છે, અર્થાત્ જે અર્થાપત્તિ નથી તેને તમે અર્થાપત્તિ માનો છો.

**ભાવાર્થ:**—કારણ ન હોય તો કાર્ય બને નહિ આ ઉપરથી એ પ્રમાણ રૂપે મનાય છે કે 'કારણ હોય તો જ કાર્ય થાય.' કાર્યની ઉત્પત્તિ કોઈ દિવસ પણ કારણ વગર થતી નથી, માટે અર્થાપત્તિ પ્રમાણનો વિષય 'કારણ હોય તો કાર્ય થાય.' એટલો જ છે. આમાં કોઈપણ જાતનો વ્યભિચાર અથવા અસત્યતા જણાતી નથી. કારણમાં કંઈક પ્રતિબંધ આવ્યો હોય તો કાર્યની ઉપત્તિ ન થાય, કારણ કે પ્રતિબંધને લીધે કારણ અસમર્થ બન્યું અને 'અસમર્થ કારણથી પણ કાર્ય ઉત્પન્ન થાય છે' એ અર્થાપત્તિનો વિષય નથી, માટે અર્થાપત્તિ પ્રમાણને સમજનારની ભૂલ છે. પ્રમાતાની ભૂલથી પ્રમાણ અસત્ય ઠરતું નથી. (૪)

અર્થાપત્તિના પ્રતિષેધમાં પણ પ્રામાણ્ય નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**प्रतिषेधाप्रामाण्यं चानैकान्तिकत्वात् ॥ ५ ॥**

**પદાર્થ:**—(**च**) અને (**प्रतिषेधाप्रामाण्यम्**) અર્થાપત્તિનો જે તમે પ્રતિષેધ કર્યો છે તે પણ ખોટો છે. (**अनैकान्तिकत्वात्**) અનૈકાન્તિક હોવાથી.

**ભાવાર્થ:**—તમે જે પ્રતિષેધ કર્યો છે તે અર્થાપત્તિમાં પ્રામાણ્યનો પ્રતિષેધ છે, અર્થાપત્તિની સત્તાનો પ્રતિષેધ નથી, માટે અર્થાપત્તિની સત્તા તો રહી જ જાય છે અને તેને લીધે અર્થાપત્તિના ખંડનને માટે આપેલો હેતુ અનૈકાન્તિક એટલે અસત્ય ઠરે છે અને અસત્ય હેતુથી કોઈનું ખંડન થતું નથી માટે અર્થાપત્તિ પ્રમાણ તરીકે ખંડિત થઈ શકતી નથી. (૫)

પ્રામાણ્ય વિષયક પ્રતિષેધ અથાપત્તિનું ખંડન કરતો હોવા છતાં પ્રતિષેધને પ્રમાણરૂપે માનતા હો તો:—

**तत्प्रामाण्ये वा नार्थापत्यप्रामाण्यम् ॥ ६ ॥**

**પદાર્થ:**—( **वा** ) અથવા ( **तत्प्रामाण्ये** ) પ્રતિષેધને પ્રમાણભૂત માનતા હો તો ( **अर्थापत्यप्रामाण्यम्** ) અર્થાપત્તિમાં અપ્રામાણ્ય ( **न** ) નથી.

**ભાવાર્થ:**—તમારો પ્રતિષેધ જેમ પ્રતિષેધના વિષયમાં પ્રમાણ સ્વરૂપ માનવામાં આવે છે તેમ અર્થાપત્તિ પ્રમાણ પણ પોતાના વિષયમાં પ્રમાણ તરીકે માનવામાં કશો વાંધો નથી. 'કારણ હોય તો કાર્ય થાય' આટલો જ અર્થાપત્તિનો વિષય છે. કારણમાં પ્રતિબંધ આવ્યો હોય અને તેનાથી જો કાર્ય ન થાય તો તે અર્થાપત્તિનો વિષય જ નથી માટે બીજાં પ્રમાણો જેમ સ્વ સ્વ વિષયમાં સત્ય છે તેમ અર્થાપત્તિ પણ પોતાના વિષયમાં સત્ય જ છે. (૬)

હવે પૂર્વપક્ષ તરફથી અભાવ પ્રમાણ ઉપર આક્ષેપ કરવામાં આવે છે.

## नाभावप्रामाण्यं प्रमेयासिद्धेः ॥ ७ ॥

**પદાર્થ:**—( **अभावप्रामाण्यम्** ) અભાવમાં પ્રમાણતા ( **न** ) નથી, કારણ કે, ( **प्रमेयासिद्धेः** )તેનું કોઇ પ્રમેય નથી.

**ભાવાર્થ:**—પ્રમાણ પ્રમેયની સિદ્ધિ કરવા માટે હોય છે. અભાવનું તો કોઇ પ્રમેય જ નથી તો અભાવ પ્રમાણ કેવી રીતે બની શકે ? પ્રમેય હોય તો પ્રમાણ માનવું વાજબી છે, પણ એવું કોઇ પ્રમેય જ નથી કે જેને માટે અભાવને પ્રમાણ માનવું પડે માટે અભાવ પ્રમાણ નથી. (૭)

ઉક્ત આક્ષેપનો ઉત્તર આ સૂત્રમાં છે.

## लक्षितेष्वलक्षणलक्षितत्वादलक्षितानां तत्प्रमेयसिद्धेः ॥ ८ ॥

**પદાર્થ:**—(**लक्षितेषु**) લક્ષણુવાળા અને લક્ષણુ વગરના પદાર્થો સમીપમાં હોય ત્યારે લક્ષિત પદાર્થો લક્ષણુથી જણાય છે પણુ (**अलक्षितानाम्**) લક્ષણુ વગરના પદાર્થો તો (**अलक्षणलक्षितत्वात्**) લક્ષણુના અભાવથી જણાતા હોવાથી (**तत्प्रमेयसिद्धिः**) અભાવ પ્રમાણુના પ્રમેયની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—રંગિત કપડાં અને રંગ વગરનાં કપડાં એક ઠેકાણે પડયાં હોય તો તેમાંથી વેપારી પોતાના નોકરને કહે કે રંગ વગરનું કપડું લાવ, ત્યારે નોકર જે કપડામાં રંગનો અભાવ જુએ છે તે કપડું શેઠને લાવી આપે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે અભાવથી પણુ વસ્તુ ઓળખી શકાય છે. ઓળખવાનું અથવા જાણુવાનું જે સાધન તેજ પ્રમાણુ કહેવાય છે, માટે અભાવ પ્રમાણુ છે અને એના પ્રમેયો પણુ લાખોની સંખ્યામાં છે, માટે અભાવ પ્રમાણુનો નિષેધ કરી શકાય નહિ. (૮)

હવે બીજી રીતે અભાવ પ્રમાણુનું પૂર્વપક્ષ તરફથી ખંડન કરવામાં આવે છે.

## असत्यर्थे नाभाव इति चेन्नान्यलक्षणोपपत्तेः ॥९॥

**પદાર્થ:**—(**असति अर्थे**) પ્રતિયોગી ન હોય તો (**अभावः**) અભાવ (**न**) હોઇ શકે નહિ, (**इति चेत्**) જો એમ કહેવામાં આવે તો (**न**) એ કહેવું ઠીક નથી (**अन्यलक्षणोपपत्तेः**) એક ઠેકાણે પ્રતિયોગી હોય તો બીજે ઠેકાણે તેનો અભાવ હોઇ શકે છે.

**ભાવાર્થ:**—વસ્તુ હોય તોજ તેનો અભાવ માની શકાય, જો વસ્તુજ ક્યાંય પણુ પ્રસિદ્ધ ન હોય તો તેનો અભાવ પણુ માની શકાય નહિ.

આ શંકાનો ઉત્તર આ પ્રમાણે છે કે એક વસ્તુ **अ** સ્થળે છે તો **ब** સ્થળે તેજ વસ્તુનો અભાવ તેજ વખતે માનવામાં શી હરકત છે? એક ઠેકાણે પ્રતિયોગી વિદ્યમાન હોય તો બીજે ઠેકાણે

તે જ વખતે તેનો અભાવ હોય છે એ સૌ કોઈ જાણે છે. હિમાલય ભારતવર્ષની ઉત્તરમાં છે તો ભારતવર્ષની દક્ષિણમાં હિમાલય નથી એ શું સત્ય નથી ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે એક વસ્ત્રમાં જે લક્ષણ હોય છે તેનો અભાવ બીજા વસ્ત્રમાં માનવામાં કશો વાંધો નથી, માટે પૂર્વપક્ષની શંકા ખોટી છે. (૯)

હવે અભાવ સ્વરૂપથી હીન હોવાથી તેમાં વ્યાવર્તકત્વ ઘટી શકતું નથી એવી પૂર્વપક્ષ તરફથી શંકા આ સૂત્રમાં કરે છે.

## तत्सिद्धेरलक्षितेष्वहेतुः ॥ १० ॥

**પદાર્થ:**—(**तत्सिद्धेः**) લક્ષણવાળા વસ્ત્રમાં લક્ષણ ઘટી શકતું હોવાથી (**अलक्षितेषु**) લક્ષણના અભાવવાળામાં (**अहेतुः**) લક્ષણનો હેતુ આવી શકતો નથી.

**ભાવાર્થ:**—લક્ષણ જો ભાવરૂપ હોય તો તેમાં અન્યનો વ્યવચ્છેદ કરનાર ધર્મ સંભવી શકે પણ અભાવ તો સ્વરૂપ-હીન હોવાથી તેમાં અન્યનો વ્યવચ્છેદ કરનાર ધર્મ સંભવી શકતો નથી માટે અભાવ પ્રમાણ બની શકતું નથી. (૧૦)

એ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## न लक्षणावस्थितापेक्षसिद्धेः ॥ ११ ॥

**પદાર્થ:**—(**न**) નહીં (**लक्षणावस्थितापेक्षसिद्धेः**) જે લક્ષણ અન્યત્ર અવસ્થિત છે તેની અપેક્ષાએ અભાવનું સ્વરૂપ જણાય છે.

**ભાવાર્થ:**—અભાવની ઓળખાણ એના પ્રતિયોગીને લઈને જ થાય છે. તેથી અભાવમાં અન્યવ્યવચ્છેદક ધર્મ માનવાની જરૂર નથી, અને તેથીજ નોકર લક્ષણના અથવા રંગના અભાવવાળા વસ્ત્રને ઓળખી પોતાના શેઠને તે વસ્ત્ર લાવી આપે છે. એથી અભાવ પ્રમાણ માનવું જોઈએ. (૧૧)

હવે અભાવના સંબંધમાં બીજી જાતની શંકા કરે છે. સફેદ વસ્ત્રમાં કંઈ રંગ આદિ લક્ષણ હતું જ નહિ તો ત્યાં તેનો અભાવ કેમ માની શકાય? એક ઠેકાણે એક વસ્તુ ઉત્પન્ન થઈ હોય અને પછી નષ્ટ થઈ હોય તો જ ત્યાં તેનો અભાવ માની શકાય. એક વરસે અમુક આંબાને ખુબ કેરીઓ આવી હોય અને તેની પછીના વરસે તેજ આંબાને કેરીઓ ન આવી હોય તો જ ત્યાં કેરીઓનો અભાવ માની શકાય; પણ જ્યાં કેરી કદિ થઈ જ નથી ત્યાં તેનો અભાવ કેમ માની શકાય?

આ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## प्रागुत्पत्तेरभावोपपत्तेश्च ॥ १२ ॥

**પદાર્થ:—**(**च**) અને (**उत्पत्तेः प्राक्**) વસ્તુ ભવિષ્યમાં થવાની હોય ત્યાં પણ (**अभावोपपत्तेः**) ભવિષ્યમાં થનારી વસ્તુનો અત્યારે અભાવ માની શકાય છે.

**ભાવાર્થ:—**અભાવ *બે જાતના હોય છે. એક 'પ્રાગભાવ' અને બીજો 'પ્રધ્વંસાભાવ'. જ્યાં વસ્તુની ભવિષ્યમાં ઉત્પતિ થવાની હોય ત્યાં 'પ્રાગભાવ' માની શકાય છે અને જ્યાં વસ્તુ ઉત્પન્ન થઈ નાશ પામી હોય ત્યાં તે વસ્તુનો પ્રધ્વંસાભાવ માની શકાય છે,

---

* प्रकृतापेक्षं, प्रकृतं प्रध्वंसमात्रवादिनं प्रति प्रागभावप्रतिपादनं परमार्थतस्तु प्रथम मभावे द्वैं तादात्म्याभावः संसर्गाभावश्चेति संसर्गाभावोऽपि प्राक्प्रध्वंसात्यन्ताभावभेदेन त्रिविध इति चतस्रो विधा अभावस्येति ॥ तात्पर्यटीका ॥

અર્થ:—પ્રકરણને અનુસરી અભાવ બે પ્રકારનો જણાવ્યો છે. કેવળ પ્રધ્વંસાભાવને માનનારને પ્રાગભાવની સમજ પાડી છે, બાકી ખરી રીતે તો પ્રથમ તાદાત્મ્યાભાવ અને સંસર્ગાભાવ એમ બે પ્રકારનો અભાવ હોય છે અને સંસર્ગાભાવ પ્રાગભાવ પ્રધ્વંસાભાવ અને અત્યંતાભાવ એમ ત્રણ પ્રકારનો છે એટલે અભાવ એકંદરે ચાર પ્રકારનો થાય છે.

માટે અલક્ષિત વસ્ત્રમાં લક્ષણુનો પ્રાગભાવ માનવામાં કશો વાંધો નથી. (૧૨)

એ પ્રમાણે પ્રમાણોની સંખ્યા ચાર જ છે એ પ્રકરણની અહીં સમાપ્તિ થાય છે.

હવે શબ્દ નિત્ય માનવો કે અનિત્ય? એ પ્રકરણ શરૂ કરે છે.

## विमर्शहेत्वनुयोगे च विप्रतिपत्तेः संशयः ॥१३॥

**પદાર્થ:**—(**च**) અને (**विमर्शहेत्वनुयोगे**) શબ્દના નિત્યત્વવિષયક સંદેહ થવાના કારણ સંબંધે જો પૂછવામાં આવે તો (**विप्रतिपत्तेः**) વિપ્રતિપત્તિ હોવાથી (**संशयः**) સંશય થાય છે.

**ભાવાર્થ:**—શબ્દના સંબંધમાં અનેકવાદીઓના જુદાજુદા મત છે. (૧) એક મત એવો છે કે શબ્દ એ આકાશનો ગુણ છે, પણ તે નિત્ય અને વ્યાપક છે, અને તેનો આવિર્ભાવ તિરોભાવ થયા કરે છે. (૨) બીજો મત એવો છે કે જેમ ગંધ આદિ ગુણો પૃથ્વી આદિમાં છે તેમ શબ્દ પણ તેમાં છે અને શબ્દનાં ઉત્પત્તિ અથવા વિનાશ થતાં નથી. તેના આવિર્ભાવ તિરોભાવ છે. (૨) ત્રીજો મત એવો છે કે શબ્દ એ આકાશનો ગુણ છે અને બુદ્ધિની માફક તેનાં ઉત્પત્તિ અને વિનાશ થતાં રહે છે. (૪) ચોથો મત એવો છે કે પાંચ મહાભૂતોમાં સંક્ષોભ થવાથી શબ્દ પેદા થાય છે. આઘાત અને પ્રત્યાઘાતનું નામ સંક્ષોભ છે. શબ્દ સ્વતંત્ર છે અર્થાત્ એને કોઇનો આધાર નથી અને એનાં ઉત્પત્તિ અને વિનાશ થતાં રહે છે.

આમ શબ્દના વિષયમાં જુદાજુદા વાદીઓના મત સાંભળવાથી શબ્દના સંબંધમાં સંદેહ થાય છે કે એ બધા મતોમાં ખરૂં શું છે? માટે શાસ્ત્રકાર તેના નિત્યત્વ અને અનિત્યત્વના સંબંધમાં તથા તેને લગતી બીજી બાબતમાં વિચાર ચલાવે છે. (જે લોકો વેદને માત્ર શબ્દરાશિ માને છે તેઓનો આશય એવો છે કે જો શબ્દ નિત્ય ઠરે તો શબ્દનો સમૂહસ્વરૂપ વેદ પણ નિત્ય ઠરે અને પ્રમાણ પણ ઠરે.) (૧૩)

શબ્દ અનિત્ય છે એ ન્યાયશાસ્ત્રનો સિદ્ધાંત છે માટે સૂત્રકાર શબ્દ અનિત્ય હોવાના આ સૂત્રમાં હેતુઓ આપે છે.

## आदिमत्वादैन्द्रियकत्वात् कृतकवदुपचाराराच्च ॥१४॥

**પદાર્થ:**—( **आदिमत्वात्** ) શબ્દમાં કારણવત્વ હોવાથી ( **ऐन्द्रियकत्वात्** ) શબ્દ ઇન્દ્રિયની પ્રત્યાસત્તિથી ગ્રાહ્ય થવાથી (**च**) અને ( **कृतकवत्** ) કાર્યની પેઠે તેમાં ( **उपचारात्** ) વ્યવહાર થવાથી.

**ભાવાર્થ:**—આદિ એટલે કારણ. શબ્દ કારણથી ઉત્પન્ન થાય છે. જે જે કારણથી ઉત્પન્ન થાય છે તે તે બધું અનિત્ય હોય છે. સંયોગ અને વિભાગથી શબ્દ ઉત્પન્ન થાય છે. શબ્દનું સમવાયિ કારણ=ઉપાદાન કારણ આકાશ છે અને નિમિત્ત કારણ સંયોગ અને વિભાગ છે, માટે શબ્દ અનિત્ય છે.

બીજો હેતુ:—શબ્દ શ્રોત્ર ઇંદ્રિયમાં ઉત્પન્ન થાય છે ત્યારે જ તે સાંભળી શકાય છે. જે દેશમાં શબ્દ સંયોગથી ઉત્પન્ન થયો હોય છે ત્યાંથી શબ્દનાં મોજાં સર્વ દિશાઓમાં ફેલાઈ જાય છે અને મોજાં મારફતે શબ્દો ઉત્પન્ન થતાં થતાં જે શબ્દ કર્ણ-પ્રદેશમાં ઉત્પન્ન થાય છે તેજ સાંભળી શકાય છે.

કેટલાક કહે છે કે સંયોગ અને વિભાગથી આકાશમાં વિદ્યમાન શબ્દ ઉપરથી આવરણ દૂર થાય છે એટલે શબ્દ સાંભળી શકાય છે. નૈયાયિકો કહે છે કે, એ માનવું બરાબર નથી કારણ કે, શબ્દ તો અમુક કોઈ એક સ્થાનમાં થયેલો હોય છે, અર્થાત્ જે સ્થાનમાં સંયોગ અથવા વિભાગ થયો હોય છે ત્યાં જ શબ્દ થાય છે અને તે દૂર દૂર સંભળાય છે. જો સંયોગથી કે વિભાગથી શબ્દ ઉપરનું આવરણ ખસી જવાથી તે સંભળાતો હોય તો જે ઠેકાણે આવરણ ખસ્યું હોય ત્યાં જ સંભળવો જોઇએ. અને જ્યાં આવરણ ખસેડવાનું નિમિત્ત થયું હોય ત્યાં જ આવરણ ખસે છે એવો નિયમ છે. જ્યાં પ્રકાશ હોય ત્યાં જ અંધકાર રૂપ આવરણ ખસે છે અને વિદ્યમાન વસ્તુ ત્યાં જ દૃષ્ટિગોચર થાય છે. પણ શબ્દ તો જ્યાં

સંયોગ અથવા વિયોગ થયો હોય ત્યાંથી ઘણે દૂર પણ સાંભળી શકાય છે તેનું શું કારણ? જો શબ્દ એક અને સર્વત્ર માનવામાં આવે તો એક ઠેકાણેથી આવરણ દૂર થયું એટલે શબ્દ નિરાવરણ થઈ ગયો, એટલે આખી દુનીયામાં તે શબ્દ એક સરખો જ સંભળાવો જોઇએ. એક ઠેકાણે (જ્યાં સંયોગ હોય ત્યાં) શબ્દ તીવ્ર સંભળાય છે અને દૂર મંદ સંભળાય છે તે પણ થવું ન જોઇએ. વળી બીજું કારણ એ છે કે પાછું આવરણ ન પડવાથી એ શબ્દ સદૈવ સંભળાતોજ રહેવો જોઈએ અને બીજા શબ્દો સંભળાવા ન જોઇએ. પણ એમ થતું નથી માટે શબ્દની ઉત્પત્તિ માનવી જ જોઇએ. વીચી તરંગ ન્યાયથી શબ્દની ઉત્પત્તિ માનવી જોઇએ, તોજ તે સાંભળી શકાય. ઉત્પન્ન થતા શબ્દોની પરંપરામાંથી જે શબ્દ શ્રવણ-ઇન્દ્રિયમાં ઉત્પન્ન થાય છે તેનું જ ગ્રહણ થતું હોવાથી શબ્દ અનિત્ય છે એ સિદ્ધ થાય છે.

ત્રીજો હેતુઃ—**कृतकवत् उपचारात्** એટલે ઉત્પન્ન થયેલા પદાર્થોમાં જેવો વ્યવહાર થાય છે તેવો વ્યવહાર શબ્દમાં પણ થાય છે. જેમકેઃ-શબ્દ ઉત્પન્ન થયો. શબ્દનો નાશ થયો. નિત્ય પદાર્થમાં ઉત્પત્તિનો અને નાશનો વ્યવહાર થતો નથી, માટે શબ્દ અનિત્ય છે. (૧૪)

શબ્દ નિત્ય હોવામાં સૂત્ર ૧૪ માં આદિમત્ત્વ, ઐન્દ્રિયકત્વ અને કૃતકવદુપચાર આ ત્રણ હેતુઓ આપ્યા છે. પૂર્વપક્ષવાદી એનો અર્થ બરાબર સમજ્યા વગર શંકા કરે છે.

## न घटाभावसामान्यनित्यत्वात् नित्येष्वप्यनित्यवदुपचाराच्च ॥ १५ ॥

**પદાર્થઃ—(घटाभावसामान्यनित्यत्वात्)** ઘટધ્વંસ આદિમાન્ હોવા છતાં નિત્ય કહેવાય છે. સામાન્ય ઐન્દ્રિયક હોવા છતાં નિત્ય છે.

(**च**) અને (**नित्येषु**) નિત્ય પદાર્થોમાં (**अपि**) પણ (**अनित्यवत्**) અનિત્ય જેવો (**उपचारात्**) વ્યવહાર થાય છે.

**ભાવાર્થ:**—જે આદિમાન્ હોય તે અનિત્ય છે એમ જે સૂત્ર ૧૪ માં કહેવામાં આવ્યું છે તે ઠીક નથી. ઘટ ફુટી જવાથી ઘટનો અભાવ થાય છે એ અભાવ આદિવાળો હોય છે, અને તેનો હવે કદિપણ નાશ થશે નહીં, માટે આદિમાન્ પદાર્થ નિત્ય ન જ હોય એવો કોઈ નિયમ નથી. માટે શબ્દ આદિમાન્ હોવા છતાં નિત્ય હોઈ શકે છે. આ કારણથી આદિમત્વ હેતુ નથી પણ હેત્વાભાસ છે.

શબ્દ અનિત્ય હોવામાં બીજો હેતુ ઐન્દ્રિયકત્વ આપ્યો છે. ઐન્દ્રિયકત્વ એટલે ઈંદ્રિયગ્રાહ્ય. જે ઈંદ્રિયગ્રાહ્ય હોય છે તે અનિત્ય હોય છે. શબ્દ ઈંદ્રિયગ્રાહ્ય છે માટે શબ્દ પણ અનિત્ય છે. આ હેતુ પણ વ્યભિચારી હેત્વાભાસ છે. કારણ કે, ઘટત્વ આદિ સામાન્ય પણ ઈંદ્રિયગ્રાહ્ય છે છતાં ઘટત્વાદિ સામાન્ય નિત્ય છે. માટે 'જે ઈંદ્રિયગ્રાહ્ય હોય તે અનિત્ય છે.' એ નિયમ ખોટો ઠરે છે.

અનિત્ય હોવામાં ત્રીજો હેતુ આપ્યો છે કૃતક વદુપચાર. એ પણ વ્યભિચારી હેત્વાભાસ છે, કારણ કે અનિત્ય પદાર્થમાં જેવો વ્યવહાર થાય છે તેવો વ્યવહાર નિત્ય પદાર્થમાં પણ થાય છે. જેમકે 'વૃક્ષનો પ્રદેશ.' અહીં વૃક્ષ અનિત્ય પદાર્થ છે અને તેમાં પ્રદેશનો વ્યવહાર થાય છે, તેમ આકાશ એ નિત્ય પદાર્થ છે છતાં તેમાં પણ 'આકાશનો પ્રદેશ' એવો વ્યવહાર થાય છે. આત્મા પણ નિત્ય પદાર્થ છે છતાં તેમાં પણ 'આત્માનો પ્રદેશ' એવો વ્યવહાર થાય છે, માટે અનિત્ય પદાર્થમાં જેવો વ્યવહાર થાય છે તેવો વ્યવહાર શબ્દમાં થવાથી શબ્દ કંઇ અનિત્ય સિદ્ધ થતો નથી. માટે સૂત્ર ૧૪ માં આપેલા ત્રણે હેતુઓ ખોટા છે, આવી પૂર્વપક્ષવાદીની શંકા છે. (૧૫)

હવે સૂત્રકાર એ શંકાનું સમાધાન કરે છે.

## तत्वभाक्तयोर्नानात्वविभागादव्यभिचारः ॥ १६ ॥

**પદાર્થ:**—( **तत्वभाक्तयोः** ) મુખ્ય અને ગૌણનો ( **नानात्वविभागात्** ) ભેદ હોવાથી ( **अव्यभिचारः** ) વ્યભિચારરૂપી દોષ નથી.

**ભાવાર્થ:**—મુખ્ય નિત્ય એને કહેવામાં આવે છે કે જે ભાવરૂપ પદાર્થ હોય અને જેનાં ઉત્પત્તિ અને વિનાશ ન થતાં હોય તેજ ખરી રીતે નિત્ય કહેવાય છે. ધ્વંસરૂપ અભાવમાં તો ઉત્પત્તિ છે અને તે અભાવસ્વરૂપ છે તેથી તેમાં નિત્યતા ગૌણ કહેવાય છે. શબ્દ ભાવરૂપ છે અને તેના ઉત્પાદ અને વિનાશ થાય છે માટે તે તો અનિત્યજ છે.

બીજા હેતુમાં જે વ્યભિચાર બતાવ્યો છે તે પણ યોગ્ય નથી, કારણ કે ઇંદ્રિયગ્રાહ્યનો અર્થ ઇંદ્રિયપ્રત્યાસત્તિગ્રાહ્ય એવો કરવાનો છે. અર્થાત્ શબ્દ જ્યાં ઉત્પન્ન થયો હોય ત્યાંથી શબ્દનો સંતાન સર્વ દિશામાં શરૂ થાય છે અને ઉત્પન્ન થતાં થતાં જે શબ્દ શ્રોત્ર-પ્રદેશમાં ઉત્પન્ન થાય છે તેજ ઐન્દ્રિયક છે અર્થાત્ ઇંદ્રિયગ્રાહ્ય છે, માટેજ અનિત્ય છે. ઘટત્વાદિ સામાન્યની ઉત્પત્તિ દ્વારા પ્રત્યાસત્તિ થતી નથી, માટે તેમાં કોઈપણ જાતનો વ્યભિચાર દોષ નથી. (૧૬)

હવે ઐન્દ્રિયકત્વ હેતુને સૂત્રકાર સ્પષ્ટ કરે છે.

## संतानानुमानविशेषणात् ॥ १७ ॥

**પદાર્થ:**—( **सन्तानानुमानविशेषणात्** ) સંતાનના અનુમાનનું વિશેષણ હોવાથી.

**ભાવાર્થ:**—કેવળ ઇંદ્રિય-ગ્રાહ્ય હોવાથી શબ્દ અનિત્ય નથી પણ સંતાન એટલે શબ્દોની પરંપરા ઉત્પન્ન થવાને લીધે તે ઇંદ્રિય-ગ્રાહ્ય બને છે. શબ્દ એ ગુણ છે અને ગુણમાં ગતિ સંભવી શકે નહિ, માટે સંયોગ કે વિભાગના કારણે આકાશના જે પ્રદેશમાં શબ્દ ઉત્પન્ન થાય છે ત્યાંથી સજાતીય શબ્દોની પરંપરા ઉત્પન્ન થાય

છે અને તેથી શબ્દ સાંભળી શકાય છે, આ કારણથી શબ્દ અનિત્ય છે. (૧૭)

હવે નિત્યમાં પણ અનિત્ય જેવો વ્યવહાર થાય છે એ શંકાનું સમાધાન કરે છે.

**कारणशब्दस्य प्रदेशशब्देनाभिधानात् नित्येष्वप्यव्यभिचारः ॥ १८ ॥**

**પદાર્થઃ**—(**कारणद्रव्यस्य**) જે દ્રવ્ય કારણવાળું હોય તેમાં જ (**प्रदेशशब्देन**) પ્રદેશ શબ્દનું (**अभिधानात्**) કથન થવાથી (**नित्येषु**) નિત્યમાં (**अपि**) પણ (**अव्यभिचारः**) વ્યભિચાર દોષ નથી.

**ભાવાર્થઃ**—જે દ્રવ્ય કાર્યના સ્વરૂપમાં હોય તેમાં જ પ્રદેશ શબ્દનો ખરો વાચ્યાર્થ હોય છે, કારણ કે પ્રદેશ શબ્દનું વાચ્ય કારણ દ્રવ્ય જ હોય છે. આકાશ અને આત્માનું કોઇ કારણ દ્રવ્ય હોતું નથી, માટે તેમાં પ્રદેશ શબ્દનો મુખ્ય અર્થ હોતો નથી. વૃક્ષનાં કારણ શાખા અને સ્કંધ આદિ તેના અવયવો હોય છે તેથી તેમાં પ્રદેશ શબ્દનો મુખ્ય અર્થ છે.

આત્મા અને આકાશમાં ગૌણવૃત્તિથી પ્રદેશનો વ્યવહાર થવાનું કારણ આ પ્રમાણે છે. કપિનો સંયોગ વૃક્ષના અમુક પ્રદેશમાં હોય છે, કારણ કે એ સંયોગ સમગ્ર વૃક્ષને વ્યાપીને રહેતો નથી, તેથી સંયોગ અવ્યાપ્યવૃત્તિ કહેવાય છે. તેજ પ્રમાણે શબ્દ આકાશને વ્યાપીને રહેતો નથી, અને બુદ્ધિ, ઇચ્છા, સુખ અને દુઃખ પણ આત્માને વ્યાપીને રહી શકતાં નથી. વ્યાપીને ન રહેવું એજ વૃક્ષમાં અને આકાશાદિમાં સમાન છે અને એ સામાન્યને લીધે આકાશાદિમાં પ્રદેશનો વ્યવહાર ગૌણવૃત્તિથી થાય છે, માટે નિત્યમાં અનિત્યવત્ જે ઉપચાર થાય છે તેથી વ્યભિચાર દોષ આવતો નથી, આ કારણને લીધે શબ્દ અનિત્ય હોવામાં સૂત્ર ૧૪ માં જે ત્રણ હેતુઓ આપ્યા છે તે નિર્દોષ છે. (૧૮)

હવે શબ્દ નિત્ય છે અને તેની ઉપર આવરણ છે. આવરણ જ્યારે સંયોગાદિથી દૂર કરવામાં આવે છે ત્યારે શબ્દ અભિવ્યક્ત થાય છે અને સંભળાય છે, એવું જેનું માનવું છે તેના મતનું ખંડન કરે છે.

## प्रागुच्चारणादनुपलब्धेरावरणाद्यनुपलब्धेश्च ॥ १९ ॥

**પદાર્થ:**—( **उच्चारणात् प्राक्** ) ઉચ્ચારણ કર્યા પહેલાં (**अनुपलब्धेः**) શબ્દ સંભળાતો ન હોવાથી (**च**) અને (**आवरणाद्यनुपलब्धेः**) આવરણ આદિ પણ જણાતું ન હોવાથી.

**ભાવાર્થ:**—શબ્દ જો નિત્ય હોય તો ઉચ્ચારણ કર્યા પહેલાં પણ સંભળાવો જોઇએ, પણ તે સંભળાતો નથી, માટે ઉચ્ચારણ કર્યા પહેલાં શબ્દનો અભાવ માનવો જોઇએ.

શબ્દ ઉપર આવરણ છે એવું કોઇપણ પ્રમાણથી સાબિત થતું ન હોવાથી આવરણનો પણ અભાવ માનવો જોઇએ. ઉચ્ચારણ કરનારના પ્રયત્નથી શરીરની અંદરનો વાયુ પ્રેરિત થઇ કંઠ તાલુ આદિ સ્થાનો સાથે અથડાય છે ત્યારે વર્ણોની જે ઉત્પત્તિ થાય છે, એનું નામ છે ઉચ્ચારણ. ઉચ્ચારણ પહેલાં શબ્દ વિદ્યમાન નથી તેથી તેનો કોઇ પણ વ્યંજક નથી. વાયુ આદિના સંયોગ તો ઉત્પાદક છે. વળી કોઇ એવું કહે છે કે, 'આવરણ છે પણ અતીન્દ્રિય છે તેથી તે પ્રમાણોથી જાણી શકાતું નથી.' એવી માન્યતા પણ ખોટી છે. (૧૯)

હવે પૂર્વપક્ષવાદી વગર સમજ્યે જ આક્ષેપ કરે છે અથવા પોતાનો કક્કો ખરો કરવા માટે સત્ય વસ્તુ ઉપર જાણી જોઇને ધૂલિપ્રક્ષેપ કરવા જેવું કરે છે.

## तदनुपलब्धे रनुपलम्भादावरणोपपत्तिः ॥ २० ॥

**પદાર્થ:**—( **तदनुपलब्धेः** ) આવરણની અનુપલબ્ધિનો ( **अनुपलम्भात्** ) ઉપલંભ ન થવાથી ( **आवरणोपपत्तिः** ) આવરણની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—આવરણની અનુપલબ્ધિનો અનુપલંભ એટલે પ્રાપ્તિ ન થવાથી આવરણ છે એમ સિદ્ધ થાય છે. આવરણના અભાવનો અભાવ આવરણ રૂપ જ છે એવું પૂર્વપક્ષનું માનવું છે. (૨૦)

બીજો આક્ષેપ કરે છે.

## अनुपलम्भादप्यनुपलब्धिसद्भाववन्नावरणानुपपत्तिरनुपलम्भात् ॥ २१ ॥

**પદાર્થ:**—(**अनुपलम्भात्**) ઉપલંભ ન થવાથી (**अनुपलब्धिसद्भाववत्**) જેમ અનુપલબ્ધિ માની છે તેમ (**अनुपलम्भात्**) ઉપલંભ ન થવાથી (**आवरणानुपपत्तिः**) આવરણની પણ અનુપપત્તિ (**न**) ન માનવી જોઇએ.

**ભાવાર્થ:**—ઉપલંભ ન થવાથી જેમ તમે અનુપલબ્ધિ માની લીધી છે તેમ ઉપલંભ ન થવાથી આવરણની પણ અનુપપત્તિ (અસિદ્ધિ) ન માનવી જોઇએ. આ પ્રમાણે જો આવરણની અનુપપત્તિ ન માનવામાં આવે તો આવરણની સિદ્ધિ આપોઆપ થઈ જાય, એવો પૂર્વપક્ષવાદીનો આશય છે. (૨૧)

એ બંને આક્ષેપોનો ઉત્તર.

## अनुपलम्भात्मकत्वादनुपलब्धेरहेतुः ॥ २२ ॥

**પદાર્થ:**—(**अनुपलब्धेः**) અનુપલબ્ધિ (**अनुपलम्भात्मकत्वात्**) અનુપલંભ સ્વરૂપ હોવાથી (**अहेतुः**) આવરણની સિદ્ધિને માટે આપેલો હેતુ અહેતુ છે.

**ભાવાર્થ:**—અનુપલબ્ધિ તો અભાવ રૂપ હોવાથી તેનું અભાવ વિષયવાળું જ જ્ઞાન થાય છે પણ તમે જે આવરણ માનો છો તે તો ભાવ સ્વરૂપ હોવાથી તેનું જ્ઞાન ભાવસ્વરૂપે જ થવું જોઇએ અને ભાવસ્વરૂપ

આવરણની ઉપલબ્ધિ થતી નથી માટે શબ્દ ઉપર કોઈ પણ જાતનું આવરણ નથી એમ સિદ્ધ થાય છે. આવરણ ન હોવાથી શબ્દ વ્યંગ્ય નથી પણ ઉત્પાદ્ય છે અર્થાત્ શબ્દની ઉત્પત્તિ જ થાય છે. (૨૨)

હવે પૂર્વપક્ષ તરફથી કરવામાં આવતા શબ્દ નિત્ય હોવાના હેતુઓ બતાવી તેનું ખંડન કરે છે.

## अस्पर्शत्वात् ॥ २३ ॥

**પદાર્થ:**—(**अस्पर्शत्वात्**) શબ્દમાં સ્પર્શ ન હોવાથી તે નિત્ય છે.

**ભાવાર્થ:**—પૂર્વપક્ષ તરફથી કહેવામાં આવે છે કે, 'શબ્દ નિત્ય છે કારણ કે તેમાં સ્પર્શ નથી.' અહીં શબ્દને પક્ષ તરીકે બતાવી તેમાં નિત્યત્વ સાધ્ય કર્યું છે અને અસ્પર્શ હેતુ આપ્યો છે. જે જે સ્પર્શ વગરનું હોય તે તે બધું નિત્ય છે એમ પૂર્વપક્ષવાદી સમજે છે. (૨૩)

હવે સિદ્ધાંત પક્ષ તરફથી એ હેતુમાં વ્યભિચાર એટલે ભૂલ બતાવવામાં આવે છે.

## न कर्मानित्यत्वात् ॥ २४ ॥

**પદાર્થ:**—(**न**) શબ્દમાં નિત્યત્વ નથી (**कर्मानित्यत्वात्**) કારણ કે અસ્પર્શત્વ હેતુ અનિત્ય કર્મમાં પણ જોવામાં આવે છે.

**ભાવાર્થ:**—જો અસ્પર્શત્વ હેતુથી કોઈ પણ પદાર્થ નિત્ય ઠરતો હોય તો કર્મ=ક્રિયા પણ નિત્ય હોવું જોઈએ, કારણ કે કર્મમાં સ્પર્શ નથી. કર્મ તો પૂર્વપક્ષવાદીના મતમાં અનિત્ય જ છે, અનિત્ય પદાર્થમાં પણ સ્પર્શનો અભાવ હોવાથી અસ્પર્શત્વ હેતુ નિત્ય અને અનિત્ય બંનેમાં રહેવાથી વ્યભિચારી છે અર્થાત્ એ હેતુ

ખોટો છે, માટે જે જે સ્પર્શ વગરનું હોય તે તે નિત્ય હોય છે એવી વ્યાપ્તિ બાંધી શકાતી નથી. વ્યાપ્તિ વગરનો હેતુ હેત્વાભાસ કહેવાય છે. (૨૪)

બીજો દોષ બતાવે છે.

**नाणुनित्यत्वात् ॥ २५ ॥**

**પદાર્થઃ**—(न) નહીં (अणुनित्यत्वात्) પરમાણુ નિત્ય હોવાથી.

**ભાવાર્થઃ**—અસ્પર્શત્વ હેતુ નિત્ય પદાર્થમાં પણ નિયમથી રહેતો નથી, અર્થાત્ જે જે નિત્ય હોય છે તેમાં સ્પર્શનો અભાવ હોય છે, એવો કોઈ નિયમ જણાતો નથી. જુઓ, પરમાણુઓ નિત્ય છે છતાં તેમાં અસ્પર્શત્વ હેતુ નથી. અર્થાત્ બધાં પરમાણુઓમાં સ્પર્શ હોય છે. આ ઉપરથી સમજી શકાય છે કે અસ્પર્શત્વમાં નિત્યત્વની તેમ અનિત્યત્વની વ્યાપ્તિ નથી, માટે શબ્દમાં નિત્યત્વ રૂપ સાધ્યને સિદ્ધ કરવા આપવામાં આવેલો હેતુ અનૈકાંતિક હેત્વાભાસ છે. (૨૫)

હવે શબ્દ નિત્ય હોવામાં એક બીજી જાતનો હેતુ આપે છે.

**सम्प्रदानात् ॥ २६ ॥**

**પદાર્થઃ**—(संप्रदानात्) શબ્દનું દાન થતું હોવાથી.

**ભાવાર્થઃ**—ગુરુ શિષ્યને વિદ્યાનું દાન આપે છે. જેમકેઃ—

**विद्या ब्राह्मणमेत्याह शेवधिष्टेऽस्मि रक्ष माम्।**
**असूयकाय मां मा दा तथा स्यां वीर्यवत्तमा ॥**

मनु २-११४

વિદ્યાએ બ્રાહ્મણ પાસે આવીને કહ્યું કે હું તારો ભંડાર છું, જે વિદ્યાર્થી અદેખો હોય તેને મારૂં દાન કરીશ નહિ, એમ કરવાથી હું બલવતી બનીશ.

**योगं च तं योग्यतमाय तस्मै तपःप्रभावाद् विततार सद्यः ॥**
**येनास्य तत्वेषु कृतेऽवभासे समुन्मिमीलेव चिराय चक्षुः ॥**

ભારવિ. ૩-૨૬

અત્યંત યોગ્યતાને પામેલા અર્જુનને મહર્ષિ વ્યાસે યોગવિદ્યા **આપી,** જેથી તેના હૃદયમાં તત્વને પ્રકાશ થયો અને જ્ઞાનનેત્ર ખુલી ગયાં હોય તેમ અર્જુનને થયું.

હવે એ તો સ્પષ્ટ જ છે કે જો વસ્તુ વિદ્યમાન ન હોય તો શિષ્યને વિદ્યાનું દાન કેવી રીતે થઇ શકે? માટે શબ્દને નિત્ય માનવો જોઇએ. (૨૬)

સિદ્ધાંત પક્ષનો ઉત્તર.

## तदन्तरालानुपलब्धेः ॥ २७ ॥

**પદાર્થઃ—(तदन्तरालानुपलब्धेः) तयोः अन्तरालम्, तदन्तरालम्। तदन्तराले अनुपलब्धिः सा तदन्तरालानुप्रलब्धिः तस्याः तदन्तरालानुपलब्धेः॥** દાન આપનાર અને દાન લેનાર વચ્ચે આપવા યોગ્ય શબ્દની ઉપલબ્ધિ થતી નથી.

**ભાવાર્થઃ—**જે વસ્તુનું દાન કરવામાં આવે છે, તે દાતા અને પ્રતિગહીતાની વચ્ચે વિદ્યમાન હોય છે અને તે સૌ કોઈ જાણી શકે છે. જેમકે ગાય એ દાતવ્ય વસ્તુ છે, તો તે દાન દેનાર અને દાન લેનારની વચ્ચે વિદ્યમાન છે તેમ શબ્દ દાતા અને પ્રતિગ્રહીતાની વચ્ચે વિદ્યમાન જણાતો નથી માટે શબ્દનું દાન થઈ શકતું નથી અને અવિદ્યમાન હોવાથી શબ્દ અનિત્ય જ માનવો જોઇએ. (૨૭)

ફરીથી પૂર્વપક્ષ તરફથી શબ્દ નિત્ય હોવામાં યુક્તિ આપે છે.

## अध्यापनादप्रतिषेधः ॥ २८ ॥

**પદાર્થઃ—(अध्यापनात्)** અધ્યાપન થતું હોવાથી **(अप्रतिषेधः)** પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થઃ—**જો શબ્દ અનિત્ય હોય તો તેનું અધ્યાપન થઈ શકે નહિ. ગુરુ શિષ્યને વિદ્યા શિખવાડે તેનું નામ અધ્યાપન છે. હવે જો ગુરુ પાસે શબ્દ વિદ્યમાન ન હોય તો ગુરુ કેવી રીતે ભણાવી શકે? માટે શબ્દની વિદ્યમાનતા માનવી જ જોઇએ. (૨૮)

ઉક્ત બાબતમાં સિદ્ધાંતીનું કથન.

## उभयोः पक्षयोरन्यतरस्याध्यापनादप्रतिषेधः ॥ २९ ॥

**પદાર્થઃ—(उभयोः)** બંને **(पक्षयोः)** પક્ષોમાંથી **(अन्यतरस्य)** દરેકને **(अध्यापनात्)** અધ્યાપન માનવું પડતું હોવાથી **(अप्रतिषेधः)** પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થઃ—**શબ્દને નિત્ય માનનારને અધ્યાપન માનવું પડે છે અને શબ્દને અનિત્ય તરીકે માનનારને પણ અધ્યાપન માનવું પડે છે. ત્યારે અધ્યાપન એ શી વસ્તુ છે? શું વિદ્યમાન શબ્દ ગુરુ શિષ્યને આપે એ અધ્યાપન કે ગુરુએ ઉચ્ચારેલા શબ્દને સાંભળી તેવો જ શબ્દ શિષ્યે બોલવો એ અધ્યાપન? જેમ ગુરુ નૃત્ય ક્રિયાનો ઉપદેશ આપે છે અને શિષ્ય નૃત્ય ક્રિયા કરે છે. અહીં નૃત્ય ક્રિયાના અધ્યાપનમાં નૃત્ય ક્રિયાને કંઈ નિત્ય માનવી પડતી નથી તેમ શબ્દને અનિત્ય માનવા છતાં અધ્યાપન તો થઈ શકે છે, તો પછી શબ્દને નિત્ય શા માટે માનવો? આ પ્રમાણે સંદેહ થતો હોવાથી અધ્યાપન એ હેતુ શબ્દના નિત્યત્વને સિદ્ધ કરવા અસમર્થ બને છે. અર્થાત્ અધ્યાપન એ હેતુ નથી પણ હેત્વાભાસ છે. (૨૯)

પૂર્વપક્ષ તરફથી શબ્દ સ્થિર હોવાની એક બીજી યુક્તિ.

## अभ्यासात् ॥ ३० ॥

**પદાર્થ:**—(**अभ्यासात्**) અભ્યાસ થતો હોવાથી શબ્દ સ્થિર છે.

**ભાવાર્થ:**—જે વસ્તુનો અભ્યાસ થાય છે તે વસ્તુ સ્થિર જોવામાં આવે છે. જેમકે:–'પાંચ વાર જુએ છે' અહીં રૂપ સ્થિર છે તોજ તેને પાંચ વખત જોઈ શકાય છે. તેજ પ્રમાણે શબ્દના સંબંધમાં પણ અભ્યાસ જોવામાં આવે છે. જેમકે:–'દસ વખત અનુવાકનો પાઠ કર્યો.' 'સો વખત ગાયત્રી મંત્રનો પાઠ કરવામાં આવ્યો.' અહીં જો શબ્દાત્મક અનુવાક અને ગાયત્રી મંત્ર જો સ્થિર ન હોય તો તેનો અભ્યાસ થઈ શકે નહિ, માટે શબ્દ સ્થિર માનવો જોઇએ. જો શબ્દ સ્થિર માનવામાં આવે તો પછી તે નિત્ય પણ માની શકાય, કારણ કે શબ્દ જો ચાર પાંચ ક્ષણ સુધી સ્થિર માનવામાં આવે તો પછી સદૈવ સ્થિર શા માટે ન માનવામાં આવે? વિનાશનું કારણ ન મળવાથી તે નિત્ય બની રહેશે. ઘટાદિ સમવાયિ કારણનો નાશ થવાથી ઘટના રૂપનો તો નાશ થશે પણ શબ્દનું સમવાયિ કારણ આકાશ નિત્ય હોવાથી શબ્દનો નાશ થશે નહિ. માટે જો શબ્દ સ્થિર માનવામાં આવે તો તે નિત્ય પણ માની શકાય એવો પૂર્વપક્ષનો આશય છે. (૩૦)

સિદ્ધાંતપક્ષનો ઉત્તર.

## नान्यत्वेऽप्यभ्यासस्योपचारात् ॥ ३१ ॥

**પદાર્થ:**—(**न**) નહીં (**अन्यत्वे अपि**) શબ્દમાં અનિત્યત્વ ભેદ માનવામાં આવે તોપણ (**उपचारात्**) સંભવી શકે છે.

**ભાવાર્થ:**—શબ્દને જો નિત્ય કરતાં અન્ય અથાત્ અનિત્ય માનવામાં આવે તોપણ અભ્યાસ સંભવી શકે છે. જેમકે:–'બે વખત તે નાચ્યો.' 'બે વખત તે અગ્નિ–હોત્ર કરે છે' 'તે ત્રણ વખત દિવસમાં ભોજન કરે છે.' અહીં નાચ, હોમ અને ભોજન

વિવિધ પ્રકારની ક્રિયાઓ જ છે અને ક્રિયા માત્ર અનિત્ય છે, છતાં તેમાં અભ્યાસ સંભવે છે, તેમ શબ્દ અનિત્ય હોવા છતાં તેનો અભ્યાસ સંભવી શકે છે. (૩૧)

પૂર્વ સૂત્રમાં જે 'અન્યત્વ' શબ્દનો પ્રયોગ કર્યો છે તેના ઉપર પૂર્વપક્ષવાદી આક્ષેપ કરે છે.

**अन्यदन्यस्मादनन्यत्वादनन्यदित्यन्यताभावः ॥३२॥**

**પદાર્થ:—**(**अन्यस्मात्**) બીજાની અપેક્ષાએ (**अन्यत्**) અન્ય માનવામાં આવે છે, પણ પોતાની અપેક્ષાએ તો તે (**अनन्यत्वात्**) અભિન્ન હોવાથી (**अनन्यत्**) અનન્ય છે. (**इति**) માટે (**अन्यताभावः**) અન્યતાનો અભાવ છે.

**ભાવાર્થ:—**દરેક વસ્તુ પોતાની અપેક્ષાએ અનન્ય હોય છે, તો પછી અન્યતા એટલે અન્યત્વ અર્થાત્ ભેદ જેવું કશું રહેતું જ નથી. જ્યારે અન્યતા એટલે અન્યત્વ જ નથી તો પછી સિદ્ધાંત વાદીએ સૂત્ર ૩૧ માં અન્યત્વ શબ્દનો જે પ્રયોગ કર્યો છે તે તદ્દન ખોટો છે. આમ અન્યત્વનું ખંડન કરી પૂર્વપક્ષવાદી શબ્દને એક અને નિત્ય માનવા ઇચ્છતો હોય એમ જણાય છે. (૩૨)

સિદ્ધાંત સૂત્ર.

**तदभावे नास्त्यनन्यता तयोरितरेतरापेक्षसिद्धेः ॥३३॥**

**પદાર્થ:—**(**तदभावे**) તેના અભાવમાં (**अनन्यता**) અનન્યતા (**न अस्ति**) થઇ શકતી નથી કારણ કે (**तयोः**) અન્યતા અને અનન્યતાની (**इतरेतरापेक्षसिद्धेः**) એક બીજાની અપેક્ષાએ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—જો અન્યતા ન હોય તો અનન્યતા પણ સંભવી શકે નહિ. અન્યતાથી ભિન્ન જે હોય તેજ અનન્યતા કહેવાય છે. અનન્યતાને તો અન્યતાની અપેક્ષા છે. પણ અન્યતાને અનન્યતાની અપેક્ષા નથી. અન્યતાને જો અપેક્ષા હોય તો જ્ઞાનની અપેક્ષા છે, માટે અન્યતા જરૂર માનવી જોઇએ અને તેથી સૂત્ર ૩૧ માં અન્યત્વનો જે પ્રયોગ કર્યો છે તે યોગ્ય છે. ( ૩૩ )

હવે શબ્દના વિનાશનું કારણ મળતું નથી માટે શબ્દ નિત્ય છે એવી શંકા પૂર્વપક્ષ તરફથી કરવામાં આવે છે.

## विनाशकारणानुपलब्धेः ॥ ३४ ॥

**પદાર્થ:**—( **विनाशकारणानुपलब्धेः** ) વિનાશના કારણની ઉપલબ્ધિ થતી નથી માટે શબ્દ નિત્ય છે.

**ભાવાર્થ:**—જે વસ્તુ અનિત્ય હોય છે તેનો વિનાશ કોઇને કોઇ કારણથી અવશ્ય થાય છે. અવયવી દ્રવ્યોનો નાશ તેના અવયવો છુટા પડવાથી થાય છે. મકાનના અવયવો ભીંત આદિ જો પડી જાય તો મકાનનો નાશ થાય છે, પણ શબ્દ શાથી નાશ પામે છે તેની ખબર પડતી નથી માટે વિનાશનું કારણ જડતું ન હોવાથી શબ્દ નિત્ય છે એમ માનવું જોઇએ. ( ૩૪ )

હવે તેનો તેવોજ ઉત્તર આપે છે.

## अश्रवणकारणानुपलब्धेः सततश्रवणप्रसङ्गः ३५ ॥

**પદાર્થ:**—( **अवश्रणकारणनुपलब्धेः** ) શબ્દના અશ્રવણનું કારણ જણાતું ન હોવાથી ( **सततश्रवणप्रसङ्गः** ) શબ્દનું સદૈવ શ્રવણ થવું જોઇએ.

**ભાવાર્થ:**—શબ્દના વિનાશનું કારણ જડતું નથી તેથી જો તમે શબ્દને નિત્ય માનતા હો તો શબ્દ સંભળાતો કેમ બંધ થઇ

ગયો? એ અશ્રવણનું પણ કારણ જણાતું નથી માટે શબ્દનું નિરંતર શ્રવણ પણ માનવું જોઈએ. આવી જાતના ઉત્તરને સંસ્કૃતમાં પ્રતિબંદી ઉત્તર કહેવામાં આવે છે. (૩૫)

બીજો ઉત્તર આપે છે.

## उपलभ्यमाने चानुपलब्धेरसत्वादनपदेशः ॥ ३६ ॥

**પદાર્થઃ—(च)** પણ (**उपलभ्यमाने**) શબ્દના વિનાશનું કારણ જાણી શકાતું હોવાથી (**अनुपलब्धेः असत्वात्**) અનુપલબ્ધિનો અભાવ હોવાથી (**अनपदेशः**) હેતુ અસિદ્ધ છે.

**ભાવાર્થઃ—**શબ્દના વિનાશનું કારણ અનુમાન પ્રમાણથી જાણી શકાય છે, તેથી શબ્દના વિનાશના કારણની અનુપલબ્ધિ નથી કિંતુ ઉપલબ્ધિ છે, માટે અનુપલબ્ધિ રૂપ જે હેતુ આપ્યો છે. તે અસિદ્ધ છે. જેમકેઃ-કોઇ કહે કે (**अयमश्वः, विषाणित्वात्**) આ અશ્વ છે કારણ કે, તેને શીંગડાં છે. આ ઠેકાણે કોઇ ગધેડાને પક્ષ બનાવી તેમાં અશ્વત્વ સિદ્ધ કરવા ઇચ્છે તો ગધેડામાં અશ્વત્વ યે નથી અને એને શીંગડાં યે નથી માટે હેતુ અસિદ્ધ ગણાય છે, તેવીજ રીતે **अनुपलब्धि** હેતુ પણ અસિદ્ધ છે. કારણ કે, શબ્દમાં અનિત્ય યે નથી અને એના વિનાશના કારણની અનુપલબ્ધિ યે નથી.

શબ્દનો સંતાન થાય છે અર્થાત્ શબ્દનાં મોજાં ઉત્પન્ન થાય છે. એ પહેલાં સિદ્ધ કરી બતાવ્યું છે. પહેલો શબ્દ સંયોગથી અથવા વિભાગથી ઉત્પન્ન થાય છે અને બીજો ત્રીજો વગેરે પૂર્વ પૂર્વ શબ્દથી જ ઉદ્ભવે છે. પછીથી ઉત્પન્ન થનાર શબ્દ પૂર્વ શબ્દનો નાશ કરે છે અર્થાત્ કાર્ય શબ્દ કારણ શબ્દનો નાશ કરે છે. શબ્દના સંતાનના માર્ગમાં કોઈ પ્રતિઘાતક દ્રવ્ય આવ્યું હોય તો તેનાથી પણ શબ્દનો નાશ થાય છે. વક્તા અને શ્રોતા વચ્ચે ભીંત આદિ કોઇ વ્યવધાયક વસ્તુ હોય તો વક્તાનો શબ્દ શ્રોતા સાંભળી શકતો નથી, એ વાત તો પ્રસિદ્ધ જ છે. અને જો વક્તા દૂર ઉભો રહી બોલતો

હોય અને વચ્ચે કશું વ્યવધાયક ન હોય તો વક્તાના બોલ શ્રોતા સાંભળી શકે છે આથી અનુમાન થાય છે કે પ્રતિઘાતક દ્રવ્ય પણ શબ્દનો નાશ કરનાર છે.

ઘંટ વગાડવામાં આવે છે ત્યારે શબ્દ તાર, તારતર મંદ અને મંદતર થતો સંભળાય છે, જો શબ્દ નિત્ય અને એક હોય તો તે એક રૂપે જ સંભળાવો જોઈએ, નાના મોટા વિવિધ શબ્દો ન સંભળાવા જોઈએ.

ઘંટ જે વખતે વગાડવામાં આવે છે તે વખતે ઘંટના સૂક્ષ્મ કણોમાં વેગભર્યો કંપ ઉત્પન્ન થાય છે અને એ વેગ જેમ ધીમે ધીમે શાંત પડતો જાય છે તેમ શબ્દ પણ ધીમો થતો જાય છે. ઘંટને વગાડીને તરતજ તેને હાથથી પકડી રાખવામાં આવે તો તેના સૂક્ષ્મ કણોમાં કંપને ઉત્પન્ન કરનાર વેગ બંધ પડે છે અને તેને લીધે કંપ પણ બંધ પડી જાય છે અને તેના બંધ પડી જવાથી શબ્દ સંભળાતો બંધ પડી જાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શબ્દના વિનાશનું કારણ અનુમાન પ્રમાણથી જાણી શકાય છે, માટે શબ્દ નિત્ય નથી પણ અનિત્ય છે. (૩૬)

સિદ્ધાંત વાદીનું બીજું સૂત્ર.

## पाणिनिमित्तप्रश्लेषाच्छब्दाभावे नानुपलब्धिः ॥३७॥

**પદાર્થઃ—**(**पाणिनिमित्तप्रश्लेषात्**) હાથ રૂપ નિમિત્તના સંયોગને લીધે (**शब्दाभावे**) શબ્દનો અભાવ થવાથી (**अनुपलब्धिः**) શબ્દના વિનાશના કારણની અનુપલબ્ધિ (**न**) નથી.

**ભાવાર્થઃ—**કાંસાનો અવાજ થતો હોય અને તેને જો હાથ વતી પકડી રાખવામાં આવે તો તેમાં ઉત્પન્ન થતો શબ્દોનો સંતાન બંધ પડી જાય છે, કારણ કે, પ્રતિઘાતક હાથ રૂપી દ્રવ્યનો કાંસાના પાત્ર સાથે થયેલો સંયોગ પાત્રમાં ઉત્પન્ન થયેલા વેગરૂપી સંસ્કારનો નાશ કરે છે અને તેથી શબ્દ સંભળાતો બંધ પડે છે.

જેમ ધનુષમાંથી છુટેલા અને આગળ વધતા બાણમાં ગતિ સંતાનને ઉત્પન્ન કરનાર વેગરૂપી સંસ્કાર પ્રતિઘાતક લોહસ્તંભ આદિ દ્રવ્યના સંયોગથી નાશ પામે છે અને એ બાણ નીચે પડે છે તેમ કાંસા આદિના પાત્રમાં ઉત્પન્ન થતો કંપ–સંતાન હસ્તાદિના સંયોગથી બંધ પડે છે. આ કારણથી કાંસાના વાસણને થયેલો હાથનો સંયોગ વાસણના અવયવોમાં કંપ છે એમ સાબીત કરે છે તેથી વાસણના અવયવોમાં કંપ નથી એમ પણ માની શકાય નહિ, આથી એ સિદ્ધ થાય છે કે વાસણમાં ઉત્પન્ન થયેલા કંપ–સંતાનને લીધે શબ્દોનો સંતાન ચાલુ રહે છે અને તેથી શબ્દ અનિત્ય છે એ પણ સિદ્ધ થાય છે. (૩૭)

આ પણ સિધ્ધાંત સૂત્ર છે.

## विनाशकारणानुपलब्धेश्चावस्थाने तन्निप्यत्वप्रसंगः ॥ ३८ ॥

**પદાર્થ:**—(**च**) અને (**विनाशकारणानुपलब्धेः**) વિનાશનું કારણ જો ન મળે તો (**अवस्थाने**) સ્થિર રહેવાથી (**तन्नित्यत्वप्रसंगः**) શબ્દને નિત્ય હોવાનો પ્રસંગ આવે.

**ભાવાર્થ:**—જો શબ્દના વિનાશનું કારણ ન હોય તો શબ્દ કાયમ સ્થિર રહેવાથી તે નિત્ય થઇ શકે, પણ શબ્દ સ્થિર નથી અને તેના વિનાશનું પણ કારણ હોવાથી એ નિત્ય નથી. (૩૮)

આ સૂત્રમાં શબ્દ કોનો ગુણ છે તે બતાવે છે.

## अस्पर्शत्वादप्रतिषेधः ॥ ३९ ॥

**પદાર્થ:**—(**अस्पर्शत्वात्**) અસ્પર્શવાળું હોવાથી (**अप्रतिषेधः**) પ્રતિષેધ થઇ શકતો નથી.

**ભાવાર્થ:—** શબ્દ સ્પર્શ-હીન આકાશનો જ ગુણ છે. જે લોકો 'શબ્દ આકાશનો ગુણ નથી.' એમ કહે છે તે ખોટું છે. આકાશ શબ્દનું સમવાયિ કારણ છે અને આકાશ કારણવાળું ન હોવાથી શબ્દ કારણના ગુણને લીધે ઉત્પન્ન થયો નથી, તેમ શબ્દ અગ્નિના સંયોગને લીધે પણ ઉત્પન્ન થતો નથી.

સ્પર્શવાળાં દ્રવ્યોમાં જે વિશેષ ગુણો હોય છે તે બધા કારણ ગુણ પૂર્વક હોય છે અથવા અગ્નિના સંયોગને લીધે ઉત્પન્ન થયેલા હોય છે. શબ્દ કારણ ગુણ પૂર્વક નથી તેમ અગ્નિ સંયોગ-જન્ય પણ નથી માટે શબ્દ સ્પર્શવાળાં દ્રવ્યનો ગુણ નથી પણ સ્પર્શ-હીન આકાશનો જ ગુણ છે. (૩૯)

હવે જેમ રૂપ આદિ ગુણો દરેક ઘટ, વીણા આદિ દ્રવ્યમાં છે તેમ તેની સાથે શબ્દ પણ છે. તો પછી શબ્દનું અધિકરણ દ્રવ્ય જુદું આકાશ શા માટે માનવું જોઇએ? અને શબ્દની ઉત્પત્તિ પણ શા માટે માનવી? આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## विभक्त्यन्तरोपपत्तेश्च समासे ॥ ४० ॥

**પદાર્થ:—(च)** અને **(समासे)** રૂપ, રસ અને ગંધ આદિ ગુણોના સમુદાય સાથે જો શબ્દ સંનિવિષ્ટ હોય તો **(विभक्त्यन्तरोपपत्तेः)** શબ્દની અભિવ્યક્તિ થયા પછી જે તેમાં વિભાગ જોવામાં આવે છે તે ન હોવો જોઇએ.

**ભાવાર્થ:—**જેમ દરેક વીણા આદિ દ્રવ્યમાં રૂપ અને ગંધ આદિ ગુણ સમાવિષ્ટ હોય છે અને તે જેવું રૂપ અને જેવો ગંધ તે દ્રવ્યમાં હોય છે તેવા જ રૂપનું અને તેવા જ ગંધનું જ્ઞાન થાય છે. રૂપ અને ગંધ અભિવ્યક્ત થયા પછી તેમાં જુદાજુદાપણું જણાતું નથી, તેમ જેવો શબ્દ વીણા આદિ દ્રવ્યમાં સમાવિષ્ટ થયો હોય તેવા જ શબ્દનું શ્રવણ થવું જોઇએ. વળી શબ્દ અભિવ્યક્ત થયા પછી પણ તેમાં તારત્વ, મંદત્વ અને મંદતરત્વ જણાય છે તે

પણ ન જણાવું જોઇએ. વળી વીણાદિ દ્રવ્યમાં જો શબ્દ સમાવિષ્ટ થયેલો હોય તો તે શ્રોત્ર પ્રદેશ સુધી નિરાધાર આવે કેવી રીતે? કારણ કે, શબ્દમાં ગતિ હોતી નથી. માટે શબ્દનો સંતાન હોવો જોઇએ એમ માનવું જ જોઇએ અને એ શબ્દ–સંતાનનો આધાર આકાશ દ્રવ્ય સિવાય બીજું કોઇ દ્રવ્ય બની શકતું નથી, માટે શબ્દ આકાશનો ગુણ છે અને તેની ઉત્પત્તિ પણ છે અને વિનાશ પણ છે એમ માનવું જોઇએ, અર્થાત્ શબ્દ અનિત્ય અને આકાશનો ગુણ છે એમ માનવું જોઇએ. ( ૪૦ )

શબ્દ બે પ્રકારનો હોય છે એક ધ્વનિરૂપ એટલે ફક્ત અવાજ. બીજો વર્ણરૂપ એટલે અ. ઈ. ક. ખ. ઈત્યાદિ. અવાજ–રૂપ શબ્દની પરીક્ષા પૂરી થઈ હવે વર્ણરૂપ શબ્દની પરીક્ષા શરૂ કરે છે.

## विकारादेशोपदेशात् संशयः ॥ ४१ ॥

**પદાર્થ:**—( **विकारादेशोपदेशात्** ) વિકાર=પરિણામનો અને આદેશ=એકના સ્થાનમાં બીજાના પ્રયોગનો ઉપદેશ થતો સાંભળ-વાથી ( **संशयः** ) સંશય થાય છે.

**ભાવાર્થ:**—વર્ણાત્મક શબ્દનો કોઈ પરિણામ માને છે અને કોઈ એક વર્ણના સ્થાનમાં બીજા વર્ણનો પ્રયોગ કરવામાં આવે છે એમ માને છે. આમ બે વિરુદ્ધવાદરૂપ વિપ્રતિપત્તિ હોવાથી સંદેહ થાય છે કે, વર્ણનો પરિણામ થાય છે કે વર્ણનો આદેશ થાય છે? **दधि+अत्र=दध्यत्र.** આ ઠેકાણે **इ**ને સ્થાને જે **य** સંભળાય છે, તેને કેટલાક વિદ્વાનો **इ**નો પરિણામ માને છે અને કેટલાક **इ**ને ઠેકાણે **य**નો પ્રયોગ કરવામાં આવે છે એમ માને છે. જેમ અશ્વને ઠેકાણે બળદ બાંધવામાં આવે તો બળદ એ અશ્વનો પરિણામ છે એમ કોઈ માનતું નથી તેમ **इ**ને બદલે **य**નો પ્રયોગ કર્યો તેથી **य** કંઈ **इ**નો પરિણામ થતો નથી.

વિકાર એટલે પરિણામ, અને પરિણામ એટલે મૂળ વસ્તુમાં ફેરફાર થવો તે.

આદેશ એટલે એકને બદલે બીજાનો ઉપયોગ કરવો તે.

વર્ણનો વિકાર=પરિણામ થતો નથી પણ આદેશ થાય છે એ સૂત્રકારનો સિદ્ધાંત છે, માટે વર્ણના પરિણામવાદનું ખંડન હવેથી શરૂ કરે છે. (૪૧)

સિદ્ધાંત-સૂત્ર.

## प्रकृतिविवृद्धौ विकारविवृद्धेः ॥ ४२ ॥

**પદાર્થઃ—(प्रकृतिविवृद्धौ)** શબ્દમાં પ્રકૃતિ વધારે હોય તો (**विकारविवृद्धेः**) વિકારની વૃદ્ધિ થતી નથી.

**ભાવાર્થઃ—**જો મૂળ વસ્તુ (પ્રકૃતિ) વધારે હોય તો તેનું પરિણામ વધારે થાય છે અને મૂળ વસ્તુ ઓછી હોય તો તેનું પરિણામ ઓછું થાય છે. જેમકેઃ—એક શેર દૂધનું દહીં જેટલું થાય છે તેના કરતાં બશેર દૂધનું દહીં વધારે થાય છે. તેમ હ્રસ્વ (નાના) **इ**કારનો હ્રસ્વ (નાનો) **य** અને દીર્ઘ (મોટા) **ई**કારનો દીર્ઘ (મોટો) **य** પરિણમતો જોવામાં આવતો નથી માટે વર્ણનો વિકાર અર્થાત્ પરિણામ ન માનવો જોઇએ, (૪૨)

ઉપરના સૂત્રમાં આક્ષેપ કરે છે.

## न्यूनसमाधिकोपलब्धे र्विकाराणा महेतुः ॥ ४३ ॥

**પદાર્થઃ—(विकाराणाम्)** પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતા વિકારોના (**न्यूनसमाधिकोपलब्धेः**) ઓછાવત્તાપણાની ઉપલબ્ધિ થવાથી (**अहेतुः**) આપેલો હેતુ હેત્વાભાસ છે.

**ભાવાર્થઃ—**પ્રકૃતિમાંથી જે વિકાર ઉત્પન્ન થાય છે તે પ્રકૃતિના પ્રમાણમાં ઓછોવત્તો થાય છે. એવો કોઈ નિયમ જોવામાં

આવતો નથી કે જેટલી પ્રકૃતિ તેટલોજ વિકાર. પ્રકૃતિ એટલે મૂળ વસ્તુ ઓછી હોય તો વિકાર પ્રકૃતિની અપેક્ષાએ વત્તો પણ જોવામાં આવે છે. જેમકેઃ—વડનું બીજ પ્રમાણમાં ઘણું જ નાનું છે, પણ વડ કે જે બીજનું પરિણામ છે, તે બીજ કરતાં ઘણો જ મોટો છે. પ્રકૃતિ કરતાં વિકાર અલ્પ પણ જોવામાં આવે છે. જેમકેઃ—ઘી એ દૂધનો વિકાર છે. મણ દૂધમાંથી ઘી દૂધની અપેક્ષાએ ઘણું જ ઓછું ઉતરે છે. પ્રકૃતિ જેટલી હોય તેટલોજ વિકાર પણ જોવામાં આવે છે. જેમકેઃ—દસ તોલા સોનામાંથી જે વિકાર=અલંકાર બનાવવામાં આવે છે, તે બરાબર દસ તોલાજ બને છે. આ દૃષ્ટાંતોથી સમજી શકાય છે કે પ્રકૃતિમાંથી બનતા પરિણામો વત્તા, ઓછો અને બરાબર પણ થતા જોવામાં આવે છે; માટે પૂર્વ સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે પ્રકૃતિ વધારે હોય તો વિકાર વધારે થવો જોઇએ, અને વર્ણમાં તેમ થતું નથી, માટે વર્ણનો પરિણામ થતો નથી એ હેતુ ખોટો છે. (૪૩)

ઉક્ત આક્ષેપનું સાધન.

## नातुल्यप्रकृतीनां विकारविकल्पात् ॥ ४४ ॥

**પદાર્થઃ**—(**न**) આક્ષેપ ખોટો છે કારણ કે (**अतुल्यप्रकृतीनाम्**) અસમાન પ્રકૃતિમાંથી (**विकारविकल्पात्**) પરિણામ પણ અસમાન થાય છે.

**ભાવાર્થઃ**—પરિણામ પ્રકૃતિને અનુસરતોજ હોય છે. વડના બીજમાંથી વડ જ પેદા થાય છે અને આંબાની પ્રકૃતિમાંથી આંબો જ પેદા થાય છે. વળી બીજની જાત ઉપર પણ પરિણામનો આધાર હોય છે. બીજ સારૂં હોય તો પરિણામ સારૂં થાય છે અને બીજ ખરાબ હોય તો પરિણામ ખરાબ પણ થાય છે. બધાં પોપૈયાનાં ફળ સરખાં હોતાં નથી, કારણ કે પોપૈયાંના બીજની વિશિષ્ટતા તેનાં ફળમાં પણ વિશિષ્ટતા ઉત્પન્ન કરે છે; એ પ્રસિદ્ધ બાબત છે. એ

પ્રમાણે **इ**કાર અને **य**કારમાં કશું સામ્ય જોવામાં આવતું નથી. **इ**કારનો કોઈપણ ગુણ **य**કારમાં ઉતરતો જણાતો નથી. **इ**કાર હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત પણ હોય છે, પણ તે બધી જાતના **इ**કારમાંથી **य**કારમાં કોઈપણ જાતનું સામ્ય જણાતું નથી; માટે **य**કાર **इ**કારનો પરિણામ નથી. સિદ્ધાંતીનો કહેવાનો એ આશય છે. (૪૪)

ફરીથી પૂર્વપક્ષ તરફથી શંકા ઉઠાવવામાં આવે છે.

## द्रव्यविकारे वैषम्यवद् वर्णविकारविकल्पः ॥ ४५ ॥

**પદાર્થઃ**—(**द्रव्यविकारे**) દ્રવ્યના વિકારમાં (**वैषम्यवत्**) જે જાતનું વૈષમ્ય જોવામાં આવે છે (**वर्णविकारविकल्पः**) તે જાતનું વૈષમ્ય વર્ણમાં પણ જોવામાં આવે છે.

**ભાવાર્થઃ**—બીજ પણ દ્રવ્ય છે અને વૃક્ષ પણ દ્રવ્ય છે, અર્થાત્ બીજ અને વૃક્ષ ઉપર દ્રવ્યત્વ સમાન છે અને બીજમાંથી જેમ વિલક્ષણ વૃક્ષ પરિણમે છે. તેજ પ્રમાણે **इ**કાર પણ વર્ણ છે અને **य**કાર પણ વર્ણ છે; બંને ઉપર વર્ણત્વ સમાન છે અને **इ**કારમાંથી વિલક્ષણ **य**કાર પરિણમે છે. આ રીતે પ્રકૃતિમાંથી વિલક્ષણ વિકાર=પરિણામ થાય છે એમ માનવામાં શી હરકત છે? (૪૫)

ઉક્ત શંકાનું સમાધાન કરે છે.

## न विकारधर्मानुपपत्तेः ॥ ४६ ॥

**પદાર્થઃ**—(**न**) વર્ણનો પરિણામ થતો નથી, કારણ કે, (**विकारधर्मानुपपत्तेः**) પરિણામનો જે ધર્મ છે તે વર્ણમાં જોવામાં આવતો નથી.

**ભાવાર્થ:**—પરિણામ અને પરિણામીનો (વિકૃતિ અને પ્રકૃતિનો) જે નિયમ છે તે વર્ણમાં જરાપણ જોવામાં આવતો નથી. માટી પ્રકૃતિ છે અને ઘટ માટીનો વિકાર (પરિણામ) છે. આ ઠેકાણે ઘડા રૂપ પરિણામમાં માટી બરાબર સંબંદ્ધ જોવામાં આવે આવે છે. પરિણામમાં મૂળ વસ્તુનો અન્વય હોયજ છે. અલંકારમાં પણ મૂળ વસ્તુ જે સુવર્ણ છે તે બરાબર જોવામાં આવે છે. બીજમાંથી વૃક્ષ બને છે ત્યાં પણ બીજરૂપ દ્રવ્ય સૂક્ષ્મ રૂપે અન્વયી હોય છે. તે પ્રમાણે **इ**કાર વર્ણ છે વર્ણત્વ નથી, માટે જો **इ**કારમાંથી **य**કાર પરિણામતો હોય તો **य**કારમાં **इ**કારનો અન્વય જરૂર હોવો જોઇએ. જેવો ઘડામાં માટીનો સંબંધ છે તેવો **इ**કારનો જરાપણ સંબંધ **य**કારમાં જોવામાં આવતો નથી, માટે પરિણામનો નિયમ વર્ણમાં નથી, તેથી વર્ણનો પરિણામ માનવો ન જોઇએ. સામાન્ય ધર્મ તો આદેશમાં પણ હોય છે. જેમકે:–અશ્વમાં પશુત્વ રૂપ સામાન્ય છે અને એને ઠેકાણે બળદ મૂકયો હોય તો તેમાં પણ પશુત્વ સામાન્ય છેજ, તેથી કરી બળદ એ કંઇ અશ્વનો પરિણામ બનતો નથી. તેજ પ્રમાણે **इ**કાર અને **य**કાર ઉપર વર્ણત્વ રૂપ સામાન્ય ધર્મ હોવાથી **य**કાર કંઈ **इ**કારનો પરિણામ બનતો નથી. (૪૬)

વર્ણનો વિકાર થતો નથી એમાં વળી એક બીજો હેતુ આપે છે.

## विकारप्राप्ताना मपुनरावृत्तेः ॥ ४७ ॥

**પદાર્થ:**—(**विकारप्राप्तानाम्**) વિકાર પામેલા પદાર્થો (**अपुनरावृत्तेः**) ફરીથી મૂળ પ્રકૃતિ રૂપે થતા નથી.

**ભાવાર્થ:**—જે વસ્તુ વિકારને પામી હોય તે પાછી મૂળ પ્રકૃતિ રૂપે કદિ પણ થઇ શકતી નથી જેમકે:–ગોળ એ શેરડીનો વિકાર છે અને ગોળ શેરડી કદિપણ થઈ શકતો નથી. બીજું ઉદાહરણ. દહીં એ દૂધનો વિકાર છે અને દહીં કદિપણ દૂધ બનતું

નથી. આ ઉદાહરણોથી સમજી શકાય છે કે વિકાર કદિપણ મૂળ પ્રકૃતિ રૂપે થઇ શકતો નથી. હવે જો યકાર એ इकारનો વિકાર હોય તો યકાર કદિપણ ફરીથી इकार થઈ શકે નહિ, પણ યકાર તો ફરીથી इकार થઈ શકે છે. જેમકે:–**दधि+अत्र=दध्यत्र** અને **दध्यत्र** માંથી જ્યારે સંધિ છુટી પાડવામાં આવે છે ત્યારે ફરીથી **दधि+अत्र** જ બોલાય છે, માટે યકાર એ इकारનો વિકાર નથી.

વિકાર અને પરિણામનો એકજ અર્થ સમજવો. (૪૭)

ઉપરના સૂત્ર ઉપર આક્ષેપ કરે છે.

## सुवर्णादीनां पुनरापत्तेरहेतुः ॥ ४८ ॥

**પદાર્થ:**—(**सुवर्णादीनाम्**) સોના આદિના વિકારો (**पुनरापत्तेः**) ફરીથી મૂળ પ્રકૃતિરૂપે થતા હોવાથી (**अहेतुः**) ઉપરનો હેતુ અસત્ય છે.

**ભાવાર્થ:**—વીંટી એ સોનાનો વિકાર છે અને વીંટી ફરીથી સોનું બની જાય છે. ચાંદીમાંથી અલંકારો બનાવવામાં આવે છે અને વળી પાછા એ અલંકારોને ભાંગી નાખવાથી ચાંદી બની જાય છે માટે વિકાર પાછો મૂળ રૂપે નથી આવતો એ કહેવું ખોટું છે. (૪૮)

ઉક્ત આક્ષેપનું સમાધાન કરે છે.

## तद्विकाराणां सुवर्णभावाव्यतिरेकात् ॥ ४९ ॥

**પદાર્થ:**—(**तद्विकाराणाम्**) સુવર્ણ આદિના વિકારોમાં (**सुवर्णभावाव्यतिरेकात्**) સુવર્ણભાવનો અવ્યતિરેક=પૃથગ્ભાવ હોતો નથી.

**ભાવાર્થ:**—સુવર્ણના જે અલંકારો બને છે, તેમાંથી સોનું જુદું પડતું નથી. જેટલા તોલાનો અલંકાર હોય તેટલા તોલા

સોનું તેમાં બરાબર હોય છે. દહીંમાં તો દૂધ જરા પણ હોતું નથી. ગોળમાં પણ શેરડીની એક પણ કાતળી હોતી નથી. તેજ પ્રમાણે યકારમાં જરાપણ इકાર જણાતો નથી, માટે इકારનો વિકાર યકાર થવો એનું દૃષ્ટાંત દૂધનું દહીં બનવું એ છે. સોનું અને તેના અલંકારનું દૃષ્ટાંત આપવું એ વર્ણની બાબતમાં બરાબર નથી.

મૂળ વસ્તુ છોડ્યા વગર જે ફેરફાર (પરિણામ) થાય તેની પુનરાપત્તિ થઇ શકે છે પણ જ્યાં મૂળ વસ્તુ તદ્દન ફેરવાઇ જાય તેની પુનરાપત્તિ (ફરીથી મૂળ રૂપે થવું તે) થઈ શકતી નથી. (૪૯)

ફરીથી પૂર્વપક્ષ તરફથી શંકા કરવામાં આવે છે.

## वर्णत्वाव्यतिरेकाद् वर्णविकाराणा मप्रतिषेधः ॥५०॥

**પદાર્થ:—(वर्णत्वाव्यतिरेकाद्)** વર્ણોમાં પણ વર્ણત્વ જુદું ન પડતું હોવાથી (**वर्णविकाराणाम्**) વર્ણના વિકારનો (**अप्रतिषेधः**) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:—**इકારનો વિકાર યકાર થયો. અહીં બંને વર્ણોમાં વર્ણત્વ જુદું પડયું નથી. જેમ વીંટીમાંથી સોનું જુદું નથી પડયું તેમ યકારમાંથી વર્ણત્વ જુદું પડયું નથી, માટે સોનાનું અને અલંકારનું દૃષ્ટાંત પણ લાગુ પડી શકે છે અને જો એ દૃષ્ટાંત લાગુ પડે તો 'વિકારો મૂળરૂપે પાછા નથી આવતા' એ હેતુ ખોટો ઠરે છે. (૫૦)

એ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## सामान्यवतो धर्मयोगो न सामान्यस्य ॥ ५१ ॥

**પદાર્થ:—(सामान्यवतः)** સામાન્ય ધર્મવાળાનો (**धर्मयोगः**) વિકાર સાથે સંબંધ છે. (**सामान्यस्य**) સામાન્યનો (**न**) નહીં.

**ભાવાર્થ:—**વીંટી, પોંચી આદિ સુવર્ણના વિકારો છે, ન કે સુવર્ણત્વના. એજ પ્રમાણે યકાર એ इકારનો વિકાર છે, इत्वरૂપ

સામાન્ય ધર્મનો નહિ, માટે તમારે યકારમાં इकारનો સંબંધ બતાવવો જોઇએ અને તે સંબંધ યકારમાં મળી શકે એમ નથી. એથી એ સિદ્ધ થાય છે કે જેમાં સામાન્યવાનનો સંબધ ન હોય એવો વિકાર કોઇ દિવસ ફરીથી મૂળ રૂપે અર્થાત્ પ્રકૃતિ રૂપે બનતો નથી. એ હેતુ સત્ય છે. આ કારણથી વર્ણનો વિકાર માનવો ન જોઇએ. વળી વર્ણ બધા ક્ષણિક હોવાથી इकार પણ ક્ષણિક છે. ક્ષણિક એટલે પહેલા ક્ષણમાં વર્ણની ઉત્પત્તિ, બીજા ક્ષણમાં વર્ણનું સંભળાવું અને ત્રીજા ક્ષણમાં વર્ણનો નાશ. ક્ષણિક પદાર્થની આવી શાસ્ત્રીય વ્યાખ્યા બાંધવામાં આવી છે, માટે વિનાશ પામતો इकार યકારનું કારણ બની શકે નહિ. (૫૧)

વર્ણનો વિકાર થતો નથી એમાં એક વિશેષ યુક્તિ આપે છે.

## नित्यत्वेऽविकारा दनित्यत्वे चानवस्थानात् ॥ ५२ ॥

**પદાર્થઃ**—( **नित्यत्वे** ) જો વર્ણને નિત્ય માનવામાં આવે તો ( **अविकारात्** ) નિત્ય વસ્તુમાં વિકાર થતો ન હોવાથી ( **च** ) અને ( **अनित्यत्वे** ) અનિત્ય એટલે ક્ષણિક માનવામાં આવે તો ( **अनवस्थानात्** ) બીજા વર્ણની ઉત્પત્તિ વખતે સ્થિર ન હોવાથી વર્ણનો વિકાર થઇ શકતો નથી.

**ભાવાર્થઃ**—જો વર્ણને નિત્ય માનવામાં આવે તો નિત્ય વસ્તુમાં વિકાર સંભવી જ શકે નહિ. જે વિકારવાળી વસ્તુ છે, તે તો અનિત્ય જ હોય છે, માટે નિત્યત્વ પક્ષમાં વિકાર સંભવી શકે નહિ.

જો વર્ણને અનિત્ય એટલે ક્ષણિક માનવામાં આવે તો પૂર્વ વર્ણ નાશ પામ્યા પછી જ બીજો વર્ણ ઉત્પન્ન થતો હોવાથી નાશ પામેલા વર્ણમાંથી વિકાર બને જ કેવી રીતે ? માટે અનિત્યત્વ–પક્ષમાં પણ વર્ણનો વિકાર સંભવી શકતો નથી. ઘટાદિની પેઠે જો વર્ણ સ્થિર રહે તો જ્યાંસુધી વર્ણ રહે ત્યાંસુધી સંભળાવો જોઇએ. અને એક વર્ણ જ્યાંસુધી સંભળાયા કરે છે, ત્યાંસુધી બીજો વર્ણ સાંભળી જ શકાય નહિ. માટે વર્ણને અસ્થિર માનવામાં આવે છે. (૫૨)

પૂર્વપક્ષ તરફથી ઉક્ત બાબતમાં શંકા કરવામાં આવે છે.

**नित्यानामतीन्द्रियत्वात् तद्धर्मविकल्पाच्च वर्ण-विकाराणामप्रतिषेधः ॥५३॥**

**પદાર્થ:**—( **नित्यानाम्** ) નિત્ય પદાર્થોમાં કોઈ ( **अतीन्द्रियत्वात्** ) અતીન્દ્રિય હોય છે ( **च** ) અને કોઇ ઇંદ્રિય–ગ્રાહ્ય હોય છે, માટે ( **तद्धर्मविकल्पात्** ) નિત્ય પદાર્થના જુદા જુદા પ્રકાર હોવાથી ( **वर्णविकाराणाम्** ) વર્ણના વિકારોનો ( **अप्रतिषेधः** ) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—નિત્ય પદાર્થોના ધર્મો જુદા જુદા હોય છે. કોઈક નિત્ય પદાર્થો ઇંદ્રિય–ગ્રાહ્ય હોતા નથી, જેમકે:–આકાશ, કાળ, દિશા, મન આદિ.

કોઇક નિત્ય પદાર્થો ઇંદ્રિય–ગ્રાહ્ય પણ હોય છે જેમકે–ગોત્વ–આદિ જાતિ પદાર્થો.

આત્મા પણ બાહ્ય ઇંદ્રિયોથી ગ્રાહ્ય થઇ શકતો નથી અને આન્તર ઇંદ્રિય મનથી તેનું પ્રત્યક્ષ થાય છે આકાશ આદિનું તો મનથી પણ પ્રત્યક્ષ થતું નથી. આ ઉપરથી નિત્ય પદાર્થોના જુદા જુદા ધર્મ હોય એમ સમજી શકાય છે. તો કોઈ નિત્ય પદાર્થ એવો પણ કેમ ન માની શકાય? કે જેનો વિકાર થાય છતાં પણ તે નિત્ય હોઈ શકે. આ ઉપરથી સમજી શકાય છે કે વર્ણો બધા વિકારી હોવા છતાં તેને નિત્ય માનવાને કશી હરકત નથી. ( ૫૩ )

વર્ણને અસ્થિર માનવા છતાં તેમાં વિકાર સંભવી શકે છે એવી શંકા આ સૂત્રમાં કરવામાં આવે છે.

**अनवस्थायित्वे च वर्णोपलब्धिवत् तद्विकारोपपत्तिः ॥५४॥**

**પદાર્થ**:—( **च** ) અને ( **अनवस्थायित्वे** ) વર્ણ અસ્થિર હોવા છતાં ( **वर्णोपलब्धिवत्** ) જેમ તે સાંભળી શકાય છે તેમ ( **तद्विकारोपपत्तिः** ) વર્ણમાં વિકાર પણ થઈ શકે છે.

**ભાવાર્થ**:—વર્ણ અસ્થિર હોવા છતાં તેનું જેમ શ્રવણ થાય છે તેમ અસ્થિર વર્ણનો વિકાર પણ માનવામાં શી હરકત છે?

આ સૂત્રમાં પૂર્વપક્ષી કેવળ દૃષ્ટાંત જ આપે છે વર્ણના વિકાર થવામાં કશો હેતુ આપતો નથી, માત્ર દૃષ્ટાંતથી કોઈ સાધ્યની સિદ્ધિ થતી નથી. (૫૪)

હવે સિદ્ધાંતી ઉક્ત શંકાનું સમાધાન કરે છે.

**विकारधर्मित्वे नित्यत्वाभावात् कालान्तरे विकारोपपत्तेश्चाप्रतिषेधः ॥ ५५ ॥**

**પદાર્થ**:—( **विकारधर्मित्वे** ) જો નિત્ય પદાર્થમાં વિકાર થાય તો ( **नित्यत्वाभावात्** ) તેમાં નિત્યત્વ ઘટી શકે નહિ. ( **च** ) અને ( **कालान्तरे** ) બીજા સમયમાં ( **विकारोपपत्तेः** ) વિકાર જણાતો હોવાથી ( **अप्रतिषेधः** ) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ**:—નિત્ય પદાર્થમાં જો વિકાર થાય તો તે અનિત્ય જ ગણાય, માટે વર્ણને નિત્ય માન્યા પછી તેમાં વિકાર માની શકાય નહિ અને વર્ણને અસ્થિર માન્યા પછી તો વિકારનો જરાપણ સંભવ જણાતો નથી. '**दधि**' શબ્દ બોલાઈ રહ્યા પછી **अत्र** શબ્દ બોલવામાં આવે છે અને બંને શબ્દ નાશ પામવા સાથે '**धि**'માંનો **इ** પણ નાશ પામે છે અને પછી **दध्यत्र** એમ બોલાય છે તો નાશ પામેલા **इ**કારમાંથી '**य**' વિકાર કેવી રીતે થઈ શકે એ સમજી શકાતું નથી. **य**કારની ઉત્પત્તિ વખતે **इ**કારનું ક્યાંય પણ નામોનિશાન નથી, તો પ્રકૃતિ વગર વિકાર થાય જ શી રીતે? આ ઉપરથી સિદ્ધ થાય છે કે વર્ણનો વિકાર એટલે પરિણામ થતો નથી. (૫૫)

બીજાં કારણો પણ છે કે જેથી સિદ્ધ થાય કે વર્ણનો વિકાર થતો નથી. જેમકેઃ—

## प्रकृत्यनियमाद् वर्णविकाराणाम् ॥ ५६ ॥

**પદાર્થઃ**—( **वर्णविकाराणाम्** ) વર્ણના વિકારની ( **प्रकृत्यनियमाद्** ) પ્રકૃતિનો નિયમ ન હોવાથી.

**ભાવાર્થઃ**—જો વર્ણનો વિકાર થતો હોય તો તેમાં 'અમુક પ્રકૃતિ છે અને અમુક વિકૃતિ છે.' એવો નિયમ અવશ્ય હોવો જોઇએ. જેમકે દહીંની પ્રકૃતિ દૂધ જ છે. પણ વર્ણમાં આવો નિયમ જોવામાં આવતો નથી. **व्यध्** ધાતુ ઉપરથી **विध्यति** રૂપ બને છે. અહીં **य** નો **इ** થયેલો જોવામાં આવે છે.

**दधि+अत्र-दध्यत्र** અહીં **इ** નો **य्** થયેલો જોવામાં આવે છે.

'**वप्**' ધાતુ ઉપરથી '**उप्त**' બને છે. અહીં **व्** નો **उ** થયેલો જોવામાં આવે છે.

**मधु+अरि=मध्वरिः** અહીં **उ** નો **व्** થયેલો જોવામાં આવે છે. **ग्रह** ઉપરથી **गृहीत** શબ્દ બને છે. અહીં **र्** નો **ऋ** થયેલો જોવામાં આવે છે.

**धातृ+अंशः=धात्रंशः** અહીં **ऋ** નો **र** થયેલો જોવામાં આવે છે. આ ઉદાહરણોથી સ્પષ્ટ સમજાય છે કે, **य, व** અને **र** ની પ્રકૃતિ **इ, उ** અને **ऋ** સમજવી કે **इ, उ** અને **ऋ**ની પ્રકૃતિ **य, व** અને **र** સમજવી?

આમાં કોઇપણ પ્રકારનો નિશ્ચય થતો ન હોવાથી વર્ણનો વિકાર થતો નથી એમ માનવું જ જોઇએ. ( ૫૬ )

આ પ્રશ્નનો જવાબ પૂર્વપક્ષી છળથી આપે છે.

## अनियमे नियमान्नानियमः ॥ ५७ ॥

**પદાર્થઃ**—(**अनियमे**) અનિયમમાં (**नियमात्**) નિયમ હોવાથી (**अनियमः**) અનિયમ (**न**) નથી.

**ભાવાર્થઃ**—અનિયમમાં નિયમ છે તેથી નિયમ નથી એમ કહી શકાય નહિ; અર્થાત્ અનિયમ નિયમથી જ છે તો નિયમ નથી એમ કેમ કહી શકાય? (૫૭)

આ છળ-ઉત્તરનું સમાધાન કરનાર સૂત્ર.

**नियमानियमविरोधादनियमे नियमाच्चाप्रतिषेधः ॥५८॥**

**પદાર્થઃ**—(**च**) કિંતુ (**नियमानियमविरोधात्**) નિયમ અને અનિયમમાં વિરોધ હોવાથી (**अनियमे**) અનિયમમાં (**नियमः**) નિયમ છે. (**अप्रतिषेधः**) એવો પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થઃ**—નિયમ એટલે કોઈ પણ પ્રકારનો સ્વીકાર. જેમકેઃ-જેને ચાર ખુણા હોય તેજ ચોખંડું કહેવાય છે અને અનિયમ એટલે નિયમનું ન હોવું તે. આમ નિયમ અને અનિયમ બે પદાર્થો એક થઈ શકે નહિ. જો અંધકાર અને પ્રકાશ તથા ઘટ અને ઘટાભાવ એકજ વસ્તુ કહેવાય તોજ નિયમ અને અનિયમ એક વસ્તુ કહેવાય. અંધારૂં એ પ્રકાશ નથી અને પ્રકાશ એ અંધારૂં નથી, એ તો સર્વ કોઈ સમજી શકે છે. (૫૮)

આ પ્રમાણે વર્ણમાં વિકાર થતો નથી એ સિદ્ધ કર્યા પછી **इ**નો **य** અને **य**નો **इ** આદિ જે થાય છે અને તેમાં જે વિકાર શબ્દનો પ્રયોગ થાય છે એ તો કેવળ ગૌણવૃત્તિથી જ થાય છે એ આ સૂત્રમાં બતાવે છે.

**गुणान्तरापत्त्युपमर्दह्रासवृद्धिलेशश्लेषेभ्यस्तु विकारोपपत्तेर्वर्णविकारः ॥५९॥**

**પદાર્થ:**—( **गुणान्तरापत्त्युपमर्दह्रासवृद्धिलेशश्लेषेभ्यः** ) બીજા ગુણની પ્રાપ્તિ, આદેશ, હ્રસ્વ, દીર્ઘ, લોપ અને આગમ શબ્દોથી (**तु**) જ ( **विकारोपपत्तेः** ) વિકાર શબ્દના પ્રયોગની સિદ્ધિ થવાથી ( **वर्णविकारः** ) વર્ણનો વિકાર એવો શબ્દ વપરાય છે.

**ભાવાર્થ:**—અમાં ઉદાત્ત ધર્મને બદલે અનુદાત્ત ધર્મ બોલવો એનું નામ ગુણાન્તરાપત્તિ.

એક વર્ણની જગ્યાએ અથવા એક ધાતુને બદલે બીજો ધાતુ વાપરવો તેનું નામ ઉપમર્દ. જેમકે **अस्**ને બદલે**भू** વાપરવો **अस्** ધાતુનું ભવિષ્યકાળમાં રૂપ **भविष्यति** થશે.

**ह्रास** એટલે હ્રસ્વ થવો તે. જેમકે **रेवती+पुत्रः=रेवतिपुत्रः** અહીં ઈકારનો હ્રસ્વ થયો છે.

**वृद्धि** એટલે દીર્ઘ અથવા પ્લુત થવો તે. જેમકે **विश्व+वसु= विश्वावसु** અહીં અનો દીર્ઘ આ થયો છે.

**लेशः** એટલે આગમ થવો તે. જેમકે **अ+आर्य=अनार्य** અહીં આની પહેલાં **न्** ઉમેરવામાં આવ્યો છે.

આ બધા ગુણાન્તર પ્રાપ્તિ આદિમાં વિકાર શબ્દ ગૌણવૃત્તિથી વપરાય છે પણ પરિણામના અર્થમાં તો ઉક્ત ઉદાહરણોમાં વપરાતો જ નથી, માટે વર્ણનો પરિણામ ન માનતાં આદેશ પક્ષને સ્વીકારવો એજ યુક્તિયુક્ત પક્ષ છે.

**ઇતિ શબ્દ-પરીક્ષા સમાપ્ત.**

હવે પદ કોને કહેવામાં આવે છે. તે જણાવે છે.

## ते विभक्त्यन्ताः पदम् ॥ ६० ॥

**પદાર્થ:**—( **ते** ) વર્ણ અથવા વર્ણોના સમુદાયો ( **विभक्त्यन्ताः** ) વિભક્તિવાળા હોય તો (**पदम्**) પદ કહેવાય છે.

**ભાવાર્થ:—**વર્ણ અથવા વર્ણોનો સમૂહ હોય અને તેને છેડે જો વિભક્તિ વપરાયેલી હોય તો તે 'પદ' કહેવાય છે. વિભક્તિ બે જાતની હોય છે એક નામની વિભક્તિ અને બીજી ક્રિયાપદની વિભક્તિ. તે ઉપરથી પદ પણ બે જાતનાં થાય છે. એક નામ પદ અને બીજું ક્રિયાનું પદ. **ब्राह्मणः** એ નામનું પદ કહેવાય છે અને **पचति, गच्छति** વગેરે ક્રિયાપદો કહેવાય છે. અવ્યય પણ પદ કહેવાય છે કારણ કે તેને વિભક્તિ આવી છે પણ પછી તેનો (વિભક્તિનો) લોપ કર્યો છે. પદથી જ અર્થ સમજી શકાય છે. (૬૦)

પદનું સ્વરૂપ બતાવ્યું, હવે એનો અર્થ બતાવે છે.

## तदर्थे व्यक्त्याकृतिजातिसंनिधावुपचारात् संशयः ॥ ६१ ॥

**પદાર્થ:—**(**व्यक्त्याकृतिजातिसन्निधौ**) વ્યક્તિ, આકૃતિ અને જાતિના સમુદાયમાં પદનો (**उपचारात्**) પ્રયોગ થતો હોવાથી (**तदर्थे**) પદના અર્થમાં (**संशयः**) સંશય થાય છે.

**ભાવાર્થ:—गौः** આવું પદ બોલવાથી ગાયરૂપ વ્યક્તિ, ગાયની અવયવોનો અરસ્પરસ સંયોગ રૂપ આકૃતિ અને ગોત્વરૂપ જાતિનું જ્ઞાન થાય છે. આ પ્રમાણે દરેક પદથી ત્રણ અર્થનું સ્મરણ થયા વગર રહેતું નથી, કારણ કે એ ત્રણેનો અરસ્પરસ અવિનાભાવ સંબંધ છે. અર્થાત્ વ્યક્તિ રૂપ દ્રવ્યની સાથે જાતિ અને આકૃતિનો સમવાય રૂપ સંબંધ છે, માટે એ ત્રણે પદાર્થોમાંથી પદનો અર્થ કયો? 'ગો' પદનો અર્થ શું વ્યક્તિ, આકૃતિ કે જાતિ? કેટલાક વિદ્વાનો વ્યક્તિમાં, કેટલાક આકૃતિમાં અને કેટલાક જાતિમાં પદની શક્તિ માને છે શક્તિ એટલે અર્થ જણાવવાનું પદમાં રહેલું સામર્થ્ય. (૬૧)

હવે જે વ્યક્તિમાં શક્તિ માને છે તેનો મત બતાવે છે.

**याशब्दसमूहत्यागपरिग्रहसंख्यावृद्ध्यपचय वर्णसमासानुबन्धानां व्यक्तावुपचाराद् व्यक्तिः ॥६२॥**

**પદાર્થ:**—( **याशब्दसमूहत्यागपरिग्रहसंख्यावृद्ध्यपचयवर्णसमासानुबन्धानाम्** ) યાશબ્દ, સમૂહ, ત્યાગ, પરિગ્રહ, સંખ્યા, વૃદ્ધિ, અપચય, વર્ણ, સમાસ અને અનુબંધ એ શબ્દનો ( **व्यक्तौ** ) વ્યક્તિમાં ( **उपचारात्** ) પ્રયોગ થવાથી ( **व्यक्तिः** ) વ્યક્તિ જ શબ્દનો અર્થ છે.

**ભાવાર્થ:**—'**या**' શબ્દનો પ્રયોગ વ્યક્તિને લીધે જ થાય છે માટે પદનો અર્થ વ્યક્તિ જ માનવો જોઇએ, એમ કેટલાક માને છે. શબ્દ પ્રયોગનાં ઉદાહરણો આ પ્રમાણે છે, **या गौर्निषण्णा।** જે ગાય બેઠી છે આ વાક્યમાં 'ગો' શબ્દનો અર્થ વ્યક્તિ જ છે, કારણ કે જે ગાય બેઠી છે તે વાગાળે છે અહીં ગાયોમાં ભેદ બતાવ્યો છે અને ભેદ તો વ્યક્તિઓમાં જ સંભવે; જાતિ એક હોવાથી તેમાં ભેદ સંભવી શકે નહિ.

**गवां समूहः**=ગાયોનો સમૂહ. આ વાક્યયમાં 'સમૂહ' બતાવ્યો છે, સમૂહ તો વ્યક્તિઓનો જ બની શકે છે. બધી ગાયરૂપ વ્યક્તિઓમાં જાતિ તો એક જ હોવાથી તેનો સમૂહ થઈ શકે નહિ.

ત્યાગ=દાન. '**विप्राय गां ददाति**' 'બ્રાહ્મણને ગાયનું દાન કરે છે.' દાન તો વ્યક્તિનું જ થઈ શકે છે, જાતિનું નહિ કારણ કે જાતિ કોઈ મૂર્ત પદાર્થ નથી.

પરિગ્રહ=કોઈ પણ પદાર્થના માલિક બનવું તે. જેમકે:- '**ब्राह्मणस्य गौः**'='બ્રાહ્મણની ગાય.' અહીં વ્યક્તિ ઉપર જ માલિકી બતાવી છે; અમૂર્ત જાતિ ઉપર કોઈની પણ માલિકી સંભવી શકે જ નહિ.

સંખ્યા=**दश गावः**=દસ ગાયો. અહીં વ્યક્તિઓ અનેક હોવાથી તેમાં જ દસ વીસ આદિ સંખ્યા સંભવી શકે, જાતિ એક હોવાથી તેમાં ઉક્ત સંખ્યા સંભવી શકે નહિ.

વૃદ્ધિ=અવયવોની પુષ્ટિ થવી તે. જેમકે **अवर्धत गौः**=ગાય મ્હોટી થઈ છે. અહીં મ્હોટા થવું એ વ્યક્તિમાં સંભવી શકે, અમૂર્ત જાતિમાં નહિ. જાતિને અવયવો હોતા નથી.

અપચય=દુબળા થવું. **गौः कृशा**=ગાય દુબળી થઈ દુબળાપણું વ્યક્તિમાં સંભવી શકે, જાતિમાં નહીં. વર્ણ=ધોળાશ, પીળાશ આદિ. જેમકે:—**शुक्ला गौः** ધોળી ગાય. અહીં ધોળાશ, કાળાશ વગેરે વ્યક્તિમાં સંભવી શકે, જાતિમાં નહિ.

સમાસ=એકાર્થીભાવ. જેમકે **गोसुखम्**=ગાયને માટે સુખ. અહીં સુખનો સંબંધ વ્યક્તિને જ હોય છે જાતિને નહિ.

અનુબંધ=ઉત્પાદકતા. જેમકે:—**गौर्गां जनयति**=ગાય વાછડી અથવા વાછડાને જન્મ આપે છે. અહીં એક વ્યક્તિ પોતા જેવી બીજી વ્યક્તિને ઉત્પન્ન કરી શકે છે. જાતિમાં જન્મ સંભવી શકે નહિ. જાતિ એ તો અમૂર્ત અને નિત્ય પદાર્થ છે. આ શબ્દ–પ્રયોગો ઉપરથી સમજી શકાય છે કે પદનો અર્થ વ્યક્તિ જ છે. આ પ્રમાણે વ્યક્તિમાં શક્તિ માનનારનો મત છે. (૬૨)

હવે એ મતનું ખંડન કરે છે.

## न, तदनवस्थानात् ॥ ६३ ॥

**પદાર્થ:**—(**न**) વ્યક્તિમાં જ શક્તિ માનવી એ ઠીક નથી, કારણ કે (**तदनवस्थानात्**) તેની વ્યવસ્થિતિ ન હોવાથી.

**ભાવાર્થ:**—'જે ગાય બેઠી છે.' 'જે ગાય ઉભી છે.' વગેરે ઠેકાણે જાતિ સિવાય એકલી વ્યક્તિનું જ્ઞાન શબ્દ દ્વારા કદિ પણ થતું જ નથી, જાતિ વગર વ્યક્તિ રહી પણ ન શકે. જાતિ

અને વ્યક્તિનો સમવાય સંબંધ હોય છે, માટે કેવળ વ્યક્તિમાં શક્તિ માની શકાય નહિ. એક વ્યક્તિને જાણવાથી બધી વ્યક્તિઓનું સામાન્ય રૂપે જ્ઞાન થઈ જાય છે. આ સામાન્ય જ્ઞાન કંઈ વ્યક્તિને લીધે જ થતું નથી, માટે વ્યક્તિમાં જ શક્તિ માનવી એ મત અસત્ય છે. (૬૩)

હવે ઉપરના કારણને લીધે વ્યક્તિમાં શક્તિ ન માનતાં જો જાતિમાં શક્તિ માનીએ તો શંકા એ થાય છે કે જાતિ–વાચક શબ્દથી વ્યક્તિનો બોધ કેવી રીતે થાય? આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં જાતિ–શક્તિ–વાદી તરફથી છે. એથી આ સૂત્ર સિદ્ધાંતસૂત્ર તરીકે સમજવું નહિ.

**सहचरणस्थानतादर्थ्यवृत्तमानधारणसामीप्ययोगसाधनाधिपत्येभ्यो ब्राह्मणमञ्चकटराजसक्तुचन्दनगङ्गाशाटकान्नपुरुषेष्वतद्भावेऽपि तदुपचारः ॥ ६४ ॥**

**પદાર્થ**:—( **सहचरणस्थानतादर्थ्यवृत्तमानधारणसामीप्ययोगसाधनाधिपत्येभ्यः** ) સહચરણ, સ્થાન, તાદર્થ્ય, વૃત્ત, માન, ધારણ, સામીપ્ય, યોગ, સાધન અને આધિપત્યને લીધે ( **ब्राह्मणमञ्चकटराजसक्तुचन्दनगङ्गाशाटकान्नपुरुषेषु** ) બ્રાહ્મણ, મંચ, કટ, રાજા, સક્તુ, ચંદન, ગંગા, શાટક, અન્ન અને પુરુષમાં (**अतद्भावे**) તદ્રૂપ ન હોવા ( **अपि** ) છતાં ( **तदुपचारः** ) યષ્ટિકા આદિ શબ્દોનો ઔપચારિક પ્રયોગ થાય છે.

**ભાવાર્થ**:—સહચરણ આદિ નિમિત્તને લીધે લાકડી આદિનો અર્થ બ્રાહ્મણ આદિ ન હોવા છતાં લાકડી આદિ શબ્દો બ્રાહ્મણ–આદિ અર્થમાં પ્રયોજાય છે. ઉદાહરણ. જેમકે:—'**यष्टिकां भोजय**=

લાકડીને જમાડ.' અહીં લાકડીને ભોજન કરાવવું એ અસંભવિત છે તેથી લાકડીવાળા બ્રાહ્મણને જમાડ એવો ભાવ છે. લાકડી અને બ્રાહ્મણનો નિત્ય સહચાર હોવાથી યષ્ટિકા શબ્દનો પ્રયોગ બ્રાહ્મણરૂપ અર્થમાં કરવામાં આવે છે.

**મઞ્ચા ક્રોશન્તિ**='માંચડા બૂમ પાડે છે.' અહીં માંચડા બૂમ પાડે એ સંભવી શકતું ન હોવાથી માંચડા ઉપર બેઠેલા પુરુષો બૂમ પાડે છે એવો ઉપરના વાક્યનો ભાવ છે. પુરુષોનું બેસવાનું સ્થાન માંચડા હોવાથી માંચડાના અર્થમાં પુરુષ શબ્દનો પ્રયોગ થાય છે. તાદર્થ્ય=તેને માટે.

સાદડી બનાવવા માટે વીરણ નામનું ઘાસ વણવામાં આવે છે, છતાં જ્યારે સાદડી બનાવનારને પૂછવામાં આવે છે કે તું શું કરે છે? ત્યારે તે ઉત્તર આપે છે કે હું સાદડી વણું છું. અહીં જો સાદડી તૈયાર હોય તો તેને વણી શકાય નહિ, છતાં ઉપર પ્રમાણે ઉત્તર આપે છે, તેથી સમજી શકાય છે કે તાદર્થ્યને લીધે વીરણ શબ્દનો પ્રયોગ સાદડીમાં થાય છે. કટ=સાદડી.

વૃત્ત=આચરણ. કઠોર આજ્ઞા કરનાર રાજાને 'યમ' કહેવામાં આવે છે. અહીં રાજા યમ ન હોવા છતાં તેના કઠોર શાસનરૂપ વૃત્તને લીધે યમ શબ્દનો પ્રયોગ રાજાના અર્થમાં થાય છે.

બહુ ધનવાળા રાજાને કુબેર કહેવામાં આવે છે તે પણ ધનને લીધે.

માન=તોળવું તે. સક્તુ=સાથવો. કોઈને પૂછવામાં આવે કે સક્તુ (સાથવો) કેટલો છે તો તે ઉત્તર આપે છે કે એક આઢક. (આઢક=આઠ શેર) આ ઠેકાણે એનો તોલ આઠ શેર જ હોવાથી આઢક શબ્દનો પ્રયોગ સક્તુના અર્થમાં થાય છે, અર્થાત્ સક્તુને આઢક (આઠ શેર) કહેવામાં આવે છે.

ચંદન=તુલા ઉપર રાખેલા ચંદનને તુલાચંદન કહેવામાં આવે છે તેનું કારણ તુલા ઉપર ચંદનનું હોવું તે.

સામીપ્ય=નજીક. ગંગા નદીમાં ગાય ચરે છે. અહીં ગંગા એ પ્રવાહનું નામ છે, તેમાં ગાયનું ચરવું અસંભવિત છે, છતાં ગંગા પાસેના પ્રદેશને ગંગા કહેવામાં આવે છે, એ સમીપતા રૂપ કારણને લીધે. જે ગંગા નથી એ પ્રદેશને પણ સમીપતાને લીધે ગંગા કહેવામાં આવે છે.

યોગ=સંબંધ. 'કાળું વસ્ત્ર.' અહીં કાળા રંગને લીધે કાળું વસ્ત્ર કહેવાય છે, એ માત્ર સંબંધને લીધે.

સાધન–પ્રાણનું સાધન અન્ન છે, માટે અન્નને પણ પ્રાણ કહેવામાં આવે છે. જેમકે **अन्नं वै प्राणिनां प्राणाः** સાધનને લીધે પણ જે શબ્દનો જે અર્થ ન હોય તેમાં પણ તે શબ્દનો પ્રયોગ થાય છે. આધિપત્ય=અધિપતિપણું.

અધિપતિપણાને લીધે પણ બીજા અર્થમાં શબ્દનો પ્રયોગ થાય છે જેમકે: 'આ પુરુષ કુળ છે.' અહીં કુળનો અધિપતિ પુરુષ હોવાથી પુરુષને કુળ કહ્યો છે.

આ પ્રમાણે સહચરણ આદિ કારણોને લીધે એક અર્થમાં અતદ્વાચક શબ્દનો પ્રયોગ જેમ થાય છે તેમ જાતિ-વાચક શબ્દ વ્યકિતવાચક ન હોવા છતાં વ્યક્તિમાં તેનો પ્રયોગ થાય છે અર્થાત્ જાતિવાચક શબ્દથી વ્યકિતનો જે બોધ થાય છે તે લક્ષણાને લીધે જ. આ પ્રમાણે જાતિ-શકિતવાદી વ્યકિતના બોધ થવાનું કારણ આપે છે. (૬૪)

હવે 'આકૃતિ'જ પદનો અર્થ છે તે મત આ સૂત્રમાં બતાવે છે.

## आकृतिस्तदपेक्षत्वात् सत्वव्यवस्थानसिद्धेः ॥ ६५ ॥

**પદાર્થ**:—(**आकृतिः**) પદનો અર્થ 'આકૃતિ'જ છે (**तदपेक्षत्वात्**) કારણ કે આકૃતિની અપેક્ષા છે અને તેને લીધે જ (**सत्वव्यवस्थानसिद्धेः**) અર્થના વ્યવસ્થાનની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ:—सत्वावयवानां तदवयवानां च नियतो व्यूह आकृति:** કોઈપણ પ્રાણીના અવયવોની રચના અને તેના અવયવોની રચના અર્થાત્ અરસ્પરસનો વિશિષ્ટ સંયોગ :એજ આકૃતિ છે. જ્યાં સુધી આકૃતિ ન જાણી શકાય ત્યાં સુધી આ ગાય છે કે અશ્વ છે? એ જાણી શકાતું નથી માટે આકૃતિને જ પદનો અર્થ માનવો જોઇએ. 'પદ' શક્ત કહેવાય છે અને 'અર્થ' શક્ય કહેવાય છે. (૬૫)

કેવળ આકૃતિ પણ પદનો શક્ય અથવા વાચ્ય અર્થ થઇ શકતો નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## व्यक्त्याकृतियुक्तेऽप्यप्रसङ्गात् प्रोक्षणादीनां मृद्गवके जातिः ॥ ६६ ॥

**પદાર્થ:—( व्यक्त्याकृतियुक्ते )** વ્યક્તિ અને આકૃતિ યુક્ત હોય ( **अपि** ) તો પણ ( **मृद्गवके** ) માટીમાંથી બનાવેલી ગાયમાં ( **प्रोक्षणादीनाम्** ) વિધિ વિહિત પ્રોક્ષણ તથા દાન આદિનો પ્રસંગ ન હોવાથી ( **जातिः** ) ગોપદનો અર્થ જાતિજ માનવો જોઇએ.

**ભાવાર્થ:—**માટી અથવા પત્થરમાંથી બનાવેલી ગાયમાં વ્યક્તિ યે છે અને આકૃતિ=રચના પણ છે છતાં '**गां प्रोक्षय**' ગાયને નવરાવ. '**गां दुग्धि**' ગાયને દો. આવાં વિધાનો કૃત્રિમ ગાયમાં બની શકતા નથી માટે કેવળ આકૃતિને ગોપદનો અર્થ માની શકાય નહિ, તેથી જાતિનેજ પદનો વાચ્યાર્થ માનવો યોગ્ય છે. (૬૬)

હવે કેવળ જાતિમાં શક્તિ માનવી એ પણ બની શકતું નથી, એ આ સૂત્રમાં બતાવે છે.

## नाकृतिव्यक्त्यपेक्षत्वाज्जात्यभिव्यक्तेः ॥६७ ॥

**પદાર્થ:**—(**न**) કેવળ જાતિ પણ પદની વાચ્ય બની શકતી નથી, કારણ કે (**जात्यभिव्यक्तेः**) જાતિનું જ્ઞાન (**आकृतिव्यक्त्यपेक्षत्वात्**) આકૃતિ અને વ્યકિતની અપેક્ષા રાખે છે.

**ભાવાર્થ:**—જો વ્યકિત અને આકૃતિ ન હોય તો જાતિની કદિ પણ અભિવ્યકિત થઇ શકે નહિ અને તે સિવાય જાતિનું જ્ઞાન પણ થઇ શકે નહિ, માટે કેવળ જાતિ પણ પદનો અર્થ નથી.

ત્યારે શંકા એ થાય છે કે કેવળ જાતિ, કેવળ વ્યકિત અને કેવળ આકૃતિ જ્યારે પદનો અર્થ નથી ત્યારે પદનો અર્થ છે શું? પદનો કશો અર્થ જ નથી એમ તો માની શકાય જ નહિ, કારણ કે જો એમ માનવામાં આવે તો શબ્દનું ઉચ્ચારણ જ નકામું થઇ જાય માટે હવે પછીના સૂત્રમાં શાસ્ત્રકાર પદનો અર્થ શું છે તે વિષે પોતાનો મત બતાવે છે. (૬૭)

આ સિદ્ધાંત સૂત્ર છે.

## व्यक्त्याकृतिजातयस्तु पदार्थः ॥ ६८ ॥

**પદાર્થ:**—(**व्यक्त्याकृतिजातयः**) વ્યકિત, આકૃતિ અને જાતિ (**तु**) એ ત્રણે સમુદિત જ (**पदार्थः**) પદનો અર્થ થાય છે.

**ભાવાર્થ:**—વ્યકિતમાં, આકૃતિમાં અને જાતિમાં પદની એક જ શકિત છે. ત્રણના સમૂહમાં એક શકિત છે માટે સૂત્રકાર વિશિષ્ટમાં શકિત માને છે. કોઈ વખતે જાતિને પ્રધાન રાખી પદનું ઉચ્ચારણ કરવામાં આવે છે તો કોઈ વખતે વ્યકિતને પ્રધાન રાખી પદનું ઉચ્ચારણ કરવામાં આવે છે. '**गामानय**' 'ગાય લઈ આવ.' આ વાકયમાં વ્યકિત જ મુખ્ય છે અને **गौ र्न हन्तव्या** આ ઠેકાણે જાતિ જ મુખ્ય છે કારણ કોઈ પણ ગોજાતીય પ્રાણીનો વધ કરવો નહિ. એવો ઉદ્દેશ છે. પદનો વાચ્ય અર્થ કયો છે તેના સંબંધમાં સૂત્રકારનો આ સિદ્ધાંત છે. (૬૮)

હવે વ્યક્તિ કોને કહેવી તેની વ્યાખ્યા બાંધે છે.

## व्यक्तिर्गुणविशेषाश्रयो मूर्तिः ॥ ६९ ॥

**પદાર્થ:**—( **गुणविशेषाश्रयः** ) ગુણ વિશેષનો આશ્રય અને જે ( **मूर्तिः** ) મધ્યમ પરિમાણવાળો પદાર્થ છે તેનું નામ (**व्यक्तिः**) વ્યક્તિ છે.

**ભાવાર્થ:**—જે દ્રવ્ય ઇંદ્રિય-ગ્રાહ્ય છે, જેમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ, ગુરુત્વ, ઘનત્વ, દ્રવત્વ અને સંસ્કાર આદિ ગુણોમાંથી સંભવ પ્રમાણે કોઈ પણ ગુણો અવશ્ય હોય એવું જે દ્રવ્ય તેનું નામ વ્યક્તિ છે. જેમાં અવયવો મૂર્ચ્છિત અર્થાત્ સંયુક્ત થયા હોય તે મૂર્તિ.

'વ્યક્તિ' શબ્દની આ પારિભાષિક વ્યાખ્યા છે. આ વ્યાખ્યા પ્રમાણે આકાશ, ઇશ્વર આદિ વિભુ દ્રવ્યો તથા પરમાણુ રૂપ અત્યંત સૂક્ષ્મ પરિમાણુ વાળાં દ્રવ્યો 'વ્યક્તિ' કહી શકાય નહિ. ઘટ આદિ ઇંદ્રિયગ્રાહ્ય બધાં દ્રવ્યો 'વ્યક્તિ' કહી શકાય. (૬૯)

આકૃતિની વ્યાખ્યા.

## आकृतिर्जातिलिङ्गाख्या ॥ ७० ॥

**પદાર્થ:**—( **जातिलिङ्गाख्या** ) જાતિ બોધક જે અવયવ સંસ્થાન છે તેનું નામ ( **आकृतिः** ) આકૃતિ છે.

**ભાવાર્થ:**—આકૃતિથી જાતિ ઓળખી શકાય છે. સાસ્ના એટલે ગળે લટકતી ગોદડી રૂપ આકૃતિથી ગાયને ઓળખી શકાય છે. હાથ-પગ આદિ અવયવોની રચના વિશેષથી મનુષ્ય આદિ જાતનાં પ્રાણીઓ ઓળખી શકાય છે, માટે આકૃતિ અવશ્ય જાતિને જણાવે છે.

આ ઉપરથી એમ ન સમજવું કે જેટલી જાતિઓ છે તે બધી આકૃતિથી જ જણાય છે. જલત્વ, પૃથ્વીત્વ, સુવર્ણત્વ આદિ જાતિ

કોઈ ખાસ આકૃતિથી જણાતી હોય એમ લાગતું નથી, પણ આકૃતિ હોય તો તે જરૂર જાતિને જણાવે છે. એ સૂત્રનો ભાવ છે. (૭૧)

હવે જાતિ કોને કહેવી તેની વ્યાખ્યા બાંધે છે.

## समानप्रसवात्मिका जातिः ॥७१॥

**પદાર્થઃ—( समानप्रसवात्मिका )** સમાન પ્રસવ જેનાથી થાય છે તે **( जातिः )** જાતિ કહેવાય છે.

**ભાવાર્થઃ—**આ ઠેકાણે પ્રસવ કોનો? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે જ્ઞાનનો. એટલે અર્થ આ પ્રમાણે થાય છે. 'સમાન બુદ્ધિઓને ઉત્પન્ન થવાનું જે કારણ છે તેનું નામ જાતિ. જુદી જુદી વ્યક્તિઓમાં એકજ આકારવાળી બુદ્ધિને ઉત્પન્ન કરે તે જાતિ. જેમકેઃ-દસ આંબાનાં ઝાડ છે તો તે દરેક વ્યક્તિઓમાં 'આ આંબો આ આંબો ઈત્યાદિ એકજ પ્રકારની જે બુદ્ધિ થાય છે, તેનું નિમિત્ત કારણ આંબામાં રહેલી આમ્રત્વ જાતિજ છે. આ જાતિને સામાન્ય પણ કહે છે અને વિશેષ પણ કહે છે. વિશેષ એટલા માટે કે લીમડા આદિમાં આ આંબો નથી એવું વિશેષ એટલે વ્યાવર્તક જ્ઞાન થાય છે, માટે આમ્રત્વ, ઘટત્વ આદિ જાતિઓ સામાન્યવિશેષાત્મક પદાર્થો કહેવાય છે.

અનુગત બુદ્ધિનું કારણ તે સામાન્ય અને વ્યાવૃત્ત બુદ્ધિનું જે કારણ તે વિશેષ. (૭૧)

**इति श्रीगौतमन्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे द्वितीयाध्यायस्य द्वितीयमाह्निकम् ॥**

# अथ तृतीयोऽध्यायः

## प्रथम माह्निकम् ॥

બીજા અધ્યાયમાં પ્રમાણોની પરીક્ષા પૂરી કરી. હવે ૧-૧-૯ સૂત્રમાં જે આત્મા-આદિ બાર પ્રમેયો બતાવ્યાં છે તેની પરીક્ષા કરવી શરૂ કરે છે. આત્માનું અસ્તિત્વ તો સર્વકોઇ સ્વીકારે છે જ, એટલે એના હોવામાં તો કશું જ કહેવાનું નથી. વળી કોઈપણ એક પદ નિરર્થક હોતું નથી. 'આત્મા' એક જ પદ છે, સામાસિક પદ નથી. માટે તેનો જરૂર કોઇને કોઈ અર્થ હોવો જ જોઇએ.

'હું કાળો છું.' 'હું ગોરો છું.' આ બંને વાકયો શરીરને ઉદ્દેશીને થતાં હોવાથી કોઇ શરીરને જ આત્મા માને છે.

'હું કાણો છું.' 'હું બેરો છું.' આ વાકયો ઇંદ્રિયોને ઉદ્દેશી બોલવામાં આવતાં હોવાથી કોઈ ઇંદ્રિયોને જ આત્મા માની બેઠા છે. કોઈ પ્રાણને જ આત્મા માને છે તો કોઇ જ્ઞાનને જ આત્મા માને છે વળી કોઇ શરીરથી માંડી જ્ઞાન સુધીમાં જે જે કાંઇ છે તે બધાને આત્મા માને છે. અર્થાત્ શરીર-આદિ સંઘાતને આત્મા કહે છે.

**'पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिवर्षाणि तत्प्रातः सवनम्'** છાંદોગ્ય ઉપનિષદ્. અહીં પુરુષને એટલે આત્માને યજ્ઞ તરીકે બતાવ્યો છે.

**'पुरुषो जीवनविशिष्टः कार्यकारणसंघातो यथा प्रसिद्ध एव'** શ્રી શંકરાચાર્યજી ઉક્ત ઉપનિષદ્ના વાકય ઉપર ભાષ્ય કરતાં લખે છે કે જીવનવિશિષ્ટ કાર્ય કારણનો સંઘાત રૂપ પુરુષ છે. જો કે ઉપનિષદ્માં આત્માને શરીર, ઇંદ્રિય અને મનથી પૃથક્ બતાવ્યો છે. પણ દર્શનશાસ્ત્રકાર અનુમાન આદિ પ્રમાણોથી અને પ્રબળ યુક્તિથી આત્માને જે રીતે સિદ્ધ કરે છે, તે રીત બુદ્ધિવાદના માર્ગમાં વહેલાને વધારે પસંદ પડે છે.

'હું'પદનો જે અર્થ છે, તેજ આત્મા છે એમ લગભગ બધા વાદીઓ સ્વીકારે છે, પણ ઇંદ્રિયો સાથે એનો કઇ જાતનો સંબંધ છે? એમાં આ નીચે બતાવેલા વાક્યોથી સંદેહ ઉત્પન્ન થાય છે.

'હુ આંખને લીધે જોઈ શકું છું.' 'ઝાડ મૂળિયાંને લીધે ઉભું છે.' આ બંને વાક્યો એક સરખાં છે. અને ઝાડ અવયવી છે. તેજ પ્રમાણે આંખ અવયવ અને 'હું'પદનો વાચ્ય આત્મા શું અવયવી છે? શું આંખ, નાક, કાન વગેરે આત્માના અવયવો છે? જો આંખ, નાક, કાન વગેરે આત્માના અવયવો હોય તો આંખ આદિ અવયવો અને આત્મા કદિ પણ અલગ નજ રહી શકે. મૂળ, સ્કંધ, શાખા અને પાંદડાંથી ઝાડ કદિ જુદું પડતું નથી. અવયવો અને અવયવીનો સમવાય સંબંધ હોય છે, અને જે બે પદાર્થનો સમવાય સંબંધ હોય તે કદિ પણ અલગ અલગ રહી શકતા નથી. વળી અવયવી પદાર્થનો કોઇને કોઈ પણ વખતે નાશ જરૂર થાય છે.

'હું લાકડીથી કૂતરાને મારૂં છું' અને 'હું આંખથી કૂતરાને જોઉં છું.' આ બે વાક્યો પણ એક સરખાં જ જણાય છે. પહેલા વાક્યમાં લાકડી અને મારનારો બંને જુદાં જુદાં છે. તેજ પ્રમાણે આંખ અને જોનાર બંને જુદા જ હોવાં જોઇએ. જેમ મારવાનું સાધન લાકડી છે તેમ જોવાનું સાધન આંખ છે. લાકડી અને આંખ બંને કરણ છે અને કર્તા એ બંનેથી જુદો જણાય છે. આવી જાતના વાક્યોથી સંદેહ એ થાય છે કે ઝાડ અને મૂળને જેવો સંબંધ છે તેવો આત્મા અને આંખ આદિનો સંબંધ માનવો કે લાકડી અને મારનારને જે જાતનો સંબંધ છે તે જાતનો સંબંધ માનવો? જો ઝાડ અને મૂળના જેવો સંબંધ માનીએ તો આત્મા અનિત્ય ઠરશે અને અવયવો સિવાય એનું અસ્તિત્વ જુદું નહીં સમજાય. જો લાકડી અને મારનારના જેવો આંખ અને આત્માનો સંબંધ માનીએ તો આત્માની અલગ સિદ્ધિ થઈ શકશે અને પછી તે નિત્ય પણ સિદ્ધ થઈ શકશે.

આના સંબંધમાં શાસ્ત્રકાર હેતુ-ગર્ભિત સૂત્ર લખે છે કેઃ—

## दर्शनस्पर्शनाभ्या मेकार्थग्रहणात् ॥ १॥

**પદાર્થઃ**—(**दर्शनस्पर्शनाभ्याम्**) આંખ અને ત્વક્ ઇંદ્રિયથી. (**एकार्थग्रहणात्**) એક જ અર્થનું ગ્રહણ થતું હોવાથી.

**ભાવાર્થઃ**—'જે પદાર્થનો હું સ્પર્શ કરૂં છું, તેજ પદાર્થને હું જોઉં છું.' આ વાક્યથી બે જ્ઞાન જણાય છે. એક ત્વક્ ઇંદ્રિયથી અને બીજું ચક્ષુ ઇંદ્રિયથી ઉત્પન્ન થતું જ્ઞાન, એ બંને જ્ઞાનોનો કર્તા એક જ જણાય છે. પણ બંને જ્ઞાનનાં સાધન જુદાં જણાય છે. એક જ્ઞાનનું સાધન ત્વક્ ઇંદ્રિય છે જ્યારે બીજા જ્ઞાનનું સાધન આંખ ઇંદ્રિય છે. આ બંને જ્ઞાનોને આત્મા જોડે છે. જ્ઞાનોનું જોડવું તેને સંસ્કૃતમાં પ્રતિસંધાન કહે છે. **प्रतिसंधानं नाम स्मृत्या सह एकविषयत्वम्**। (ન્યાયવાર્તિક) જે વિષયનું પ્રત્યક્ષ થતું હોય તેજ વિષયનું સ્મરણ તેની સાથે હોય ત્યારે તે પ્રતિસંધાન કહેવાય છે. જેમકેઃ-**सोऽयं देवदत्तः** 'તેજ આ દેવદત્ત છે. અહીં **सः** પદથી સ્મરણ અને **अयं** પદથી પ્રત્યક્ષ સૂચિત થાય છે. માટે તેને પ્રતિસંધાન કહે છે.

મેં જે પદાર્થનો સ્પર્શ કર્યો હતો તેજ પદાર્થને હું અત્યારે જોઉં છું. આ વાક્યમાં આત્માની સ્થિરતા સૂચિત થાય છે, કારણ કે, સ્પર્શ ભૂતકાળની સાથે સંબંધ રાખે છે, અને દર્શન વર્તમાનકાળની સાથે સંબંધ રાખે છે અને એ બંને જ્ઞાનોનું આત્મા પ્રતિસંધાન કરે છે. ભૂતકાળના સ્પર્શ સાથે જે આત્માનો સંબંધ છે તેજ આત્માનો વર્તમાનકાળના દર્શન સાથે પણ સંબંધ છે એથી આત્મા સ્થિર છે એવું સિદ્ધ થાય છે.

સૂત્રમાં આપેલા હેતુથી આત્મા ઇંદ્રિયથી તદન જુદો છે એમ સિદ્ધ થાય છે. મૂળ અને ઝાડના જેવો આત્મા અને ઇંદ્રિયનો સંબંધ નથી, પણ 'હું લાકડીથી કૂતરાને મારૂં છું.' અહીં લાકડી

અને આત્માનો જેવો સંયોગ સંબંધ છે તેવોજ આત્મા અને ઇંદ્રિયનો સંયોગ સંબંધ છે. (૧)

ઇન્દ્રિયોથી જુદો કોઇ કર્તા નથી એવો પૂર્વપક્ષવાદીનો મત આ સૂત્રમાં બતાવે છે.

## न विषयव्यवस्थानात् ॥ २ ॥

**પદાર્થઃ—( विषयव्यवस्थानात् )** વિષયની વ્યવસ્થા હોવાથી ( **न** ) આત્મા જેવો કોઈ ઇન્દ્રિયોથી જુદો અર્થ નથી.

**ભાવાર્થઃ—यस्मिन् सति यद् भवति सोऽन्वयः** જેના હોવાથી જે હોય તે અન્વય અને **यस्मिन् असति यन्न भवति स व्यतिरेकः** જેના ન હોવાથી જે ન હોય તે વ્યતિરેક. આ અન્વય-વ્યતિરેકરૂપ નિયમ ઇન્દ્રિયો અને જ્ઞાનને પણ લાગુ પડે છે. જેમકેઃ- ચક્ષુ હોય તો રૂપનું જ્ઞાન થાય અને ચક્ષુ ઇન્દ્રિય ન હોય તો રૂપનું જ્ઞાન થતું નથી, માટે રૂપજ્ઞાન ચક્ષુ ઇન્દ્રિયનું જ માનવું જોઇએ. એ જ પ્રમાણે ઘ્રાણ ઇન્દ્રિય હોય તો જ ગંધનું જ્ઞાન થાય છે અને ઘ્રાણ ઇન્દ્રિય ન હોય તો ગંધજ્ઞાન થતું નથી. માટે ગંધજ્ઞાન ઘ્રાણ ઇન્દ્રિયનું જ માનવું જોઇએ. એ જ પ્રમાણે બાકીની ઇન્દ્રિયોમાં પણ સમજવું જોઇએ. પાંચ જાતનાં જ્ઞાન છે અને પાંચ ઇન્દ્રિયો છે, ઇન્દ્રિયો પોતપોતાના જ્ઞાનને ઉત્પન્ન કરે છે, તો પછી આત્મા જેવી એક અલગ વસ્તુ માનવાની કશી જરૂર નથી. જેને જ્ઞાન હોય તે ચેતન કહેવાય અને ઇન્દ્રિયોને જ જ્ઞાન છે માટે ઇન્દ્રિયો જ ચેતન છે. જો આત્મા જ જ્ઞાનને ઉત્પન્ન કરતો હોય તો ચક્ષુ વગર એ રૂપનું જ્ઞાન કેમ કરી શકતો નથી? માટે જ્ઞાનનું અધિકરણ પણ ઇન્દ્રિયો જ છે એમ માનવું જોઇએ. ( ૨ )

ઉપરના મતનું ખંડન કરનારૂં સિદ્ધાંત સૂત્ર.

## तद्व्यवस्थानादेवात्मसद्भावादप्रतिषेधः ॥ ३ ॥

**પદાર્થ:**—( **तद्व्यवस्थानात्** ) તેની વ્યવસ્થા હોવાથી ( **एव** ) જ ( **आत्मसद्भावात्** ) આત્માનું અસ્તિત્વ સિદ્ધ થતું હોવાથી ( **अप्रतिषेधः** ) આત્માનો પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—ઇંદ્રિયો તો પોતપોતાના વિષયોનું જ જ્ઞાન મેળવે છે, પણ પાંચે વિષયોનું જ્ઞાન મેળવનાર કોણ છે? આત્મા તો ચક્ષુ ઇંદ્રિયથી, શ્રોત્ર-ઇંદ્રિયથી, ઘ્રાણ-ઇન્દ્રિયથી, રસના-ઇન્દ્રિયથી, શ્રોતા-ઇન્દ્રિયથી અને ત્વક્-ઇન્દ્રિયથી સર્વજ્ઞાન મેળવી શકે છે. ખરી રીતે જોતાં ઇન્દ્રિયો તો જ્ઞાન મેળવવાનાં સાધન છે. જ્ઞાન મેળવનાર તો તેનાથી જુદોજ છે અને તેજ આત્મા કહેવાય છે.

સાધન ન હોય તો કર્ત્તા ક્રિયા ન કરી શકે એ દેખીતી વાત છે. બાણ હોય તો ધનુર્ધર લક્ષ્ય વેધી શકે છે અને બાણ ન હોય તો એ લક્ષ્ય વેધી શકતો નથી. તેથી શું એમ સમજવું કે બાણ ધનુર્ધર સિવાય આપોઆપ લક્ષ્ય વેધી શકે છે?

વળી શબ્દ સાંભળવો એ શ્રોત્ર ઇન્દ્રિયનો ધર્મ છે પણ એ શબ્દનો અમુક અર્થ થાય છે એ જ્ઞાન શું શ્રોત્ર ઇન્દ્રિયનો વિષય છે? શબ્દના અર્થોને યાદ રાખી વાક્યના અર્થો સમજવા, એક વાક્ય સાથે બીજા વાક્યનો સંબંધ જાણી તે બધાના અર્થો સમજી આખા ગ્રન્થનો ભાવાર્થ સમજવો એ કંઇ શ્રોત્ર ઇન્દ્રિયનો વિષય નથી.

શ્રવણ, મનન અને નિદિધ્યાસન આ ત્રણમાં શ્રવણ તો શ્રોત્ર ઇન્દ્રિય કરે છે પણ મનન અને નિદિધ્યાસન કોણ કરે છે? માટેજ જે શબ્દના અર્થનું જ્ઞાન મેળવે છે, તથા જે મનન અને નિદિધ્યાસન કરે છે તે ઇન્દ્રિયોથી જુદો અર્થ છે. અને તેનું નામ જ આત્મા છે.

કેરીના રૂપને જોઈ તેમાં ખાટા અથવા મીઠા રસનું અનુમાન કરવું એ કંઈ ચક્ષુ ઇન્દ્રિયનું કામ નથી અમુક પ્રકારનો ગંધ સુંઘી આસપાસ ગુપ્ત રહેલા તે ગંધવાળા અર્થનું અનુમાન કરવું એ પણ ઘ્રાણ-ઇંદ્રિયનો વિષય નથી, જો રૂપજ્ઞાન ચક્ષુ ઇન્દ્રિયનું હોત તો ચક્ષુ ફુટી ગયા પછી રૂપનું સ્મરણ ન થાત, કારણ કે, જેને

અનુભવ થયો હોય છે તેને જ સ્મરણુ થાય છે, અનુભવ કરનાર નષ્ટ થાય તો સ્મરણુ કોને થાય? આપણે અનુભવીએ છીએ કે કોઈ પણુ માણુસે અમુક રોગને લીધે મોટી ઉમરે આંખ ગુમાવી હોય તો તેને નાની ઉમરમાં જોયલા પદાર્થનું સ્મરણુ થાય છે આનું કારણુ શું? જો આંખજ તે પદાર્થનો અનુભવ કરનાર હોય તો આંખ ફુટયા પછી તે પદાર્થનું સ્મરણુ કરનાર કેમ થાય છે? માટે જ્ઞાન જે મેળવે છે તે આત્મા છે અને તે ઇન્દ્રિયોથી જુદો છે, જો એમ માનીએ તોજ આ બધી વ્યવસ્થા બની શકે, (૩)

શરીર આદિથી આત્મા જુદો છે એ સંબંધમાં આ એક બીજું સિદ્ધાંત સૂત્ર છે.

## शरीरदाहे पातकाभावात् ॥ ४ ॥

**પદાર્થઃ**—(**शरीरदाहे**) જીવતા શરીરને બાળી નાંખવા છતાં (**पातकाभावात्**) પાપ લાગવું ન જોઇએ.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં શરીર પદથી શરીર, ઇંદ્રિય, બુદ્ધિ અને વેદનાનો સમૂહ સમજવો. એટલે આ સૂત્રમાં શરીરનો અર્થ 'પ્રાણી' કર્યો છે. હવે જો આત્મા શરીર-આદિના સમૂહથી જુદો માનવામાં ન આવે તો 'अ'નામનો માણુસ 'ब'નામના માણુસને જીવતો બાળી મૂકે તો પણુ 'अ'નામના હિંસક માણુસને એ પાપનું ફળ ભોગવવાનો પ્રસંગ આવશે નહિ કારણુ કે, 'अ'નામનો હિંસક માણુસ જ્યારે મરશે ત્યારે તેનો કોઇ પણુ ભાગ હયાત રહેવાનો નથી અને તેથી કોઇનો પુનર્જન્મ થવાનો નથી તો તેણે કરેલા પાપનું ફળ કોણુ ભોગવશે? જો આત્માને શરીર-આદિથી જુદો અને નિત્ય માનવામાં આવે તોજ શરીર છૂટ્યા પછી આત્મા બીજા જન્મમાં પોતે કરેલી હિંસારૂપ પાપનું ફળ ભોગવી શકે, માટે આત્માને શરીરથી જુદો અને નિત્ય માનવો જોઇએ.

વળી જો આત્માને નિત્ય ન માનવામાં આવે તો પ્રશ્ન એ થાય છે કે જન્મ કોનો થાય છે? શા માટે થાય છે? વગર કારણે જન્મેલું પ્રાણી જન્મતાં સાથે જ શા માટે સુખદુઃખ ભોગવે છે? ઈત્યાદિ પ્રશ્નોનો કશો ઉત્તર મળી શકતો નથી. '**अकृताभ्यागम**' કર્મ ન કર્યા છતાં ફળ મળવું તે. '**कृतहान**' કર્મ કર્યું હોય છતાં તેનું ફળ ન મળવું તે. આ બંને દોષ કહેવાય છે. આત્માને નિત્ય ન માનવાને લીધે જન્મેલા પ્રાણીએ કશું પહેલાં કર્મ કર્યું નથી છતાં સુખ દુઃખ ભોગવવાં પડે છે એ અકૃતાભ્યાગમ દોષ થયો. અને જેણે પ્રાણીની હિંસારૂપ પાપકર્મ કર્યું છે તેને ફળ ન મળવું એ 'કૃતહાન' નામનો દોષ છે. સંસારમાં આવા દોષો સદૈવ માન્યા કરવા એ મહાન્ અંધેર કહેવાય. વ્યવસ્થા વગર સંસારને માનવો એ કેવળ બાલિશતા છે માટે શરીરથી જુદો, નિત્ય અને પાપ પુણ્યનાં ફળને ભોગવનાર આત્માને માનવો જ જોઇએ. (૪)

આત્માને નિત્ય માનવામાં આવે તો પણ એને પાપનું ફળ ભોગવવું નહીં પડે એવી શંકા બતાવનારૂં આ પૂર્વપક્ષનું સૂત્ર છે.

## तदभावः सात्मकप्रदाहेऽपि तन्नित्यत्वात् ॥ ५ ॥

**પદાર્થઃ**—(**सात्मकप्रदाहे**) આત્મા-સહિત જીવતા શરીરનો દાહ કરવા (**अपि**) છતાં (**तन्नित्यत्वात्**) આત્મા નિત્ય હોવાથી (**तदभावः**) પાપ લાગશે નહિ.

**ભાવાર્થઃ**—આત્માને જો નિત્ય માનવામાં આવે તો તેનો કશાયથી પણ નાશ ન જ થવો જોઇએ. ગીતાના લખવા પ્રમાણે

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः**

ગી. ૨-૨૩.

આત્માને શસ્ત્રો કાપી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી, તો પછી હિંસા

જ ક્યાં રહી? હિંસા એટલે જીવાત્માનો નાશ કરવો તે, અને જીવાત્માનો તો નાશ થઇ શકતો જ નથી. અગ્નિ એને બાળી શકતો નથી, તો પછી પ્રાણીને બાળી નાખવામાં પાપ ક્યાં રહ્યું? અને પાપ જ નથી તો તેના ફળની તો વાત જ શી?

> वर्षातपाभ्यां किं व्योम्नः चर्मण्यस्ति तयोः फलम्।
> चर्मोपमश्चेत्सोऽनित्यः खतुल्यश्चेदसत्फलः॥
>
> ન્યા. વા.

વરસાદ અને તડકાથી આકાશમાં કઇ જાતનો વિકાર (અસર) થાય છે? શું વરસાદને લીધે આકાશમાં સંકોચાવું અથવા ફેલાવું થાય થાય છે? તડકાને લીધે આકાશ તપતું નથી અને વરસાદને લીધે તે ભીનું પણ થતું નથી ચામડામાં તો વરસાદની અને તડકાની જરૂર અસર થાય છે. એટલે કે વરસાદને લીધે ચામડું પલળે છે અને તેથી તે પોચું થાય છે, જ્યારે તડકાને લીધે તે સૂકાય છે અને કઠણ બને છે. આ દૃષ્ટાંતને અનુસરી જો આત્માને ચામડા પેઠે વરસાદ અને તડકાની અસરવાળો માનવામાં આવે તો તે ચામડા પેઠે અનિત્ય થઇ જાય. અને આકાશ પેઠે એવી અસરવાળો ન માનવામાં આવે તો તે નિત્ય કહેવાય અને નિત્ય પદાર્થમાં પાપ આદિ વિકાર માની શકાય નહિ.

જો પાપ અથવા પુણ્ય આત્મામાં માનવામાં આવે તો તે વિકારી થઈ અનિત્ય બની જાય. પાપ એટલે દુઃખ-જનક સંસ્કાર અને પુણ્ય એટલે સુખ-જનક સંસ્કાર. આ સંસ્કારો જો આત્મામાં ઉત્પન્ન થાય તો આત્માનો જરૂર વિકાર માનવો જોઇએ. જેમ વીંટી એ સોનાનો વિકાર હોવાથી જ એ સોનાનો ધર્મ ગણાય છે તેમ જો પાપ અને પુણ્ય આત્માના વિકાર હોય તો જ તે આત્માના ધર્મ અથવા ગુણ ગણવા જોઇએ. પારમાર્થિક નિત્ય તો તેજ કહેવાય કે જેમાં કોઈપણ જાતનો વિકાર, ગુણ કે ક્રિયા ન હોય. જે ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે, તે બધા વિકાર જ ગણાય. પાપ અને પુણ્ય, સુખ અને દુઃખ ઉત્પન્ન થાય છે, માટે તે પણ વિકાર જ

ગણાય અને એ વિકાર જો આત્મામાં માનવામાં આવે તો તે જરૂર વિકારી અને અનિત્ય થઈ જાય. માટે જો આત્માને નિત્ય માનવો હોય તો તેમાં કોઇપણ જાતનો વિકાર, અનિત્ય ગુણ અને કર્મ ન જ માનવાં જોઇએ, અને જો આત્મામાં એવો વિકાર માનવામાં ન આવે તો આત્માને દુઃખ ન થતું હોવાથી હિંસા જ ક્યાં રહી? હિંસા ન રહેવાથી પાપ ન રહ્યું અને પાપ ન રહેવાથી તેનું ફળ પણ ગયું, માટે આત્માને નિત્ય માનવાથી પણ પાપનું ફળ નથી ભોગવી શકાતું એ વાત સિદ્ધ થાય છે.

આત્માને અનિત્ય માનવાથી હિંસાનું ફળ જ ભોગવાતું નથી જ્યારે તેને નિત્ય માનવાથી તો હિંસા જ બની શકતી નથી. (૫)

આ ઉપરના સૂત્રમાં પૂર્વપક્ષ તરફથી જો આત્માને નિત્ય માનવામાં આવે તો હિંસા થઈ શકતી નથી એવો જે આક્ષેપ કર્યો છે તેનું સમાધાન આ સિદ્ધાંત સૂત્રમાં છે.

## न कार्याश्रयकर्तृवधात् ॥ ६ ॥

**પદાર્થઃ—(कार्याश्रयकर्तृवधात्)** શરીર અને ઇંદ્રિયનો નાશ કરવો તેનું નામ વધ એટલે હિંસા હોવાથી (न) ઉપરના સૂત્રમાં જે આક્ષેપ કર્યો છે તે અસત્ય છે.

**ભાવાર્થઃ**—ન્યાયશાસ્ત્રકારના મતમાં આત્માનો નાશ થવો એનું નામ હિંસા નથી, પણ આત્મા જેને લીધે સુખ ભોગવે છે તે શરીરનો નાશ કરવો અથવા ઇંદ્રિયોનો નાશ કરવો તેનું નામ હિંસા છે. માટે જીવતા પ્રાણીના શરીરને બાળી નાંખવું અથવા કોઈ પણ બીજા ઉપાયથી તેનો નાશ કરવો તેનું નામ હિંસા છે અને એ હિંસાથી ઉત્પન્ન થતું પાપ હિંસકને લાગે છે. આત્મા નિત્ય હોવાથી એ પાપનું ફળ બીજા જન્મમાં હિંસકને જરૂર ભોગવવું પડે છે.

આત્મા નિત્ય હોવા છતાં તેમાં સુખ, દુઃખ છે અને તેને ઉત્પન્ન કરનારા ધર્મ અને અધર્મ રૂપ સંસ્કારો આત્મામાં માનવાથી

આત્મા કંઈ વિકારી કે પરિણામી બનતો નથી. આકાશમાં અનેક પદાર્થોના સંયોગો અને વિભાગો થયા જ કરે છે તેથી કંઈ આકાશ વિકારી બનતું નથી. શબ્દ પણ આકાશમાં વારંવાર થયા જ કરે છે તેથી પણ આકાશમાં કોઈ પણ પ્રકારનો વિકાર થતો અનુભવમાં આવતો નથી. મૂળ દ્રવ્ય જ્યારે પોતાનું રૂપ બદલી રૂપાન્તરમાં આવે ત્યારે તે નાશ પામ્યું કહેવાય. જેમકે:–દૂધમાં વિકાર થવાથી તે દહીંના રૂપમાં પરિણમે છે માટે દૂધ નાશ પામ્યું કહેવાય.

સોનામાં ગમે તે વિકાર બનાવો પણ તેથી કંઈ સોનું નાશ પામતું નથી. ધારો કે એક તોલા સોનાની વીંટી બનાવી છે તો શું એ વીંટીમાં સોનું નથી એમ કોઈ કહી શકશે? કોઇ પણ સોનીને ત્યાં એ વેચવાથી એક તોલા સોનાની કિંમત મળે છે માટે સોનું નાશ પામતું નથી. માટે જેમાં વિકારો બનતાં કે ગુણો ઉત્પન્ન થતાં તે વસ્તુ નાશ ન પામે તે પણ નિત્ય જ કહેવાય.

આત્મામાં પણ એક ગુણ ઉત્પન્ન થતાં અને બીજો ગુણ નાશ પામતાં કશોય પણ વિકાર થતા નથી. એક અખંડ વસ્તુમાં જો ગુણ ઉત્પન્ન થતાં વિકાર થાય તો તેનું પ્રત્યભિજ્ઞાન (ઓળખાણ) ન રહેવું જોઇએ. દૂધ જ્યારે દહીં બની જાય છે ત્યારે તે દૂધરૂપ જણાતું નથી. આત્મા તો જ્યારે પોતામાં સુખ ઉત્પન્ન થાય છે ત્યારે કહે છે કે 'હું સુખી થયો.' અને જ્યારે દુ:ખ ઉત્પન્ન થાય છે ત્યારે કહે છે કે 'હું દુ:ખી થયો.' આ બંને સુખ દુ:ખ રૂપ ગુણો સાથે 'હું' પદથી આત્માની ઓળખાણ બરાબર કાયમ રહે છે. માટે આત્મામાં સુખ, દુ:ખ, જ્ઞાન, કામ, ક્રોધ અને લોભ આદિ ઉત્પન્ન થતા હોવાથી આત્મા વિકારી એટલે પરિણામી બનતો નથી, એ સિદ્ધ થાય છે. ઉપનિષદ્‌માં પણ લખ્યું છે કે

**यथाकारी यथाचारी तथा भवति, साधुकारी साधुर्भवति पापकारी पापो भवति। पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन॥ बृहदारण्यक० ४–प.**

અર્થ:—જીવાત્મા જેવું કરે છે, જેવું આચરે છે તેવો તે થાય છે. સારૂં કરનારો સારો થાય છે, પાપ કરનારો પાપી થાય છે, પુણ્ય કરનારો પુણ્યવાન્ થાય છે.' અહીં ઉપનિષત્-કારે આત્મામાં પુણ્ય અને પાપનો સંગ બતાવ્યો છે અને તે કરવાની શક્તિ પણ બતાવી છે. માટે આત્માને નિત્ય માનીને પણ તેમાં પાપ, પુણ્ય, જ્ઞાન આદિ અનિત્ય ગુણો માની શકાય છે અને તે માનવાથી આત્માના નિત્યત્વને કશી હાનિ થતી નથી. ગીતામાં પણ લખ્યું છે કે

> **देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा।**
> **तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति॥** ૨-૧૩
> **मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः।**
> **आगमापायिनोऽनित्यांस्तांस्तितिक्षस्व भारत॥** ૨-૧૪

આત્માને શરીરનો સંબંધ છે અને કૌમાર યૌવન અને ઘડપણ શરીરના ધર્મ છે, જ્યારે આત્માને બીજો દેહ મળે છે ત્યારે પણ બાળપણ, જુવાની ઘડપણ આવે છે. બુદ્ધિમાન્ માણસ આ બાબતમાં મુંઝાતો નથી. ૧૩. હે અર્જુન રૂપ, રસ, ગંધ આદિ જે માત્રા સ્પર્શો છે તે સુખદુ:ખને આપનારા છે અને તે સુખદુ:ખ કાયમ રહેનાર હોતાં નથી માટે હે ભારત=અર્જુન તે અનિત્ય અર્થોને તું સહન કર. ૧૪. શું આમાં આત્માને સુખદુ:ખનો સંબંધ નથી બતાવ્યો? કે શું આત્માને નિત્ય નથી બતાવ્યો? અર્થાત્ આત્માને નિત્ય પણ બતાવ્યો છે અને તેમાં અનિત્ય સુખદુ:ખાદિ પણ બતાવ્યાં છે. નિત્યનું લક્ષણ મહર્ષિ કણાદે આ પ્રમાણે કર્યું છે. **सदकारणवन्नित्यम्।** જે સત્ હોય અને જેનું કોઈ પણ કારણ ન હોય તે નિત્ય. અને એજ સૂત્રકારને માન્ય છે. માટે સુખ, દુ:ખ, પાપ અને પુણ્યના સંબંધથી આત્માનું નિત્યત્વ નાશ પામતું નથી. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે જો આત્માને નિત્ય માનો તોજ તે પોતે કરેલા પાપ પુણ્યનું ફળ ભોગવી શકે. જીવતાં પ્રાણીના શરીરનો નાશ કરવો તેનું નામ હિંસા. હવે આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા નિત્ય છે અને તે શરીર આદિથી તદ્દન જુદો છે. (૬)

આત્માના શરીર, ઇંદ્રિય આદિથી જુદાપણાને સાબીત કરવાનું પ્રકરણ આગળ ચાલે છે.

આ સૂત્રમાં પણ શરીર આદિથી આત્મા જુદો છે એજ બાબતને યુક્તિ આપી સ્પષ્ટ કરે છે.

## सव्यदृष्टस्येतरेण प्रत्यभिज्ञानात् ॥ ७ ॥

**પદાર્થ:**—(**सव्यदृष्टस्य**) ડાબી આંખથી જોયલા પદાર્થનું (**इतरेण**) જમણી આંખથી (**प्रत्यभिज्ञानात्**) પ્રત્યભિજ્ઞાન થતું હોવાથી.

**ભાવાર્થ:**—ધારો કે ઘટરૂપ કોઈ એક અર્થને ડાબી આંખે થોડા વખત પહેલાં જોયો હતો અને પછી ડાબી આંખ બંધ રાખી જમણી આંખ જ્યારે એજ ઘટ રૂપ અર્થને જુએ છે ત્યારે કહે છે કે જે ઘડાને મેં પહેલાં જોયો હતો તેજ ઘડાને હું અત્યારે જોઉં છું. હવે વિચારવાનું એ છે કે જો ઇન્દ્રિયજ આત્મા હોય તો ડાબી આંખે જોયલા પદાર્થનું પ્રત્યભિજ્ઞાન ડાબી આંખનેજ થવું જોઇએ, જમણી આંખને નહીં. કારણ કે:—જે અનુભવ કરનાર હોય તેનેજ પ્રત્યભિજ્ઞાન થઈ શકે છે, બીજાને નહિ. હરિ નામના માણસે અનુભવેલા પદાર્થનું પ્રત્યભિજ્ઞાન કંઈ રામ નામના માણસને થતું નથી. કારણ કે એ બંને વ્યક્તિઓ જુદી જુદી છે. તેજ પ્રમાણે ડાબી અને જમણી બંને આંખો જુદી જુદી હોવાથી એકે જોયલા અર્થનું પ્રત્યભિજ્ઞાન બીજીને ન થવું જોઇએ, છતાં પ્રત્યભિજ્ઞાન થાય છે એ સર્વ કોઈ જાણે છે, માટે આંખ આદિથી અનુભવ કરનાર કોઈ જુદોજ છે અને તે સ્થિર છે, અને એનુંજ નામ આત્મા છે એમ માનવુંજ જોઇએ. ડાબી અને જમણી આંખો તો અનુભવ કરનારનાં સાધનજ માનવાં રહ્યાં (૭)

હવે પ્રસંગને અનુસરી પૂર્વપક્ષવાદી આંખ એકજ છે એમ સિદ્ધ કરવા માગે છે.

## नैकस्मिन् नासास्थिव्यवहिते द्वित्वाभिमानात् ॥८॥

**પદાર્થઃ**—( **नासास्थिव्यवहिते** ) નાકના હાડકાનું વ્યવધાન હોવાથી ( **द्वित्वाभिमानात्** ) બે આંખ માનવાનો ખોટો અભિમાન થતો હોવાથી ( **न** ) આંખ બે નથી.

**ભાવાર્થઃ**—જેમ પાણીના એક જ પ્રવાહ ઉપર આડો પૂલ બાંધ્યો હોય અને કોઇને પ્રવાહના બે છેડા દેખાય અને તેને લીધે તે બે પ્રવાહ માને તેમ એક જ આંખ ઉપર આડું નાકનું હાડકું પડયું છે તેથી એક જ આંખના બે છેડા દેખાય છે તેને લીધે લોકોને 'બે આંખ છે.' એવું ખોટું જ્ઞાન થઈ રહ્યું છે ખરી રીતે તો એક જ આંખ માનવી યોગ્ય છે. (૮)

'આંખ બે છે' એવું માનનાર વાદી ઉપરના સૂત્રનું ખંડન કરે છે.

## एकविनाशे द्वितीयाविनाशान्नैकत्वम् ॥९॥

( **एकविनाशे** ) એકનો વિનાશ થયે ( **द्वितीयाविनाशात्** ) બીજીનો નાશ ન થતો હોવાથી ( **एकत्वम्** ) આંખ એક (**न**) નથી.

**ભાવાર્થઃ**—જો આંખ એક જ હોય તો એક આંખ ફુટી જવાથી અથવા કોઈ રોગને લીધે ખોટી પડી જવાથી બીજી આંખથી પણ દેખાવું ન જોઇએ. પણ એક આંખ નાશ પામી હોય તોપણ બીજી આંખથી દેખી શકાય છે, માટે બેજ આંખ માનવી જોઇએ. બે આંખ માનવી એ સિદ્ધાંત પક્ષ છે. (૯)

ફરીથી એકત્વવાદી પોતાના મતના સમર્થનમાં યુક્તિ આપે છે.

## अवयवनाशेऽप्यवयव्युपलब्धेरहेतुः ॥ १० ॥

**પદાર્થ:—( अवयवनाशे )** અવયવનો નાશ થાય ( **अपि** ) તોપણ ( **अवयव्युपलब्धेः** ) અવયવી કાયમ રહે છે માટે ( **अहेतुः** ) આંખને બે માનવામાં જે હેતુ આપ્યો છે તે અસત્ય છે.

**ભાવાર્થ:—**એક અવયવી હોય અને તેનો એક અવયવ નાશ પામે તો કંઇ અવયવીનો નાશ થઈ જતો નથી. દાખલા તરીકે:- શરીર એક અવયવી છે, તેનો એક અવયવ આંગળી અથવા હાથ આદિ નાશ પામે તો કંઇ આખું શરીર નાશ પામતું નથી. તેજ પ્રમાણે આંખનો એક ભાગ નષ્ટ થયો તો બીજા ભાગમાં જોવાની શક્તિ રહે એમાં કંઈ અયોગ્ય જણાતું નથી, માટે આંખ એકજ માનવી જોઇએ. (૧૦)

હવે સિદ્ધાંતવાદી ઉપરની યુક્તિનું ખંડન કરે છે.

## दृष्टान्तविरोधादप्रतिषेधः ॥ ११ ॥

**પદાર્થ:—( दृष्टान्तविरोधात् )** દૃષ્ટાંત સાથે વિરોધ આવતો હોવાથી ( **अप्रतिषेधः** ) આંખ બે છે એનું ખંડન થઈ શકતું નથી.

**ભાવાર્થ:—**સૂત્ર ૧૦માં જણાવ્યું છે કે અવયવોનો નાશ થાય તોપણ અવયવી કાયમ રહે છે એ વાત તદ્દન ખોટી છે. અવયવ એ કારણ દ્રવ્ય છે અને અવયવી એ કાર્યદ્રવ્ય છે. કારણનો નાશ થાય તો કાર્યનો નાશ થાય છે એ સર્વ-માન્ય સિદ્ધાંત છે. જો કારણનો નાશ થવા છતાં કાર્યદ્રવ્ય કાયમ રહેતું હોય તો કાર્યદ્રવ્યને નિત્ય માનવું જોઇએ. કારણ કે કારણનો નાશ અથવા કારણ દ્રવ્યોનો વિભાગ એ બે સિવાય કાર્યદ્રવ્યના નાશનું કોઈ પણ કારણ નથી.

ધારો કે એક અવયવી દ્રવ્યના દસ અવયવો છે અર્થાત્ દસ અવયવોથી એક અવયવી દ્રવ્ય બન્યું છે. હવે એ અવયવીનો એક અવયવ કાપી અલગ કર્યો, છતાં પણ તમારા મત પ્રમાણે અવયવી કાયમ છે, પછી બીજો અવયવ કાપ્યો, છતાં અવયવી કાયમ છે એજ

પ્રમાણે બાકીના અવયવો પણ એક પછી એક કાપી નાંખતાં દસે અવયવો નષ્ટ થયા, તો પછી અવયવી જેવું કશું કેમ દેખાતું નથી?

ધારો કે પાંચ વારનું એક અવયવી કાપડ છે. તેમાંથી એક વાર કાપી લઇએ તો તે તેજ કાપડ ગણાશે કે? વેપારી પાસેથી પાંચવાર કાપડ લઈ તેમાંથી એકવાર કાપીને કોઇ પાછું આપવા જાય અને કહે કે લ્યો આ તમારૂં કાપડ અમારે નથી જોઈતું, તો શું વેપારી એકવાર પોતાનું કાપડ ઓછું થયેલું જાણતો હોવા છતાં આ તેજ કાપડ છે એમ માની સ્વીકારશે ખરોકે? કદિ નહિ. માટે અવયવના નાશથી અવયવીનો જરૂર નાશ થાય છે. ૧૦ અવયવોમાંથી એક અવયવ નાશ પામે તો બાકીના ૯ અવયવોનું એ જુદુંજ અવયવી દ્રવ્ય માનવું જોઇએ.

વળી આંખોના સંબંધમાં તો એક આંખ બીજી આંખનો અવયવજ નથી બંને તદ્દન જુદીજ છે. બંને આંખના અધિષ્ઠાનરૂપ ગોલક પણ જુદાજ છે. નાકના હાડકાના વ્યવધાનથી તે જુદા દેખાય છે એમ નથી. મરી ગયેલા માણસના કપાલના નીચેના હાડકામાં સ્પષ્ટ બે ખાડા પણ છે, માટે આંખ એક માનવી એ સમજ વગરની વાત છે. માટે સૂત્રકાર મહર્ષિએ ડાબી આંખે જોયલા અર્થનું જમણી આંખને પ્રત્યભિજ્ઞાન થાય છે, બે જુદી વ્યક્તિઓમાં પ્રત્યભિજ્ઞાન સંભવી શકે નહિ માટે આંખ આદિ ઇન્દ્રિયોથી આત્મા જુદો છે એ અનુમાનમાં કશી પણ ભૂલ નથી એમ સમજાવ્યું છે. (૧૧)

આત્મા અને ઇન્દ્રિયો જુદા છે તેને માટે એક બીજી યુક્તિ શાસ્ત્રકાર આપે છે.

## इन्द्रियान्तरविकारात् ॥ १२ ॥

**પદાર્થ**:—( **इन्द्रियान्तरविकारात्** ) જે ઇન્દ્રિયે અનુભવ નથી કર્યો એવી બીજી ઇન્દ્રિયમાં વિકાર થવાથી આત્મા ઇન્દ્રિયોથી જુદો છે.

**ભાવાર્થ:**—કોઈને આંબલીના કાતરાનું અથવા કેરીનું રૂપ જોવાથી અથવા એનો ગંધ સુંઘવાથી તેના રસનું સ્મરણ થાય છે અને તેને લીધે રસના ઇન્દ્રિયમાં વિકાર થાય છે અને તેથી મુખમાં પાણી છુટે છે. આમ થવાનું કારણ શું? રસના ઇન્દ્રિયે તો એ ફળને જોયું નથી તેમ સુંઘ્યું પણ નથી તેમ છતાં રસના ઇન્દ્રિયમાં વિકાર કેમ થયો? જુએ અથવા સુંઘે કોક અને સ્મરણ બીજાને થાય એ કેમ બને? માટે સ્મરણ કરનાર અને અનુભવ કરનાર ઇન્દ્રિયોથી આત્મા જુદો છે એમ માનવું જ જોઇએ. (૧૨)

આ યુક્તિમાં આત્માને અલગ નહીં માનનાર પૂર્વપક્ષ–વાદી આક્ષેપ કરે છે.

## न स्मृतेः स्मर्तव्यविषयत्वात् ॥ १३ ॥

**પદાર્થ:**—( **स्मृतेः** ) સ્મૃતિનો ( **स्मर्तव्यविषयत्वात्** ) વિષય ઘટપટાદિ અર્થ હોવાથી અને તેને લીધે તેની ઉત્પત્તિ થવાથી (**न**) આત્માને જુદો માનવાની જરૂર નથી.

**ભાવાર્થ:**—સ્મૃતિ એ એક ગુણ છે અને તે કોઈ પણ નિમિત્તથી જ ઉત્પન્ન થાય છે. સ્મૃતિનો વિષય કેરી આદિ ફળ છે. એ વિષય ઇંદ્રિય–ગોચર થવાથી તેના રસનું સ્મરણ થાય છે અને તેને લીધે રસના ઇંદ્રિયમાં વિકાર થઈ મુખમાં પાણી છૂટે છે. આમાં આત્મા માનવાની શી જરૂર છે? ઇંદ્રિય અને વિષયના સંબંધથી પ્રત્યક્ષ જ્ઞાન થયું અને તેને લીધે પહેલાં અનુભવેલા અર્થનું સ્મરણ થયું આમાં ઇંદ્રિયોથી અલગ આત્મા માનવાની કશી જરૂર જણાતી નથી, માટે ઇંદ્રિયાન્તર વિકાર થવાથી અલગ આત્માની સિદ્ધિ થતી નથી. (૧૩)

હવે સિદ્ધાંતવાદી પૂર્વપક્ષનું ખંડન કરે છે.

## तदात्मगुणसद्भावादप्रतिषेधः ॥ १४ ॥

**પદાર્થ:**—(**तद्दात्मगुणसद्भावात्**) તે સ્મૃતિ આત્માનો ગુણ હોવાથી (**अप्रतिषेधः**) આત્માનો પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—સ્મૃતિ એ ગુણ છે અને ગુણ ગુણી સિવાય રહી શકે નહિ. અનાત્મવાદીને એ પૂછવું જોઇએ કે સ્મૃતિનું નિમિત્ત કારણ વિષય છે એ કબુલ છે પણ એ ઉત્પન્ન શામાં થઈ? શું સ્મૃતિનો આધાર ઇંદ્રિય છે કે વિષય? જો ઇંદ્રિયને સ્મૃતિનો આધાર માનવામાં આવે તો ફળનું રૂપ તો આંખે જોયું છે માટે તે ફળના રસની સ્મૃતિ આંખને થવી જોઈએ અને તેની અસર પણ આંખને જ થવી જોઇએ અને નાસિકા ઇંદ્રિયે એ ફળનો ગંધ સુંઘ્યો હોવાથી તેથી નાસિકાનેજ રસનું સ્મરણ થવું જોઇએ. અને તેની અસર પણ એજ ઇંદ્રિયને થવી જોઇએ. પણ એમ થતું નથી. વળી વિષયને સ્મરણ થતું હોય તો 'હું સ્મરણ કરૂં છું' એવો અનુભવ ઘટાદિ વિષયોમાં પ્રતીત થવો જોઇએ. પણ એવું જોવામાં આવતું નથી. માટે વિષય અને ઈંદ્રિયોથી ભિન્ન આત્માજ સ્મરણનો આધાર છે એમ સાબીત થાય છે. અર્થાત્ અનુભવ અને સ્મરણનું સમવાયી કારણ આત્માનેજ માનવું જોઇએ. અને એ ઇંદ્રિયોથી જુદો છે એમ પણ માનવુંજ રહ્યું. (૧૪)

સિદ્ધાંતવાદીનું સમાધાન સૂત્ર.

## अपरिसंख्यानाच्च स्मृतिविषयस्य ॥ १५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**स्मृतिविषयस्य**) સ્મૃતિના વિષયની (**अपरिसंख्यानात्**) ગણુતરી કરી ન હોવાથી.

**ભાવાર્થ:**—સ્મૃતિ-જ્ઞાનમાં કેટલા અર્થોની પ્રતીતિ થાય છે એની ગણુતરી કર્યા વગરજ કહેવામાં આવે છે કે 'વિષયમાંથી સ્મૃતિ થાય છે, માટે આત્મા માનવાની જરૂર નથી.' **अज्ञासिषमहममुमर्थम्** મેં આ અર્થ જાણ્યો. આ વાકયમાં જ્ઞાતા, જ્ઞેય અને

જ્ઞાન એ ત્રણે અર્થોની પ્રતીતિ થાય છે. કેવળ અર્થનીજ નહિ. **असौ अर्थो मया ज्ञातः अस्मिन्नर्थे मम ज्ञानमभूत्** આ બંને જાતનાં વાક્યોમાં પણ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન રૂપ ત્રણ અર્થ સમજાય છે. બધાં જ્ઞાનોનું પ્રતિસંધાન આત્મા હોય તો જ થાય છે.

વળી જો ઘટપટ–આદિ અર્થોને સ્મૃતિનો આધાર માનવામાં આવે તો ઘટ–આદિ અર્થ ફુટી ગયા પછી સ્મરણ જ ન થવું જોઇએ, કારણ કે આધાર વગર આધેયની ઉત્પત્તિ થઇ શકે નહિ.

**संस्कारजन्यं ज्ञानं स्मृतिः** સંસ્કાર હોય તોજ સ્મરણ થઈ શકે છે. જો ઘટ–આદિ અર્થમાં જ્ઞાનના સંસ્કારો માનવામાં આવે તો અર્થ નષ્ટ થવાથી સંસ્કાર પણ નાશ પામવા જ જોઇએ, કારણ કે આધાર નાશ પામે તો આધેય પણ નાશ પામે છે એ સર્વ કોઇ જાણી શકે છે. તો હવે નષ્ટ વિષયની સ્મૃતિ ન થવી જોઇએ છતાં નષ્ટ વિષયની સ્મૃતિ તો થાય જ છે. જો ઘટ આદિ વિષયોને સ્મરણ થતું હોય તો **घटोऽहं स्मर्ता**. 'હું ઘટ સ્મરણ કરનાર છું.' આવું પણ જ્ઞાન થવું જોઇએ. માટે જ્ઞાન–જન્ય સંસ્કારનું અધિકરણ આત્મા જ છે અને તે ઉપર બતાવેલી યુક્તિઓથી ઇંદ્રિયોથી જુદો છે એમ પણ માનવું જ જોઇએ. (૧૫)

ઇંદ્રિયથી અતિરિક્ત મન છે અને તેને નિત્ય પણ માનવામાં આવ્યું છે, તો તેને જ આત્મા માનવાથી શું વ્યવસ્થા નથી બેસતી? અમને તો મનને જ આત્મા માનવો યોગ્ય લાગે એ પૂર્વપક્ષનો ભાવ આ સૂત્રમાં સમજાવે છે.

## नात्मप्रतिप्रत्तिहेतूनां मनसि संभवात् ॥१६॥

**પદાર્થઃ**—(**आत्मप्रतिपत्तिहेतूनाम्**) આત્મા જાણવા માટે જે હેતુઓ આપ્યા છે તે બધા (**मनसि**) મનમાં (**संभवात्**) ઘટી શકતા હોવાથી (**न**) મનથી જુદો કોઈ આત્મા નથી.

**ભાવાર્થ**:—'દર્શન અને સ્પર્શન કરનાર શરીરમાં કોઈ એકજ વસ્તુ છે.' ઈત્યાદિ જે જે હેતુઓ આપ્યા છે તેનાથી મન જ સિદ્ધ થાય છે તો પછી મનથી જુદો આત્મા શા માટે માનવો જોઇએ?

**दर्शन स्पर्शनाभ्यामेकार्थग्रहणात्**। ૩-૧-૧

'**शरीरदाहे पातकाभावात्**। ૩-૧-૪

**सव्यदृष्टस्येतरेण प्रत्यभिज्ञानात्**। ૩-૧-૭

ઈત્યાદિ આત્માને સિદ્ધ કરવા જે હેતુઓ આપ્યા છે તેનાથી મનની સિદ્ધિ થતી હોવાથી મનથી અલગ આત્માને માનવાની જરૂર નથી. (૧૬)

ઉપર કહેલા પૂર્વપક્ષનું સમાધાન.

## ज्ञातुर्ज्ञानसाधनोपपत्तेः संज्ञाभेदमात्रम् ॥१७॥

**પદાર્થ**:—(**ज्ञातुः**) જ્ઞાતાને (**ज्ञानसाधनोपपत्तेः**) જ્ઞાનનાં સાધનોની જરૂર પડતી હોવાથી (**संज्ञाभेदमात्रम्**) કેવળ સંજ્ઞામાં જ ભેદ છે.

**ભાવાર્થ**:—રૂપનું જ્ઞાન મેળવવા જેમ જ્ઞાતાને આંખની જરૂર પડે છે તેમ મનન કરવા માટે, ઇચ્છા કરવા માટે અને સુખ ભોગવવા-આદિને માટે પણ સાધનની જરૂર પડે છે. જેમ વગર સાધને રૂપ ન જોઈ શકાય તેમ વગર સાધને મનન પણ ન થઇ શકે. બાહ્ય કે આન્તરિક કોઇ પણ ક્રિયા વગર સાધને થઈ શકે જ નહિ. સુખ-જ્ઞાન એ પણ એક આંતરિક ક્રિયા છે માટે એ ક્રિયાનું સાધન અવશ્ય હોવું જોઇએ. ધૂમાડો જોયા પછી અગ્નિનું અનુમાન જ્ઞાન કઇ ઇંદ્રિયથી મેળવવું? ગંધ-જ્ઞાન આંખથી થતું નથી માટે જેમ ઘ્રાણ ઇંદ્રિય માનવી પડી છે તેમ સુખદુઃખનું જ્ઞાન તથા અનુમાન આદિ બાહ્ય ઇંદ્રિયથી થઇ શકતાં ન હોવાથી તેને માટે મન એક આંતર ઇંદ્રિય માનવી જોઇએ.

આમ હોવા છતાં જો તમે મનને આત્મા કહેવા માગતા હો, તો કેવળ નામમાં જ વિવાદ રહે છે, અર્થમાં નહિ, કારણ કે તમે મનને મન નહીં કહેતાં આત્મા કહો છો અને મનથી એક જે જુદો આત્મા યુક્તિઓથી સિદ્ધ થાય છે તેને તમારે બીજું નામ આપવું પડશે, માટે મનને જ મન કહો અને તેને અંદરની ઇંદ્રિય માનો એજ યોગ્ય છે. ગીતામાં પણ આત્માથી ભિન્ન મનને માન્યું છે.

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**

**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

**उपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**

**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

**गीता. अ. ७**

ભૂમિ, પાણિ, અગ્નિ, વાયુ, આકાશ, **મન** બુદ્ધિ અને અહંકાર એ આઠ પ્રકૃતિ અર્થાત્ કાર્યનાં કારણ છે. (૪) આ આઠ સિવાય જીવાત્મારૂપી નવમી પ્રકૃતિ પણ છે કે જેનાથી આ જગત્ ચાલી રહ્યું છે અને આ નવે પ્રકૃતિનો સ્વામી પરમાત્મા છે. ( ૫ )

ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે :

**इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।**

**मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः ॥**

**कठोपनि० अ० १ व० ३–१०**

ઇંદ્રિયોથી અર્થો, અર્થોથી મન, મનથી બુદ્ધિ અને બુદ્ધિથી આત્મા પરે છે.

**तन्मे मनः शिवसंकल्पमस्तु । यजु० ३४–१**

આ વેદના વાક્યથી પણ આત્માથી મન જુદું છે એ સિદ્ધ થાય છે. (૧૭)

મનથી આત્મા જુદો છે, એમાં બીજી યુક્તિ આપે છે.

## नियमश्च निरनुमानः ॥ १८ ॥

**પદાર્થ:**—(**च**) અને (**नियमः**) નિયમ (**निरनुमानः**) અનુમાન વગરનો છે.

**ભાવાર્થ:**—'રૂપ-આદિના જ્ઞાનને માટે તો ઇન્દ્રિયરૂપ સાધનની જરૂર છે, પણ મનન કરવા માટે તથા સુખદુ:ખના જ્ઞાન ઉત્પન્ન કરવા માટે કોઈપણ સાધનની જરૂર નથી.' આવી જાતનો નિયમ માનવામાં કોઈપણ અનુમાન પ્રમાણ નથી. પ્રમાણ વગરની કોઈપણ વસ્તુ માની શકાય નહિ. બીજું, ઉપર જે ગીતા આદિનાં પ્રમાણો આપ્યાં છે તેનાથી પણ મનને આત્મા માનવો એ વિરુદ્ધ છે, માટે મન અને આત્મા જુદા જુદા છે એ સિદ્ધ થાય છે. આ પ્રમાણે આત્માને શરીર, ઇન્દ્રિય અને મનથી જુદો અને સ્થિર સિદ્ધ કરી બતાવ્યો છે. (૧૮)

આ પ્રમાણે શરીર, ઇન્દ્રિય અને મનથી આત્મા જુદો છે એ વિચારનું પ્રકરણ અહીં પૂરું થાય છે.

## આત્માનું નિત્યત્વ-સાધન-પ્રકરણ

આત્મા શરીર આદિથી જુદો છે એ સિદ્ધ કર્યું. હવે આત્માને નિત્ય સિદ્ધ કરવાનું પ્રકરણ શરૂ કરે છે. જો આત્મા નિત્ય હોય તો જ પરજન્મને અને પરમાત્માની પ્રાપ્તિને ઉદ્દેશીને બતાવેલાં કર્મમાં લોકો પ્રવૃત્તિ કરે. ધર્મનું સ્વરૂપ અને તેની સફલતા પણ આત્માના નિત્યત્વને અવલંબીને રહેલી છે માટે આત્માનું નિત્યત્વ સિદ્ધ કરવું જરૂરનું છે.

**पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धात् जातस्य हर्षशोकसम्प्रतिपत्तेः ॥ १९ ॥**

**પદાર્થ:**—(**जातस्य**) ઉત્પન્ન થયેલા બાળકને (**पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धात्**) પૂર્વ-જન્મમાં અનુભવેલા અર્થની સ્મૃતિઓના

અનુબંધને લીધે (**हर्षभयशोकसंप्रतिपत्तेः**) હર્ષ, ભય અને શોક થતા હોવાથી આત્મા અનાદિ છે.

**ભાવાર્થઃ—अनुबन्धो भावनाख्यः स्मृतिहेतुः संस्कारः।** ન્યા. વા. અનુબંધ એટલે સ્મૃતિનો હેતુ અને જેનું બીજું નામ ભાવના છે એવો સંસ્કાર. એમ ન્યાયવાર્તિક-કાર જણાવે છે, અર્થાત્ આ સૂત્રમાં જે અનુબંધ શબ્દ છે તેનો અર્થ સંસ્કાર થાય છે.

બાળક જન્મ્યું કે તુરત રડે છે અને કોઈ વખત હસે છે. આ રડવાનું અને હસવાનું કારણ હર્ષ, ભય અને શોક છે. એ તો દેખીતી વાત છે. બહારનું એવું કોઈ કારણ જણાતું નથી કે જેના સંબંધથી બાળકને દુઃખ કે હર્ષ થતાં હોય (નાનું બાળક ઘોડીયામાં સૂતું હોય છે ત્યારે કોઇક વખતે અકસ્માત્ રડી ઉઠે છે અને કોઇક વખત મુખ મલકાવતું અનુભવાય છે તે વખતનાં દુઃખ, હર્ષ અને ભય સમજવાં) એ દુઃખ, હર્ષ અને ભય કશાક અનુભવેલા અર્થના સ્મરણથી થાય છે એમ માનવું જોઇએ. અનુભવથી સંસ્કાર પડે છે અને સંસ્કારમાંથી સ્મરણ ઉત્પન્ન થાય છે. આ નાના એકાદ માસના બાળકે એવો કોઈપણ અર્થ આ જન્મમાં તો અનુભવ્યો જ નથી કે જેના સ્મરણથી બાળક હસે અને રડે. આથી માનવું પડે છે કે એ બાળકના આત્માએ આ શરીર પહેલાં બીજા કોઇ શરીરમાં રહી યોગ્ય ઉંમરે એવા કોઇ અર્થનો અભ્યાસ કર્યો છે કે જેનાથી એણે ભય અને હર્ષ અનુભવ્યાં હતાં અને એના સંસ્કાર આત્મામાં પડયા હતા. આ જન્મમાં એ સંસ્કાર પાછા ઓચિંતા જાગે છે અને તેને લીધે બાળક ઘોડીયામાં સૂતું સૂતું કોઇક વાર હસી પડે છે તો કોઈક વાર રડી પડે છે. બાળકના ચહેરા ઉપર થતા ફેરફારથી તેના આત્મામાં થતા હર્ષ અને શોકનું અનુમાન કોઇપણ સમજુ માણસ કરી શકે છે. આ રીતે જેમ બાળકના આત્માનો સંબંધ પૂર્વશરીર સાથે સિદ્ધ થાય છે તેમ પૂર્વશરીરના પહેલાં પણ પૂર્વતર અને પૂર્વતમ શરીરોની સિદ્ધિ થાય છે અને તેની સાથે બાળકના આત્માનો સંબંધ અનંત શરીર-વ્યક્તિ-

ઓની સાથે થયેલો છે અને તેથી આત્મા અનાદિ સિદ્ધ થાય છે. જે અનાદિ ભાવ પદાર્થ હોય છે તેનો નાશ પણ થતો નથી માટે આત્મા અનાદિ અને અનંત છે એ સિદ્ધ થાય છે.

**श्रीमद्भगवद्गीता**માં પણ લખ્યું છે કે

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥**
**देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥**

**गी० १२-१३**

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥**

**गी० ४-५**

હે અર્જુન, હું પહેલાં (આ શરીર ધારણ કર્યા પહેલાં) ન હતો, તું ન હતો કે આ રાજાઓ ન હતા એમ નહિ અને આપણે બધા આ શરીર નષ્ટ થયા પછી નહીં રહીએ એમ પણ નહિ. (૧૨)

આત્માને જેમ આ શરીરમાં બાળપણ, જુવાની અને ઘડપણ છે તેમ બીજા જન્મમાં બીજા શરીરને લીધે પણ એ અવસ્થાઓ આવવાની છે. (૧૩)

હે અર્જુન, તારા અને મારા બહુ જન્મો વીતી ગયા છે, તે બધાને હું જાણી શકું છું. તું નહીં જાણી શકે. ૪-૫.

આ યોગેશ્વર શ્રીકૃષ્ણના વચનથી પણ આત્મા અનાદિ અને અનંત છે એ સિદ્ધ થાય છે.

**आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचन मिषत् ।**

**ऐतरेय० उपनिषद्०**

આત્મા જ પહેલાં એક હતો બીજું કોઈ ગતિવાળું ન હતું. આ ઐતરેય ઉપનિષદ્ પણ આત્માને અનાદિ જ બતાવે છે. (૧૯)

ઉપરના સૂત્ર ઉપર પૂર્વપક્ષ તરફથી થતો આક્ષેપ.

## पद्मादिषु प्रबोधसंमीलनविकारवत् तद्विकारः ॥ २० ॥

**પદાર્થઃ**—(**पद्मादिषु**) કમળના ફુલ આદિમાં (**प्रबोधसंमीलनविकारवत्**) વિકાસ અને સંકોચ રૂપ વિકારની માફક (**तद्विकारः**) તેના મુખ ઉપર વિકાર થાય છે.

**ભાવાર્થઃ**—કમળ-પુષ્પનું ખીલવું તથા સંકોચાવું જેમ વગર કારણે થાય છે તેમ બાળકના મુખ ઉપર સ્મિત-આદિ વિકારો થાય છે એટલે કે કમળ ખીલે છે અને બીડાય છે તેમાં હર્ષ આદિને કારણ માનવાની જરૂર નથી માટે જેમ ફુલ વગર કારણે ખીલે છે તેમ બાળક પણ વગર કારણે હસે છે અને રડે છે. પૂર્વજન્મમાં અનુભવેલા અર્થોની સ્મૃતિને લીધે થતા હર્ષ અને શોકથી બાળક હસે છે અને રડે છે એ માન્યતામાં કંઈ સત્ય નથી, માટે બાળકના હસવા-આદિ ઉપરથી કારણની પરંપરા બતાવી પૂર્વજન્મ સિદ્ધ કરવો એ ખોટું છે. કવિઓ પણ બાળકો વગર કારણે જ હસે છે એમ જણાવે છે.

**आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै ।**
**रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ॥**
**अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो ।**
**धन्यास्तदङ्गरजसा मलिनी भवति ॥**

વગર નિમિત્તે હસવાને લીધે જેની દાંત રૂપી કળીયો જરા જરા દેખાય છે, જેના બોલવામાં વર્ણો સ્પષ્ટ થતા નથી. જેઓ ખોળામાં ખેલતાં પોતાના ધૂળવાળા શરીરના સંબંધથી તેડનારના શરીરને ધૂળવાળાં બનાવે છે એવાં નાનાં બાળકોને રમાડનાર માબાપોને ધન્યવાદ છે.

આ શ્લોકમાં નાનાં બાળકના હસવામાં કોઈ પણ કારણ બતાવ્યું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શરીર સાથે જ આત્માની પણ ઉત્પત્તિ થાય છે અને તેથી આત્મામાં અનાદિત્વ સિદ્ધ થતું નથી. (૨૦)

ઉપર કહેલા આક્ષેપનું નિરાકરણ કરનારૂં સિદ્ધાંત સૂત્ર.

**नोष्णशीतवर्षाकालनिमित्तत्वात् पञ्चात्मकविकाराणाम् ॥ २१ ॥**

**પદાર્થઃ**—(**पञ्चात्मकविकाराणाम्**) પાંચ. ભૌતિક કાર્યોના વિકારોનું (**उष्णशीतवर्षाकालनिमित्तत्वात्**) ઉષ્ણકાલ, શીતકાલ અને વર્ષાકાલ નિમિત્ત હોવાથી (**न**) વગર નિમિત્તે કમળ આદિનું ખીલવું થતું નથી.

**ભાવાર્થઃ**—જડ રૂપ કાર્યમાં જે જે વિકારો થાય છે. તેમાં ગરમી, ઠંડી અને વર્ષા કારણ હોય છે. સૂર્યના કિરણોની ગરમી વગર કમળ ખીલતું નથી અને તેની ઉપર હિમ પડવાથી તે ચીમળાઈ પણ જાય છે. ચેતનના મુખ ઉપર થતા વિકારોમાં વર્ષા, ભય અને શોક કારણ રૂપે હોય છે. જડ અને ચેતનમાં થતા કોઈપણ વિકારો વગર કારણે થતા નથી. **आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासैः** એ જે કાવ્યનું પ્રમાણ આપ્યું છે, તે પણ અયથાર્થ છે. કારણ કે કાવ્ય કંઈ તત્વ-દૃષ્ટિથી લખાતાં નથી, એમની ભાષા લગભગ બધી આલંકારિક અને રસગર્ભિત હોય છે માટે તત્વ ઉપર વિચાર કરવામાં કાવ્યનું પ્રમાણ માની શકાય નહિ.

'બાળકનું હસવું એ ફુલના ખીલવા જેવું વગર કારણનું છે.' એમ કહેવામાં કેવળ દૃષ્ટાંત જ આપ્યું છે, પણ કારણ વગર કાર્ય થાય છે એ પ્રતિજ્ઞા સિદ્ધ કરવા કોઇ હેતુ આપ્યો નથી અને હેતુ વગર પ્રતિજ્ઞા કોઇ દિવસ સિદ્ધ થઇ શકતી નથી. દૃષ્ટાંત પણ અસત્ય જ આપ્યું છે, માટે બાળકના આત્માના અનુભવ-જન્ય સંસ્કારથી અને સ્મરણથી હર્ષ, ભય અને શોક તથા તેનાથી બાળકનું હસવું અને રડવું થાય છે એમ માનવું જ જોઇએ અને તેથી આત્મા અનાદિ છે તેપણ સિદ્ધ થાય છે. (૨૧)

આત્મા અનાદિ હોવામાં બીજો હેતુ આપે છે.

## प्रेत्याहाराभ्यासकृतात् स्तन्याभिलाषात् ॥ २२ ॥

**પદાર્થઃ**—(**प्रेत्य**) મરીને જન્મેલા બાળકને (**आहाराभ्यासकृतात्**) અહારના અભ્યાસથી ઉત્પન્ન થતા (**स्तन्याभिलाषात्**) સ્તન્યના અભિલાષ રૂપ હેતુથી આત્મા અનાદિ છે એ સિદ્ધ થાય છે.

**ભાવાર્થઃ**—બાળક જન્મે છે કે તુરત જ એને માનું દૂધ પીવાની ઇચ્છા થાય છે, ભલે પછી તે પોતાની ઇચ્છાને સાધનની યોગ્યતાને અભાવે જણાવી ન શકે. માતાનું દૂધ પીવા તરફના બાળકના વળણથી તેનામાં થતી ઇચ્છાનું અનુમાન સહેલાઇથી થઈ શકે છે. જેટલાં પ્રાણીઓ છે તે બધાં જ્યારે ભૂખથી પીડાય છે ત્યારે એને ખોરાક લેવાની ઇચ્છા થાય છે કારણ કે એણે પહેલાં પણ ભૂખની પીડાને ખોરાક લઇ દૂર કરી હતી. તેજ પ્રમાણે નવું જન્મેલું બાળક પણ ભૂખની પીડાને ખોરાક લઈ દૂર કરવા ઇચ્છે છે. જો નવા જન્મેલા બાળકે પૂર્વજન્મમાં ખોરાક ખાઇ ભૂખનું દુઃખ કદિપણ દૂર ન કર્યું હોત તો એને ખોરાક લેવાની ઇચ્છા જન્મ થતાં સાથે ન થાત, માટે લીધેલા ખોરાકનું અનુમાન બાળકના પૂર્વ જન્મને સિદ્ધ કરે છે. અર્થનું સામાન્ય જ્ઞાન જ્યાંસુધી ન હોય ત્યાંસુધી એ અર્થની ઇચ્છા પણ થઈ શક્તી નથી સર્વથા અજ્ઞાત અર્થ મેળવવા ઇચ્છા થતી કોઈપણ ઠેકાણે જાણવામાં આવી નથી. ઉપર કહેલી રીતે બાળકનો પૂર્વજન્મ સિદ્ધ થતાં તેની પહેલાં જન્મ પણ એજ રીતે સિદ્ધ થશે અને એ પ્રમાણે આત્મા અનાદિ અને અવિનાશી તરીકે પણ સિદ્ધ થવામાં કોઈપણ હરકત નથી. (૨૨)

આત્માના નિત્યત્વ ઉપર ફરીથી પૂર્વપક્ષ તરફથી શંકા કરવામાં આવે છે.

## अयसोऽयस्कान्ताभिगमनवत्तदुपसर्पणम् ॥ २३॥

**પદાર્થ:**—( **अयसः** ) લોઢાનું ( **अयस्कान्ताभिगमनवत्** ) લોહચુંબક તરફ જેમ ખેંચાણ થાય છે તેમ ( **तदुपसर्पणम्** ) બાળકનું માતાના સ્તન તરફ ઉપસર્પણ થાય છે.

**ભાવાર્થ:**—લોહચુંબક તરફ લોઢું ખેંચાય છે તેમાં લોઢાની અંદર કોઈ આત્મા છે અને તે પૂર્વજન્મના અભ્યાસના સ્મરણથી ખેંચાય છે એમ કોઈપણ માનતું નથી, તેજ પ્રમાણે બાળક પણ માતાના સ્તન તરફ જન્મતાં સાથેજ વગર કારણે ખેંચાય છે. પૂર્વજન્મના અભ્યાસનું સ્મરણ કારણ તરીકે માનવાની કશી જરૂર નથી. લોઢું કુદરતી રીતેજ લોહચુંબક તરફ ખેંચાય છે. તરતનું જન્મેલું બાળક પણ સ્વાભાવિક રીતેજ માતાના સ્તન તરફ આકર્ષાય છે, માટે બાળકની અંદર નિત્ય આત્માને માનવાની કશી જરૂર નથી. (૨૩)

પૂર્વપક્ષની ઉક્ત શંકાનું સમાધાન-સૂત્ર.

## नान्यत्र प्रवृत्यभावात् ॥ २४ ॥

**પદાર્થ:**—( **अन्यत्र** ) બીજા તરફ ( **प्रवृत्यभावात्** ) લોઢાનું ખેંચાણ ન હોવાથી ( **न** ) લોઢાનું લોહચુંબક તરફ આકર્ષણ વગર કારણે થતું નથી.

**ભાવાર્થ:**—લોઢું લોહચુંબક તરફ શા માટે ખેંચાય છે? શું એ ખેંચાણમાં કોઈ પણ કારણ નથીજ? જો વગર કારણે લોઢું ખેંચાતું હોય તો લોહચુંબક તરફજ શા માટે ખેંચાય છે? શા માટે લાકડા તરફ કે માટીના ઢેફા તરફ ખેંચાતું નથી? તમારા મત પ્રમાણે કારણનો અભાવ તો બંને તરફ એક સરખો જ છે. એક તરફ ખેંચાવું અને બીજા તરફ ન ખેંચાવું આ નિયમમાં કોઈ પણ કારણ અવશ્ય છે, માટે લોઢાનું લોહ-ચુંબક તરફ આકર્ષણ સકારણ છે એમ માનવુંજ જોઇએ. તેજ પ્રમાણે બાળકનું માતૃસ્તન તરફ આકર્ષણ પણ સકારણ છે અને આ કારણ

પૂર્વજન્મના અભ્યસ્ત આહારના સ્મરણ સિવાય બીજું કશું પણ યુક્તિ-સિદ્ધ જણાતું નથી, માટે આત્મા નિત્ય છે એમ સિદ્ધ થાય છે. (૨૪)

આત્મા નિત્ય હોવામાં બીજો હેતુ આપે છે.

## वीतरागजन्मादर्शनात् ॥ २५ ॥

**પદાર્થ:—( वीतरागजन्मादर्शनात् )** વીતરાગનો જન્મ થતો ન હોવાથી.

**ભાવાર્થ:**—જેનામાં રાગ=(આસક્તિ) હોતો નથી તેનો જન્મ થતો નથી. આ ઉપરથી એવી અર્થાપત્તિ નીકળે છે કે જેમાં રાગ હોય છે તેનો જ જન્મ થાય છે. પંખી આદિને પણ જન્મતાં સાથે જ અનાજના કણોનું ભક્ષણ કરવામાં રાગ જોવામાં આવે છે. રાગ તેજ વિષયમાં થાય છે કે જેનો પહેલાં કોઈ વખત અનુભવ કર્યો હોય, અથવા જેનાથી કોઈ વખત સુખ મેળવ્યું હોય, અને પછી તેનું કાળાંતરે વારંવાર સ્મરણ થવાથી તેમાં રાગ ઉત્પન્ન થાય છે. પંખી-આદિને અનાજના દાણા ચણવામાં રાગ જોઇ તેને પૂર્વ અનુભવેલા આહારજન્ય સુખનું સ્મરણ થાય છે એવું અનુમાન કરવું એ જરા પણ અસ્થાને નથી. આ ઉપરથી પંખીનાં બચ્ચાંના આત્માને આ જન્મ પહેલાં પણ શરીર હતું અને એ રીતે પૂર્વ-આદિ જન્મો સિદ્ધ થતાં આત્માનું અનાદિપણું સિદ્ધ થાય છે. (૨૫)

**રાગ=આસક્તિ, મમતા અથવા સ્નેહ.**

પૂર્વ-સૂત્ર ઉપર શંકા બતાવતું પૂર્વપક્ષનું સૂત્ર.

## सगुणद्रव्योत्पत्तिवत् तदुत्पत्तिः ॥ २६ ॥

**પદાર્થ:—(सगुणद्रव्योत्पत्तिवत्)** જેમ ઘટ-આદિ દ્રવ્યો ગુણ સાથેજ ઉત્પન્ન થાય છે તેમ (**तदुत्पत्तिः**) જીવાત્માની પણ ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થ:**—ઘટ એ દ્રવ્ય છે અને તેમાં રહેલાં રૂપ, રસ અને પરિણામ આદિ તેના ગુણો છે. જેમ ઘટની ઉત્પત્તિ સાથે જ રૂપ–આદિ ગુણોની પણ ઉત્પત્તિ થાય છે તેમ જીવાત્માની પણ ઉત્પત્તિ થાય છે અને તેમાં રાગ આદિની પણ ઉત્પત્તિ થાય છે એમ માનવામાં શો વાંધો? સગુણ ઘટને કોઈ અનાદિ માનતું નથી તો પછી રાગ આદિ ગુણવાળા આત્માને પણ અનાદિ શામાટે માનવો? પૂર્વજન્મ કે ઉત્તર જન્મ પણ શામાટે માનવો? જેવો ઘટ અનિત્ય છે તેવો જ આત્મા અનિત્ય છે એમજ માનવું યોગ્ય લાગે છે. (૨૬)

ઉપરની શંકાનું સમાધાન બતાવતું સિદ્ધાંત સૂત્ર.

## न, संकल्पनिमित्तत्वाद् रागादीनाम् ॥ २७ ॥

**પદાર્થ**:—(**रागादीनाम्**) રાગ આદિનું (**संकल्पनिमित्त-त्वात्**) નિમિત્ત કારણ સંકલ્પ હોવાથી (**न**) સગુણ આત્માની ઉત્પત્તિ નથી.

**ભાવાર્થ:**—ઘટ અને ઘટના ગુણની માફક આત્મા અને આત્માના ગુણની ઉત્પત્તિ થતી નથી. ઘટનું ઉપાદાન કારણ માટી છે અને માટીના રૂપ–આદિ ગુણોમાંથી ઘટમાં રૂપ–આદિ ગુણો ઉત્પન્ન થાય છે. આત્મા શામાંથી જન્મ્યો? અર્થાત્ આત્માનું કોઇ ઉપાદાન કારણ જણાતું નથી, તો આત્માની અંદર જે જન્ય–ગુણો છે તે કયા કારણના ગુણોમાંથી જન્મ્યા?
આત્માનું ઉપાદાન કારણ કોઈ જડ પદાર્થ તો સંભવી શકે નહિ. બ્રહ્મ પણ આત્માનું ઉપાદાન કારણ બની શકતું નથી.

જો આત્માને ઉત્પન્ન થયેલું દ્રવ્ય માનવામાં આવે તો તેના ઉપાદાન કારણ કોઈ એ તો જરૂર માનવાં જોઈએ. દાખલા તરીકે દ્વયણુક એ કાર્ય દ્રવ્ય છે. અને તેના બે પરમાણુ દ્રવ્યો ઉપાદાન

કારણ તરીકે છે. એક જ દ્રવ્યમાંથી કોઈપણ કાર્યદ્રવ્ય ઉત્પન્ન થઇ શકે નહિ. શું એકજ પરમાણુમાંથી દ્વયણુક રૂપ કાર્યદ્રવ્ય બની શકશે ?

મહર્ષિ કણાદ લખે છે કે:- **द्रव्याणां द्रव्यं कार्यं सामान्यम्।** ૧-૧-૨૩-કાર્ય દ્રવ્યનાં કારણ બે અથવા બેથી વધારે દ્રવ્યો હોય છે. આ સર્વમાન્ય નિયમને આધારે જો જીવાત્માને કાર્ય દ્રવ્ય માનવામાં આવે તો તેનાં ઉપાદાન કારણ બે તો જરૂર માનવાં પડે. જો જીવાત્માની ઉત્પત્તિ બ્રહ્મમાંથી માનીએ તો બે બ્રહ્મ જોડાઇને એક જીવાત્મા રૂપ કાર્યદ્રવ્ય બન્યું છે એમ જ માનવું ઘટે. જેમકે:- બે પરમાણુઓ મળીને એક દ્વયણુક બન્યું.

આ પ્રમાણે માનવા જતાં એક બ્રહ્મને બદલે બે બ્રહ્મ માનવાં એ યુક્તિયુક્ત થઈ શકતું નથી. બ્રહ્મ તો એક, અખંડ અને સર્વ-વ્યાપક છે એમ સર્વ કોઇ સ્વીકારે છે અને એમ જ પ્રમાણ-સિદ્ધ થઈ શકે છે. આ ઉપરથી માનવું પડે છે કે બ્રહ્મમાંથી જીવાત્મા બન્યો નથી.

બ્રહ્મ સ્વયં જીવરૂપે પરિણામ પામ્યો છે એમ માનવું એ પણ ઠીક જણાતું નથી. અવયવ વગરના દ્રવ્યનો પરિણામ થઇ શકે જ નહિ. દૂધ સાવયવ પદાર્થ છે માટે જ તેનો પરિણામ દહીં થઈ શકે છે. બ્રહ્મ સાવયવ દ્રવ્ય ન હોવાથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થયો નથી તેમ બ્રહ્મ પોતે પણ જીવ રૂપે પરિણમ્યો નથી.

જડ પરમાણુમાંથી જીવની ઉત્પત્તિ માનીએ તો તેપણ પ્રમાણ-સિદ્ધ બની શકતું નથી. જો પરમાણુઓમાંથી જીવ બન્યો હોય તો જીવમાં રહેલા ઇચ્છા, દ્વેષ, જ્ઞાન, પ્રયત્ન આદિ ગુણો પરમાણુઓમાં પણ માનવા જોઇએ. કારણના ગુણોથી જ કાર્યમાં ગુણો ઉત્પન્ન થાય છે એ સર્વમાન્ય નિયમ છે. પરમાણુમાં જો ઇચ્છા, જ્ઞાન, રાગ, દ્વેષ અને પ્રયત્ન માનવામાં આવે તો પરમાણુને જ આત્મા શા માટે ન કહેવો ? કારણ કે જેમાં ઇચ્છા, દ્વેષ, જ્ઞાન અને પ્રયત્ન આદિ ગુણો હોય તેને જ આત્મા કહેવામાં આવે છે. જો ઉક્ત

નિયમને આધારે પરમાણુને આત્મા કહેવામાં આવે તો પરમાણુ અનાદિ અને અનંત હોવાથી જીવાત્મા પણ અનાદિ અને અવિનાશી આપોઆપ સિદ્ધ થઈ જાય છે.

આ કારણને લીધે ઘટ આદિની માફક આત્મા ઉત્પન્ન થતો નથી. માટે આત્મામાં જે રાગ-આદિ ગુણો છે તેની ઉત્પત્તિ આત્મામાં થતા સંકલ્પથી જ માનવી જોઇએ. સંકલ્પ એટલે જે વિષયોનો પહેલાં અનુભવ કર્યો હોય તેનું સ્મરણાત્મક જ્ઞાન થવું તે. માટે આત્માએ પૂર્વ-જન્મમાં વિષયો અનુભવ્યા છે અને એના સંકલ્પને લીધે આત્મામાં રાગ-આદિ ઉત્પન્ન થાય છે એમ જ માનવું જોઇએ. માટે આત્મા અનાદિ અને અનંત છે એમ સિદ્ધ થાય છે. યોગી યાજ્ઞવલ્ક્ય પણ બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં લખે છે કે **आत्मैवेदमग्र आसीत् पुरुषविधः १-४-१. अयमात्माऽनुच्छित्तिधर्मा। ૪-૫-૧૪.** આત્મા જ પહેલાં હતો અને આ આત્માનો ઉચ્છેદ અર્થાત્ વિનાશ થતો નથી. આથી સિદ્ધ થાય છે કે આત્મા અનાદિ અને અનંત છે અને તેથી આત્મા નિત્ય છે એ પણ સિદ્ધ થાય છે. (૨૭)

આ પ્રમાણે આત્મા અનાદિ અને અવિનાશી છે એ પ્રકરણ અહીં પૂરૂં થાય છે.

હવે શરીરની પરીક્ષાનું પ્રકરણ શરૂ કરે છે.

પ્રથમ સિદ્ધાંત સૂત્ર આ પ્રમાણે છે.

## पार्थिवं गुणान्तरोपलब्धेः ॥ २८ ॥

**પદાર્થ:**—( **गुणान्तरोपलब्धेः** ) ગંધ, નીલરૂપ અને કઠિનતા રૂપ ગુણોની ઉપલબ્ધિ શરીરમાં થવાથી ( **पार्थिवम्** ) મનુષ્ય-આદિનું શરીર પાર્થિવ છે.

**ભાવાર્થ:**—મનુષ્ય, પશુ આદિનાં શરીરોનું ઉપાદાન કારણ માત્ર પૃથ્વી છે, કારણ કે પૃથ્વી પરમાણુઓમાં ગંધ-આદિ જે

વિશેષ ગુણો છે તે બધા શરીરમાં અનુભવાય છે. પૃથ્વીના પરમાણુ-ઓમાંથી દ્વયણુક-આદિના ક્રમથી શરીર બને છે, તેમાં જળનાં, તેજનાં અને વાયુનાં પરમાણુઓ સહાયક તરીકે માનવામાં આવે છે. ઉપાદાનકારણતા તો કેવળ પૃથ્વીના પરમાણુઓમાં જ છે. પૃથ્વીના પરમાણુઓમાં ગંધ, રસ, શ્યામ અને રક્ત આદિ રૂપો તથા કાઠિન્ય-સ્પર્શ આ વિશેષ ગુણો માનવામાં આવ્યા છે. શરીરમાં પણ આ ગુણો જોવામાં આવે છે માટે શરીરને પાર્થિવ માનવું યોગ્ય છે. (૨૮)

હવે બીજા વાદીઓનો મત બતાવે છે, પણ તે મત શાસ્ત્રકાર ગૌતમ મુનિને માન્ય નથી તેથી આ સૂત્રોને પૂર્વપક્ષ તરીકે સમજવાં.

**पार्थिवाप्यतैजसं तद्गुणोपलब्धेः। २८–१**

ગંધ, રસ અને રૂપ શરીરમાં જોવામાં આવે છે માટે શરીરને ત્ર્યાત્મક માનવું. ૧.

**निश्वासोच्छ्वासोपलब्धेश्चातुर्भौतिकम्। २८–२**

નિશ્વાસ ઉચ્છ્વાસ પણ શરીરમાં જોવામાં આવે છે. માટે શરીર પણ ચાતુર્ભૌતિક માનવું.

**गन्ध दपाकव्यूहावकाशदानेभ्यः पाञ्चभौतिकम्। २८–३**

ગંધ, પરસેવો, ખાધેલા અન્નનો પાક થાય છે અને તેજના સંબંધને લીધે છે, નિશ્વાસ ઉચ્છ્વાસને વ્યૂહ કહે છે અને વાયુ રૂપ છે, છિદ્ર એ આકાશ છે; માટે શરીરમાં પાંચે મહાભૂતો અનુભવમાં આવતાં હોવાથી શરીર પાંચભૌતિક છે.

આ ત્રણે સૂત્ર પૂર્વપક્ષનાં છે પણ સૂત્રકારે એનું ખંડન કર્યું નથી, કારણ કે એવી માન્યતામાં કંઈ મહત્વ જણાતું નથી. શરીરમાં

ગંધ, રસ, રૂપ અને સ્પર્શ કેવી રીતે ઉપલબ્ધ થાય છે તે **पार्थिवं गुणान्तरोपलब्धेः** એ સૂત્રમાં જણાવ્યું છે. આ સંબંધમાં જેને વિશેષ જાણવાની ઈચ્છા હોય તેમણે ભાષ્ય, ન્યાયવાર્તિક તથા તાત્પર્યટીકા આદિ ગ્રંથો વાંચવા.

હવે શરીર પાર્થિવ છે એમાં શબ્દ પ્રમાણ આપે છે.

## श्रुतिप्रामाण्याच्च ॥ २९ ॥

**પદાર્થ:—**(**च**) અને (**श्रुतिप्रामाण्यात्**) શરીર પાર્થિવ હોવામાં વેદનું પણ પ્રમાણ છે.

**ભાવાર્થ:—**અન્ત્યેષ્ટિ વખતે મંત્ર બોલવામાં આવે છે કે

**सूर्यं ते चक्षुर्गच्छतात्। पृथिवीं ते शरीरम्।**

ચક્ષુ સૂર્યમાં મળી જાય છે. અને શરીર પૃથિવીમાં મળી જાય છે. ચક્ષુ તેજનું કાર્ય હોવાથી ચક્ષુને તેજ રૂપ કારણમાં લીન થવાનું જણાવ્યું છે અને શરીર પૃથિવીનું કાર્ય હોવાથી તેને પૃથિવી રૂપ કારણમાં લીન થવાનું જણાવ્યું છે. આ પ્રમાણે અનુમાન અને શબ્દ પ્રમાણથી શરીર પાર્થિવ છે એમ સિદ્ધ થાય છે. (૨૯)

આ પ્રમાણે શરીર પરીક્ષાનું પ્રકરણ અહીં સમાપ્ત થાય છે.

હવે ઇન્દ્રિયોની પરીક્ષાનું પ્રકરણ શરૂ કરે છે.

પ્રથમ ઇન્દ્રિયો ભૌતિક છે કે અભૌતિક એ સંબંધી વિચાર કરે છે.

## कृष्णसारे सत्युपलम्भाद् व्यतिरिच्य चोपलम्भात् संशयः ॥ ३० ॥

**પદાર્થ:—**(**कृष्णसारे**) કૃષ્ણસાર (**सति**) હોય તો (**उपलम्भात्**) જ્ઞાન થતું હોવાથી (**च**) અને (**व्यतिरिच्य**) કૃષ્ણસારથી

જુદી બહાર રહેલી વસ્તુને (उपलम्भात्) જોઇ શકાતી હોવાથી (संशयः) સંશય થાય છે.

**ભાવાર્થ:**—આંખમાં રહેલી કીકીને કૃષ્ણસાર કહેવામાં આવે છે. જો કીકી નાશ ન પામી હોય તો વસ્તુ જોઈ શકાય છે. આ ઉપરથી કેટલાક લોકો કીકીને જ ચક્ષુ ઇન્દ્રિય માને છે.

વસ્તુ બહાર દૂર પડી હોય છે અને કીકી તો આંખના ડોળામાં જ રહે છે. બહારની વસ્તુ સાથે જ્યાંસુધી ઇન્દ્રિય સંબંધ ન પામે ત્યાંસુધી બહારની વસ્તુ જોઈ શકાય નહિ. કૃષ્ણસાર બહાર પડેલા ઘટ આદિની સાથે સંબંધ નથી પામતો એ તો દેખીતી વાત છે. તો પછી વસ્તુ કેવી રીતે દેખી શકાય છે?

આ કારણને લીધે નૈયાયિકો કૃષ્ણસારથી ચક્ષુ ઇન્દ્રિયને જુદી માને છે અને કૃષ્ણસાર તો ચક્ષુ ઇન્દ્રિયનો આધાર છે. ચક્ષુ ઇન્દ્રિય દીપકના જેવી છે. અર્થાત્ જેમ દીપક એક ઠેકાણે રહે છે પણ તેનાં કિરણો દૂરની વસ્તુ સાથે સંબંધ પામે છે તેમ કૃષ્ણસારમાં ચક્ષુ ઇન્દ્રિય રહે છે અને તેનાં કિરણો બહારની વસ્તુ સાથે સંબંધ પામે છે તેથી વસ્તુ જોઈ શકાય છે. આ ઉપરથી ચક્ષુ ઇન્દ્રિય ભૌતિક છે અને પ્રાપ્યકારી પણ છે. વસ્તુની સાથે સંબંધ પામીને જે જ્ઞાન ઉત્પન્ન કરે તે 'પ્રાપ્યકારી' કહેવાય છે.

સાંખ્યશાસ્ત્રના અનુયાયીઓનું એવું માનવું છે કે જો ચક્ષુ ઇન્દ્રિયનાં કિરણો બહારની વસ્તુ ઉપર પડતાં હોય તો તે કાચ આદિથી જે વ્યવહિત પદાર્થો છે તેની ઉપર ન પડવાં જોઇએ, કાચ ઉપર પડી કિરણોનું પરાવર્ત થવું જોઇએ. જેમ ભીંત ઉપર કિરણો પડી તેનું પરાવર્તન થાય છે તેમ કાચ ઉપર પણ કિરણો પડી પરાવૃત્ત થવાં જોઇએ, અને જો એમ થાય છે તો જેમ ભીંત પાછળ રહેલા પદાર્થો જોઈ શકાતા નથી તેમ કાચની પાછળ રહેલા પદાર્થો પણ દેખાવા ન જોઇએ.

આ કારણથી તેઓ એમ માને છે કે અહંકાર એ વ્યાપક દ્રવ્ય છે અને તેમાંથી ઇંદ્રિયો બની છે, કાર્ય અને કારણ અભિન્ન

હોવાથી વ્યવહિત પદાર્થોની સાથે પણ ઇંદ્રિયોનો કારણ દ્વારા સંબંધ થઇ શકશે અને તેથી કાચ આદિથી વ્યવહિત પદાર્થો પણ જોઇ શકાશે, માટે ઇંદ્રિયને ભૌતિક ન માનતાં આહંકારિક માનવી જોઇએ. આવી જાતના બે વિરુદ્ધ વાદ સાંભળવાથી સંશય થાય છે કે ઇંદ્રિય ભૌતિક હશે કે અભૌતિક ? ( ૩૦ )

હવે ઇંદ્રિયો અભૌતિક છે એવું માનનાર પૂર્વપક્ષવાદી પોતાના મતનું કથન કરે છે.

## महदणुग्रहणात् ॥ ३१ ॥

**પદાર્થ:**—( **महदणुग्रहणात्** ) નાનું અને મોટું બધાયનું ગ્રહણ ચક્ષુ ઇંદ્રિયથી થાય છે માટે ઇંદ્રિયો અભૌતિક છે.

**ભાવાર્થ:**—ઝીણામાં ઝીણા પદાર્થનું ગ્રહણ ચક્ષુ ઇંદ્રિયથી થાય છે. વડના બીજ જેવી ઝીણી વસ્તુ આંખથી જોઈ શકાય છે અને મોટામાં મોટા પદાર્થનું જ્ઞાન પણ ચક્ષુ ઇંદ્રિયથી થઈ શકે છે. પર્વત, સાગર આદિ મોટા અને વિશાળ પદાર્થો આંખથી જોઇ શકાય છે. હવે જો ચક્ષુ ઇન્દ્રિય તેજમાંથી બનેલી હોય તો તે બહુ સૂક્ષ્મ પદાર્થનેજ જોઈ શકે, મોટા પદાર્થમાં પણ પોતાનું જેટલું પરિમાણ છે તેટલા ભાગને જ જોઈ શકે, કારણ કે, ભૌતિક પદાર્થનો એવો નિયમ જોવામાં આવે છે કે પોતાની જેટલી લંબાઇ પહોળાઈ હોય તેટલીજ લંબાઇ પહોળાઇને બીજા પદાર્થમાં વ્યાપ્ત કરી શકે છે. ધારો કે એક ઈંચ લંબાઇવાળું કોઈ માપ હોય તો તે ભીંતના તેટલા ભાગને જ વ્યાપી શકે, વધારે નહિ. ચક્ષુ ઇન્દ્રિય સૂક્ષ્મ હોવાથી તેની લંબાઇ પહોળાઈના પ્રમાણમાં પદાર્થના ભાગને વ્યાપી શકે અને તેટલો ભાગ જ દેખી શકાય. પણ આપણે તો વૃક્ષ, પહાડ અને મકાન આદિ મોટા પદાર્થોને પણ બરાબર જોઇ શકીએ છીએ. માઇલોના માઇલ સુધી વિસ્તારવાળા પૃથ્વીના પટને પણ જોઈ શકીએ છીએ માટે ચક્ષુ ઇન્દ્રિય સૂક્ષ્મ અને ભૌતિક ન હોવી જોઇએ પણ અભૌતિક અને વ્યાપક હોવી જોઇએ. (૩૧)

સિદ્ધાંત સૂત્ર.

## रश्म्यर्थसन्निकर्षविशेषात् तद्ग्रहणम् ॥ ३२ ॥

**પદાર્થ:**—(**रश्म्यर्थसन्निकर्षविशेषात्**) ચક્ષુ રશ્મિ અને અર્થ સાથેના સંબંધ વિશેષથી (**तद्ग्रहणम्**) નાના અને મોટા પદાર્થનું ગ્રહણ થાય છે.

**ભાવાર્થ:**—નાના મોટા પદાર્થનું ગ્રહણ ચક્ષુ ઇન્દ્રિયનાં કિરણો અને અર્થના સંબંધ વિશેષથી થાય છે. દીવો એક જગ્યા પર રહે છે પણ તેનાં કિરણો ચોતરફ દૂર દૂર ફેલાઇ જવાથી બહારના નાના મોટા પદાર્થો જોઇ શકાય છે. એમાં કંઈ ઘડા જેવડો કે ઘર જેવડો દીવો હોવાની જરૂર નથી. કિરણો ફેલાઈ મોટા પ્રમાણમાં વસ્તુ સાથે સંબંધ પામવાથી મોટી વસ્તુ પણ જોઇ શકાય છે. દીવો નાનો હોવા છતાં જેમ તેનાથી મોટામાં મોટા પદાર્થનું દર્શન થાય છે તેમ ચક્ષુ ઇંદ્રિય સૂક્ષ્મ હોવા છતાં તેનાથી મોટામાં મોટા અને નાનામાં નાના પદાર્થનું દર્શન થઈ શકે છે. (૩૨)

પૂર્વપક્ષ તરફથી શંકા-સૂત્ર.

## तदनुपलब्धेरहेतुः ॥ ३३ ॥

**પદાર્થ:**—(**तदनुपलब्धेः**) ચક્ષુ ઇંદ્રિયનાં કિરણો દેખાતાં ન હોવાથી (**अहेतुः**) 'ચક્ષુ ઇંદ્રિયનાં કિરણોનો સંબંધ થવાથી' એ જે હેતુ આપ્યો છે તે અસત્ય છે.

**ભાવાર્થ:**—જો ચક્ષુ ઇંદ્રિયને કિરણો હોય અને તે ફેલાતાં હોય તો જેમ દીવાના કિરણો દેખાય છે તેમ ચક્ષુ ઇંદ્રિયનાં કિરણો પણ દેખાવાં જોઇએ, પણ દેખાતાં નથી, માટે ચક્ષુ ઇંદ્રિયનાં કિરણો પદાર્થ સાથે સંબંધ પામે છે એ હેતુ ખોટો છે. (૩૩)

સિદ્ધાંત–સૂત્ર.

## नानुमीयमानस्य प्रत्यक्षतोऽनुपलब्धिरभावहेतुः ॥३४॥

**પદાર્થઃ**—(**अनुमीयमानस्य**) અનુમાનથી જાણવામાં આવતો પદાર્થ જો (**प्रत्यक्षतः**) પ્રત્યક્ષ (**अनुपलब्धेः**) ન થાય તો તેનું પ્રત્યક્ષ ન થવું એ (**अभावहेतुः**) અભાવનું કારણ (**न**) નથી.

**ભાવાર્થઃ**—ચક્ષુ ઈંદ્રિયનાં કિરણો છે. એમાં **અનુમાન** પ્રમાણ એ છે કે ભીંતની પાછળ રહેલો પદાર્થ કેમ નથી દેખાતો? એના ન દેખવાનું કારણ એજ છે કે ભીંત સાથે ચક્ષુ ઇંદ્રિયનાં કિરણો અથડાઇને પાછાં ફરે છે. ભીંતને વીંધી આગળ જઈ શકતાં નથી, માટે ભીંત પાછળ રહેલા પદાર્થનું દર્શન થઈ શકતું નથી.

જો ચક્ષુ ઇંદ્રિય તૈજસ ન હોય તથા તેમાંથી કિરણો ન નીકળતાં હોય અને એ ઇન્દ્રિય અભૌતિક અને વ્યાપક હોય તો ભીંતની પાછળ રહેલો પદાર્થ પણ દેખાવો જોઇએ, પણ નથી દેખાતો માટે ભીંત આદિ પદાર્થો ચક્ષુ ઇન્દ્રિયનાં કિરણો અને તેની પાછળ રહેલા પદાર્થો વચ્ચે આવરણ છે અને એ આવરણને લીધે અનુમાન કરી શકાય છે કે ચક્ષુ ઇન્દ્રિય તૈજસ છે તથા તે ભૌતિક પણ છે. જે વસ્તુ ન દેખાય તેનો એકદમ અભાવ માની લેવો એ તો મોટી ભૂલ છે. ચન્દ્રમાનો પાછલો ભાગ નથી દેખાતો તેથી શું એમ માની શકાય કે તેને પાછલો ભાગ જ નથી? જો કોઈ પણ પ્રમાણથી વસ્તુ ન જણાય તો જ તેનો અભાવ માનવો જોઇએ. ચક્ષુ ઇંદ્રિયને કિરણો હોવામાં અનુમાન પ્રમાણ છે અને તે ઉપર બતાવવામાં આવ્યું છે. (૩૪)

હવે વસ્તુઓ કેમ દેખાતી નથી તે સમજાવે છે.

## द्रव्यगुणधर्मभेदाच्चोपलब्धिनियमः ॥ ३५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**द्रव्यगुणधर्मभेदात्**) દ્રવ્ય અને ગુણના ધર્મ જુદા જુદા હોવાથી (**उपलब्धिनियमः**) વસ્તુના પ્રત્યક્ષ જ્ઞાનનો નિયમ છે.

**ભાવાર્થ:**—મહત્વ એ દ્રવ્યનો ધર્મ છે અને ઉદ્‌ભૂતત્વ એ ગુણનો ધર્મ છે. જે દ્રવ્યમાં મહત્વ હોય અને ઉદ્‌ભૂત રૂપ હોય તે દ્રવ્યનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. પવનમાં જ્યારે જળના ઝીણા ઝીણા કણો હોય છે ત્યારે તેનો સ્પર્શ ઠંડો લાગે છે. જળના કણોનો ઠંડો સ્પર્શ તો જણાય છે પણ એ જળના કણો આંખથી દેખાતા નથી, એનું કારણ એ છે કે એમાં ઉદ્‌ભૂત સ્પર્શ અને મહત્વ છે પણ ઉદ્‌ભૂત રૂપ નથી માટે જળના સૂક્ષ્મ કણોનો સ્પર્શ તો જણાય છે **પણ તે આંખથી જોઈ શકાતા** નથી. (૩૫)

ચક્ષુની રશ્મિ કેમ દેખાતી નથી તેનું કારણ હવે બતાવે છે.

## अनेकद्रव्यसमवायाद् रूपविशेषाच्च रूपोपलब्धिश्च ॥३६॥

**પદાર્થ:**—(**अनेकद्रव्यसमवायात्**) અનેક દ્રવ્યનો જેમાં સમવાય સંબંધ હો અર્થાત્ જે વસ્તુ અનેક દ્રવ્યોથી બની હોય (**च**) અને તેની સાથે (**रूपविशेषात्**) રૂપવિશેષ એટલે ઉદ્‌ભૂત રૂપ હોય તો (**रूपोपलब्धिः**) રૂપની ઉપલબ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં જે 'રૂપવિશેષ' પદ પડયું છે એનો અર્થ ઉદ્‌ભૂત રૂપ કરવું અનેક દ્રવ્યનો અર્થ મહત્ પરિણામ કરવું. હવે ચક્ષુ ઇંદ્રિયની રશ્મિમાં મહત્ પરિણામ એટલે મહત્વ તો છે પણ એમાં ઉદ્‌ભૂત રૂપ નથી માટે ચક્ષુ ઇંદ્રિયની રશ્મિ આંખથી જોઇ શકાતી નથી.

સૂર્યની રશ્મિમાં ઉદ્‌ભૂત રૂપ, મહત્વ અને ઉદ્‌ભૂત સ્પર્શ ત્રણે છે માટે તે આંખથી જોઈ શકાય છે અને એનો સ્પર્શ પણ અનુભવી શકાય છે.

નાના દીવાની રશ્મિમાં ઉદ્‌ભૂત રૂપ અને મહત્વ છે પણ ઉદ્‌ભૂત સ્પર્શ નથી માટે પ્રદીપની પ્રભાનો સ્પર્શ અનુભવી શકતો નથી.

ગરમ પાણીમાં તેજના જે સૂક્ષ્મ કણો છે તેમાં ઉદ્‌ભૂત સ્પર્શ અને મહત્વ છે તેથી તેનો સ્પર્શ અનુભવી શકાય છે પણ ઉદ્‌ભૂત રૂપ ન હોવાથી તે આંખથી દેખી શકાતા નથી.

આ પ્રમાણે તૈજસ દ્રવ્યના જુદા જુદા ધર્મ હોય છે તેને લીધે દેખાવાનો અને ન દેખાવાનો નિયમ બાંધી શકાય છે.

નયનની રશ્મિમાં ઉદ્‌ભૂત-સ્પર્શ નથી અને ઉદ્‌ભૂત રૂપ પણ નથી માટે તેનો સ્પર્શ અનુભવી શકાતો નથી તેમ તેનું દર્શન પણ થઇ શકતું નથી. (૩૬)

ચક્ષુની રશ્મિમાં ઉદ્‌ભૂત રૂપ અને ઉદ્‌ભૂત સ્પર્શ કેમ નથી એનું કારણ બતાવે છે.

## कर्मकारितश्चेन्द्रियाणां व्यूहः पुरुषार्थतन्त्रः ॥ ३७ ॥

**પદાર્થ:**—(**इन्द्रियाणाम्**) ઇન્દ્રિયોની (**व्यूहः**) રચના (**कर्मकारितः**) કર્મને લીધે કરવામાં આવી છે અને તે (**पुरुषार्थतन्त्रः**) ઉપભોગને માટે થયેલી છે.

**ભાવાર્થ:**—સંસારમાં દરેક પદાર્થની રચના જીવાત્માના ઉપભોગને માટે પરમાત્માએ કરી છે. તો જેનાથી જેવી રીતે ઉપભોગ થઈ શકે તેની તેવા પ્રકારની રચના કરી છે. ચક્ષુની રચના ઉદ્‌ભૂતરૂપ અને ઉદ્‌ભૂત સ્પર્શ વગર થઈ શકે અને તેનાથી માણસો બરાબર યોગ્ય પદાર્થો જોઈ શકે છે. તો પછી ઉદ્‌ભૂત રૂપવાળી આંખની રચના પ્રભુએ શા માટે ન કરી ? એ પ્રશ્ન નિરર્થક છે.

બપૈયામાં કેરીના જેવી ગોટલી કેમ નથી અને કેરીમાં બપૈયાના જેવાં બી કેમ નથી ? આવા નિરર્થક પ્રશ્નોનું સ્થાન તત્વજ્ઞાનમાં તથા ઇશ્વરીય રચનામાં નથી. તત્વજ્ઞાનીઓ જગત્ બનાવતા નથી પણ જગત્‌માં જેવા પદાર્થો છે તેનું તેવું જ્ઞાન મેળવે છે. (૩૭)

ઇન્દ્રિય ભૌતિક હોવામાં બીજો હેતુ આપે છે.

## अव्यभिचाराच्च प्रतीघातो भौतिकधर्मः ॥ ३८ ॥

**પદાર્થ:**—(**च**) અને (**अव्यभिचारात्**) કોઈપણ જાતનો દોષ ન હોવાથી (**प्रतीघातः**) પ્રતીઘાત ભૌતિક ધર્મ છે.

**ભાવાર્થ:**—દશ્ય વસ્તુ અને આંખ વચ્ચે કંઈ આવરણ અથવા પડદો કે ભીંત આવી ગયાં હોય તો પડદા પાછળની વસ્તુને આંખ જોઈ શકતી નથી; કારણ કે, પડદાથી અથવા કોઈ બીજા આવરણથી ચક્ષુ ઇન્દ્રિયનો પ્રતીઘાત થાય છે. આ પ્રતીઘાત થવો એ તો જો ઇન્દ્રિયો ભૌતિક હોય તોજ સંભવી શકે. અભૌતિક વસ્તુનો પ્રતીઘાત થતો નથી. આકાશ એ ભૌતિક પદાર્થ નથી તો તેનો પ્રતીઘાત પણ થતો નથી. દરેક વસ્તુ સાથે આકાશનો સંબંધ છે. તેજ પ્રમાણે અહંકાર એ અભૌતિક પદાર્થ છે અને તેમાંથી જો ઇન્દ્રિય બની હોય તો તેનો પ્રતીઘાત થવો ન જોઇએ. પ્રતીઘાત એ ભૌતિક ધર્મ છે અને અપ્રતીઘાત એ ભૌતિક અને અભૌતિક બન્નેનો ધર્મ છે, માટે અપ્રતીઘાતથી ઇન્દ્રિયો ભૌતિક કે અભૌતિક સિદ્ધ થઈ શકતી નથી. પણ પ્રતીઘાત તો ભૌતિક દ્રવ્યનો જ અવ્યભિચારી ધર્મ છે માટે તેનાથી ઇન્દ્રિયો બની છે એમ સિદ્ધ થાય છે. (૩૮)

હવે ચક્ષુ ઇન્દ્રિયની રશ્મિમાંઉદ્ભૂત રૂપ હોવાની શંકા કરે છે. પૂર્વપક્ષનું સૂત્ર.

## मध्यन्दिनोल्काप्रकाशानुलब्धिवत् तदनुपब्धिः ॥३९॥

**પદાર્થ:**—(**मध्यन्दिनोल्काप्रकाशानुपलब्धिवत्**) ખરા બપોરે આકાશમાંથી ખરતા તારાનો પ્રકાશ જેમ દેખાતો નથી તેમ (**तदनुपलब्धिः**) ચક્ષુની રશ્મિની ઉપલબ્ધિ થતી નથી.

**ભાવાર્થ:**—આકાશમાં ખરતા તારામાં ઉદ્ભૂત રૂપ છે અને તેથી માણસો તેને રાત્રે જોઈ શકે છે પણ ખરા બપોરે ખરતા તારાનું તેજ દેખી શકાતું નથી કારણ કે તે તેજ સૂર્યના તાપથી ઢંકાઈ જાય છે. તેજ પ્રમાણે ચક્ષુની રશ્મિ સૂર્યના તાપને લીધે ઢંકાઇ (અભિભૂત) ગયેલી રહેતી હોવાથી દેખી શકાતી નથી માટે ચક્ષુની રશ્મિમાં ઉદ્ભૂત રૂપ માનવું જોઇએ. જે પદાર્થમાં ઉદ્ભૂત રૂપ હોય અને બાહ્ય સૂર્ય આદિના પ્રકાશની અપેક્ષા ન રાખે તે પદાર્થના રૂપનો અભિભવ થઈ શકે છે. જેમકે:-આકાશમાં તારાઓનું રૂપ એ ઉદ્ભૂત રૂપ છે અને તેને પોતાને પ્રકાશિત કરવા માટે કોઈ બીજા પ્રકાશની જરૂર નથી, માટે તેનો અભિભવ થાય છે. ચક્ષુ ઇન્દ્રિયનું તેજ એવું નથી, માટે એનો અભિભવ થતો નથી, એ ભાવ સૂત્ર ૪૨ માં સ્પષ્ટ કરશે. (૩૯)

ઘટાદિમાં પણ રશ્મિ છે અને તે સૂર્યના પ્રકાશથી ઢંકાઈ જવાથી દેખાતી નથી એમ કાં ન માનવું?

સમાધાન-સૂત્ર.

## न रात्रावप्यनुपलब्धेः ॥ ४० ॥

**પદાર્થ:**—(**रात्रौ अपि**) રાત્રિમાં પણ (**अनुपलब्धेः**) ઘટાદિમાં રશ્મિ જણાતી નથી માટે (**न**) ઘટ-આદિ પાર્થિવ પદાર્થમાં રશ્મિ નથી.

**ભાવાર્થ:**—જો ઘટ આદિમાં રશ્મિ હોય તો દિવસે ભલે તે ન દેખાય પણ જ્યારે સૂર્યનો પ્રકાશ હોય ત્યારે રાત્રિમાં તો દેખાવી જોઇએ. પણ જ્યારે રાત્રિમાં પણ નથી દેખાતી ત્યારે ઘટ-આદિમાં રશ્મિ નથી એમ માનવુંજ જોઇએ. (૪૦)

સૂર્ય આદિના પ્રકાશથી ચક્ષુનું રૂપ અભિભૂત કેમ ન માનવું? એનો ઉત્તર આપે છે.

## बाह्यप्रकाशानुग्रहाद् विषयोपलब्धेरभिव्यक्ति-तोऽनुपलब्धिः ॥ ४१ ॥

**પદાર્થ:—(बाह्यप्रकाशानुग्रहात्)** બહારના પ્રકાશની મદદથી **(विषयोपलब्धेः)** વિષયનું દર્શન થતું હોવાથી **(अनभिव्यक्तितः)** ઉદ્ભૂત રૂપના અભાવને લીધે **(अनुपलब्धिः)** ઉપલબ્ધિ થતી નથી.

**ભાવાર્થ:—**ચક્ષુ, ઇન્દ્રિય, સૂર્ય આદિના પ્રકાશની મદદથી ઘટ, પટ આદિ વિષયોને જોઈ શકે છે. જે પ્રકાશ ચક્ષુ ઇન્દ્રિયને જોવામાં મદદ કરે તેનાથી જ ચક્ષુ રશ્મિનો અભિભવ માની શકાય નહિ. માટે ચક્ષુ ઇન્દ્રિયનું ન દેખાવાનું કારણ અનુદ્ભૂત રૂપ છે. બીજા પદાર્થોમાં પણ જો ઉદ્ભૂત રૂપ ન હોય તો તે પણ દેખી શકાતા નથી. જેમકે:-ઠંડો સ્પર્શ લાગવાથી પવનમાં સૂક્ષ્મ જળકણો છે એવું અનુમાન કરી શકાય છે, પણ એ જળકણોમાં ઉદ્ભૂત રૂપ ન હોવાથી દેખી શકાતા નથી. (૪૧)

હવે કયા રૂપનો બાહ્ય પ્રકાશથી અભિભવ થઈ શકે છે તે બતાવે છે.

## अभिव्यक्तौ चाभिभवात् ॥ ४२ ॥

**પદાર્થ:—(च)** અને **(अभिव्यक्तौ)** જે રૂપ ઉદ્ભૂત રૂપ હોય **(अभिभवात्)** તેનો જ અભિભવ થઈ શકે છે.

**ભાવાર્થ:—**જેને ઉદ્ભૂત રૂપ હોય તથા જેને બાહ્ય પરપ્રકાશિત પદાર્થોને પ્રકાશિત કરવા બહારના પ્રકાશની જરૂર ન હોય એવા તૈજસ પદાર્થના રૂપનો અભિભવ થાય છે. જેમકે:-દીવાને ઘટ-આદિ પરપ્રકાશિત પદાર્થોને પ્રકાશિત કરવા માટે સૂર્ય આદિના પ્રકાશની જરૂર પડતી નથી માટે દીવાના રૂપનો સૂર્યના પ્રકાશથી અભિભવ થાય છે એમ માનવું જોઇએ. દીવામાં જે રૂપ છે તે ઉદ્ભૂત રૂપ છે માટે તે આંખથી જોઈ શકાય છે.

ચક્ષુની રશ્મિમાં તો ઉદ્ભૂત રૂપ જ નથી. માટે એને વિષયો જોવા માટે બાહ્ય પ્રકાશની જરૂર પડે છે. આ કારણથી ચક્ષુની રશ્મિનું રૂપ કોઇ પણ બાહ્ય પ્રકાશથી અભિભૂત થયું છે અને તેને લીધે તે દેખાતું નથી એમ માનવાનું જરા પણ કારણ નથી. ચક્ષુનું રૂપ ન દેખાવાનું કારણ તો ઉદ્ભૂત રૂપનો અભાવ જ છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ચક્ષુ એ ભૌતિક ઇન્દ્રિય છે અને એ તેજમાંથી બનેલી છે. (૪૨)

બધાય પ્રાણીઓની ચક્ષુની રશ્મિમાં ઉદ્ભૂત રૂપ નથી એવો સામાન્ય નિયમ પણ જોવામાં આવતો નથી એ આ સૂત્રમાં બતાવે છે.

## नक्तंचरनयनरश्मिदर्शनाच्च ॥ ४३ ॥

**પદાર્થ:**—(**च**) અને (**नक्तंचरनयनरश्मिदर्शनात्**) રાત્રિએ અંધારામાં ફરનારાં કેટલાક પ્રાણીઓના ચક્ષુની રશ્મિ દેખાય પણ છે.

**ભાવાર્થ:**—રાત્રે અંધારામાં ફરનાર બિલાડાં અને સર્પ-આદિની આંખના ગોલકની રશ્મિ દેખાય છે, માનવીય ચક્ષુમાં પણ રશ્મિ છે એમ અનુમાન કરવું જોઇએ ભીંત આદિ આડે આવી જવાથી જેમ માનવીય આંખ પદાર્થને જોઈ શકતી નથી તેમ રાત્રિ-ચર બિલાડા આદિની આંખ પણ ભીંત પાછળની વસ્તુ જોઇ શકતી નથી. આ પ્રતિઘાત રૂપ સમાન ધર્મને લીધે પ્રાણી માત્રની આંખ ભૌતિક માનવી જોઇએ.

ન્યાયવાર્તિક-કારે ચક્ષુને રશ્મિવાળાં હોવામાં અને ભૌતિક હોવામાં આ પ્રમાણે બે અનુમાનો આપ્યાં છે.

**रश्मिमच्चक्षुः, द्रव्यत्वे सति नियतत्वे च सति स्फटिका-द्यव्यवहितार्थप्रकाशकत्वात् प्रदीपवत् ।**

ચક્ષુને રશ્મિ છે, કારણ કે તે દ્રવ્ય છે, રૂપાદિને જણાવવામાં તે નિયત છે અને સ્ફટિક આદિની વ્યવહિત અર્થને પ્રકાશિત કરે

છે. દાખલા તરીકે દીવો:-દીવો એ દ્રવ્ય છે, રૂપને જ પ્રકાશિત કરે છે અને સ્ફટિક તથા કાચ આદિથી વ્યવહિત અર્થને પ્રકાશિત કરે છે. આ દીપકના દૃષ્ટાંતથી અને દ્રવ્યત્વ તથા સ્ફટિક-આદિથી વ્યવહિત અર્થને પ્રકાશિત કરવા રૂપ હેતુથી ચક્ષુને રશ્મિ છે એમ સિદ્ધ થાય છે.

બીજું અનુમાન.

**भौतिकानि इन्द्रियाणि प्रतीघातित्वात् घटवत्.**

ઇંદ્રિયો ભૌતિક છે, કારણ કે તેનો પ્રતીઘાત થાય છે જેમ ઘટનો પ્રતીઘાત થાય છે તેમ. ભીતને વીંધીને જેમ ઘટ જઈ શકતો તેમ ચક્ષુપણ જઈ શકતી નથી. માટે જેમ ઘટ ભૌતિક છે તેમ ઇંદ્રિયો પણ ભૌતિક છે. (૪૩)

પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થવાનું કારણ ઇંદ્રિય અને અર્થનો સંબંધ છે એમ પ્રથમ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે તે ઠીક નથી, કારણ કે, ચક્ષુ ઇંદ્રિય અર્થની સાથે સંબંધ પામ્યા વગર જ્ઞાન ઉત્પન્ન કરે છે, તે આ સૂત્રમાં સમજાવે છે. આ પૂર્વપક્ષનું સુત્ર છે.

## अप्राप्यग्रहणं काचाभ्रपटलस्फटिकान्तरितोपलब्धेः ॥४४॥

**પદાર્થ:—( काचाभ्रपटलस्फटिकान्तरितोपलब्धेः )** કાચ, અભરખનો કટકા અને સ્ફટિકની પાછળ રહેલી વસ્તુનું જ્ઞાન થવાથી **( अप्राप्यग्रहणम् )** ચક્ષુ ઇંદ્રિય અર્થ સાથે સંબંધ પામ્યા વગર જ્ઞાન ઉત્પન્ન કરે છે.

**ભાવાર્થ:—**ભૌતિક અર્થનો પ્રતિઘાત થાય છે એમ આગળ કહ્યું છે. ઇંદ્રિય ભૌતિક છે એ પણ સિદ્ધ કર્યું છે. હવે ચક્ષુ ઇંદ્રિયનો કાચ, અભરખ અને સ્ફટિકથી પ્રતિઘાત થવો જોઇએ અને તેની પાછળ પડેલી વસ્તુ ન દેખાવી જોઇએ કારણ કે કાચ આદિથી ચક્ષુની

રશ્મિનો પ્રતિઘાત થવાથી વ્યવહિત વસ્તુ સાથે સંબંધ થઈ શકતો નથી એ ચોક્કસ થયું. છતાં કાચ આદિથી વ્યવહિત વસ્તુ દેખાય છે માટે ઇન્દ્રિયો અર્થની સાથે સંબંધ પામ્યા વગર જ જ્ઞાન ઉત્પન્ન કરે છે અને તેને લીધે ઇંદ્રિયોને અપ્રાયકારી કહેવી જોઇએ. જો ઇંદ્રિયો અપ્રાપ્યકારી હોય તો તે ભૌતિક પણ ન હોઈ શકે.

અપ્રાપ્યકારી=જે અર્થ સાથે સંબંધ પામ્યા વગર જ્ઞાન ઉત્પન્ન કરે તે. (૪૪)

ઉપરની શંકાનું સમાધાન સૂત્ર.

## न कुड्यान्तरितानुपलब्धेरप्रतिषेधः ॥ ४५ ॥

**પદાર્થ**:—(**न**) નહીં (**कुड्यान्तरितानुपलब्धेः**) ભીંત પાછળ રહેલા પદાર્થનું ચક્ષુ ઇંદ્રિયથી જ્ઞાન ન થતું હોવાથી (**अप्रतिषेधः**) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ**:—જે અર્થ સાથે સંબંધ પામ્યા વગર ચક્ષુ ઇંદ્રિય અર્થનું જ્ઞાન ઉત્પન્ન કરી શકતી હોય તો ભીંત પાછળ રહેલા અર્થનું જ્ઞાન કેમ ઉત્પન્ન કરી શકતી નથી? માટે ઇંદ્રિયો અપ્રાપ્યકારી નથી, પણ પ્રાપ્યકારિ છે. (૪૫)

કાચ આદિનું વ્યવધાન હોય તોપણ તેની પાછળ રહેલા અર્થ જોઈ શકાય છે, તેથી ઇંદ્રિય અપ્રાપ્યકારી જણાય છે અને ભીંત આદિનું વ્યવધાન હોય તો તેની પાછળ રહેલા અર્થ જોઈ શકાતા નથી તેથી ઇન્દ્રિય પ્રાપ્યકારી પણ જણાય છે. આ ઉપરથી ઇન્દ્રિયને માનવી કેવી? પ્રાપ્યકારી માનવી કે અપ્રાપ્યકારી? એનું સમાધાન આ સૂત્રમાં છે.

## अप्रतिघातात् संनिकर्षोपपत्तेः ॥ ४६ ॥

**પદાર્થઃ—**( **अप्रतिघातात्** ) કાચ આદિમાં ઇન્દ્રિયનો પ્રતિઘાત થતો નથી માટે ( **सन्निकर्षोपपत्तेः** ) તેની સાથે રહેલા અર્થ સાથે સંબંધ થાય છે.

**ભાવાર્થઃ—**કાચ-આદિ પારદર્શક હોવાથી તેમાં ચક્ષુની રશ્મિ પસાર થતી રોકાતી નથી માટે ચક્ષુ રશ્મિનો સંબંધ અર્થ સાથે થઈ શકે છે અને તેથી તેની પાછળ રહેલા અર્થનું જ્ઞાન થાય છે. પણ પત્થર કે માટીની ભીંત પારદર્શક ન હોવાથી તેમાં ચક્ષુની રશ્મિ પસાર થતી રોકાય છે, માટે તેની પાછળ રહેલા અર્થ જોઈ શકાતા નથી. આ કારણથી ઇન્દ્રિયોને પ્રાપ્યકારી જ માનવી જોઈએ, એજ સિદ્ધાંત છે. અર્થ સાથે ઇન્દ્રિયના સંબંધ વગર પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકેજ નહિ.

ચક્ષુ ઇન્દ્રિયની રશ્મિ અર્થના પ્રદેશમાં જઈ સંબંધ પામે છે. જ્યારે શ્રોત્ર, નાસિકા, રસના અને ત્વક્ ઇંદ્રિયો પોતાનો પ્રદેશ છોડતી ન હોવાથી શબ્દ ગંધ, રસ અને સ્પર્શ ઇંદ્રિયો પાસે આવી સંબંધ પામે છે. માટે ઇંદ્રિયો પ્રાપ્યકારી જ છે. (૪૬)

ઉપરની વાતને દૃષ્ટાંત આપી સમજાવે છે.

## आदित्यरश्मेः स्फटिकान्तरेऽपि दाह्येऽविघातात् ॥ ४७ ॥

**પદાર્થઃ—**( **आदित्यरश्मेः** ) સૂર્યની રશ્મિનો ( **अविघातात्** ) પ્રતીઘાત થતો ન હોવાથી ( **स्फटिकान्तरे अपि** ) સ્ફટિકમાં પણ વિઘાત થતો ન હોવાથી ( **दाह्ये** ) બાળવા યોગ્ય વસ્તુમાં પણ વિઘાત થતો ન હોવાથી.

**ભાવાર્થઃ—**સૂર્યનાં કિરણો કુંભ-આદિમાં પ્રવિષ્ટ થઈ તેમાં રહેલા જળને ગરમ કરે છે. સ્ફટિક અથવા કાચની પાછળ રહેલા દીપકનો પ્રકાશ સ્ફટિકને વીંધી બહારની વસ્તુને પ્રકાશિત કરે છે.

તથા કડાઈની નીચે તાપ કરવાથી કડાઈમાં રહેલા ઘી આદિ પદાર્થો ગરમ થાય છે. એ ઉપરથી જાણી શકાય છે કે સૂર્ય આદિનાં તેજનો તે તે વસ્તુમાં જેમ સૂર્યનાં કિરણોનો પ્રતીઘાત થતો નથી તેમ ચક્ષુની રશ્મિનો કાચ આદિમાં પ્રતીઘાત થતો નથી અને તેથી ચક્ષુની રશ્મિ વસ્તુ સાથે સંબંધ પામીનેજ જ્ઞાન ઉત્પન્ન કરે છે એ કારણથી ચક્ષુ આદિ ઇન્દ્રિયો પ્રાપ્યકારિ છે. ભૌતિક વસ્તુમાં પ્રતીઘાત અને અપ્રતિઘાત બંને ધર્મ હોય છે. (૪૭)

ઉપરના કથનમાં આક્ષેપ કરે છે.

## नेतरेतरधर्मप्रसङ्गात् ॥ ४८ ॥

**પદાર્થઃ**—(**न**) કાચ આદિમાં પ્રતિઘાત થતો નથી અને ભીંત આદિમાં પ્રતિઘાત થાય છે એ વાત ઠીક નથી (**इतरेतरधर्म प्रसङ्गात्**) અપ્રતિઘાતને લીધે ઇન્દ્રિયમાં અભૌતિકત્વ અને પ્રતિઘાતને લીધે ભૌતિકત્વ આવવાથી.

**ભાવાર્થઃ**—ભીંત આદિમાં પ્રતિઘાત થવાને લીધે ચક્ષુ ઇંદ્રિયમાં ભૌતિકત્વ માનો અને કાચ આદિમાં પ્રતિઘાત થતો ન હોવાથી તેમાં અભૌતિકત્વ માનો. આમ એકજ અર્થમાં પરસ્પર વિરોધી બે ધર્મ માની શકાય નહિ. સાકરમાં કડવાશ અને મીઠાશ આ બંને વિરોધી ધર્મ માની શકાતા નથી. માટે કાચ આદિમાં પણ ઇન્દ્રિયનો પ્રતિઘાતજ માનવો જોઇએ અને એમ માનવાથી ઇંદ્રિય ભૌતિક અને પ્રાપ્યકારી પણ સિદ્ધ થઈ શકશે. (૪૮)

ઉપરના આક્ષેપનું સમાધાન કરે છે.

## आदर्शोदकयोः प्रसादस्वाभाव्यात् रूपोपलब्धिवत् तदुपलब्धिः ॥ ४९ ॥

**પદાર્થ:**—( **आदर्शोदकयोः** ) કાચ અને પાણીમાં ( **प्रसादस्वाभाव्यात्** ) સ્વાભાવિક સ્વચ્છતા હોવાથી ( **रूपोपलब्धिवत्** ) જેમ પ્રતિબિંબની ઉપલબ્ધિ થાય છે તેમ ( **तदुपलब्धिः** ) તેમાં અપ્રતિઘાતની પણ ઉપલબ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—કાચ તથા પાણી આદિ સ્વચ્છ પદાર્થમાં મુખનું પ્રતિબિંબ પડે છે અને ભીંત આદિમાં પડતું નથી આનું કારણ એ છે કે જે સ્વાભાવિક સ્વચ્છતા કાચ આદિમાં છે તે ભીંતમાં નથી. સ્વચ્છ દ્રવ્યને લીધે ચક્ષુમાં અપ્રતીઘાત આવે છે અને અસ્વચ્છ દ્રવ્યને લીધે તેમાં પ્રતીઘાત આવે છે. માટે પ્રતીઘાતને લીધે ઇંદ્રિયમાં અભૌતિકત્વ માની શકાય નહિ. સૂર્ય ભૌતિક છે એ તો સર્વ કોઈ સ્વીકારે છે, છતાં એના કિરણોનો કુંભાદિમાં પણ પ્રતીઘાત થતો નથી. ( ૪૯ )

વસ્તુના સ્વભાવ ઉપર વિધિ અથવા પ્રતિષેધ થઇ શકતો નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## दृष्टानुमितानां नियोगप्रतिषेधानुपपत्तिः ॥ ५० ॥

**પદાર્થ:**—( **दृष्टानुमितानाम्** ) દૃષ્ટ અને અનુમિત અર્થોને ( **नियोगप्रतिषेधानुपपत्तिः** ) વિધિ કે પ્રતિષેધ કરી શકાય નહિ.

**ભાવાર્થ:**—વસ્તુના સ્વભાવને એમ ન કહી શકાય કે તમે આમ થાવ અથવા આમ ન થાવ. અગ્નિમાં ઉષ્ણતા હોવી એ એનો સ્વભાવ છે, એના ઉપર એવો આદેશ કરી શકાય નહિ કે, હે અગ્નિ, ઠંડો થઇ જા. 'ગરમ ન રહે.' એવો પ્રતિષેધ પણ કરી શકાય નહિ. ધૂમનો અગ્નિ સાથે અવિનાભાવ સંબંધ છે. તેની ઉપર શું એવો પ્રશ્ન થઈ શકે કે ધૂમનો જ અગ્નિ સાથે અવિનાભાવ સંબંધ કેમ છે અને પાણી સાથે કેમ નથી ? રૂપનું જ્ઞાન જેમ આંખથી થાય છે તેમ ગંધનું જ્ઞાન પણ આંખથી થાય એવું વિધાન કોઇ કરી શકે ? કાચ આદિ સ્વચ્છ દ્રવ્યોમાં ચક્ષુની રશ્મિનો પ્રતિઘાત

ન થવો અને ભીંત આદિ અસ્વચ્છ દ્રવ્યમાં થવો એ એનો સ્વભાવ છે. કાચ અને જળ આદિમાં સ્વચ્છતા હોવી એ પણ એનો સ્વભાવ છે. વસ્તુને અનુસરીને જ તત્વજ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે. (૫૦)

આ પ્રમાણે ઇંદ્રિયોની પરીક્ષા કરી તેને ભૌતિક અને પ્રાપ્ય-કારી સિદ્ધ કરી છે. અહીં ઇંદ્રિયોની પરીક્ષાનું પ્રકરણ પૂરું થાય છે.

હવે ઇંદ્રિયો બહુ છે એ સંબંધી વિચાર ચલાવે છે. કેટલાક આચાર્યો એક જ ત્વક્ ઇંદ્રિય છે એમ માને છે અને કેટલાક બહુ છે એમ માને છે. ઇંદ્રિયો બહુ છે, એ ન્યાયશાસ્ત્રનો સિદ્ધાંત પક્ષ છે.

ઇંદ્રિયોની સંખ્યાના સંબંધમાં સંશય બતાવનારૂં સૂત્ર.

## स्थानान्यत्वे नानात्वात् अवयविनानास्थानत्वाच्च संशयः ॥ ५१ ॥

**પદાર્થ:—( स्थानान्यत्वे )** સ્થાન જુદા જુદા હોય તો ( **नानात्वात्** ) સ્થાનીઓ પણ જુદા જુદા હોય છે ( **च** ) અને ( **अवयविनानास्थानत्वात्** ) એક જ અવયવી અનેક સ્થાનમાં રહેતો હોવાથી ( **संशयः** ) સંશય થાય છે.

**ભાવાર્થ:—**જુદી જુદી વસ્તુઓ માટે જુદાં સ્થાન હોય છે; જેમકે:-પાંચ વૃક્ષોની પાંચ જુદી જુદી જ જગ્યાઓ હોય છે. વળી એક જ વસ્તુ જુદાં જુદાં સ્થાનમાં પણ રહી શકે છે; જેમકે:-એક જ શરીર હાથ, પગ, કટિ, મસ્તક અને છાતી આદિ અનેક અવયવોમાં રહે છે. આ ઉપરથી એવો સંદેહ થાય છે કે, ઇંદ્રિય એક હોઈ જુદાં જુદાં સ્થાનમાં રહેતી હશે કે પાંચ સ્થાનોમાં પાંચ જુદી જુદી ઇંદ્રિયો હશે? આ પ્રમાણે ઇંદ્રિયોની સંખ્યાના સબંધમાં સંશય થાય છે. આ સંશયને દૂર કરવા માટે ઇંદ્રિયોની સંખ્યા સંબંધી પરીક્ષા કરવી જોઇએ. (૫૧)

પૂર્વ પક્ષનું સૂત્ર.

## त्वगव्यतिरेकात् ॥५२॥

**પદાર્થ:**—( **अव्यतिरेकात्** ) શરીરનાં દરેક સ્થાનમાં સંયુક્ત હોવાથી ( **त्वक्** ) ત્વક્ એક જ ઇંદ્રિય છે.

**ભાવાર્થ:**—એક જ ત્વક્ ઇંદ્રિય છે, કારણ કે શરીરના દરેક ભાગમાં ત્વક્ ઇંદ્રિયનો સંબંધ હોય છે. શરીરમાં જો ત્વક્ ઇંદ્રિય ન હોય તો ચક્ષુ આદિ ઇંદ્રિયો અસ્તિત્વજ ધરાવી શકે નહિ. ત્વક્ ઇંદ્રિય શરીરમાં વ્યાપક છે, માટે ચક્ષુ આદિના ગોલક–આદિ સ્થાનોમાં ત્વક્ એક જ ઇંદ્રિય છે. ચક્ષુ આદિ એનાથી કોઈ જુદી ઇંદ્રિયો નથી. ( ૫૨ )

એક જ ઇંદ્રિય માનવામાં દોષ બતાવે છે.

## इन्द्रियान्तरार्थानुपलब्धेः ॥५३॥

**પદાર્થ:**—( **इन्द्रियान्तरार्थानुपलब्धेः** ) બીજી ઇન્દ્રિયોના અર્થો ત્વક્ ઇન્દ્રિયથી ગૃહીત થતા ન હોવાથી ( **न** ) એક ત્વક્ જ ઇન્દ્રિય માનવી એ ઠીક નથી.

**ભાવાર્થ:**—જો એક જ ત્વક્ ઇન્દ્રિય હોય તો બીજી ઇન્દ્રિયોના અર્થોનું પણ ત્વક્ ઇન્દ્રિયથી જ ગ્રહણ થવું જોઇએ. આંધળા માણસને પણ ત્વક્ ઇન્દ્રિય છે તો તે રૂપને ત્વક્ ઇન્દ્રિયથી શામાટે નથી જોઈ શકતો? જો ત્વક્ ઇન્દ્રિયથી જ બધા અર્થોનું ગ્રહણ થતું હોય તો સંસારમાં કોઈપણ માણસ બહેરો કે આંધળો હોઈ જ શકે નહિ. ( ૫૩ )

ઉપરના કથનના સંબંધમાં પૂર્વપક્ષવાદીનું સમાધાન.

## त्वगवयवविशेषेण धूमोपलब्धिवत् तदुपलब्धिः ॥५४

**પદાર્થ**:—(**त्वगवयवविशेषेण**) ત્વક્ ઇન્દ્રિયનો કોઈ એક અવયવ આંખના ડોળામાં સંયુક્ત છે અને તેનાથી જેમ (**धूमोपलब्धिवत्**) ધૂમાડાનું જ્ઞાન થાય તેજ પ્રમાણે (**तदुपलब्धिः**) રૂપની ઉપલબ્ધિ થાય છે.

**ભાવાર્થ**:—જેમ આંખ પાસેનો જ ત્વક્ ઇન્દ્રિયનો ભાગ ધૂમાડાનું ગ્રહણ કરાવે છે અને પીઠ આદિ ભાગોમાં રહેલી ત્વક્ ઇન્દ્રિયના ભાગોમાં રહેલા ત્વક્ ઇન્દ્રિયના ભાગો ધૂમાડાનું ગ્રહણ (જ્ઞાન) કરાવી શકતા નથી. તેમ ત્વક્ ઇન્દ્રિયના કોઇ ભાગથી રૂપનું, કોઈ ભાગથી શબ્દનું, કોઈ ભાગથી ગંધનું અને કોઇ ભાગથી રસનું જ્ઞાન થઈ શકે છે. માટે જુદી જુદી ઇન્દ્રિયો માનવાની જરૂર નથી. (૫૪)

ઉક્ત પૂર્વપક્ષના કથનમાં ઇન્દ્રિય-બહુત્વ-વાદી તરફથી દોષ બતાવવામાં આવે છે.

## आहतत्वादहेतुः ॥ ५५ ॥

**પદાર્થ**:—(**आहतत्वात्**) પરસ્પર વ્યાઘાત રૂપ દોષ આવતો હોવાથી (**अहेतुः**) એકજ ઇન્દ્રિય હોવામાં જે હેતુ આપ્યો છે તે ખોટો છે.

**ભાવાર્થ**:—પહેલાં કહ્યું કે એકજ ઇન્દ્રિય છે અને હવે કહે છે કે ત્વક્ ઇંદ્રિયના જુદા જુદા ભાગો છે. આ કથન પરસ્પર વિરુદ્ધ છે. જુદા જુદા ભાગો નિયત વિષયનેજ ગ્રહણ કરનાર હોવાથી ઇન્દ્રિયોનું બહુત્વ સિદ્ધ થાય છે.

વળી ચક્ષુ આદિ સાથે ત્વક્ ઇન્દ્રિયનો સંયોગ હોવાથી કંઈ ચક્ષુ આદિ ઇન્દ્રિયોનો નિષેધ થઈ શકતો નથી. ઇન્દ્રિયો સાથે ત્વક્ ઇન્દ્રિય માફક પૃથ્વી આદિ ભૂતોનો પણ સંબંધ છે તેથી શું પૃથ્વી આદિને ઇન્દ્રિય માની શકાય? માટે ઇન્દ્રિયો પાંચ જુદી જુદી છે એમ જ માનવું યોગ્ય છે. (૫૫)

ત્વક્ એક જ ઇન્દ્રિય માનવામાં એક બીજો દોષ બતાવે છે.

## न युगपदर्थानुपलब्धेः ॥ ५६ ॥

**પદાર્થઃ**—(**युगपदर्थानुपलब्धेः**) એક સાથે પાંચે અર્થોની ઉપલબ્ધિ ન થવાથી (**न**) એક જ ઇન્દ્રિય નથી.

**ભાવાર્થઃ**—આત્મા, મન અને અર્થનો સંબંધ થયા પછીજ અર્થનું જ્ઞાન થાય છે. હવે જો ત્વક્ એક જ ઇન્દ્રિય હોય અને એનાથી રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દનું જ્ઞાન થતું હોય તો રૂપ–આદિ પાંચે અર્થનું એક સાથે જ્ઞાન થવું જોઇએ. એક વખત ફળ સાથે ત્વક્ ઇન્દ્રિયનો સંબંધ થયો, તો તેમાં રહેલા સ્પર્શનું જ્ઞાન જેમ થાય છે તેમ તેજ વખતે રૂપ, રસ આદિનું પણ જ્ઞાન થવું જોઇએ. ત્વક્ સિવાય બીજી ઇન્દ્રિયો નથી તો હવે રસ આદિ જ્ઞાન થવામાં વિલંબ શા માટે થવો જોઇએ. એના સ્પર્શ સાથે એના રસનો આસ્વાદ થવો જોઇએ. પણ એક સાથે પાંચે જ્ઞાન થતાં નથી માટે ઇન્દ્રિય એક નથી પણ બહુ છે. (૫૬)

હજી એક વધારાનો દોષ બતાવે છે.

## विप्रतिषेधाच्च न त्वगेका ॥ ५७ ॥

**પદાર્થઃ**—(**च**) અને (**विप्रतिषेधात्**) પરસ્પર વિરોધ આવવાથી (**त्वक्**) ત્વક્ (**एका**) એક જ ઇન્દ્રિય (**न**) નથી.

**ભાવાર્થઃ**—જો ત્વક્ સિવાય બીજી ઇંદ્રિયો નથી તો રૂપનું જ્ઞાન પણ ત્વક્ ઇંદ્રિયથી થાય છે એમ માનવું રહ્યું. ત્વક્ ઇંદ્રિય સાથે રૂપવાળા પદાર્થનો સંબંધ થયા વગર જ રૂપનું જ્ઞાન થાય છે, માટે ત્વક્‌ને અપ્રાપ્યકારી ઇન્દ્રિય માનવી જોઇએ. જો એને અપ્રાપ્યકારી માનીએ તો સ્પર્શનું જ્ઞાન પણ વિષયને અડક્યા વગર જ થવું જોઇએ. એક જ ઇન્દ્રિયમાં પ્રાપ્યકારિત્વ અને અપ્રાપ્યકારિત્વ માનવામાં મહાન્ વિરોધ છે. વિષયને અડક્યા વગર સ્પર્શનું જ્ઞાન

પણ થતું નથી એ દેખીતી વાત છે. માટે રૂપ–ગ્રાહક અને સ્પર્શ–ગ્રાહક ઇન્દ્રિયો જુદીજુદી છે એમ માનવું જોઇએ. એ પ્રમાણે ગંધ આદિને ગ્રહણ કરનારી ઇન્દ્રિયો પણ જુદી જુદી જ માનવી જોઇએ. (૫૭)

ઇન્દ્રિયો પાંચ હોવામાં હેતુ આપે છે.

## इन्द्रियार्थपञ्चत्वात् ॥ ५८ ॥

**પદાર્થ:**—(**इन्द्रियार्थपञ्चत्वात्**) ઇન્દ્રિયોનાં પ્રયોજન પાંચ પ્રકારનાં હોવાથી.

**ભાવાર્થ:**—રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આ પાંચ અર્થો છે. ચક્ષુથી રૂપનું ગ્રહણ થાય છે, પણ રસનું ગ્રહણ થતું નથી માટે રસના ઇન્દ્રિય માનવી પડે છે. એ બંને ઇન્દ્રિયોથી ગંધનું ગ્રહણ થતું નથી માટે ગંધ–ગ્રાહક નાસિકા ઇંદ્રિય માનવી પડે છે. એ ત્રણે ઇંદ્રિય હોવા છતાં સ્પર્શનું ગ્રહણ થતું ન હોવાથી સ્પર્શ–ગ્રાહક ત્વક્ ઇંદ્રિય માનવી પડે છે. અને એ ચારે ઇંદ્રિયોમાંથી કોઈ પણ ઇંદ્રિયથી શબ્દનું ગ્રહણ થતું નથી માટે શ્રોત્ર ઇંદ્રિય પણ માનવી પડે છે. આ પાંચ જાતનાં પ્રયોજનને ખાતર પાચ ઇંદ્રિયો માનવી જોઇએ. (૫૮)

હવે ઉપરના કથનમાં દોષ આપે છે.

## न तदर्थबहुत्वात् ॥ ५९ ॥

**પદાર્થ:**—(**न**) નહીં (**तदर्थबहुत्वात्**) તેના અર્થો ઘણા હોવાથી.

**ભાવાર્થ:**—ઇંદ્રિયોના અર્થો પાંચજ છે એવું કશું જ નથી. સ્પર્શ ત્રણ જાતના છે. ઉષ્ણ, અનુષ્ણ અને શીત. રૂપ પણ શુક્લ, નીલ, પીત આદિના ભેદોથી અનેક છે. જો દરેક અર્થ દીઠ એક

એક ઇંદ્રિયો માનવામાં આવે તો ઇંદ્રિયો પાંચ કરતાં પણ વધારે માનવી જોઇએ. શીત સ્પર્શને માટે એક, ઉષ્ણ સ્પર્શને માટે બીજી અને અનુષ્ણ સ્પર્શને માટે ત્રીજી. એ પ્રમાણે દરેક રૂપને માટે અને દરેક ગંધને માટે. જો અર્થને લીધેજ ઇંદ્રિયોના વિભાગ પાડવામાં આવ્યા હોય તો તે ઠીક નથી. (૫૯)

ઉક્ત દોષનું સમાધાન કરે છે.

## गन्धत्वाद्यव्यतिरेकाद् गन्धादीना मप्रतिषेधः ॥६०॥

**પદાર્થઃ**—(**गन्धादीनाम्**) ગંધ આદિ બધા અર્થો (**गन्धत्वाद्यव्यतिरेकाद्**) ગંધત્વ, રસત્વ, રૂપત્વ, સ્પર્શત્વ અને શબ્દત્વ રૂપ પાંચ જાતિથીજ સર્વનો સમાવેશ થવાથી પાંચજ અર્થો સિદ્ધ થાય છે માટે (**अप्रतिषेधः**) પાંચ ઇંદ્રિયો છે એ મતનું ખંડન થઇ શકતું નથી.

**ભાવાર્થઃ**—ગન્ધત્વ-જાતિયુક્ત સર્વ ગંધો એકજ છે, રૂપત્વ જાતિથી બધાં રૂપ એકજ છે એજ પ્રમાણે રસ, સ્પર્શ અને શબ્દમાં પણ સમજવું. નીલ રૂપ જોવાને માટે આંખની જરૂર પડે છે અને પીત રૂપ જોવા માટે કોઇ બીજી ઇંદ્રિયની જરૂર પડે છે એવું કશુંજ નથી. જેટલી જાતનાં રૂપો છે તે બધાં આંખથી, જેટલા ગંધો છે તે બધા નાસિકાથી, જેટલા સ્પર્શો છે તે બધા ત્વક્ ઇંદ્રિયથી જેટલા ગંધો છે તે બધા નાસિકાથી અને જેટલા શબ્દો છે તે બધા શ્રોત્રથીજ જાણી શકાતા હોવાથી પાંચ કરતાં વધારે ઇંદ્રિયો માનવાની જરૂર નથી. (૬૦)

ઉક્ત કથનમાં પૂર્વપક્ષ તરફથી દોષ બતાવવામાં આવે છે.

## विषयत्वाव्यतिरेकादेकत्वम् ॥ ६१ ॥

**પદાર્થઃ**—(**विषयत्वाव्यतिरेकात्**) બધા વિષયોમાં વિષયત્વ એકજ હોવાથી (**एकत्वम्**) ઇંદ્રિય પણ એકજ હોવી જોઇએ.

**ભાવાર્થઃ**—જો બધાં રૂપોમાં રૂપત્વ એક હોવાથી સર્વ રૂપ-ગ્રાહક એકજ ઇંદ્રિય મનાતી હોય, તથા સર્વ રસોમાં રસત્વ રૂપ જાતિ એકજ હોવાથી રસ-ગ્રાહક ઇંદ્રિય એકજ મનાતી હોય, તો બધા વિષયોમાં વિષયત્વ એકજ છે માટે સર્વ વિષય-ગ્રાહક ઇન્દ્રિય એકજ હોવી જોઇએ. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આ બધા વિષયોજ છે અને તેમાં વિષયત્વ પણ એકજ છે. જો ઇંદ્રિય એક માનવામાં જાતિજ પ્રયોજક હોય તો વિષયત્વરૂપ જાતિને લીધે પણ એકજ ઇન્દ્રિય માનવી જોઇએ. (૬૧)

સમાધાન સૂત્ર.

## न बुद्धिलक्षणाधिष्ठानगत्याकृतिजातिपञ्चत्वेभ्यः ॥६२॥

**પદાર્થ**:—( **बुद्धिलक्षणाधिष्ठानगत्याकृतिजातिपञ्चत्वेभ्यः** ) પાંચ જાતનાં જ્ઞાન હોવાથી, પાંચ અધિષ્ઠાન હોવાથી, ગતિ પણ ભિન્ન હોવાથી, આકૃતિઓ જુદી હોવાથી અને કારણો પણ જુદાં જુદાં હોવાથી ઇન્દ્રિય એક નથી પણ પાંચ છે.

**ભાવાર્થ**:—રૂપજ્ઞાન, રસજ્ઞાન, ગન્ધનજ્ઞાન, સ્પર્શજ્ઞાન અને શબ્દજ્ઞાન એ પાંચે જ્ઞાન જુદાં જુદાં છે માટે તેને ઉત્પન્ન કરનાર ઇન્દ્રિયો પણ જુદી જુદી માનવી જોઇએ.

પાંચે ઇન્દ્રિયોનાં સ્થાન પણ જુદાં જુદાં છે. ત્વક્ ઇન્દ્રિય આખા શરીરમાં છે, ચક્ષુ ઇન્દ્રિય આંખના ડોળામાં રહેલી કીકીમાં છે, ઘ્રાણ ઇન્દ્રિયનું સ્થાન નાસિકા છે, રસના ઇન્દ્રિયનું સ્થાન જીભ છે, કાનમાં જે છિદ્ર છે તે શ્રોત્ર ઇન્દ્રિયનું સ્થાન છે. માટે સ્થાન જુદાં જુદાં હોવાથી ઇન્દ્રિયો પણ જુદી જુદી હોવી જોઇએ.

ઇન્દ્રિયોની ગતિ પણ જુદી જુદી છે. ચક્ષુ ઇન્દ્રિય પોતાના સ્થાનમાંથી રશ્મિરૂપે નીકળી વિષય પાસે જાય છે. ત્વક્ ઇન્દ્રિય વિષય પ્રદેશમાં જતી નથી પણ વિષયોજ ત્વક્ ઇન્દ્રિય પાસે આવી જ્યારે સ્પર્શે છે ત્યારે જ્ઞાન થાય છે.

શબ્દ પોતાના સ્થાનમાં ઉત્પન્ન થયા પછી સંતાનવૃત્તિથી અર્થાત્ મોજાંની પરંપરાથી શ્રોત્ર પાસે પહોંચે છે. આમ જુદી જુદી ગતિને લીધે ઇન્દ્રિયો ઉણુ જુદી જુદી માનવી જોઇએ.

આકૃતિ એટલે પરિમાણુ. ઘ્રાણુ, રસન અને ત્વક્ એ પોતપોતાનાં સ્થાનમાં છે અને તે ઉપરથી એનાં પરિમાણુનું અનુમાન કરવું જોઇએ. ચક્ષુ ઇન્દ્રિય તો વિષય સાથે સંયુક્ત બને છે અને શ્રોત્ર તો આકાશ જ છે અને આકાશ વિભુ હોવાથી તે પણુ વિભુ છે. આમ પરિમાણુના ભેદથી પણુ ઇંદ્રિયને જુદી જુદી માનવી જોઇએ.

જાતિ એટલે ઉપાદાન કારણુ. ઘ્રાણુ ઇન્દ્રિયનું કારણુ પૃથ્વી, ચક્ષુનું કારણુ તેજ, ત્વક્નું કારણુ વાયુ, રસનાનું કારણુ જળ અને શ્રોત્ર આકાશરૂપ છે. આ કારણુથી પણુ ઇન્દ્રિયો પાંચ જ છે એવું અનુમાન સહેલાઇથી કરી શકાય છે. ( ૬૨ )

હવે ઇન્દ્રિયોનાં ઉપાદાન કારણુ પૃથ્વી આદિ છે તેમાં હેતુ આપે છે.

## भूतगुणविशेषोपलब्धेस्तादात्म्यम् ॥ ६३ ॥

**પદાર્થ:**—( **भूतगुणविशेषोपलब्धेः** ) પૃથ્વી આદિ ભૂતોના વિશેષ ગુણોની અભિવ્યક્તિનાં કારણુ હોવાથી ( **तादात्म्यम्** ) ઇન્દ્રિયોનાં કારણુ પૃથ્વી આદિ પાંચ ભૂતો છે.

**ભાવાર્થ:**—વાયુ આદિ ભૂતો જેમ પદાર્થમાં રહેલા પોતપોતાના ગુણોનાં અભિવ્યંજક છે તેમ ઇન્દ્રિયો પણુ વિશેષ ગુણુની અભિવ્યક્તિ કરે છે અને એ વિશેષ ગુણુ જે પૃથ્વી-આદિ મહાભૂતનો હોય તે ભૂતમાંથી તે ઇન્દ્રિય ઉત્પન્ન થઇ છે એમ માનવું જોઇએ. પાર્થિવ ઘી-આદિ પદાર્થો પાર્થિવ કુંકુમના ગંધને, તૈજસ પ્રદીપ આદિ ઘટાદિના રૂપને, વાયુ સ્પર્શને, મુખમાં ઉત્પન્ન થતું પાણી અન્નાદિના રસને અને આકાશ શબ્દને ઉત્પન્ન કરે છે તેમ, નાસિકા ઇન્દ્રિય ગંધને અભિવ્યક્ત કરતી હોવાથી તે પૃથ્વીમાંથી ઉત્પન્ન

થયેલી માનવી જોઇએ. ચક્ષુ રૂપને અભિવ્યક્ત કરતી હોવાથી તેને તેજમાંથી ઉત્પન્ન થયેલી માનવી જોઇએ. રસના ઇન્દ્રિય અન્ન-આદિના રસને અભિવ્યક્ત કરતી હોવાથી તેને જળમાંથી ઉત્પન્ન થયેલી માનવી જોઇએ. ત્વક્ ઇન્દ્રિય સ્પર્શને અભિવ્યક્ત કરતી હોવાથી તેને વાયુમાંથી ઉત્પન્ન થયેલી માનવી જોઇએ. અને શ્રોત્ર શબ્દને અભિવ્યક્ત કરતો હોવાથી તેને (શ્રોત્રને) આકાશાત્મક માનવો જોઇએ. ઇન્દ્રિયોને ભૌતિક કહેવામાં વાચસ્પતિ મિશ્ર તાત્પર્ય ટીકામાં આ પ્રમાણે લખે છે. "**तत्र पार्थिवं घ्राणम्, रूपरसगन्धस्पर्शेषु नियमेन गन्धस्य व्यंजकत्वात् बाह्यपार्थिववत्। यथा हि मृगमदगन्धव्यञ्जकाः कुक्कटोच्चरादयः पार्थिवा इत्यर्थः। न च आतपेन अनेकान्तः, न हि आतपो गन्धव्यञ्जकः, अपि तु जलाभिभूतो गन्धो द्रव्याणां नोपलभ्यते, केवलं जल मातपोऽपनयति न तु गन्धं द्रव्यस्य अभिव्यनक्ति, तस्मान्नानेकान्तः।**

**एवम्। रसनमिन्द्रिय माप्यं गन्धादिषु मध्ये नियमेन रसस्य व्यञ्जकत्वात् दन्तान्तरस्यन्दमानोदकबिन्दुवत्। न खलु विशुष्यदास्यो मोदकादिरसमनुभवति।**

**एवम्, तैजसं चक्षुः, गन्धादिषु मध्ये नियमेन रूपस्य व्यञ्जकत्वात् प्रदीपादिवत्। एवम्, वायवीयं त्वगिन्द्रियम्, गन्धादिषु मध्ये स्पर्शस्यैव व्यञ्जकत्वात् स्वेदोदबिन्दुशीतस्पर्शव्यञ्जकव्यजन-पवनवत्।**

અર્થ:—'ઘ્રાણ ઇન્દ્રિય પાર્થિવ છે કારણ કે તે રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ગુણોમાંથી કેવળ ગંધને અભિવ્યક્ત કરે છે. જેમકે કુકડાની ચરક કસ્તુરીના ગંધને અભિવ્યક્ત કરે છે. આ ઠેકાણે કુકડાની ચરક અને કસ્તુરી બંને પાર્થિવ પદાર્થ છે. અહીં કોઇ એવી શંકા કરે કે સૂરજનો તડકો પણ ગંધનો અભિવ્યંજક હોય છે, તો તે બરાબર નથી કારણ કે તડકો તો માત્ર પાણીને ચુસી લે છે, પણ એ ગંધને અભિવ્યક્ત કરતો નથી.

રસના ઇન્દ્રિય જળમાંથી બનેલી છે, કારણ કે તે રસનુંજ અભિવ્યંજન કરે છે. જેમકે દાંતમાં બનતો રસ ચાવવામાં આવતા અન્નાદિના રસનો અભિવ્યંજક બને છે. જેના મોઢામાં રસ ન બનતો હોય તે લાડુ આદિના સ્વાદનો અનુભવ કરી શકતો નથી.

ચક્ષુ ઇન્દ્રિય તૈજસ છે, કારણ કે તે રૂપનેજ અભિવ્યક્ત કરે છે જેમકે પ્રદીપ.

ત્વક્ ઇન્દ્રિય વાયુમાંથી બનેલી છે કારણ કે તે સ્પર્શનેજ અભિવ્યક્ત કરે છે. શરીર ઉપર પડેલા પાણીમાંના સ્પર્શનેજ વાયુ અભિવ્યક્ત કરે છે. (૬૩)

**ઇંદ્રિય બહુત્વ-પ્રકરણ સમાપ્ત.**

## અર્થ-પરીક્ષાનું પ્રકરણ.

આ પ્રકરણમાં ૧૨ બાર સૂત્ર છે.

ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ આ પાંચ ગુણોમાંથી કેટલા પૃથ્વીના, કેટલા જળના, કેટલા તેજના કેટલા વાયુના અને કેટલા આકાશના? એની પરીક્ષા કરી નિર્ણય કરવાનો છે.

સિદ્ધાંત સૂત્ર.

**गन्धरसरूपस्पर्शशब्दानां स्पर्शपर्यन्ताः पृथिव्या अप्तजोवायूनां पूर्वं पूर्वमपोह्याकाशस्योत्तरः ॥६४॥**

**પદાર્થઃ**—(**गन्धरसरूपस्पर्शशब्दानाम्**) ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ આ ગુણોમાંથી (**स्पर्शपर्यन्ताः**) સ્પર્શસુધીના ગુણો (**पृथिव्याः**) પૃથ્વીના છે (**अप्तेजोवायूनाम्**) જળ, તેજ અને વાયુના (**पूर्वं पूवम् अपोह्य**) પહેલાનો એક એક છોડીને સમજવા અને (**आकाशस्य**) આકાશનો ગુણ (**उत्तर**) સૌથી છેલ્લો ગણાવવામાં આવેલો શબ્દ છે.

**ભાવાર્થઃ—**પૃથ્વીના ગુણો ગંધ, રસ, રૂપ અને સ્પર્શ, ચાર. પાણીના-રસ, રૂપ અને સ્પર્શ, ત્રણ. તેજના રૂપ અને સ્પર્શ બે, વાયુમાં સ્પર્શ તથા આકાશનો એક શબ્દ ગુણ છે. આ એના સ્વાભાવિક તથા વિશેષ ગુણો છે. (૬૪)

ઉપરના સૂત્ર ઉપર પૂર્વપક્ષ તરફથી આક્ષેપ કરવામાં આવે છે.

**न सर्वगुणानुपलब्धेः ॥ ६५ ॥**

**પદાર્થઃ—**(न) નહીં (**सर्वगुणानुपलब्धेः**) એક જ દ્રવ્યમાં સર્વગુણો જણાતા નથી.

**ભાવાર્થઃ—**પૂર્વ-સૂત્રમાં પૃથ્વીમાં ચાર, પાણીમાં ત્રણ, તેજમાં બે અને વાયુમાં એક ગુણ છે, તથા આકાશમાં શબ્દ એક ગુણ છે એ પ્રમાણે જે ગુણોનો વિનિયોગ કરવામાં આવ્યો છે તે ઠીક નથી કારણ કે ઘ્રાણ ઇન્દ્રિયથી જેમ ગંધ ગુણ જણાય તેમ રસ, રૂપ અને સ્પર્શ ગુણો ગૃહીત થતા નથી. તેજ પ્રમાણે રસના જેમ રસનું ગ્રહણ કરે છે તેમ પાણીમાં રહેલા બીજા રૂપ અને સ્પર્શ રસના ઇન્દ્રિયથી અનુભવાતા નથી અને ચક્ષુ ઇન્દ્રિય જેમ રૂપનું ગ્રહણ કરી શકે છે તેમ સ્પર્શનું ગ્રહણ કરી શકતી નથી. માટે પૃથ્વીમાં ગંધ જ, પાણીમાં રસ જ તેજમાં રૂપ જ, વાયુમાં સ્પર્શ જ અને આકાશમાં શબ્દ જ ગુણ છે. આ પ્રમાણે ગંધ, રસ. રૂપ, સ્પર્શ અને શબ્દ રૂપ વિશેષ ગુણોની વ્યવસ્થા માનવી જોઇએ. (૬૫)

આ પ્રમાણે આક્ષેપ કરી પૂર્વપક્ષી પોતે ગુણોનો વિનિયોગ બતાવે છે.

**एकैकस्यैवोत्तरोत्तरगुणसद्भावादुत्तरोत्तराणां तदनुपलब्धिः ॥ ६६ ॥**

**પદાર્થ:**—( **एकैकस्य एव** ) એક એક જ ( **उत्तरोत्तरगुणसद्भावात्** ) ઉત્તર ઉત્તર ગુણુ હોવાથી ( **उत्तरोत्तराणाम्** ) પૃથ્વી આદિમાં ઘ્રાણુ-આદિ ઇન્દ્રિયથી ( **तदनुपलब्धिः** ) રસ આદિની ઉપલબ્ધિ થતી નથી.

**ભાવાર્થ:**—ગંધાદિ પાંચ ગુણોમાંથી પૃથ્વ્યાદિ પાંચ ભૂતોમાં એક એક ગુણુ માનવો જોઇએ. એમ માનવાથી ઘ્રાણુ આદિ ઇન્દ્રિય જે રસ આદિનું ગ્રહણુ નથી કરી શકતી તે યોગ્ય ગણાશે, કારણુ કે ‘જે ઇન્દ્રિય જે ભૂતમાંથી બની હોય છે તે ભૂતમાં ગંધાદિ ગુણમાંથી જે ગુણુ તેનો હોય તેને જ તે જે ઇન્દ્રિય ગ્રહણુ કરી શકે છે.’ એવો નિયમ છે. ( ૬૬ )

જો પૃથ્વ્યાદિ ભૂતોમાં એક એક ગુણુ હોય તો પૃથ્વીમાં જે રસ અનુભવાય છે તે શાથી ? ફળ એ પાર્થિવ પદાર્થ છે અને તેમાં જેમ ગંધનું ગ્રહણુ થાય છે તેમ રસ, રૂપ અને સ્પર્શનું પણુ ગ્રહણુ થાય છે, આનું કારણુ શું ?

આ શંકાનું સમાધાન સૂત્ર.

## संसर्गाच्चानेकगुणग्रहणम् ॥ ६७ ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **संसर्गात्** ) સંબંધને લીધે ( **अनेकगुणग्रहणम्** ) અનેક ગુણોનો અનુભવ થાય છે.

**ભાવાર્થ:**—પૃથ્વીમાં જે રસ, રૂપ અને સ્પર્શનો અનુભવ થાય છે જળનાં, તેજનાં અને વાયુનાં પરમાણુઓ મળેલાં હોવાથી તેજ પ્રમાણે પાણીમાં રૂપ અને સ્પર્શનો અનુભવ તેજ અને વાયુના સંબંધને લીધે અને તેજમાં જે સ્પર્શનો અનુભવ થાય છે વાયુના સંબંધને લીધે છે. આ નિયમને આધારે પૃથ્વીમાં કેવળ ગંધ ગુણુ જ સ્વાભાવિક છે અને બીજા ગુણો બીજાં દ્રવ્યોના સંબંધને લીધે છે એમ જાણવું. એજ પ્રમાણે જળમાં પણુ સમજવું. ( ૬૭ )

જો પૃથ્વી આદિમાં એક એક ગુણુ સ્વાભાવિક માનવો અને બીજા ગુણો બીજાં દ્રવ્યનાં સંબંધથી માનવા તો 'પૃથ્વી ચાર ગુણુ-વાળી, પાણી ત્રણુ ગુણુવાળું, તેજ બે ગુણુવાળું અને વાયુ એક ગુણુવાળો છે.' એ નિયમ શા માટે માનવો?

આ શંકાનું સમાધાન-કારક સૂત્ર.

## विष्टं ह्यपरं परेण ॥ ६८॥

**પદાર્થ:**—(**परेण**) જળ આદિ પર ભૂતોથી (**अपरम्**) પૃથ્વી આદિ પૂર્વ ભૂતો (**हि**) જ (**विष्टम्**) વ્યાપ્ત અર્થાત્ સંબંધ છે.

**ભાવાર્થ:**—પૃથ્વીમાં જળ, તેજ અને વાયુનો સંસર્ગ છે અને તેથી પૃથ્વીમાં ચાર ગુણો છે. જળમાં પૃથ્વીનો સંસર્ગ નથી માટે તેમાં ગંધનું ગ્રહણુ થતું નથી, તેજમાં પૃથ્વી અને પાણીનો સંસર્ગ નથી માટે તેમાં ગંધ અને રસનું ગ્રહણુ થતું નથી. વાયુમાં પૃથ્વી, પાણી અને તેજનો સંસર્ગ નથી માટે તેમાં ગંધ રસ અને રૂપનું ગ્રહણુ થતું નથી. માટે 'પૃથ્વી ચાર ગુણુવાળી જળ ત્રણુ ગુણુવાળું, તેજ બે ગુણુવાળું અને વાયુ એક ગુણુવાળો છે. એ નિયમ પણુ માની શકાય છે.

પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ક્રમ પ્રમાણે ઉત્તર ઉત્તર ભૂતનો સંસર્ગ પૂર્વ પૂર્વ ભૂતમાં મનાય છે પણુ પૂર્વ ભૂતનો સંસર્ગ ઉત્તર ઉત્તર ભૂતમાં મનાતો નથી. (૬૮)

હવે સિદ્ધાંતવાદી પૂર્વપક્ષનાં ૬૬-૬૭-૬૮ આ ત્રણે સૂત્રોનો દોષ બતાવી ખંડન કરે છે અને મૂળ સિદ્ધાંત સૂત્ર ૬૪માંનું સમર્થન કરે છે.

## न पार्थिवाप्ययोः प्रत्यक्षत्वात् ॥ ६९॥

**પદાર્થ:**—(**न**) પૂર્વ પક્ષનાં ૬૬-૬૭-૬૮ આ ત્રણે સૂત્રો ઠીક નથી કારણુ કે:-(**पार्थिवाप्ययोः**) પાર્થિવ અને આપ્ય એટલે જળથી બનેલા પદાર્થોનું (**प्रत्यक्षत्वात्**) ચાક્ષુષ પ્રત્યક્ષ થવાથી.

**ભાવાર્થઃ**—જો દરેક ભૂતમાં ગંધ-આદિ ગુણોમાંથી એક એક ગુણ જ સ્વાભાવિક માનવામાં આવે તો પૃથ્વીનો સ્વાભાવિક ગુણ ગંધજ મનાય. હવે જો પૃથ્વીમાં રૂપ સ્વાભાવિક ન હોય તો પૃથ્વીનું ચાક્ષુષ પ્રત્યક્ષ ન થવું જોઇએ. જો એમ માનવામાં આવે કે તેજના સંબંધથી પૃથ્વીમાં રૂપ જણાય છે અને તેને લીધે પૃથ્વીનુ ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે તો વાયુની સાથે પણ તેજનો સંબંધ છે. તો તેને લીધે વાયુનું પણ ચાક્ષુષ પ્રત્યક્ષ થવું જોઇએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે અન્યના ગુણથી અન્યનું પ્રત્યક્ષ થતું નથી. જો તેજના સંબંધથી અરૂપી પદાર્થનું પણ પ્રત્યક્ષ થાય તો આત્માનું પણ તેજના સંબંધથી પ્રત્યક્ષ થવું જોઇએ. માટે પૃથ્વીમાં ગંધ, રસ, રૂપ અને સ્પર્શ એ ચારેય ગુણ સ્વાભાવિક માનવા જોઇએ.

એજ પ્રમાણે પાણીમાં પણ જો સ્વાભાવિક રૂપ ન હોય તો તેનું પણ પ્રત્યક્ષ થઈ શકે નહિ.

વળી જો પૃથ્વીમાં સ્વાભાવિક રસ ન હોય અને જળના સંબંધને લીધે જ એમાં રસની પ્રતીતિ હોય તો, જળમાં તો કેવળ મધુર જ રસ છે અને પાર્થિવ પદાર્થમાં તો ખાટો, તીખો, મધુર, કડવો તુરો આદિ છ પ્રકારના રસો અનુભવાય છે એ શાથી ?

તેજનું રૂપ પૃથ્વીમાં અને જળમાં દેખાતું હોય તો તેજનું રૂપ અંધારામાં દેખાતું હોવાથી પૃથ્વી અને જળનું રૂપ પણ અંધારામાં દેખાવું જોઇએ. સૂર્યનો પ્રકાશ જે વખતે હોય તે વખતે પૃથ્વી અને મહાસાગરો ન દેખાવા જોઇએ. જેમ ચંદ્ર અને તારાઓ ખરે બપોરે નથી દેખાતા તેમ તૈજસરૂપ બીજા તૈજસરૂપનો અભિભવ કરે છે એવો નિયમ છે.

પૃથ્વી જળ અને તેજમાં જે સ્પર્શ છે તે પણ વાયુના સંબંધથી છે એ પણ કેમ માની શકાય ? કારણ કે વાયુનો સ્પર્શ અનુષ્ણાશીત છે જ્યારે પૃથ્વીમાં કઠિનતા, જળમાં શીતસ્પર્શ અને તેજમાં ઉષ્ણ સ્પર્શ છે આ વિલક્ષણતા શાથી ? માટે સ્પર્શ તો ચારેય દ્રવ્યનો સ્વાભાવિક માનવો જોઇએ અને દરેક દ્રવ્યના જુદા જુદા સ્પર્શ છે એમ પણ માનવું જોઇએ.

આ ઉપરથી જણાય છે કે સૂત્ર ૬૪ માં ગુણોનો જે વિનિયોગ કર્યો છે તેજ બરાબર છે. ( ૬૯ )

હવે **न सर्वगुणानुपलब्धेः** એ સૂત્ર ૬૫ માં જે આક્ષેપ કર્યો છે તેનું સમાધાન કરે છે.

## पूर्वपूर्वगुणोत्कर्षात् तत्तत्प्रधानम् ॥ ७० ॥

**પદાર્થઃ**—( **पूर्वपूर्वगुणोत्कर्षात्** ) પૂર્વ પૂર્વ ગુણનો ઉત્કર્ષ હોવાથી ( **तत् तत् प्रधानम्** ) તે તે પ્રધાન છે.

**ભાવાર્થઃ**—જો પૃથ્વીમાં ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એ ચારેય ગુણ સ્વાભાવિક છે, તો ઘ્રાણેન્દ્રિય જેમ પૃથ્વીના સ્વાભાવિક ગંધ ગુણનું ગ્રહણ કરે છે તેમ રસ-આદિનું પણ ગ્રહણ ઘ્રાણ-ઇન્દ્રિય કેમ કરતી નથી? તો તેનો ઉત્તર એ છે કે પૃથ્વીમાં જે ચાર ગુણ છે તેમાં ગંધની જ પ્રધાનતા છે. માટે નાસિકાથી ગંધનું જ ગ્રહણ થાય છે. પ્રધાનતા એટલે અભિવ્યક્ત થવાનું સામર્થ્ય.

જેમ બાહ્ય પાર્થિવ પદાર્થમાં ગંધ ગુણની પ્રધાનતા છે તેમ ઘ્રાણ ઇન્દ્રિય પણ પાર્થિવ હોવાથી તેમાં પણ ગંધનીજ પ્રધાનતા છે. રસના ઇન્દ્રિયમાં રસની અને ચક્ષુ ઇન્દ્રિયમાં રૂપની પ્રધાનતા છે માટે કોઈ પણ એક ઇન્દ્રિયથી સર્વ ગુણોનું ગ્રહણ થઈ શકતું નથી. (૭૦)

દરેક ઇન્દ્રિયનાં જુદાંજુદાં ઉપાદાન કારણ શા માટે માનવાં? બધી ઇન્દ્રિયોનું એકજ ઉપાદાન કારણ શા માટે ન માનવું? એ શંકાનું સમાધાન.

## तद्व्यवस्थानं तु भूयस्त्वात् ॥ ७१ ॥

**પદાર્થઃ**—( **तद्व्यवस्थानम्** ) તેની વ્યવસ્થા ( **तु** ) તો ( **भूयस्त्वात्** ) ભૂયસ્ત્વને લીધે છે.

**ભાવાર્થ:**—ભૂયસ્ત્વ એટલે પ્રધાનતા. પૃથ્વીમાં ગંધ ગુણની પ્રધાનતા છે અને ઘ્રાણેન્દ્રિયમાં પણ ગંધ ગુણની પ્રધાનતા છે માટે પૃથ્વી અને ઘ્રાણેન્દ્રિયનો કાર્ય-કારણ-ભાવ માનવો જોઇએ. એ જ પ્રમાણે રસના ઇન્દ્રિય અને જળનો તથા ચક્ષુ ઇન્દ્રિય અને તેજનો પણ કાર્યકારણભાવ માનવો જોઇએ. ઇન્દ્રિય આદિની રચનામાં જીવાત્માનું અદૃષ્ટ પણ કારણ તરીકે છે. (૭૧)

ઇન્દ્રિયો પોતાના ગુણનો અનુભવ કેમ કરી શકતી નથી? એ શંકાનું સમાધાન કરે છે.

## सगुणाना मिन्द्रियभावात् ॥ ७२ ॥

**પદાર્થ:**—( **सगुणानाम्** ) સગુણ દ્રવ્યોનો ( **इन्द्रियभावात्** ) ઇન્દ્રિયભાવ હોવાથી.

**ભાવાર્થ:**—જે ભૂતમાંથી જે ઇન્દ્રિય બની છે તે ગુણોને સાથે લઇને જ બની છે. એથી બહારના પદાર્થના ગુણનું ગ્રહણ કરવામાં ઇન્દ્રિયોને ઇન્દ્રિયસ્થ ગુણોની સહાયતા મળે છે. પણ ઇન્દ્રિયને પોતાના ગુણોનું ગ્રહણ કરવામાં કોઇ પણ ગુણની મદદ ન મળી શકતી હોવાથી સ્વગુણને ગ્રહણ કરી શકતી નથી. (૭૨)

બીજો હેતુ આપે છે.

## तेनैव तस्याग्रहणाच्च ॥ ७३ ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **तेन एव** ) તેનાથી જ ( **तस्य** ) તેનું ( **अग्रहणात्** ) ગ્રહણ થઇ શકતું ન હોવાથી.

**ભાવાર્થ:**—ઇંદ્રિય પોતે જ પોતાના ગુણને ગ્રહણ કરી શકે નહિ. અન્યથી જ અન્યનું ગ્રહણ થઇ શકે છે. આંખ પોતે જ પોતાને જોઇ શકે નહિ, બીજાને જોઇ શકે. (૭૩)

ઉપરનાસૂત્રમાં શંકા કરે છે.

## न शब्दगुणोपलब्धेः ॥ ७४ ॥

**પદાર્થ:**—(**न**) નહીં (**शब्दगुणोपलब्धेः**) શબ્દ-ગુણનું ગ્રહણ થતું હોવાથી.

**ભાવાર્થ:**—'ઇંદ્રિય પોતાના ગુણને ગ્રહણ કરી શકતી નથી' એ કહેવું ઠીક નથી. કારણ કે શ્રોત્ર પોતાના જ એટલે સ્વનિષ્ઠ શબ્દને ગ્રહણ કરે છે. શ્રોત્ર એ આકાશ છે અને શબ્દ એ આકાશનો ગુણ છે અને શબ્દ માત્ર શ્રોત્રથી જ સાંભળી શકાય છે. (૭૪)

સમાધાન-સૂત્ર.

## तदुपलब्धिरितरेतरद्रव्यगुणवैधर्म्यात् ॥ ७४ ॥

**પદાર્થ:**—(**इतरेतरगुणवैधर्म्यात्**) એક બીજા દ્રવ્યના ગુણોમાં વૈધર્મ્ય હોવાથી (**तदुपलब्धिः**) તેની ઉપલબ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—શ્રોત્ર ઇંદ્રિયની બનાવટ શબ્દ સહિત નથી. શબ્દ-રહિત શ્રોત્ર ઇંદ્રિય બની છે અને તેથી શ્રોત્ર ઇંદ્રિયને શબ્દનું ગ્રહણ કરવામાં કોઈ બીજા શબ્દની જરૂર પડતી નથી. જ્યારે બીજી ઇંદ્રિયો ગુણો સહિત બનેલી હોવાથી એને બાહ્ય પદાર્થના ગુણને ગ્રહણ કરવામાં સ્વગુણની જરૂર પડે છે. શ્રોત્ર ઇંદ્રિય અને બીજી ઇંદ્રિયોમાં આટલું વૈધર્મ્ય છે, માટે શ્રોત્ર ઇંદ્રિય પોતાના ગુણનું ગ્રહણ કરે છે અને બીજી ઇંદ્રિયો પોતાના ગુણનું ગ્રહણ કરી શકતી નથી. (૭૫)

### ઇતિ અર્થ-પરીક્ષા પ્રકરણ સમાપ્ત.

**इतिश्री गौतमन्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे तृतीयाध्यायस्य प्रथममाह्निकम् ।**

## અથ તૃતીય અધ્યાયનું બીજું આહ્નિક.

ઇન્દ્રિય અને અર્થની પરીક્ષા થઈ ચુકી હવે બુદ્ધિની પરીક્ષા કરવી શરૂ કરે છે. 'બુદ્ધિ નિત્ય છે કે અનિત્ય' એ સંબંધી પરીક્ષા શરૂ થાય છે. પરીક્ષાનું પૂર્વ અંગ સંશય હોય છે, માટે બુદ્ધિમાં નિત્યત્વ અને અનિત્યત્વ વિષયક સંશય બતાવે છે.

### कर्माकाशसाधर्म्यात् संशयः ॥ १ ॥

**પદાર્થ:**—( **कर्माकाशसाधर्म्यात्** ) કર્મ અને આકાશની સાથે બુદ્ધિનું સાધર્મ્ય હોવાથી ( **संशयः** ) સંશય થાય છે.

**ભાવાર્થ:**—બુદ્ધિમાં સ્પર્શ હોતો નથી તેથી તેનો સ્પર્શ થઈ શકતો નથી. આકાશમાં પણ સ્પર્શ નથી અને કર્મ એટલે ક્રિયામાં પણ સ્પર્શ હોતો નથી. આકાશ નિત્ય છે અને કર્મ અનિત્ય છે. બુદ્ધિમાં રહેલો અસ્પર્શ આકાશરૂપ નિત્ય પદાર્થનું સાધર્મ્ય છે અને કર્મરૂપ અનિત્ય પદાર્થનું પણ સાધર્મ્ય છે, માટે આકાશની માફક બુદ્ધિ નિત્ય હશે કે કર્મની માફક અનિત્ય હશે? એ સંશય બુદ્ધિમાં થાય છે. ( ૧ )

સાંખ્યશાસ્ત્રના વિદ્વાનો માને છે કે બુદ્ધિ એ પુરુષનું અંતઃકરણ છે અને તે નિત્ય છે માટે બુદ્ધિ નિત્ય હોવામાં સાંખ્યશાસ્ત્રીઓ તરફથી હેતુ આપે છે. આ સૂત્ર પૂર્વપક્ષનું છે, કારણ કે નૈયાયિકો બુદ્ધિને અનિત્ય માને છે. બુદ્ધિને નિત્ય તરીકે સિદ્ધ કરવી એ પૂર્વપક્ષ છે અને અનિત્ય તરીકે સિદ્ધ કરવી એ સિદ્ધાંત પક્ષ છે.

પૂર્વપક્ષનું સૂત્ર.

### विषयप्रत्यभिज्ञानात् ॥ २ ॥

**પદાર્થ:**—( **विषयप्रत्यभिज्ञानात्** ) વિષયનું પ્રત્યભિજ્ઞાન થવાથી બુદ્ધિને નિત્ય માનવી જોઇએ.

**ભાવાર્થ**:—બુદ્ધિ નિત્ય છે કારણ કે વિષયનું પ્રતિસંધાન-જ્ઞાન થાય છે. 'જે પદાર્થને મેં વરસો પહેલાં જાણ્યો હતો તે પદાર્થને હું અત્યારે જાણી રહ્યો છું.' આવા પ્રકારના જ્ઞાનને પ્રતિસંધાન-જ્ઞાન કહેવાય છે. જાણનાર બુદ્ધિ છે અને જ્ઞાન એ બુદ્ધિનો ધર્મ છે. જો બુદ્ધિને અનિત્ય માનવામાં આવે તો પદાર્થનું પ્રત્યભિજ્ઞાન થઇ શકે નહિ માટે બુદ્ધિને નિત્ય માનવી જોઇએ. (૨)

સિદ્ધાંત-સૂત્ર.

## साध्यसमत्वादहेतुः ॥ ३ ॥

**પદાર્થ**:—(**साध्यसमत्वात्**) બુદ્ધિ નિત્ય હોવામાં જે હેતુ આપ્યો છે તે સાધ્યસમ હોવાથી (**अहेतुः**) હેત્વાભાસ છે.

**ભાવાર્થ**:—વિષયનું પ્રતિસંધાન-જ્ઞાન આત્માને થાય છે, બુદ્ધિને નહિ માટે વિષય-પ્રત્યભિજ્ઞાન રૂપ હેતુથી આત્માનું નિત્યત્વ ઠરે છે, આ કારણથી બુદ્ધિને ચિત્ય તરીકે સિદ્ધ કરવા જે હેતુ આપ્યો છે તે અસિદ્ધ થાય છે અને તેને લીધે તે હેત્વાભાસ થઈ જાય છે.

બુદ્ધિ અને જ્ઞાન એક જ વસ્તુ છે, માટે જ્ઞાન અનિત્ય હોવાથી બુદ્ધિ પણ અનિત્ય જ છે. જો બુદ્ધિ જાણનાર હોય તો આત્માનું કશું પ્રયોજન જ રહેતું નથી. જે જાણે અને જેનામાં જ્ઞાન હોય તેજ ચેતન અને આત્મા કહેવાય છે. જો જ્ઞાન બુદ્ધિનો ધર્મ હોય તો બુદ્ધિ ચેતન ઠરવાથી આત્મા જેવી કોઈ વસ્તુ જ સિદ્ધ થઇ શકે નહિ માટે બુદ્ધિને આત્માનો ગુણ માનવો જોઇએ અને તેને અનિત્ય માનવી જોઇએ. (૩)

"બુદ્ધિ સ્થિર છે અને તેમાંથી ઘટાકાર, પટાકાર આદિ વિષયવાળી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. બુદ્ધિ એ વૃત્તિમાન્ પદાર્થ છે અને તેમાંથી ઉદ્ભવતું જ્ઞાન એ વૃત્તિ છે. બુદ્ધિ એ વૃત્તિમા અનેન્

વૃત્તિ એ બંનેથી અભિન્ન છે.” આવો જેનો મત છે એ મતનું ખંડન કરે છે. આ સિદ્ધાંત સૂત્ર છે.

## न युगपद्ग्रहणात् ॥४॥

**પદાર્થ:**—(**न**) વૃત્તિ અને વૃત્તિમાન્‌નો અભેદ થઇ શકે નહિ કારણ કે, (**युगपत्**) એક સાથે (**अग्रहणात्**) અનેક જ્ઞાનોનું ગ્રહણ થતું ન હોવાથી.

**ભાવાર્થ:**—વૃત્તિ=જ્ઞાન અને વૃત્તિમાન્=બુદ્ધિ એ બંનેનો અભેદ થઈ શકે નહિ કારણ કે, બુદ્ધિ સ્થિર હોવાથી તેની વૃત્તિઓ પણ સ્થિર માનવી પડે કારણ કે બંનેનો અભેદ અર્થાત્ એકતા છે, અને તેને લીધે અનેક વિષયોનાં જ્ઞાન પણ એક સાથે માનવાં જોઇએ અને અનેક જ્ઞાનો એક સાથે થતાં નથી એ તો અનુભવ સિદ્ધ છે, માટે બુદ્ધિને સ્થિર માની શકાય નહિ. (૪)

વૃત્તિ અને વૃતિમાન્‌નો અભેદ માની શકાય નહિ એના સંબંધમાં બીજી યુક્તિ આપે છે.

## अप्रत्यभिज्ञाने च विनाशप्रसङ्गः ॥५॥

**પદાર્થ:**—(**च**) અને (**अप्रत्यभिज्ञाने**) પ્રત્યભિજ્ઞાન ન રહેવાથી (**विनाशप्रसङ्गः**) બુદ્ધિનો પણ વિનાશ થઈ જાય.

**ભાવાર્થ:**—તમારા મત પ્રમાણે પ્રત્યભિજ્ઞાન એ બુદ્ધિની વૃત્તિ છે. હવે જો વૃત્તિ અનિત્ય હોવાને લીધે પ્રત્યભિજ્ઞાન નાશ પામે તો બુદ્ધિનો પણ નાશ માનવો જ જોઇએ કારણ કે તમારા મત પ્રમાણે પ્રત્યભિજ્ઞાન રૂપ વૃત્તિ અને બુદ્ધિ એ બંને એક જ છે. આ પ્રમાણે વૃત્તિ અને વૃત્તિમાન્‌નો અભેદ માનવાથી બુદ્ધિનો પણ નાશ માનવો જ જોઇએ. (૫)

વૃત્તિમાન્ એટલે અંતઃકરણ અને વૃત્તિ એટલે જ્ઞાન. વૃત્તિ અને વૃત્તિમાન્નો એકાંત ભેદ છે. અંતઃકરણ એજ મન છે. મન વિભુ ન હોવાથી જ્ઞાનો ક્રમથી જ ઉત્પન્ન થાય છે, એ બાબત આ સૂત્રમાં સિદ્ધ કરે છે.

સિદ્ધાંત-સૂત્ર.

## क्रमवृत्तित्वादयुगपद्ग्रहणम् ॥ ६ ॥

**પદાર્થ**:—(**क्रमवृत्तित्वात्**) ક્રમથી ઇંદ્રિયો સાથે મનનો સંબંધ થવાથી (**अयुगपद्ग्रहणम्**) ક્રમથી જ્ઞાનોની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થ**:—અંતઃકરણ=મન વિભુ નથી પણ સૂક્ષ્મ છે, તેથી ઇંદ્રિયો સાથે મનનો સંબંધ ક્રમથી અર્થાત્ વારાફરતી થાય છે અને તેને લીધે ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ રૂપ વિષયનાં જ્ઞાનો ક્રમથી જ થાય છે. આ જ્ઞાનો એટલે વૃત્તિઓ અને મનને લીધે થતી હોવાથી મન એ વૃત્તિમાન્ છે. મન એ નિત્ય છે અને જ્ઞાન બધાં ક્રમથી ઉત્પન્ન થઈ નાશ પામનારાં છે. મન અને જ્ઞાનનો એકાંત ભેદ હોવાથી વૃત્તિ અને વૃત્તિમાન્નો એકાંત ભેદ છે. ( ૬ )

અન્તઃકરણ વિભુ નથી એમાં યુક્તિ આપે છે.

## अप्रत्यभिज्ञानं च विषयान्तरव्यासङ्गात् ॥ ७ ॥

**પદાર્થ**:—(**च**) અને (**विषयान्तरव्यासङ्गात्**) જ્યારે બીજા વિષય સાથે મનનો સંબંધ હોય છે ત્યારે (**अप्रत्यभिज्ञानम्**) બીજા વિષયનું જ્ઞાન થતું નથી.

**ભાવાર્થ**:—જ્યારે અંતઃકરણનો સંબંધ ચક્ષુ ઇંદ્રિય સાથે હોય છે તેજ વખતે ઘ્રાણ-ઇંદ્રિયનો ગંધ-વિષય સાથે સંબંધ હોય છે છતાં પણ ગંધનું જ્ઞાન થતું નથી કારણ કે, તે વખતે ચક્ષુ ઇંદ્રિય સાથે અંતઃકરણનો વ્યાસંગ=અત્યંત સંબંધ હોય છે. જો મન વિભુ હોત તો જે વખતે મનનો સંબંધ ચક્ષુ સાથે હોય છે

તેજ વખતે મનનો સંબંધ ઘ્રાણ-ઇંદ્રિય સાથે પણ જરૂર હોઈ શકે. અને જો સંબંધ હોય તો જે વખતે રૂપના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે તેજ વખતે ગંધના જ્ઞાનની પણ ઉત્પત્તિ થવી જોઇએ. પણ એમ થતું નથી માટે મન સૂક્ષ્મ=અણુ છે અને એનો સંબંધ ઇંદ્રિયો સાથે ક્રમથી થતો હોવાથી જ્યારે એક વિષયના જ્ઞાનની ઉત્પત્તિ થતી હોય છે ત્યારે બીજા વિષયના જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી. (૭)

અંતઃકરણ વિભુ ન હોવામાં બીજો હેતુ આપે છે.

## न गत्यभावात् ॥ ८ ॥

**પદાર્થ:**—(**न**) અંતઃકરણ વિભુ નથી (**गत्यभावात्**) તેમાં ગતિ ન હોવાથી.

**ભાવાર્થ:**—વિભુ પદાર્થમાં ગતિ હોતી નથી. સર્વ-વ્યાપક અંતઃકરણનો સર્વ ઇંદ્રિયો સાથે સંબંધ હોવાથી જે ક્રમથી જ્ઞાનો થાય છે તે ક્રમ જ્ઞાનોમાં રહી શકે નહિ. ગતિનું ફળ સંયોગ છે અને વિભુ પદાર્થનો સંયોગ પ્રથમથી જ સિદ્ધ હોવાથી વિભુ અંતઃકરણમાં કોઇ પણ પ્રમાણથી ગતિ સિદ્ધ થઇ શકતી નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે દરેક જીવાત્મા દીઠ એક એક અંતઃકરણ હોય છે અને તે બધાં નિત્ય અને અણુ પરિમાણવાળાં હોય છે, તેને લીધે જ્ઞાનરૂપ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, જ્ઞાનરૂપ વૃત્તિઓ અનિત્ય હોય છે તથા વૃત્તિઓ અને વૃત્તિમાન્ સદૈવ ભિન્ન હોય છે. (૮)

વૃત્તિ અને વૃત્તિમાન્‌માં અભેદ હોવામાં પૂર્વપક્ષ તરફથી વળી એક દૃષ્ટાંત આપવામાં આવે છે.

પૂર્વપક્ષનું સૂત્ર.

## स्फटिकान्यत्वाभिमानवत् तदन्यत्वाभिमानः ॥ ९ ॥

**પદાર્થ:**—( **स्फटिकान्यत्वाभिमानवत्** ) સ્ફટિકમાં જેમ ભેદનો અભિમાન થાય છે તેમ ( **तदन्यत्वाभिमानः** ) વૃત્તિઓનો વૃત્તિમાનથી ભેદ હોવાનો ખાલી અભિમાન થાય છે.

**ભાવાર્થ:**—સ્ફટિક મણિ એક અને સફેદ હોય છે, પણ તેની પાસે જેવા રંગનું ફુલ રાખવામાં આવે છે તેવા રંગનો સ્ફટિક જણાય છે. એટલે કે રાતા, પીળા અને કાળા આદિ ફુલના સંબંધને લીધે સ્ફટિક રાતો, પીળો અથવા કાળો દેખાય છે તેમ અંતઃકરણ એકજ છે પણ જ્યારે તે ઇંદ્રિય પ્રણાડિકા દ્વારા વિષયના આકારે પરિણમે છે ત્યારે તે તે વિષયવાળી વૃત્તિ થઈ એમ કહેવાય છે. ખરી રીતે અંતઃકરણ એજ વૃત્તિરૂપે છે અને તે વિષયોના સંબંધને લીધે જુદા જુદા જ્ઞાનરૂપે જણાય છે માટે ખરી રીતે જોતાં વૃત્તિ અને વૃત્તિમાન્ એકજ છે. ( ૯ )

સમાધાન સૂત્ર.

## न हेत्वभावात् ॥ १० ॥

**પદાર્થ:**—( **न** ) દૃષ્ટાંત બરાબર નથી ( **हेत्वभावात** ) હેતુ ન હોવાથી.

**ભાવાર્થ:**—સ્ફટિકમાં જેમ ઔપાધિક ભેદ છે તેવો ભેદ વૃત્તિ અને વૃત્તિમાન્માં છે કે ગંધ આદિ વિષયો અને અંતઃકરણમાં જેવો વાસ્તવિક ભેદ છે તેવો ભેદ છે? આ બેમાં કયા પક્ષનું ગ્રહણ કરવું એમાં હેતુ આપેલો ન હોવાથી ઔપાધિક ભેદ માની શકાય નહિ.

વાસ્તવિક ભેદ હોવામાં તો પ્રમાણ છે. જ્ઞાન ક્રમથી ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે અને મન રૂપ અંતકરણ તો કાયમ એકજ રહે છે માટે ખરી રીતે જોતાં જ્ઞાન એ અંતઃકરણનો ધર્મ જ નથી પણ એ આત્માનો ધર્મ છે અને તે અંતઃકરણથી તદ્દન જુદું છે અંતઃકરણ તો જ્ઞાન રૂપ વૃત્તિને ઉત્પન્ન કરવાનું સાધન છે, માટે વૃત્તિ અને વૃત્તિમાનનો ભેદ જ માનવો જોઇએ. (૧૦)

સૂત્ર ૧ થી ૧૦ સુધીમાં એ સિદ્ધ કરવામાં આવ્યું છે કે જ્ઞાન એ અંતઃકરણનો ધર્મ નથી તથા જ્ઞાન સ્વયં અંતઃકરણ રૂપ પણ નથી અને જ્ઞાન અનિત્ય છે. આ દસ સૂત્રના પ્રકરણમાં બુદ્ધિ અનિત્ય છે એ સિદ્ધ કર્યું છે અને બુદ્ધિની અનિત્યતાનું પ્રકરણ અહીં પૂરૂં થાય છે.

હવે 'ક્ષણભંગ-વાદ'નું પ્રકરણ ઉઠાવે છે. સ્ફટિક એક છે પણ પુષ્પ-આદિની ઉપાધિથી તેમાં અનેકતા હોવાની ભૂલ થાય છે એવું જે સાંખ્યસિદ્ધાંતવાદીએ સૂત્ર ૯માં કહ્યું છે તે વાત બૌદ્ધ વિદ્વાનો માનતા નથી માટે આ સૂત્રમાં બૌદ્ધ-મતવાદીની શંકા બતાવવામાં આવે છે. બૌદ્ધ લોકો દરેક વસ્તુને ક્ષણિક માને છે અર્થાત્ દરેક વસ્તુ ક્ષણે ક્ષણે બદલાય છે માટે એ વાદને 'ક્ષણ-ભંગ' વાદ કહેવામાં આવે છે.

**स्फटिकेऽप्यपरापरोत्पत्तेः क्षणिकत्वाद् व्यक्तीना महेतुः ॥ ११ ॥**

**પદાર્થઃ**—(**स्फटिके**) સ્ફટિકમાં (**अपि**) પણ (**अपरापरोत्पत्तेः**) અપર અપરની ઉત્પત્તિ થતી હોવાથી, (**व्यक्तीनाम्**) વસ્તુઓ (**क्षणिकत्वात्**) ક્ષણિક હોવાથી સ્ફટિકમાં અન્યતા હોવાની ભૂલ છે એ કથનમાં (**अहेतुः**) કોઈ હેતુ નથી અર્થાત્ કથન અસત્ય છે.

**ભાવાર્થઃ**—સ્ફટિક મણિ પણ દરેક ક્ષણે બદલાય છે અર્થાત્ દરેક ક્ષણે નવો નવો સ્ફટિક-મણિ ઉત્પન્ન થાય છે. **स्फटिकः क्षणिकः, सत्वात्, यद् यत् सत्, तत् तत् क्षणिकम्, यथा शरीरम्।** સ્ફટિક ક્ષણિક છે કારણ કે, તે સત્ છે જે જે સત્સ્વરૂપ હોય છે તે તે બધા ક્ષણિક હોય છે જેમકે શરીર. શરીરમાં દરેક ક્ષણે વૃદ્ધિ અને ક્ષય થતા જોવામાં આવે છે. જે ખોરાક લેવામાં

આવે છે તેનો રૂધિર આદિરૂપે પરિણામ થાય છે અને તેને લીધે શરીરની વૃદ્ધિ થાય છે અને શરીરમાંથી દરેક ક્ષણે કેટલોક ભાગ નીકળતો રહે છે તેથી પણ ક્ષય થાય છે. આ પ્રમાણે વૃદ્ધિ અને ક્ષયની પરંપરા ચાલુ રહેવાથી શરીર પ્રતિક્ષણ નાશ પામે છે અને નવું ઉત્પન્ન થયા કરે છે એમ માનવું જોઇએ. જે રીત શરીરમાં છે તેજ રીત સંસારના બધા પદાર્થમાં છે માટે દરેક વસ્તુ ક્ષણિક હોવાથી સ્ફટિક પણ ક્ષણિક છે આ કારણને લીધે સ્ફટિકમાં જે અન્યતા=ભેદ જણાય છે તે સાચો છે. (૧૧)

ઉપરની બૌદ્ધની શંકાનું નિરાકરણ કરે છે.

## नियमहेत्वभावात् यथादर्शन मभ्यनुज्ञा ॥ १२ ॥

**પદાર્થ:**—(**नियमहेत्वभावात्**) 'જે સત્ છે તે બધા ક્ષણિક છે.' એ નિયમ માનવામાં કોઈ કારણ ન મળવાથી (**यथादर्शनम्**) જ્યાં જે પ્રમાણે જણાય તે પ્રમાણે (**अभ्यनुज्ञा**) સ્વીકાર કરવો જોઇએ.

**ભાવાર્થ:**—જેમ શરીરમાં દરેક ક્ષણે ઉપચય=વધારો અને અપચય=ઘટાડો થાય છે તેમ બધા પદાર્થમાં વધારો અને ઘટાડો થયા કરે છે એવો કશો નિયમ જણાતો નથી, માટે જ્યાં જ્યાં પ્રતિક્ષણ વધારો અને ઘટાડો જણાય ત્યાં ત્યાં તે પદાર્થના ઉત્પાદ અને વિનાશ માનવા જોઇએ, સર્વત્ર નહીં. જેમ શરીરમાં વધારો અને ઘટાડો થયા કરે છે તેમ પાષાણમાં પણ થતા હોય એવું જાણવામાં આવતું નથી, માટે પાષાણમાં પ્રતિક્ષણ વધારો અને ઘટાડો થતા ન હોવાથી તેની પ્રતિક્ષણ ઉત્પત્તિ અને વિનાશ માનવાની જરૂર નથી. જેમ પાષાણમાં તેમ સ્ફટિકમાં પણ પ્રતિક્ષણ વધારો અને ઘટાડો થતા ન હોવાથી સ્ફટિકમાં અપર અપરની ઉત્પત્તિ માની શકાય નહીં. 'જે સત્ હોય તે ક્ષણિક હોય' એવી જે ક્ષણિક–વાદી બૌદ્ધોની માન્યતા છે, તે તો 'જે વૃક્ષ હોય તે કડવું હોય' જેમકે લીમડો. એના જેવું થયું (૧૨)

ક્ષણિક-વાદી બૌદ્ધ લોકો કહે છે કે એકજ દ્રવ્યમાં વિરુદ્ધ અનેક ધર્મો રહી શકતા નથી. એક માટીરૂપ દ્રવ્યમાં પિંડ અને ઘડો આદિ સંભવી શકે નહિ માટે દરેક વસ્તુનો નાશ અન્વયી દ્રવ્ય સાથેજ થાય છે. ઘડો નાશ પામે છે અને તેની સાથે તેનું અન્વયી દ્રવ્ય જે માટી છે તે પણ નાશ પામે છે. આવી જાતના નાશને નિરન્વય નાશ કહે છે. કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ પણ નિરન્વયજ હોય છે અર્થાત્ ઘડાની સાથે તેનું અન્વયી દ્રવ્ય પણ ઉત્પન્ન થાય છે. આવી જાતનાં નાશ અને ઉત્પત્તિને નિરન્વય નાશ અને નિરન્વય ઉત્પત્તિ કહે છે.

ક્ષણિક-વાદી બૌદ્ધોની આવી જાતની માન્યતા ઠીક નથી એ આ સૂત્રમાં મહર્ષિ બતાવે છે.

## न, उत्पत्तिनाशकारणोपलब्धेः ॥ १३ ॥

**પદાર્થ:**—(**न**) નિરન્વય નાશ અને ઉત્પત્તિ માનવાં ઠીક નથી (**उत्पत्तिविनाशकारणोपलब्धेः**) ઉત્પત્તિ અને વિનાશના કારણની ઉપલબ્ધિ થવાથી.

**ભાવાર્થ:**—મૂળ વસ્તુમાં કંઇ વૃદ્ધિ અથવા ફેરફાર થાય તો જ કોઇપણ કાર્યની ઉત્પત્તિ થાય છે અને મૂળ વસ્તુના અવયવોનો વિભાગ થાય તો કાર્ય દ્રવ્યનો નાશ થયો કહેવાય. રાફડાની મૂળ થોડી માટીમાં બીજી માટી મળે છે અને મૂળના જેવીજ રચના થાય છે ત્યારે રાફડો ઉત્પન્ન થયો કહેવાય છે. આ વૃદ્ધિને સંસ્કૃતમાં ઉપચય કહે છે. કારણ દ્રવ્યમાં વિભાગ થાય અથવા અમુક અવયવો ઓછા થાય ત્યારે કાર્યદ્રવ્ય નાશ પામ્યું એમ કહેવાય છે. આ ઉપરથી સમજાશે કે ઉત્પત્તિ અને વિનાશનાં કારણ ઉપચય અને અપચય છે, અને તે કારણરૂપ અન્વયી દ્રવ્યમાં જોવામાં આવે છે. તેથી કોઇપણ વસ્તુનો નિરન્વય અથવા નિરન્વય ઉત્પત્તિ નથી. જો અન્વયી દ્રવ્ય સહિત કાર્ય નાશ પામે તો ઘડો ફુટી ગયા પછી ઠીંકરા આદિ કશું પણ દેખાવું ન જોઇએ, અને નિરન્વય ઉત્પત્તિ

થતી હોય તો ઘડો બનાવવા માટે કુંભારે માટી ભેગી કરવી ન જોઇએ. ( ૧૩ )

ઉપરના સૂત્ર ઉપર પૂર્વપક્ષ તરફથી થતો આક્ષેપ બતાવવામાં આવે છે.

## क्षीरविनाशे कारणानुपलब्धिवद् दध्युत्पत्तिवच्च तदुपपत्तिः ॥ १४ ॥

**પદાર્થઃ**—( **क्षीरविनाशे** ) દૂધના વિનાશનું ( **कारणानुपलब्धिवत्** ) કારણ સ્પષ્ટ જણાતું ન હોવા છતાં ( **दध्युत्पत्तिवच्च** ) દહીંની ઉત્પત્તિ થવાનું કારણ પણ જણાતું ન હોવા છતાં માનવામાં આવે છે તેની માફક ( **तदुपपत्तिः** ) સ્ફટિકના નાશ અને ઉત્પત્તિનું કારણ માનવું જોઇએ.

**ભાવાર્થઃ**—જેમ દૂધના વિનાશનું કારણ સ્પષ્ટ જણાતું નથી છતાં પણ તેનું કારણ માનવામાં આવે છે, તથા દહીંની ઉત્પત્તિનું કારણ પણ સ્પષ્ટ જણાતું નથી છતાં દહીં થવાનું કારણ માનવામાં આવે છે તેમ સ્ફટિકના નાશનું કારણ અને સ્ફટિકની ઉત્પત્તિનું કારણ ન જણાય તો પણ એનું કારણ માનવું જોઇએ. ( ૧૪ )

ઉપરના આક્ષેપનું સમાધાન.

## लिङ्गतो ग्रहणान्नानुपलब्धिः ॥ १५ ॥

**પદાર્થઃ**—( **लिङ्गतः** ) કાર્યરૂપ લિંગથી ( **ग्रहणात्** ) જ્ઞાન થતું હોવાથી ( **अनुपलब्धिः** ) તેની અનુપલબ્ધિ ( **न** ) થઈ શકતી નથી.

**ભાવાર્થઃ**—દૂધનો વિનાશ થયો છે એમ સર્વ કોઈ જાણે છે અને દહીંરૂપ કાર્ય ઉત્પન્ન થયું છે એ પણ સર્વ કોઈ

જાણે છે. એ નાશ અને ઉત્પત્તિ રૂપ કાર્યનું કારણ અવશ્ય હોવું જોઈએ. કારણ વગર કાર્ય બની શકે નહિ. પણ સ્ફટિકમાં દરેક ક્ષણે નાશ અને ઉત્પત્તિ રૂપ કાર્ય છે એ જ કોઈ જાણી શકતું નથી તો કાર્ય વગર કારણનું અનુમાન કેવી રીતે થાય? માટે સ્ફટિકમાં અપર અપર વ્યક્તિની ઉત્પત્તિ થાય છે એમાં કોઈ કારણ ન હોવાથી સ્ફટિકનાં પ્રતિક્ષણ ઉત્પત્તિ અને નાશ થતાં નથી. (૧૫)

હવે જે વાદી કોઈ પણ વસ્તુનાં નાશ અને ઉત્પત્તિ થતાં નથી એવું માને છે તે બૌદ્ધના પક્ષનું ખંડન કરે છે અને પોતાનો પરિણામ-વાદ બતાવે છે.

## न, पयसः परिणामगुणान्तरप्रादुर्भावात् ॥ १६ ॥

**પદાર્થઃ**—(न) કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ અથવા વિનાશ થતાં નથી કારણ કે (**पयसः**) દૂધ રૂપ કારણનો (**परिणामगुणा-न्तरप्रादुर्भावात्**) પરિણામ થાય છે અથવા તો દૂધમાં એક જુદા ગુણનો અવિર્ભાવ થાય છે.

**ભાવાર્થઃ**—જ્યારે કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ તેમ વિનાશ જ નથી તો પછી તેનાથી કારણનું અનુમાન કેવી રીતે થઈ શકે?

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः** અસિદ્ધ હેતુથી અનુમાન થઈ શકે નહિ. જેમ દૂધ સ્વયં દહીં રૂપે પરિણમે છે અથવા તો દૂધમાં ખાટા રસનો અને ઘનત્વરૂપ ગુણનો આવિર્ભાવ થાય છે, તેમ માટી રૂપ કારણ પણ સ્વયં ઘટ રૂપે પરિણમે છે અથવા તેમાં ઘટ રૂપ ગુણનો પ્રાદુર્ભાવ થાય છે. આ ઠેકાણે ગુણ એટલે માટીમાં થતો ફેરફાર લેવાનો છે. નૈયાયિકોએ જેની પરિભાષા બાંધી છે તે નહિ. આ પ્રમાણે જ્યારે ઉત્પત્તિ કે નાશ જેવી કોઈ વસ્તુ નથી તો સ્ફટિકમાં ઉત્પત્તિ અને નાશ ક્યાંથી હોય? માટે બૌદ્ધ લોકો જે દરેક ક્ષણે વસ્તુની ઉત્પત્તિ અને વિનાશ માને છે અને તેનાથી બધાને ક્ષણિક માને છે તે ઠીક નથી. (૧૬)

ઉપરના સૂત્રમાં ઉત્પત્તિ અને નાશને જ ઉડાવી મૂકયાં છે એ ન્યાયશાસ્ત્રકારને ઇષ્ટ નથી, માટે મહર્ષિ ગૌતમ પોતાના મત પ્રમાણે સમાધાન કરે છે.

**व्यूहान्तराद् द्रव्यान्तरोत्पत्तिदर्शनं पूर्वद्रव्यनिवृत्तेरनुमानम् ॥ १७ ॥**

**પદાર્થ:**—(**व्यूहान्तरात्**) મૂળ વસ્તુ કરતાં કાર્ય વસ્તુ જુદી જ રચનાવાળી વસ્તુ જણાયાથી (**द्रव्यान्तरोत्पत्तिदर्शनम्**) બીજા દ્રવ્યની ઉત્પત્તિનું દર્શન એ જ (**पूर्वद्रव्यनिवृत्तेः**) પૂર્વ દ્રવ્યની નિવૃત્તિ= વિનાશ થયાનું (**अनुमानम्**) અનુમાન થાય છે.

**ભાવાર્થ:**—દૂધમાં જ તેનાં કરતાં વિલક્ષણ દહીં રૂપ દ્રવ્યની ઉત્પત્તિ દેખાવાથી દૂધની નિવૃત્તિ અર્થાત્ વિનાશ થયો છે, એવું અનુમાન કરવું અસ્થાને નથી. દૂધ એવું ને એવું કાયમ રહે છે અને તેમાં દહીં ઉત્પન્ન થાય છે એમ કોણ કહી શકે? એક શેર દૂધ તપેલીમાં રાખ્યું છે તેજ થોડા કલાકમાં દહીં રૂપે થઇ જતાં, હવે તે દૂધ નથી રહ્યું એમ માનવામાં શી હરકત છે? એક શેર દૂધ પણ કાયમ છે અને તેમાં દહીં પણ છે, આવું કહેવું એ મિથ્યા જ છે. એક જ પદાર્થમાં એક સાથે ઘનત્વ અને પ્રવાહિત્વ તથા મીઠાશ અને ખટાશ રહી શકે નહિ. દૂધના અવયવોમાં દૂધ અને દહીં એ બંને કેમ રહી શકે? બે મૂર્તદ્રવ્યો એક અધિકરણમાં એકી સાથે કદિપણ રહી શકે નહિ, માટે દહીંની ઉત્પત્તિ સાબીત કરે છે કે પોતે જેમાં ઉત્પન્ન થયું છે તે હવે દૂધ નથી રહ્યું અર્થાત દૂધનો નાશ થયો છે.

દૂધના અવયવોનો નાશ માનવાની જરૂર નથી, પણ તે જુદી સ્થિતિમાં ગોઠવાઈ જાય છે અને જે દૂધના અવયવોમાં મીઠાશ હતી તેજ અવયવોમાં ખટાશ ઉત્પન્ન થઇ છે અને તેનાથી દહીં રૂપ અવયવી દ્રવ્ય બન્યું છે એમ માનવું જોઇએ. અવયવોનો વિભાગ થવાથી અવયવી દ્રવ્ય નાશ પામે છે! બૌદ્ધમત પ્રમાણે નિરન્વય

નાશ અને ઉત્પત્તિ કોઈ પણ માની શકે નહિ. કાર્યના અવયવો રહે છે ખરા પણ તે જુદા થઇ જાય છે માટે કાર્ય-દ્રવ્યનો નાશ થાય છે એમ શાસ્ત્રકારનું માનવું છે. (૧૭)

વગર કારણે નાશ અને ઉત્પત્તિ થયાં કરે છે અને તેને લીધે દરેક વસ્તુ ક્ષણિક છે એવું જે બૌદ્ધનું માનવું છે, તે અસત્ય છે એવું આ સૂત્રમાં શાસ્ત્રકાર સિદ્ધ કરે છે. આ પણ સિદ્ધાંત સૂત્ર છે.

**क्वचिद् विनाशकारणानुपलब्धेः क्वचिच्चोपलब्धेरनेकान्तः ॥ १८ ॥**

**પદાર્થ:**—( **क्वचिद्** ) ક્યાંક ( **विनाशकारणानुपलब्धेः** ) વિનાશનું કારણ ન મળવાથી ( **च** ) અને ( **क्वचिद्** ) ક્યાંક ( **उपलब्धेः** ) મળવાથી ( **अनेकान्तः** ) હેતુ અનેકાંત છે.

**ભાવાર્થ:**—દૂધ અને દહીંની ઉત્પત્તિ અને વિનાશનાં કારણ મળતાં નથી. આ દૃષ્ટાંતમાં કોઇ પણ હેતુ બૌદ્ધ લોકો આપતા નથી, માટે એ દૃષ્ટાંત જ ખોટું છે. કારણ કે, દૂધમાં ખટાશ નાખવાથી દૂધ નાશ પામે છે અને તેમાં દહીં ઉત્પન્ન થાય છે. માટે દૂધ અને દહીંનાં ઉત્પત્તિ અને વિનાશ સકારણ છે.

ઘડાનાં ઉત્પત્તિ અને વિનાશ જેમ સકારણ છે તેમ દૂધ અને દહીંનાં ઉત્પત્તિ અને વિનાશ સકારણ છે. માટે સ્ફટિક આદિનાં ઉત્પત્તિ અને વિનાશ નિષ્કારણ છે એવું જે બૌદ્ધનું માનવું છે તે મિથ્યા છે.

બધાય પદાર્થોનાં ઉત્પત્તિ અને વિનાશ ક્ષણે ક્ષણે થયા કરે છે માટે બધા પદાર્થો ક્ષણિક છે એ વસ્તુને સિદ્ધ કરવા કોઈ પણ દૃષ્ટાંત નથી, તેમ હેતુ પણ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ક્ષણિક-વાદ અસત્ય છે.

બુદ્ધિ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પણ પામે છે. પ્રથમ ક્ષણમાં બુદ્ધિની ઉત્પત્તિ, બીજા ક્ષણમાં તેની સ્થિરતા અને

ત્રીજા ક્ષણમાં તેનો નાશ થાય છે. ક્ષણિક પદાર્થોની વ્યાખ્યા વિદ્વાનોએ આ પ્રમાણે કરી છે. **तृतीयक्षणवृत्तिध्वंसप्रतियोगित्वं क्षणिकत्वम्** ત્રીજા ક્ષણમાં થનાર નાશનો જે પ્રતિયોગી હોય તે ક્ષણિક કહેવાય છે. બુદ્ધિ એવી જ છે, માટે બુદ્ધિને ક્ષણિક માનવામાં કશો વાંધો નથી. બુદ્ધિનાં ઉત્પત્તિ અને નાશ પણ વગર કારણે થતાં નથી. ઉત્તરજ્ઞાન પૂર્વજ્ઞાનના નાશનું કારણ બને છે. અને આત્મા અને મનના સંયોગથી તથા આત્મા, મન અને અર્થના સંબંધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ માનવું જ જોઇએ. બુદ્ધિ અને જ્ઞાનમાં કોઇપણ જાતનો ભેદ નથી.

અહીં સુધી બુદ્ધિ અનિત્ય છે એ સિદ્ધ કર્યું છે અને પ્રસંગ આવતાં 'પદાર્થ માત્ર ક્ષણિક છે' એવું જે બૌદ્ધોનું માનવું છે તેનું ખંડન પણ કર્યું છે. જે જે પદાર્થો યુક્તિથી અને પ્રમાણથી ક્ષણિક સિદ્ધ થઇ શકતા હોય તેને ક્ષણિક માનવામાં કશો વાંધો નથી, અને જે ક્ષણિક સિદ્ધ ન થઇ શકતા હોય તેને સ્થિર માનવા એવું શાસ્ત્રકારનું માનવું છે. શબ્દ, બુદ્ધિ અને ક્રિયા આ ત્રણ પદાર્થો ક્ષણિક છે અને પૃથ્વી, પર્વત, હીરા, માણેક આદિ પદાર્થો સ્થિર છે, ક્ષણિક નથી. આ ઠેકાણે સ્થિરનો અર્થ નિત્ય સમજવાનો નથી એ ધ્યાનમાં લેવું જોઇએ.

આ પ્રમાણે બુદ્ધિની અનિત્યતાનું પ્રકરણ અહીં પૂરૂં થાય છે. (૧૮)

હવે બુદ્ધિ એ આત્માનો જ ગુણ છે એ પ્રકરણ શરૂ કરે છે.

આત્મા, મન, ઇન્દ્રિય અને અર્થનો સંબંધ થવાથી બુદ્ધિ અર્થાત્ જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે એ ચારમાંથી બુદ્ધિ કોનો ગુણ છે ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉભો થાય છે. એ પ્રશ્નના ઉત્તરરૂપ આ સૂત્રમાં એમ બતાવવામાં આવે છે કે ઇન્દ્રિય અને અર્થનો તો ગુણ જ્ઞાન નથી, અને ન હોવામાં કારણ પણ બતાવવામાં આવે છે.

આ સિદ્ધાંત સૂત્ર છે.

**नेन्द्रियार्थयोस्तद्विनाशेऽपि ज्ञानावस्थानात् ॥१९॥**

પદાર્થ:—(इन्द्रियार्थयोः) ઇન્દ્રિય અને અર્થનો ગુણ જ્ઞાન (न) નથી કારણ કે (तद्विनाशे) તેનો વિનાશ થવા (अपि) છતાં પણ (ज्ञानावस्थानात्) જ્ઞાનનું સ્મરણ થાય છે.

ભાવાર્થ:—જો ઇંદ્રિયનો ગુણ જ્ઞાન હોય તો ઇંદ્રિય નાશ પામવા પછી તે જ્ઞાનનું સ્મરણ ન થવું જોઇએ. ચક્ષુ ઇંદ્રિયથી ઘટનું જ્ઞાન થયું અને પછી ચક્ષુ નાશ પામી છતાં 'મેં ઘટ જોયો' હતો એવું સ્મરણ આંધળા થયેલા માણસને પણ થાય છે. હવે જો ચક્ષુ-નેજ જ્ઞાન થયેલું હોય તો જ્ઞાતા અને સ્મર્તા એકજ હોવાથી અનુભવ કરનારી ચક્ષુ નાશ પામ્યા પછી 'મેં ઘટ જોયો હતો.' આવું સ્મરણ કોને થાય છે? આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ઇન્દ્રિય જ્ઞાન–ગુણનું અધિકરણ નથી. આજ પ્રમાણે ઘટ આદિ અર્થ પણ જ્ઞાનનાં અધિકરણ થઈ શકતાં નથી કારણ કે ઘટ–આદિ અર્થ નષ્ટ થયા પછી પણ ઘટવિષયક અનુભવનું સ્મરણ બરાબર થાય છે, માટે ઇન્દ્રિય અને અર્થથી કોઈ જુદો જ જ્ઞાનરૂપ ગુણનો આધાર હોવો જોઇએ. (૧૯)

બુદ્ધિ મનનો પણ ગુણ નથી તે આ સૂત્રમાં સમજાવે છે.

## युगपज्ज्ञेयानुपलब्धेश्च न मनसः ॥ २० ॥

પદાર્થ:—(च) અને (युगपज्ज्ञेयानुपलब्धेः) એકી સાથે જ્ઞેય પદાર્થોનું જ્ઞાન થતું ન હોવાથી (मनसः) મનનો પણ ગુણ જ્ઞાન (न) નથી.

ભાવાર્થ:—એક સાથે અનેક જ્ઞાનનું ઉત્પન્ન ન થવું એ મનનો ધર્મ છે, એ આગળ સિદ્ધ કરી આવ્યા છીએ, આ યુક્તિથી મન એ કરણ છે. કોઈપણ કરણ એક સાથે અનેક ક્રિયા ઉત્પન્ન કરી શકે નહિ એ સાર્વત્રિક નિયમ છે. એક કલમથી એક સાથે 'ક' અને 'ખ' બંને લખી શકાય નહિ. જે વખતે જે ક્રિયા પ્રત્યે જે કરણ હોય તે ક્રિયા પ્રત્યે તે વખતે તે કર્તા સંભવી શકે નહિ.

વળી સાધન-જન્ય ક્રિયા સાધનમાં જ સમવેત થતી ક્યાંય પણ અનુભવમાં આવતી નથી. કુહાડા રૂપ સાધનથી ઉત્પન્ન થતી છેદન રૂપ ક્રિયા શું કુહાડામાં હોય છે? છેદન રૂપ ક્રિયા તો કાષ્ઠ-આદિમાં જોવામાં આવે છે. તેજ પ્રમાણે મનોજન્ય જ્ઞાન મનમાં સમવેત ન હોઇ શકે એ દેખિતી વાત છે. જે જ્ઞાતા હોય તેમાં જ જ્ઞાન હોઈ શકે છે અને તે કારણ ઉપર પોતાનો અધિકાર ભોગવી શકે છે. જ્ઞાતા સ્વતંત્ર હોય છે જ્યારે કરણ કર્તાને આધીન હોય છે. કર્તા જ્યારે તેનો ઉપયોગ કરવો હોય ત્યારે કરી શકે છે. માટે જ્ઞાન મનનો ગુણ નથી પણ આત્માનો છે. જ્ઞાતા એક સાથે અનેક પ્રમેયોને પણ જાણી શકે છે. કર્તા પાસે જો બે કરણ હોય તો એક સાથે બે ક્રિયા પણ કરી શકે છે. (૨૦)

બુદ્ધિને આત્માનો ગુણ માનવામાં આવે તો એકી સાથે જ્ઞાનની ઉત્પત્તિ કેમ થતી નથી તેના સંબંધમાં આ પૂર્વપક્ષ તરફનું સૂત્ર છે.

## तदात्मगुणत्वेऽपि तुल्यम् ॥ २१ ॥

**પદાર્થઃ—**(**तदात्मगुणत्वे=तस्या बुद्धेः आत्मगुणत्वम् तदात्मगुणत्वम्, तस्मिन् तदात्मगुणत्वे**) બુદ્ધિને આત્માનો ગુણ માનવામાં આવે (**अपि**) તોપણ (**तुल्यम्**) એકી સાથે જ્ઞાન થવા રૂપ દોષ એક સરખો છે.

**ભાવાર્થઃ—**જો બુદ્ધિને આત્માનો ગુણ માનવામાં આવે તો આત્માનો સંબંધ સર્વ ઇંદ્રિયો સાથે હોવાથી એકી સાથે જ્ઞાનની ઉત્પત્તિ થવી જોઇએ, તે કેમ થતી નથી? આ ઠેકાણે ભાષ્યકાર લખે છે કે **विभुरात्मा सर्वेन्द्रियैः संयुक्त इति युगपज्ज्ञानोत्पत्तिप्रसङ्गः।** આત્મા વ્યાપક હોવાથી બધી ઇંદ્રિયો સાથે એકી વખતે પાંચે ઇંદ્રિયોથી થતાં જ્ઞાન ઉત્પન્ન થવા જોઈએ. (૨૧)

આ પૂર્વ-પક્ષનું સમાધાન સૂત્ર.

**इन्द्रियै मनसः संनिकर्षाभावात् तदनुत्पत्तिः ॥ २२ ॥**

**પદાર્થ:**—(**इन्द्रियैः**) સર્વ ઇંદ્રિયો સાથે (**मनसः**) મનનો (**संनिकर्षाभावात्**) એકી સાથે સંબંધ થઇ શકતો ન હોવાથી (**तदनुत्पत्तिः**) એક સાથે સર્વજ્ઞાનોની ઉત્પત્તિ થતી નથી.

**ભાવાર્થ:**—આત્મા અને ઇંદ્રિયોનો સંબંધજ જ્ઞાનની ઉત્પત્તિ થવામાં કારણ નથી, મનનો સંબંધ પણ કારણ છે અને મન સૂક્ષ્મ છે અને તેને લીધે મન એકજ વખતે બધી ઈન્દ્રિયો સાથે સંબંધ પામી શકતું નથી, માટે એકી સાથે બધાં જ્ઞાન ઉત્પન્ન ન થતાં ક્રમથી ઉત્પન્ન થાય છે. (૨૨)

બુદ્ધિને આત્માનો ગુણ માનવામાં પૂર્વપક્ષ તરફથી એક બીજો આક્ષેપ કરવામાં આવે છે.

**नोत्पत्तिकारणानपदेशात् ॥ २३ ॥**

**પદાર્થ:**—(**न**) બુદ્ધિ આત્માનો ગુણ નથી કારણ કે (**कारणानपदेशात्**) જ્ઞાનની ઉત્પત્તિમાં આત્માને કારણ તરીકે બતાવ્યો નથી.

**ભાવાર્થ:**—જ્ઞાનની ઉપત્તિમાં આત્માને કારણ તરીકે બતાવવામાં આવ્યો નથી માટે બુદ્ધિને આત્માનો ગુણ માનવો એ ઠીક નથી. વળી આત્મા અને મનનો સંબંધ કાયમ હોવાથી જ્ઞાન પણ નિત્ય થઈ જવું જોઇએ. કારણ સામગ્રી નિત્ય હોવાથી કાર્યરૂપ જ્ઞાન પણ નિત્ય હોય એ ન્યાય સિદ્ધ છે. (૨૩)

બુદ્ધિ અનિત્ય હોવામાં બીજો દોષ પણ પૂર્વપક્ષ તરફથી આપવામાં આવે છે.

**विनाशकारणानुपलब्धेश्चावस्थाने तन्नित्यत्वप्रसङ्गः ॥ २४ ॥**

**પદાર્થ:**—(**च**) અને (**विनाशकारणानुपलब्धेः**) જ્ઞાનના નાશનું કારણ ન મળવાથી (**अवस्थाने**) જ્ઞાન સ્થિર થઈ જતું હોવાથી (**तन्नित्यत्वप्रसङ्गः**) જ્ઞાન નિત્ય હોવાનો પ્રસંગ ઉભો થાય છે.

**ભાવાર્થ:**—ગુણનો નાશ બે રીતે થઈ શકે. એક તો ગુણોનો જે આધાર હોય તેનો નાશ થાય તો આધેયરૂપ ગુણનો પણ નાશ થઇ જાય. બીજો જો બુદ્ધિનો કોઈ વિરોધી ગુણ આત્મામાં ઉત્પન્ન થાય તો બુદ્ધિનો નાશ થઈ જાય. આ બેમાંથી કોઈ પણ જ્ઞાનના નાશનો હેતુ જણાતો નથી. આત્મા નિત્ય છે માટે તેનો નાશ થઇ શકતો નથી અને બુદ્ધિનો વિરોધી કયો ગુણ ઉત્પન્ન થાય છે કે જેથી બુદ્ધિનો નાશ થાય છે? આ વિરોધી ગુણ જાણી શકાતો નથી માટે બુદ્ધિ અર્થાત્ જ્ઞાન નિત્ય થઇ જાય છે. જો તેને આત્માનો ગુણ માનવામાં આવે તો. (૨૪)

પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

## अनित्यत्वग्रहाद् बुद्धेर्बुद्ध्यन्तराद् विनाशः शब्दवत् ॥ २५ ॥

**પદાર્થ:**—(**अनित्यत्वग्रहाद्**) બુદ્ધિ અનિત્ય તરીકે જણાવાથી (**बुद्धेः**) બુદ્ધિનો (**विनाशः**) નાશ (**बुद्ध्यन्तरात्**) બીજી બુદ્ધિથી થાય છે (**शब्दवत्**) શબ્દ પેઠે.

**ભાવાર્થ:**—જેમ પૂર્વ શબ્દનો નાશ ઉત્તર શબ્દથી થાય છે તેમ પૂર્વ જ્ઞાનનો નાશ તેની પછી જે બીજું જ્ઞાન થાય છે તેનાથી થાય છે. બુદ્ધિના નાશનું કારણ આશ્રયનો નાશ નહીં પણ પહેલું જ્ઞાન થયા પછી જ્યારે બીજું જ્ઞાન થાય છે તેનાથી પૂર્વજ્ઞાનનો નાશ થાય છે. આ પ્રમાણે ઉત્તર ઉત્તર જ્ઞાન પૂર્વ પૂર્વ જ્ઞાનના નાશનું કારણ છે. સૌથી છેલ્લા જ્ઞાનનો નાશ સમયને લીધે અથવા અદૃષ્ટના નાશને લીધે થાય છે. શબ્દમાં પણ આવોજ ક્રમ છે.

છેલ્લા શબ્દનો નાશ નિમિત્તના નાશને લીધે થાય છે, આ કારણથી બુદ્ધિને અનિત્ય માનવી એ ન્યાયનો સિદ્ધાંત છે. (૨૫)

હવે બીજી વાત ઉઠાવે છે. સ્મરણ સંસ્કારને લીધે થાય છે. આત્મામાં સંસ્કારો અસંખ્ય છે. આ સંસ્કારવાળા આત્મા સાથે મનનો સંબંધ એક સાથે થવાથી બધાં સ્મરણો એક સાથે થવાં જોઇએ. કારણ સામગ્રી એક સાથે થવાથી સ્મરણ પણ એક સાથે થવાં જોઇએ.

આ પૂર્વ-પક્ષનું સમાધાન નૈયાયિકોમાંથી કોઈ નૈયાયિક આ પ્રમાણે કરે છે.

**ज्ञानसमवेतात्मप्रदेशसन्निकर्षात् मनसः स्मृत्युत्पत्तेर्न युगपदुत्पत्तिः ॥ २६ ॥**

**પદાર્થ:**—(**मनसः**) મનનો (**ज्ञानसमवेतात्मप्रदेशसंनिकर्षात्**) જ્ઞાન-જનક સંસ્કારથી સમવેત આત્માના પ્રદેશ સાથે સંબંધ થવાથી (**स्मृत्युत्पत्तेः**) સ્મૃતિની ઉત્પત્તિ થવાથી (**युगपदुत्पत्तिः**) એકી સાથે સ્મરણોની (**न**) ઉત્પત્તિ થતી નથી.

**ભાવાર્થ:**—આ સમાધાન કરનારનું એવું માનવું જણાય છે કે આત્મા વ્યાપક છે, અને જ્ઞાનના સંસ્કારો જુદાજુદા પ્રદેશમાં સમવાય સંબંધથી જોડાયલા હોય છે. આ બધા સંસ્કાર યુક્ત આત્માના પ્રદેશો સાથે મનનો એકી સાથે સંબંધ થઈ શકતો નથી પણ ક્રમથી થાય છે માટે સ્મરણોની એકી સાથે ઉત્પત્તિ થઈ શકતી નથી. મન સૂક્ષ્મ હોવાથી આત્માના સઘળા પ્રદેશો સાથે મન એકી વખતે સંબંધ પામી શકે નહિ, માટે ક્રમથી સંબંધ થાય છે અને ક્રમથી સ્મરણો પણ થાય છે. આ ઉપરથી સમાધાન કરનાર એમ પણ માનતો જણાય છે કે શરીરની બહાર રહેલા આત્માના પ્રદેશ સાથે મનનો સંબંધ વારાફરતી થાય છે અને તેને લીધે વારાફરતી સ્મરણ થાય છે. (૨૬)

આ એકપક્ષી નૈયાયિકના મતને શાસ્ત્રકાર દૂષિત કરે છે.

## नान्तःशरीरवृत्तित्वान्मनसः ॥२७॥

**પદાર્થ:—**(मनसः) મનનો (अन्तःशरीरवृत्तित्वात्) શરીરની અંદર જ આત્મા સાથે જ્ઞાન-જનક સંબંધ થતો હોવાથી (न) મન શરીરની બહાર જતું નથી.

**ભાવાર્થ:—**જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી મન શરીરની અંદર જ ફર્યા કરે છે, શરીરની બહાર જતું નથી, માટે શરીર બહાર મનનો આત્માના પ્રદેશો સાથે સંબંધ માનવો એ ઠીક નથી. કર્મને લીધે સદેહ આત્મા સાથે મનનો સંબંધ હોવો એનું નામ જ જીવન છે. જો સદેહ આત્માથી મન જુદું પડે તો જીવન જ નષ્ટ થઈ જાય માટે શરીર બહાર મનનો સંબંધ માનવો અયોગ્ય છે. (૨૭)

ઉપરના સિદ્ધાંતમાં એકદેશી નૈયાયિક શંકા કરે છે કે

## साध्यत्वादहेतुः ॥ २८ ॥

**પદાર્થ:—**(साध्यत्वात्) સાધ્ય હોવાથી (अहेतुः) હેતુ ઠીક નથી. અર્થાત્ હેત્વાભાસ છે.

**ભાવાર્થ:—**શરીરની અંદર જ મન ફરતું હોવાથી તે બહારના પ્રદેશો સાથે સંબંધ પામી શકતું નથી, કારણ કે સદેહ આત્મા સાથે કર્મને લીધે મનનો સંબંધ હોવો એ જીવન છે, આ કારણ યોગ્ય નથી. કારણ કે, ફળ આપતાં કર્મો જ જીવન છે. સદેહ આત્મા સાથે મનના સંબંધને જીવનમાં ગણવાની જરૂર નથી માટે શરીર બહાર મનનો આત્માના પ્રદેશો સાથે સંબંધ થવાથી જીવન નષ્ટ થવાનો ભય ઉભો થતો નથી. (૨૮)

ઉપરની શંકાનું સમાધાન શાસ્ત્રકાર કરે છે:—

## स्मरतः शरीरधारणोपपत्तेरप्रतिषेधः ॥ २९ ॥

**પદાર્થ:**—(**स्मरतः**) સ્મરણ કરનારના (**शरीरधारणोपपत्तेः**) શરીરનું ધારણ થતું માલમ પડતું હોવાથી (**अप्रतिषेधः**) મન શરીરની અંદરજ નથી રહેતું એ પ્રતિષેધ યોગ્ય નથી.

**ભાવાર્થ:**—મનનો બહારના પ્રદેશો સાથે સંબંધ માનવો એ એટલા માટે યોગ્ય નથી કે જ્યારે સ્મરણ કરનાર માણુસ લાંબા વખત સુધી ચિંતન કરે છે અને પછી તેને વસ્તુનું સ્મરણ થાય છે. જ્યાંસુધી એ સ્મરણ કરે છે ત્યાંસુધી શરીર બરાબર સ્થિર રહે છે. આત્મા અને મનના સંબંધથી બે પ્રકારના પ્રયત્ન ઉત્પન્ન થાય છે એક ધારક અને બીજો પ્રેરક પ્રયત્ન. પ્રેરક પ્રયત્નથી મન શરીર બહાર ગયા પછી, ધારક પ્રયત્ન થઇ શકતો નથી કારણ કે સશરીર મનના સંબંધ વગર આત્મામાં ધારક પ્રયત્ન થઇ શકે નહિ અને એ પ્રયત્ન વગર સ્મરણ કરનાર માણુસના શરીરનું પતન થઇ જવું જોઇએ. પણ જોવામાં તો એમ આવે છે કે માણુસ લાંબા વખત સુધી સ્મરણીય પદાર્થ માટે ચિંતન કરે છે છતાં શરીર તો બરાબર સ્થિર રહે છે તેથી મન શરીર બહાર નથી ગયું એમ સિદ્ધ થાય છે, જો ગયું હોત તો શરીરનું જરૂર પતન થઈ જાત, માટે મન શરીરની અંદરજ ફર્યા કરે છે એમ માનવું જોઇએ. (૨૯)

એકદેશી નૈયાયિક ઉપરના અર્થમાં ફરીથી શંકા ઉઠાવે છે.

## न तदाशुगतित्वान्मनसः ॥ ३० ॥

**પદાર્થ:**—(**तद्**) શરીરની અંદરજ મન ફર્યા કરે છે તે માનવું (**न**) ઠીક નથી (**मनसः**) મનની (**आशुगतित्वात्**) ગતિ શીઘ્ર હોવાથી.

**ભાવાર્થ:**—મન જો બહાર જાય તો ધારક પ્રયત્ન ન રહેવાને લીધે શરીરનું પતન થઈ જવું જોઇએ એ જે કહ્યું છે તે ઠીક નથી.

કારણ કે, મનમાં ઘણો જ વેગ છે અને તેથી તે બહુ જ શીઘ્રગામી છે. અતિશીઘ્ર ગમનને લીધે તે બહાર જઇ પાછું તુરત જ શરીરમાં દાખલ થઇ ધારક પ્રયત્ન ઉત્પન્ન કરી દે છે એટલે શરીરનું પતન થતું નથી. અથવા ધારક પ્રયત્નને ઉત્પન્ન કરી શરીર બહાર મન જાય છે એમ માનવું એટલે મનના બહાર ગયા પછી પણ ધારક પ્રયત્નને લીધે શરીરનું પતન નહીં થાય. આ પ્રમાણે માનવાથી કોઇપિણ પ્રકારનો દોષ આવશે નહિ અને મન બહારના સંસ્કાર-યુક્ત આત્મ-પ્રદેશો સાથે સંબંધ પામે છે એમ માનવું જોઇએ. (૩૦)

હવે ઉપર કહેલા એક દેશીય મતનું ખંડન કરે છે.

## न स्मरणकालानियमात् ॥ ३१ ॥

**પદાર્થ:—(स्मरणकालानियमात्)** કેટલા વખતમાં અમુક પદાર્થનું સ્મરણ થશે એનો કશો નિયમ ન હોવાથી (**न**) મનના શરીર બહાર જવાનો મત ઠીક નથી.

**ભાવાર્થ:—**અમુક બાબત યાદ ન આવતી હોય ત્યારે મન સંસ્કારવાળા આત્માના પ્રદેશમાં જાય અને ત્યાં પ્રણિધાન લગાતાર કર્યા કરે ત્યારે ઘણું કરીને તે બાબતનું સ્મરણ થઇ જાય. આ પ્રણિધાન કેટલા વખત સુધી કરવું ? એનો કશો નિયમ જણાતો નથી, કારણ કે કોઇ વસ્તુ થોડા જ વખતમાં સ્મૃતિએ ચડી જાય છે તો કોઇ વસ્તુને સ્મરણમાં આવતાં ઘણો જ વખત લાગે છે. હવે જો મન બહાર સંસ્કારવાળા આત્મ-પ્રદેશમાં જાય અને ત્યાં બે પાંચ મિનિટ પ્રણિધાન કરવામાં રોકાઇ જાય તો શરીરમાં ધારક પ્રયત્ન ન હોવાથી જરૂર શરીર પડી જવું જોઇએ. બીજો દોષ એ છે કે શરીરના સંયોગ વગર કેવળ આત્મા અને મનનો સંયોગ સ્મરણ અથવા જ્ઞાન ઉત્પન્ન કરી શકે નહિ, માટે શરીરમાંથી બહાર ગયેલા મનનો કેવળ સંસ્કારવાળા આત્મ પ્રદેશ સાથેના સંયોગને લીધે સ્મરણ જ ન થાય, જો કેવળ આત્મા અને મનના સંયોગથી

જ્ઞાન ઉત્પન્ન થતું હોય તો સુખ અને દુઃખનું જ્ઞાન પણ કેવળ આત્મા અને મનના સંયોગથી ઉત્પન્ન થાય છે એમ માનવામાં કશો વાંધો હોય નહીં, માટે જો કેવળ આત્મા અને મનના સંયોગને જ્ઞાન-જનક માનવામાં આવે તો શરીરનો કશો જ ઉપયોગ રહેતો નથી. સુખ અને દુઃખના અનુભવને ભોગ કહેવામાં આવે છે અને તે જો વગર શરીરે થતો હોય તો '**भोगायतनं शरीरम्**' 'શરીર દ્વારા સુખ દુઃખ અનુભવાય છે' એ કહેવું અસત્ય ઠરે. (૩૧)

શરીર બહાર મનના જવાના ખંડનમાં કેટલાક બીજા તાર્કિકો જે હેતુઓ આપે છે તેને શાસ્ત્રકાર બતાવે છે.

## आत्मप्रेरणयदृच्छाज्ञताभिश्च न संयोगविशेषः ॥३२॥

**પદાર્થઃ**—(**च**) અને (**आत्मप्रेरणयदृच्छाज्ञताभिः**) આત્માની પ્રેરણાથી, અકસ્માત્‌થી કે જ્ઞતા=મનના જ્ઞાતૃત્વથી (**संयोगविशेषः**) વિશિષ્ટ સંયોગ (**न**) થતો નથી.

**ભાવાર્થઃ**—(૧) આત્મા પોતેજ મનને સંસ્કારવાળા પ્રદેશમાં છે એવી ખબર જો આત્માને હોય તોજ તે મનને પ્રેરણા કરી શકે, પણ જો એ ખબર આત્માને હોય તો સ્મરણીય અર્થની આત્માને પહેલાંથીજ સ્મૃતિ હતી એ સાબીત થાય છે, તોપછી સ્મૃત અર્થને માટે સ્મરણ કેવી રીતે કરી શકાય? જો અર્થ સ્મૃત હોય તો સ્મૃતિને મનને બહારના પ્રદેશમાં મોકલવુંજ વ્યર્થ થઈ પડશે.

(૨) મન સંસ્કારવાળા પ્રદેશમાં અકસ્માત્ સંયુક્ત થાય છે એમ માનવું પણ ઠીક નથી, સ્મરણ કરવાની ઇચ્છાથીજ મનને અમુક અર્થના ચિંતનમાં આત્મા જોડે છે. મનમાં કોઈ પણ ક્રિયા આકસ્મિક થતી નથી.

(૩) મનમાં સ્વતઃ જ્ઞાન તો છેજ નહિ. એટલે એ જ્ઞાન પૂર્વક પણ બહારના સંસ્કારવાળા પ્રદેશમાં આત્માની પ્રેરણા વગર

જોડાઈ શકે નહિ. આ ત્રણ કારણને લીધે જાણી શકાય છે કે મન શરીરની બહાર સંસ્કારવાળા પ્રદેશમાં જઈ શકતું નથી. (૩૨)

હવે ઉપર કહેલા એકદેશીય મતનું ખંડન સિદ્ધાંત પક્ષી કરે છે.

**व्यासक्तमनसः पादव्यथनेन संयोगविशेषेण समानम् ॥ ३३ ॥**

**પદાર્થ:**—ઉપર કહેલી બાબત (**व्यासक्तमनसः**) કોઈ અમુક પદાર્થમાં જેનું મન તન્મય બનેલું છે એવા માણસને (**पादव्यथनेन**) પગમાં કાંટો લાગવા આદિથી થયેલી પીડાનું ભાન કરાવનાર (**संयोगविशेषेण**) સંયોગ વિશેષ (**समानम्**) સમાન છે.

**ભાવાર્થ:**—જ્યારે કોઈ માણસ કોઈ વસ્તુના ચિંતનમાં તન્મય બની ચાલ્યો જતો હોય ત્યારે તેના પગે કાંટો વાગવાથી તેને દુઃખનું તરત જ ભાન થાય છે, આ ભાન કરાવનાર પગ અને આત્મા સાથે મનનો સંયોગ છે એમ માનવું જોઇએ. હવે પગ સાથે મનનો સંયોગ કેવી રીતે થયો? તે વિચારવું જોઇએ. આત્માએ મનને તો અમુક અર્થના ચિંતનમાં લગાડયું હતું, તો આત્મા પ્રેરણા કેવી રીતે કરી શકે? છતાં ધારો કે આત્માએ પ્રેરણા કરી તો પણ એ બનવું અસંભવિત છે, કારણ કે, આત્મા, મન અને પગનો સંયોગ થયા વગર આત્માને દુઃખનું ભાન જ થતું નથી, તો આત્મા મનને પગ સાથે જોડાવાની પ્રેરણા કેવી રીતે કરી શકે? જો આત્માને એ દુઃખનું જ્ઞાન પહેલાં થઈ ગયું છે તો મનને પ્રેરણા કરવી જ નકામી થઈ પડે છે.

મનનો આકસ્મિક પગ સાથે સંયોગ થઈ ગયો એમ પણ કહી શકાય નહિ. અને મન પોતે જ્ઞાની નથી તેથી કોઈના પ્રેર્યા વગર પગની સાથે સંયોગ કરી શકે નહિ. તો એ સંયોગ થયો

કેવી રીતે? અને આત્માને દુઃખનું જ્ઞાન કેવી રીતે? આનો ઉત્તર ઉપરના સૂત્રવાદી એક દેશીય નૈયાયિકો શું આપે છે? જો તેઓ કહે કે પૂર્વજન્મનાં કર્મરૂપ અદૃષ્ટને લીધે શરીરની અંદર જુદેજુદે ઠેકાણે મનનો સંયોગ થયા કરે છે તો બહાર પણ એજ અદૃષ્ટને લીધે સંયોગ થયા કરે છે એમ માનવામાં શો વાંધો છે! આ ઉપરથી જાણી શકાય છે કે ઉપર આપેલા ત્રણે હેતુને લીધે મનનો બહાર સંસ્કારવાળા આત્મ પ્રદેશમાં સંયોગ થતો નથી, એ વાત ખોટી ઠરે છે. માટે અમે જે સૂત્ર ૩૧માં જણાવ્યું છે કે 'શરીર વગર કેવળ આત્મા અને મનનો સંયોગ સુખ, દુઃખના જ્ઞાનનું કારણ નથી એજ યોગ્ય ઉત્તર છે. આ ઉપરથી જાણી શકાય છે કે શરીરની અંદર જ મન ફર્યા કરે છે, શરીરની બહાર નહિ. (૩૩)

હવે જો સૂક્ષ્મ ૩-૨-૨૬માં કહ્યા પ્રમાણે સંસ્કારો સાથે મનનો સંબંધ ક્રમથી ન થતાં એક સાથે થતો હોય તો આત્મા, શરીર, મન અને સંસ્કારો આ બધાનો સંબંધ એક સાથે હોવા છતાં એક સાથે સ્મરણોની ઉત્પત્તિ કેમ થતી નથી? એ શંકાનું સમાધાન શાસ્ત્રકાર પોતે જ કરે છે.

## प्रणिधानलिङ्गादिज्ञानानामयुगपद्भवाद् युगपदस्मरणम् ॥ ३४ ॥

**પદાર્થઃ—**(**प्रणिधानलिङ्गादिज्ञानानाम्**) પ્રણિધાન અને ઉદ્‌બોધક જ્ઞાનોનો (**अयुगपद्भावात्**) એક સાથે થવાનો સંભવ ન હોવાથી (**युगपद्**) એકી સાથે (**अस्मरणम्**) સ્મરણોની ઉત્પત્તિ થઈ શકતી નથી.

**ભાવાર્થઃ—**સંસ્કાર, આત્મા, શરીર અને મનનો સંબંધ એક સાથે થવા છતાં એક સાથે અનેક સ્મરણો ન થવાનું કારણ એ છે કે બધા સ્મરણીય પદાર્થો ઉપર એક સાથે ચિત્તની એકાગ્રતા

થઈ શકતી નથી તથા સંસ્કારોનાં ઉદ્બોધક અનેક જ્ઞાનો પણ એક સાથે થઈ શકતાં નથી માટે એક સાથે અનેક સ્મરણો થઈ શકતાં નથી. (૩૪)

હવે પૂર્વપક્ષી દૃષ્ટાંત દ્વારા જ્ઞાનમાં યૌગપદ્ય થવાનો પ્રસંગ બતાવે છે.

## प्रातिभवत्तु प्रणिधानाद्यनपेक्षे स्मार्ते यौगपद्यप्रसङ्गः ॥ ३५ ॥

**પદાર્થઃ**—(तु) પણ (**प्रातिभवत्**) પ્રાતિભ અર્થાત્ સિદ્ધ પુરુષના જ્ઞાનની માફક જે જ્ઞાનમાં (**प्रणिधानाद्यनपेक्षे**) પ્રણિધાન આદિની જરૂર નથી પડતી એવા (**स्मार्ते**) સ્મરણ રૂપ જ્ઞાનમાં (**यौगपद्यप्रसङ्गः**) યૌગપદ્યનો પ્રસંગ છે.

**ભાવાર્થઃ**—જેમ યોગી લોકોને અથવા સિદ્ધ પુરુષોને પ્રણિધાન વગર સ્મરણ થઈ શકે છે તેમ જે સ્મરણમાં પ્રણિધાનની જરૂર નથી પડતી તેવાં સ્મરણો એક સાથે શા માટે થતાં નથી? સંસ્કારયુક્ત આત્મા સાથે મનનો સંબંધ હોવો એ જ સ્મરણનું કારણ છે અને તે એક સાથે સ્મરણ થવામાં કશો વાંધો નથી. બધાં સ્મરણોની સંપૂર્ણ કારણ-સામગ્રી એક સાથે હોવાથી ક્રમિક સ્મરણો માનવાં એ ઠીક નથી.

આનો ઉત્તર શાસ્ત્રકારે આગળ જણાવ્યો છે માટે તેમણે અહીં ઉત્તર આપ્યો નથી પણ ભાષ્યકારે ઉત્તર આપ્યો છે અને તે આ પ્રમાણે છે.

૧ કોઈ પણ સ્મરણ પ્રણિધાન વગર થઈ શકતું નથી. કેટલાંક સ્મરણોનું કારણ જાણી શકાતું નથી તેથી પ્રણિધાન વગર સ્મરણ થયું છે એવો ભ્રમ થાય છે.

૨ પ્રાતિભ જ્ઞાનો પણ એક સાથે ઉત્પન્ન થઈ શકતાં નથી. જેમ કર્મ ફળના ઉપભોગને ક્રમથી જ ઉત્પન્ન કરે છે તેમ પ્રાતિભનો હેતુ પણ ક્રમથી જ પ્રાતિભ જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

૩ ક્રમથી જ્ઞાનને ઉત્પન્ન કરવું એમાં જ કારણનું સામર્થ્ય હોય છે. એ સાર્વત્રિક અને સાર્વદિક નિયમ છે.

૪ ઉદ્‌બુદ્ધ સંસ્કારો જ સ્મરણનાં કારણ હોય છે અને બધા સંસ્કારો એક સાથે ઉદ્‌બુદ્ધ થતા નથી, માટે એક સાથે સ્મરણ રૂપ જ્ઞાનો ઉત્પન્ન થતાં નથી. (૩૫)

હવે કેટલાક વિદ્વાનો જ્ઞાનને આત્માનો ધર્મ માને છે અને ઇચ્છા, દ્વેષ, સુખ અને દુઃખને અંતઃકરણના ધર્મ માને છે તેના મતનું ખંડન કરે છે.

## ज्ञस्येच्छाद्वेषनिमित्तत्वादारम्भनिवृत्त्योः ॥ ३६ ॥

**પદાર્થ:**—(ज्ञस्य) આત્મામાં આરંભ અને નિવૃત્તિરૂપ પ્રવૃત્તિ થાય છે અને તેનું (इच्छाद्वेषनिमित्तत्वात्) ઇચ્છા અને દ્વેષ નિમિત્ત હોવાથી તે પણ આત્માના જ ધર્મ છે.

**ભાવાર્થ:**—આત્મા પ્રથમ જાણે છે કે આ વસ્તુ મારા સુખનું સાધન છે તથા આ મારા દુઃખનું સાધન છે અને જાણ્યા પછી અનુકૂળ વસ્તુને લેવાની ઇચ્છા કરે છે અને પ્રતિકૂળ વસ્તુને છોડવાની ઇચ્છા કરે છે. ઇચ્છા કર્યા પછી પ્રવૃત્તિ કરે છે. માટે જ્ઞાન, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન (પ્રવૃત્તિ) એ બધા એક જ અધિકરણમાં માનવાં જોઇએ. જ્ઞાન એ કારણ છે અને ઇચ્છા એ કાર્ય છે અને ઇચ્છા પ્રવૃત્તિરૂપ પ્રયત્નમાં કારણ હોય છે. કાર્ય અને કારણ એક જ અધિકરણમાં હોય તો જ કાર્યકારણભાવ બની શકે છે. માટે જ્ઞાન, ઇચ્છા અને પ્રવૃત્તિ આત્મામાં જ માનવાં જોઇએ. 'હું સુખી છું.' 'હું દુઃખી છું.' વગેરે અનુભવથી સુખ અને દુઃખ પણ આત્માના જ ધર્મ માનવા જોઇએ. ( ૩૬ )

જ્ઞાન, ઇચ્છા આદિ બધાં ભલે એક જ અધિકરણમાં રહે પણ એ અધિકરણ આત્મા નથી પણ શરીર જ છે આવું માનવું પૃથ્વી આદિ ભૂતોમાં ચૈતન્ય છે એવું માનનાર ચાર્વાક લોકોનું છે. આ સૂત્ર નાસ્તિક ચાર્વાકનું પૂર્વપક્ષરૂપે સમર્થન કરે છે.

## तल्लिङ्गत्वादिच्छाद्वेषयोः पार्थिवाद्येष्वप्रतिषेधः ॥३७॥

**પદાર્થ:**—( **इच्छाद्वेषयोः** ) ઇચ્છા અને દ્વેષના ( **तल्लिङ्गत्वात्** ) આરંભ અને નિવૃત્તિરૂપ લિંગ અર્થાત્ અનુમાપક હોવાથી ( **पार्थिवाद्येषु** ) પાર્થિવ આદિ શરીરમાં જ્ઞાન આદિનો ( **अप्रतिषेधः** ) નિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—આરંભ અને નિવૃત્તિ રૂપ પ્રવૃત્તિ શરીરમાં જ જોવામાં આવે છે એટલે કે, ઇષ્ટ વસ્તુને ગ્રહણ કરવાની અને અનિષ્ટ વસ્તુને છોડવાની પ્રવૃતિ અને નિવૃત્તિ શરીરમાં જ થતી દેખાય છે માટે આરંભ=પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં કારણ જે જ્ઞાન અને ઇચ્છા આદિ છે તે પણ શરીરમાં જ માનવાં જોઇએ. ( ૩૭ )

•

સમાધાન કરનાર ઉપર કહેલા મતમાં દોષ બતાવે છે.

## परश्वादिष्वारम्भनिवृत्तिदर्शनात् ॥ ३८ ॥

**પદાર્થ:**—( **परश्वादिषु** ) કુહાડી આદિમાં ( **आरम्भनिवृत्तिदर्शनात्** ) આરંભ અને નિવૃત્તિ જોવામાં આવતી હોવાથી પરશુ આદિમાં જ્ઞાન અને ઇચ્છા હોવાં જોઇએ.

**ભાવાર્થ:**—જો તમે આરંભ અને નિવૃત્તિ કે જે એક ક્રિયા વિશેષ છે તેને જ પ્રવૃત્તિ માનતા હો તો તેવી પ્રવૃત્તિ તો કુહાડા આદિમાં પણ જણાય છે, તો કુહાડા આદિમાં પણ જ્ઞાન અને ઇચ્છા આદિ માનવાં જોઇએ. પણ કુહાડા આદિમાં જ્ઞાન નથી અને ઇચ્છા પણ નથી એ સર્વકોઈ સ્વીકારે છે માટે પ્રવૃત્તિનુ અધિકરણ સાક્ષાત્ શરીર નથી પણ આત્મા જ છે. અને એ પ્રવૃત્તિ અર્થાત્ પ્રયત્નને

લીધે શરીરમાં ક્રિયા ઉત્પન્ન થાય છે. ક્રિયા અને પ્રયત્નમાં ફરક હોય છે. શરીરમાં જે પ્રવૃત્તિ જણાય છે એ તો પ્રયત્નવાળા આત્માના સંબંધને લીધે જ છે. માટે પ્રવૃત્તિનું અધિકરણ આત્મા જ છે ઇચ્છા અને જ્ઞાન આદિ પણ આત્મામાં જ માનવાં જોઇએ. ( ૩૮ )

જ્ઞાન અને ઇચ્છા આદિ શરીરમાં જ માનવાં જોઇએ એવો આગ્રહ રાખનાર ચાર્વાક 'ઇચ્છા દ્વેષ અને આરંભ નિવૃત્તિનો કાર્ય કારણભાવ નથી' એવું આ સૂત્રમાં પ્રતિપાદન કરે છે.

## कुम्भादिष्वनुपलब्धेर हेतुः ॥ ३९ ॥

**પદાર્થ:**—( **कुम्भादिषु** ) કુંભ આદિમાં ( **अनुपलब्धेः** ) ઉપલબ્ધિ થતી ન હોવાથી ( **अहेतुः** ) હેતુ નથી.

**ભાવાર્થ:**—માટીમાંથી ઘડો બને છે એટલે માટીમાં ઘડાને બનવાનો આરંભ છે, રેતીમાંથી ઘડો બનતો નથી માટે રેતીમાં ઘડો બનવાની નિવૃત્તિ છે. આ પ્રમાણે માટીમાં અને રેતીમાં આરંભ અને નિવૃત્તિ હોવા છતાં તેમાં ( માટી અને રેતીમાં ) જ્ઞાન અને ઇચ્છા હોતાં નથી માટે જ્યાં જ્યાં આરંભ અને નિવૃત્તિ હોય ત્યાં ત્યાં ઇચ્છા અને જ્ઞાન આદિ હોવાં જ જોઇએ એવો કશો નિયમ નથી. આ ઉપરથી જણાય કે સૂત્ર ૩-૨-૩૭માં જે '**तल्लिङ्गत्वात्**' એ હેતુ આપ્યો છે. તેનું ખંડન આ સૂત્રમાં કર્યું છે. ( ૩૯ )

જ્ઞાન આદિ શરીરના ગુણો નથી થઇ શકતા તેને માટે શાસ્ત્રકાર એક યુક્તિ આપે છે.

## नियमानियमौ तु तद्विशेषकौ ॥ ४० ॥

**પદાર્થ:**—( **नियमानियमौ** ) નિયમ અને અનિયમ ( **तु** ) જ ( **तद्विशेषकौ** ) પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપ ક્રિયાના ભેદક હોય છે.

**ભાવાર્થ:**—શરીરના જેટલા વિશેષ ગુણો છે, તે બધા જ્યાંસુધી શરીર રહે છે ત્યાંસુધી કાયમ રહે છે. રૂપ શરીરનો ગુણ છે તો જ્યાંસુધી શરીર રહે છે ત્યાંસુધી રૂપ પણ રહે છે. હવે જો જ્ઞાન ઇચ્છા અને દ્વેષ પણ શરીરના ગુણ હોત તો તે જ્યાંસુધી શરીર રહે ત્યાંસુધી કાયમ રહેવા જોઇએ, પણ એમ નથી. મૃતક શરીરમાં જ્ઞાન ઇચ્છા આદિ કશું અનુભવાતું નથી. જીવતા શરીરમાં પણ જ્ઞાન, ઇચ્છા કાયમ જણાતા નથી, જો શરીરમાં ઇચ્છા અને દ્વેષ કાયમ હોત તો પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ ક્રિયા પણ કાયમ હોત માટે શરીરમાં જ્ઞાનાદિ ગુણ નથી. શરીરથી ભિન્ન આત્માના જ એ ગુણ છે. આત્મા પ્રયોજક છે અને શરીર પ્રયોજ્ય છે. જ્યારે પ્રયો-જક–આત્મા ઇચ્છે છે ત્યારે પ્રયોજ્ય–શરીરમાં ક્રિયા ઉત્પન્ન કરે છે અને જ્યારે નથી ઇચ્છતો ત્યારે શરીરમાં ક્રિયા બંધ કરે છે.

કાર્યમાં જે ગુણો હોય છે તે કારણના ગુણોને લીધે હોય છે. પરમાણુઓમાં રૂપ છે તોજ પરમાણુઓમાંથી બનેલા શરીરમાં રૂપ છે. હવે જો શરીરમાં જ્ઞાન અને ઇચ્છા આદિ ગુણ હોય તો તે તેના કારણમાંથી આવ્યા છે એમ માનવું જોઇએ. અને એમ માનવાથી શરીરના પરમાણુઓમાં જો જ્ઞાન હોય તો શરીરના દરેક પરમાણુઓ આત્મા તરીકે છે એમ માનવું જોઇએ, અને એમ માનવાથી અસં-ખ્ય આત્માઓ માનવા પડે. શરીરમાં અસંખ્ય આત્મા છે એમ સાબીત કરવાને કોઇપણ પ્રમાણ નથી. એક આત્માને થયેલા સુખ દુ:ખનું ભાન તથા સ્મરણ બીજા આત્માને નથી થતાં એ વાત ચોક્કસ છે. હવે ધારો કે પગમાં કાંટો વાગવાથી જે દુ:ખ થાય છે તેનો અનુભવ પગને જ થવો જોઇએ બીજાને નહિ, પણ એ દુ:ખ તો આખા શરીરમાં અનુભવાય છે વળી પગ કપાઇ ગયા પછી પગના દુ:ખનું સ્મરણ પણ થાય છે માટે શરીરની અંદર એક જ આત્મા છે, કે જે સુખ દુ:ખનો અનુભવ કરે છે. પરમાણુઓમાં જ્ઞાનાદિ ગુણ નથી માટે તેમાંથી બનેલા શરીરમાં પણ જ્ઞાનાદિ ગુણ નથી. 'શરીરમાં જો જ્ઞાન અને ઇચ્છાદિ ગુણો હોત તો શરીરમાં

સદૈવ ક્રિયા હોત પણ એમ નથી' માટે આ નિયમ જણાવે છે કે શરીરમાં જ્ઞાન-આદિ ગુણ નથી.

'શરીરમાં કોઇ વખતે ક્રિયા હોય છે અને કોઇ વખતે નથી હોતી' આ અનિયમ પણ જણાવે છે શરીરમાં જ્ઞાન-ઇચ્છા આદિ ગુણ નથી પણ તેનાથી ભિન્ન આત્મામાં એ ગુણો છે. (૪૦)

જ્ઞાન અને ઇચ્છા-આદિ મનના ગુણો નથી તેમાં એક બીજી યુક્તિ આપે છે.

**यथोक्तहेतुत्वात् पारतन्त्र्यादकृताभ्यागमाच्च न मनसः ॥ ४१ ॥**

**પદાર્થઃ—(यथोक्तहेतुत्वात्)** આગળ 'જ્ઞાન આદિ આત્માના ગુણો છે' એમાં જે હેતુઓ આપ્યા છે તેનાથી (**पारतन्त्र्यात्**) ભૂત, ઇંદ્રિય અને મન પરતંત્ર હોવાથી (**च**) અને (**अकृताभ्यागमात्**) અકૃત કર્મના ફળની પ્રાપ્તિનો પ્રસંગ જણાવાથી (**मनसः**) મનના (**न**) જ્ઞાન, ઇચ્છા આદિ ગુણ નથી.

**ભાવાર્થઃ—'इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गम्'** ૧-૧-૧૦. આ સૂત્રમાં તથા બીજે ઠેકાણે પણ જે જે હેતુઓ જ્ઞાનાદિ આત્માના ગુણ હોવામાં આપ્યા છે તેનાથી સિદ્ધ થાય છે કે જ્ઞાન અને ઇચ્છા આદિ મનના ગુણો નથી. 'જે મેં ઘટને જોયો હતો તેજ હું અત્યારે ઘટને સ્પર્શ કરી રહ્યો છું.' આ હેતુ પણ જ્ઞાન આત્માનો ગુણ હોવામાં હેતુ છે. 'હું જાણું છું.' આ અનુભવ પણ જણાવે છે કે જ્ઞાન આદિ ગુણો આત્માના જ છે.

ભૂત=પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ તથા ઇંદ્રિયો અને મન આ બધાં પોતપોતાની ક્રિયા કરવામાં પરતંત્ર છે. જો એને આત્મા કાર્યમાં ન જોડે તો તે કાર્ય કરી શકે નહિ. માટીને ઘડાના રૂપમાં જો કોઈ ચેતન-આત્મા ન ફેરવે તો માટીનો ઘડો બને નહિ, માટે માટી આદિ બધાં ભૂતો પરતંત્ર છે.

આત્મા જો જોવાને માટે ન ઈચ્છે અને આંખને જોવા ન પ્રેરે તો આંખ કોઈ પણ પદાર્થ જોઈ શકે નહિ, માટે આંખ આદિ બધી ઇંદ્રિયો પરતંત્ર છે.

મન પણ પરતંત્ર છે. જો આત્મા મનને કોઈ પણ વિષય મનન કરવા ન પ્રેરે તો મન પોતે આપોઆપ કોઈ પણ વિષય ઉપર મનન કરી શકતું નથી. માટે મન પણ પરતંત્ર છે.

જો ભૂત, ઇંદ્રિય અને મન જ્ઞાનાધિકરણ અર્થાત્ ચેતન હોત તો તે બધાં સ્વતંત્ર હોત.

જો જ્ઞાન આદિ ગુણો ભૂત, ઇંદ્રિય અને મનનાં હોત તો તે સ્વતંત્ર થઈ સર્વ કાર્ય કરવામાં જાતેજ પ્રેરાત તો પછી એણે કરેલાં કર્મનું ફળ જે સુખદુ:ખ છે તે આત્માને ન ભોગવવાં પડત. જ્યારે આત્મા સુખદુ:ખનાં ફળ ભોગવે છે માટે જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન આદિ ગુણો આત્માનાજ છે એમ માનવું જોઇએ. શરીર આદિ જ્ઞાનપૂર્વક અને ઇચ્છાપૂર્વક કર્મ કરે અને તેનાં ફળ તેનાથી ભિન્ન આત્મા ભોગવે એ કેમ બની શકે? જે કરે તેજ ભોગવે એવો સર્વત્ર નિયમ છે. આત્મા ભોક્તા છે, તો કર્તા પણ આત્મા જ હોવો જોઇએ અને જે કર્મ કરે છે તેમાં જ્ઞાન આદિ ગુણો પણ માનવા જોઇએ. (૪૧)

બુદ્ધિ આદિ આત્માના ગુણ હોવાના સંબંધમાં વિશેષ કહે છે.

## परिशेषाद् यथोक्तहेतूपपत्तेश्च ॥ ४२ ॥

**પદાર્થ:**—(**परिशेषाद्**) પરિશેષ અનુમાનથી (**च**) અને (**यथोक्तहेतूपपत्तेः**) આગળ બતાવ્યા પ્રમાણે હેતુઓની સિદ્ધિ થતી હોવાથી.

**ભાવાર્થ:**—**प्रसक्तप्रतिषेधेऽन्यत्राप्रसङ्गाच्छिष्यमाणे संप्रत्ययः ॥** ગુણ દ્રવ્યને આધારેજ રહી શકે છે. નિરાધાર ગુણ હોઇ શકે જ નહિ. જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન આદિ ગુણો છે માટે એનો

કોઇ આધાર જોઇએ. પાંચ મહાભૂત, કાળ દિશા અને મન જ્ઞાન-આદિ ગુણોના આધાર થઈ શકતા નથી, હવે બાકી દ્રવ્ય રહે છે આત્મા, માટે આત્મા જ જ્ઞાન-આદિ ગુણોનો આધાર છે એમ સિદ્ધ થાય છે.

આત્મા એક શરીરમાં રહી ધર્માચરણ કરે છે અને એ શરીર છુટયા પછી બીજા સારા શરીર સાથે જોડાય છે. આ બાબત જો આત્મા નિત્ય હોય તો જ બની શકે. જો જ્ઞાન નિરાધાર અને ક્ષણિક હોય અને એવાં જ્ઞાનોની પરંપરાને આત્મા માનવામાં આવે તો આત્મા અનિત્ય થઈ જાય અને જો આત્મા અનિત્ય હોય તો પુનર્જન્મ જેવું કશું રહે જ નહિ. અને તેથી લોકોનાં કરેલાં કર્મો નિષ્ફળ થઈ જાય. નિષ્ફળ કામ કરવા કોણ પ્રવૃત્ત થાય? વળી સ્વતંત્ર ક્ષણિક જ્ઞાનને આત્મા માનવામાં આવે તો સ્મૃતિનો સર્વથા લોપ થઈ જાય અને સ્મૃતિનો લોપ થવાથી સંસારના સર્વ વ્યવહારનો લોપ થઇ જાય. સ્મૃતિને લીધે બધા વ્યવહારો ચાલી રહ્યા છે. માટે જ્ઞાન આદિ ગુણોનો આધાર કોઈ નિત્ય આત્મા હોવો જ જોઇએ. (૪૨)

સ્મૃતિ આત્માનો જ ગુણ છે તે હવે વિશેષ દૃઢ કરવાના હેતુથી ફરીથી ઉપસંહાર રૂપે કહે છે.

## स्मरणं त्वात्मनो ज्ञस्वाभाव्यात् ॥४३॥

(**स्मरणम्**) સ્મરણ (**तु**) તો (**आत्मनः**) આત્માનું જ છે કારણ કે એ (**ज्ञस्वाभाव्यात्**) જ્ઞાતાનો સ્વભાવ છે.

**પદાર્થઃ**—સ્મરણ બુદ્ધિની પરંપરાનો ધર્મ નથી તેમ બુદ્ધિનો પણ ધર્મ નથી એ તો આત્માનો જ ગુણ છે. સ્મરણ એ જ્ઞાતાનો પોતાનો જ ધર્મ છે. આ ઉપરથી બૌદ્ધ પક્ષનું ખંડન થાય છે તથા જે સ્મરણને બુદ્ધિના ધર્મ તરીકે માને છે તેનું પણ ખંડન થાય છે. સ્મરણ પણ એક વિશેષ પ્રકારનું જ્ઞાન જ છે. (૪૩)

હવે જે હેતુઓથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે તે હેતુઓ ગણાવે છે.

**प्रणिधाननिबन्धनाभ्यासलिङ्गलक्षणसादृश्य-परिग्रहाश्रयाश्रितसम्बन्धानन्तर्यवियोगैककार्यविरो-धातिशयप्राप्तिव्यवधानसुखदुःखेच्छाद्वेषभयार्थित्व-क्रियारागधर्माधर्मनिमित्तेभ्यः ॥ ४४ ॥**

**ભાવાર્થ:**—(૧) પ્રણિધાન:—ચિત્તની એકાગ્રતા. કોઈ પણ વિષયને યાદ રાખવા માટે ચિત્તને એકાગ્ર કરવું જોઇએ અને તેમ કર્યાથી સ્મરણ ઉત્પન્ન થાય છે.

(૨) નિબંધ:—એક ગ્રંથમાં અનેક પ્રકરણો લખ્યાં હોય તો એક પ્રકરણના જ્ઞાનથી બીજા પ્રકરણનું પણ સ્મરણ થાય છે. જેમ પ્રમાણના પ્રકરણનું જ્ઞાન થવાથી પ્રમેયના પ્રકરણનું પણ જ્ઞાન થાય છે ઇતિહાસમાં ઔરંગઝેબના જીવનચરિત્ર વાંચવાથી, શિવાજીના જીવનની પણ સ્મૃતિ થાય છે.

(૩) અભ્યાસ:—એક વાક્યને વારંવાર ગોખવાથી તેનો સંસ્કાર આત્મામાં પડે છે અને તેને લીધે સ્મરણ થાય છે.

(૪) લિંગ:—કાર્યને જોઈ કારણનું સ્મરણ થાય છે. વ્યાપ્યને જોઈ વ્યાપકનું પણ સ્મરણ થાય છે જેમકે ધૂમાડાને જોઇ અગ્નિનું જલદી સ્મરણ થાય છે.

(૫) લક્ષણ:—લક્ષને જોઇ લક્ષ્યનું સ્મરણ થાય છે. જેમકે વાંદરાવાળી ધ્વજાને જોઇ અર્જુનનું સ્મરણ થાય છે.

(૬) સાદૃશ્ય:—એક સરખી વસ્તુ જોઈ બીજી તેના જેવી વસ્તુની સ્મૃતિ થાય છે. જેમકે ચિત્ર જોઇને એ ચિત્ર જેનું હોય તેનું સ્મરણ થાય છે. સ્વામી દયાનંદનો ફોટો જોઇ સ્વામી દયાનંદનું સ્મરણ જરૂર થાય છે.

(૭) પરિગ્રહ:—કોઇ વસ્તુને જોઇને એ વસ્તુ જે માલીકની હોય તેનું સ્મરણ થાય છે. જેમકે જગત્‌ને જોઇને જગત્‌કર્તાનું સ્મરણ થાય છે.

(૮) આશ્રય:—આશ્રય આપનારને જોઇ તેના આશ્રિતનું પણ સ્મરણ થાય છે. રાજાને જોઈ એની પ્રજાનું સ્મરણ થાય છે.

(૯) આશ્રિત:—આશ્રિતને જોઈ આશ્રયદાતાનું પણ સ્મરણ થાય છે.

(૧૦) સંબંધ:—ગુરુ અને શિષ્યનો સંબંધ હોય છે માટે શિષ્યને જોઇ તેના સંબંધી ગુરુનું સ્મરણ થાય છે.

(૧૧) આનંતર્ય:—ક્રમથી થતી ક્રિયાઓને જોઇ એક ક્રિયા થયા પછી બીજી ક્રિયાનું સ્મરણ થાય છે. જેમકે ભણ્યા પછી કમાવાનું સ્મરણ થાય છે.

(૧૨) વિયોગ:—વિયોગથી પણ સ્મરણ થાય છે. સ્ત્રી મરી જવાથી તેના પ્રિય સ્વામીને મૃત સ્ત્રીની વારંવાર સ્મૃતિ થાય છે.

(૧૩) એક કાર્ય:—ઘણાઓએ મળી એક કોઇ કાર્ય બનાવ્યું હોય તો એક કર્તાને જોઈ તેની સાથે રહેલા બીજા કર્તાનું સ્મરણ થાય છે.

(૧૪) વિરોધ:—ફુંફાડા મારતા સાપને જોઇ આસપાસ ક્યાંય સંતાયેલા નોળીયાનું સ્મરણ થવું.

(૧૫) અતિશય:—કોઈ અલૌકિક ચિત્ર અથવા ઘરની બનાવટ જોઇ તેના ચિત્રકાર અને ગૃહનિર્માતાનું સ્મરણ થવું.

(૧૬) પ્રાપ્તિ:—જેણે જેની પાસેથી કંઇક સારૂં મેળવ્યું હોય તેને તે હરવખત યાદ કરે છે.

(૧૭) વ્યવધાન:—મ્યાનને જોઈ તરવારનું સ્મરણ થાય છે. કારણ કે, મ્યાનથી તરવાર વ્યવહિત (ઢંકાયેલી) હોય છે.

(૧૮) સુખ:—સુખ જેનાથી મળ્યું હોય તે પણ યાદ આવે છે.

(૧૯) દુઃખઃ—દુઃખ જેનાથી મળ્યું હોય તેનું પણ સ્મરણ થાય છે.

(૨૦) ઇચ્છાઃ—જે વસ્તુને મેળવવાની ઇચ્છા હોય તે વસ્તુનું પણ સ્મરણ થાય છે.

(૨૧) દ્વેષઃ—જેની ઉપર બહુ દ્વેષ હોય તેનું પણ સ્મરણ થયા કરે છે.

(૨૨) ભયઃ—જેનાથી બહુ ભય લાગતો હોય તેનું પણ સ્મરણ થાય છે.

(૨૩) અર્થિત્વઃ—જે વસ્તુની જેને જરૂર હોય તે વસ્તુ તેને યાદ આવ્યા કરે છે.

(૨૪) ક્રિયાઃ—ક્રિયા (રચના)ને જોઇ કર્તાનું સ્મરણ થાય છે. જેમ રથને જોઇ રથકાર યાદ આવે છે.

(૨૫) રાગઃ—જેની ઉપર જેને બહુ પ્રેમ હોય છે તેને તેનું સ્મરણ થાય છે.

(૨૬) ધર્મઃ—યોગનો અભ્યાસ કરી મેળવેલા ધર્મથી પૂર્વજન્મનું સ્મરણ થાય છે.

(૨૭) અધર્મઃ—પહેલાં અનુભવેલાં દુઃખોનાં કારણ પણ યાદ આવ્યા કરે છે. અધર્મથી દુઃખ થાય છે.

આ બધાં સ્મરણનાં કારણો હોય છે અને તે એક સાથે થતાં નથી માટે સ્મરણ પણ એક સાથે થતાં નથી. સ્મરણનાં કારણ ઉપર બતાવ્યાં છે તેના કરતાં વધારે પણ છે ઉપર ૨૭ કારણો બતાવ્યાં છે તે તો માત્ર ઉદાહરણ રૂપે છે. (૪૪)

બુદ્ધિ આત્માનો ગુણ છે એ પ્રકરણ અહીં પૂર્ણ થાય છે.

હવે બુદ્ધિનું ઉત્પન્નાપવર્ગિપણું (ક્ષણિકત્વ) સિદ્ધ કરવાનું પ્રકરણ શરૂ કરે છે.

## कर्मानवस्थायिग्रहणात् ॥ ४५ ॥

**પદાર્થ:**—(**कर्मानवस्थायिग्रहणात्**) ક્રિયા પણ ઉત્પન્નાપવર્ગિણી અર્થાત્ ક્ષણિક છે અને જેમ તેનું જ્ઞાન થાય છે તેમ બુદ્ધિ પણ ક્ષણિક છે અને તેનું જ્ઞાન થાય છે.

**ભાવાર્થ:**—ધનુષ્માંથી બાણ છૂટે છે, પછી તે જ્યાં સુધી જમીન ઉપર પડે નહિ ત્યાં સુધી તેમાં ઉત્પન્ન થયેલા વેગને લીધે ક્રિયાઓ વારાફરતી ઉત્પન્ન થતી રહે છે, બાણ જ્યારે જમીન ઉપર અથવા લક્ષ્યમાં જઈ ગતિહીન થાય છે ત્યારે તેમાં ક્રિયાઓ ઉત્પન્ન થતી બંધ થાય છે. બાણમાં જેમ ક્રિયાઓની પરંપરા ઉત્પન્ન થાય છે તેમ જ્ઞાનોની પણ પરંપરા ઉત્પન્ન થાય છે. દરેક અર્થદીઠ જ્ઞાન પણ જુદીજુદી વ્યક્તિ છે.

એક વસ્તુને વિષય કરનારાં જ્ઞાનો પણ વારાફરતી ઉત્પન્ન થતાં રહે છે. જ્યારે એ વસ્તુ મનના સંબંધથી દૂર થાય છે ત્યારે બીજી વસ્તુનું જ્ઞાન થાય છે. બુદ્ધિ સ્થિર નથી. જો બુદ્ધિને અર્થાત્ અનુભવ-જ્ઞાનને સ્થિર માનવામાં આવે તો સ્મૃતિ માનવાની જરૂર જ નથી રહેતી. સ્મૃતિ ઉત્પન્ન થાય છે માટે અનુભવાત્મક જ્ઞાન નષ્ટ થાય છે એ સિદ્ધ થાય છે અને એનો સંસ્કાર આત્મામાં સ્થિર રહે છે. જ્યારે એ સંસ્કાર જાગરિત થાય છે ત્યારે સ્મરણ ઉત્પન્ન થાય છે એ માનવું જોઇએ.

પ્રશ્ન:—એક બુદ્ધિ ઉત્પન્ન થઈ પછી તેજ બુદ્ધિ ઉત્તર ઉત્તર અર્થનું ગ્રહણ કરે છે એમ શા માટે ન માનવું?

ઉત્તર:—એક જ બુદ્ધિ વારાફરતી અર્થોનું ગ્રહણ કરતી નથી. **शब्दबुद्धिकर्मणां विरम्य व्यापाराभावः।** શબ્દ, બુદ્ધિ અને કર્મ એ ત્રણે એક વખત પોતાનું કાર્ય કર્યા પછી તે બીજું કાર્ય કરતા નથી. એક શબ્દ સંભળાયો પછી તેજ શબ્દ ફરીથી સંભળાતો નથી. ફરીથી જે શબ્દ સંભળાય છે તે બીજો શબ્દ છે માટેજ શબ્દોની પણ પરંપરા અર્થાત્ મોજાં માનવાં પડે છે. 'આ તેજ શબ્દ છે' આવી પ્રત્યભિજ્ઞા તો સાદૃશ્યજ્ઞાનને લીધે થાય છે. માટે શબ્દ અને ક્રિયાની માફક બુદ્ધિ પણ ક્ષણે ક્ષણે નવી નવી ઉત્પન્ન થાય છે. (૪૫)

બુદ્ધિ સ્થિર ન રહેવામાં હેતુ આપે છે.

## बुद्ध्यवस्थानात् प्रत्यक्षत्वे स्मृत्यभावः ॥ ४६ ॥

**પદાર્થઃ**—(**बुद्ध्यवस्थानात्**) જો બુદ્ધિ સ્થિર રહે તો (**प्रत्यक्षत्वे**) વસ્તુનું પ્રત્યક્ષજ્ઞાન કાયમ રહે અને તેથી (**स्मृत्यभावः**) સ્મૃતિ બની શકે નહિ.

**ભાવાર્થઃ**—જો બુદ્ધિને સ્થિર માનવામાં તો પ્રત્યક્ષજ્ઞાન સ્થિર છે એમ માનવું જોઇએ. ઘટનું જ્ઞાન આત્મામાં પ્રત્યક્ષ વિદ્યમાન હોય તો ઘટવિષયક સ્મરણ શા માટે થાય? ભૂલાયેલી વસ્તુનું સ્મરણ હોય. નહીં ભૂલાયેલા પદાર્થનું સ્મરણ હોય જ નહીં. અર્થ ભૂલાય છે એનો અર્થ એ જ કે તે અર્થનું પ્રત્યક્ષજ્ઞાન નષ્ટ થયું છે. સ્મૃતિ થાય છે માટે અનુભવાત્મક જ્ઞાન નષ્ટ થાય છે એમ માનવું જોઇએ. (૪૬)

બુદ્ધિના ઉત્પન્નાપવર્ગિપણામાં (ક્ષણિકપણુમાં) પૂર્વપક્ષ શંકા ઉત્પન્ન કરે છે.

## अव्यक्तग्रहण मनवस्थायित्वात् विद्युत्सम्पाते रूपाव्यक्तग्रहणवत् ॥ ४७ ॥

**પદાર્થઃ**— (**अनवस्थायित्वात्**) બુદ્ધિ જો અસ્થિર હોય તો (**अव्यक्तग्रहणम्**) વસ્તુનું અસ્પષ્ટ જ્ઞાન થવું જોઇએ. (**विद्युत्सम्पाते**) વીજળીના ચમકારામાં (**रूपाव्यक्तग्रहणवत्**) પદાર્થનું જેમ અસ્પષ્ટ ગ્રહણ થાય છે તેમ.

**ભાવાર્થઃ**—વીજળીનો ચમકારો ક્ષણિક હોય છે તેથી તે પ્રકાશના ચમકારામાં જે વસ્તુ દેખાય છે તે સ્પષ્ટ દેખાતી નથી. તેજ પ્રમાણે જો બુદ્ધિ ક્ષણિક હોય તો દરેક પદાર્થનું અસ્પષ્ટ ગ્રહણ થાય. કોઇપણ વસ્તુનું સ્પષ્ટ ગ્રહણ થઇ શકે નહિ. વસ્તુનું બરાબર સ્પષ્ટ ગ્રહણ=જ્ઞાન પણ થાય છે માટે બુદ્ધિ અસ્થિર ન હોવી જોઇએ. (૪૭)

ઉપરની શંકાનું સમાધાન.

**हेतूपादानात् प्रतिषेद्धव्याभ्यनुज्ञा ॥ ४८ ॥**

**પદાર્થ:**—(**हेतूपादानात्**) હેતુનો સ્વીકાર કરવાથી (**प्रतिषेद्धव्याभ्यनुज्ञा**) જે વસ્તુનું ખંડન કરવામાં આવે છે તેજ વસ્તુ સ્વીકૃત થઈ જાય છે.

**ભાવાર્થ:**—જે વસ્તુનું અવ્યક્ત ગ્રહણ (જ્ઞાન) થયું તે વસ્તુમાં જ્ઞાનને તમે અસ્થિર તો માની જ લીધું, તો પછી બુદ્ધિ અસ્થિર નથી એમ કેમ કહી શકાય! જ્યાં અસ્પષ્ટ જ્ઞાન થાય છે ત્યાં અસ્થિર જ્ઞાન એટલે અસ્થિર બુદ્ધિ થઈ એમ તો તમે પણ સ્વીકારો છો તો સાર એ નીકળ્યો કે તમારા મતમાં અસ્પષ્ટ જ્ઞાન અસ્થિર અને સ્પષ્ટ જ્ઞાન સ્થિર છે.

પણ અસ્પષ્ટ ગ્રહણ અને સ્પષ્ટ ગ્રહણ શું છે તે તમે બરાબર સમજ્યા નથી. વસ્તુના જ્યારે કેવળ સમાન ધર્મોનું જ્ઞાન થાય અને વિશેષ ધર્મોનું જ્ઞાન ન થાય ત્યારે અસ્પષ્ટ જ્ઞાન થયું કહેવાય.

જ્યારે વસ્તુના સમાન ધર્મોનું અને વિશેષ ધર્મોનું પણ જ્ઞાન થાય ત્યારે સ્પષ્ટ ગ્રહણ થયું કહેવાય. પ્રકાશ જ્યારે અસ્થિર હોય છે ત્યારે વસ્તુના માત્ર સમાન ધર્મોનું અને વિશેષ ધર્મોનું પણ જ્ઞાન થાય છે, માટે સ્પષ્ટ ગ્રહણ તથા અસ્પષ્ટ ગ્રહણ પ્રકાશ રૂપ હેતુની સ્થિરતા અથવા અસ્થિરતા ઉપર આધાર રાખે છે, બુદ્ધિની અસ્થિરતા ઉપર નહિ. જ્ઞાન તો બધાં અસ્થિર જ છે. અસ્પષ્ટ જ્ઞાન પણ પોતાના સામાન્ય ધર્મના સંબંધમાં સ્પષ્ટ જ છે. (૪૮)

વસ્તુનું સ્પષ્ટ ગ્રહણ થવું એ એની સ્થિરતાનો હેતુ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**प्रदीपार्चिस्संतत्यभिव्यक्तग्रहणवत् तद्ग्रहणम्**

**॥ ४९ ॥**

**પદાર્થ:**—( **प्रदीपार्चिस्संतत्यभिव्यक्तग्रहणवत्** ) દીપકના પ્રકાશનાં કિરણોની પરંપરાનું જેમ સ્પષ્ટ ગ્રહણ થાય છે તેમ ( **तद्ग्रहणम्** ) બુદ્ધિનું પણ સ્પષ્ટ ગ્રહણ થાય છે.

**ભાવાર્થ:**—જેમ પ્રદીપ–પ્રકાશનાં કિરણો અસ્થિર હોવા છતાં એ કિરણો જે પદાર્થ ઉપર પડે છે તે કિરણોનું અને તે પદાર્થનું સ્પષ્ટ ગ્રહણ થાય છે તેમ બુદ્ધિઓ અસ્થિર હોવા છતાં બુદ્ધિઓનું અને જે વિષયોની એ બુદ્ધિઓ ઉત્પન્ન થઈ હોય તે વિષયોનું સ્પષ્ટ ગ્રહણ થાય છે, ઘટને વિષય કરનારી બુદ્ધિ અનિત્ય હોવા છતાં ઘટવિષયક બુદ્ધિનું અને ઘટરૂપ વિષયનું સ્પષ્ટ જ્ઞાન થઈ શકે છે. માટે બુદ્ધિને ઉત્પન્નાપવર્ગિણી અર્થાત્ ક્ષણિક માનવામાં કોઈ પણ જાતનો દોષ નથી. ( ૪૯ )

બુદ્ધિના ઉત્પન્નાપવર્ગિણાનું પ્રકરણ અહીં પૂર્ણ થાય છે.

હવે ' બુદ્ધિ શરીરનો ગુણ નથી ' એ પ્રકરણ શરૂ કરે છે.

શરીર હોય તો ચૈતન્ય હોય છે અને શરીર ન હોય તો ચૈતન્ય હોતું નથી, માટે ચૈતન્ય શરીરનો ગુણ હોવો જોઇએ. એ ભાવ બતાવનારૂં આ શંકાજનક સૂત્ર છે.

## द्रव्ये स्वगुणपरगुणोपलब्धेः संशयः ॥ ५० ॥

**પદાર્થ:**—( **द्रव्ये** ) દ્રવ્યમાં ( **स्वगुणपरगुणोपलब्धेः** ) પોતાનો ગુણ અને બીજા દ્રવ્યનો ગુણ પણ જણાય છે માટે ( **संशयः** ) સંશય થાય છે.

**ભાવાર્થ:**—પાણીમાં જે દ્રવત્વ છે તે તેનો પોતાનો ગુણ છે અને તેમાં જે ઉષ્ણતા માલુમ પડે છે તે અગ્નિનો ગુણ છે. હવે શરીરમાં જે ચૈતન્ય ગુણ જણાય છે તે તેનો પોતાનો ગુણ છે કે કોઈ બીજા દ્રવ્યનો? શરીરમાં જે રૂપ છે તે તેનો પોતાનો ગુણ છે અને ઉષ્ણતા એ આગંતુક ગુણ છે. તેજ પ્રમાણે શરીરમાં જણાતું ચૈતન્ય શું શરીરનો સ્વાભાવિક ગુણ છે કે આગંતુક? ( ૫૦ )

ઉપર કરેલી શંકાનું સમાધાન.

## यावच्छरीरभावित्वाद्रूपादीनाम् ॥५१॥

**પદાર્થ:—**(**रूपादीनाम्**) રૂપ આદિ જે શરીરના ગુણો છે તે (**यावच्छरीरभावित्वात्**) જ્યાંસુધી શરીર રહે છે ત્યાંસુધી રહે છે. ચૈતન્યનું એમ નથી.

**ભાવાર્થ:—**રૂપ આદિ શરીરના સ્વાભાવિક ગુણ છે અને તે જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી રહે છે. હવે જો ચૈતન્ય શરીરનો સ્વાભાવિક ગુણ હોય તો શરીરનો નાશ થાય ત્યાંસુધી તેમાં ચૈતન્ય રહેવું જોઇએ. પણ એવું જણાતું નથી કારણ કે મૃત શરીરમાં ચૈતન્ય જણાતું નથી. કોઈપણ વખતે શરીર રૂપ વગરનું જણાતું નથી, શરીરનો નાશ થાય ત્યારે જ તેના રૂપનો નાશ થાય છે પણ ચૈતન્ય તો શરીર રહેવા છતાં તેમાંથી જ્યારે પ્રાણ ચાલ્યા જાય છે ત્યારે ચૈતન્ય રહેતું નથી, માટે ચૈતન્ય શરીરનો ગુણ નથી એમ સિદ્ધ થાય છે.

બીજું નાસ્તિકોના મતમાં ચૈતન્યનું કારણ પાંચ મહાભૂતોનો સંયોગ છે અને તે તો મૃતશરીરમાં છેજ, તો પછી સમવાયિ કે અસમવાયિ કારણ વિદ્યમાન હોવા છતાં તેના કાર્યનો નાશ કેમ થયો ? **असमवायिकारणनाशात् कार्यं नश्यति** એવો સામાન્ય સિદ્ધાંત છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે ચૈતન્ય શરીરનો ગુણ નથી. (૫૧)

ઉપરના સિદ્ધાંત કથનમાં પૂર્વપક્ષ તરફથી શંકા કરવામાં આવે છે કે ઘટ–આદિ દ્રવ્ય કાયમ રહે છે અને તેમાં અગ્નિના સંયોગથી શ્યામ રૂપનો નાશ થાય છે તેજ પ્રમાણે શરીર કાયમ રહેવા છતાં તેનો ચૈતન્ય ગુણ નાશ પામે છે એમ માનવામાં શો વાંધો છે ?

એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## न पाकजगुणान्तरोत्पत्तेः ॥ ५२ ॥

**પદાર્થ**:—( **पाकजगुणान्तरोत्पत्तेः** ) અગ્નિના સંયોગથી તેની જ જાતનો બીજો ગુણ ઉત્પન્ન થાય છે ( **न** ) તેથી શંકા ઠીક નથી.

**ભાવાર્થ**:—ઘટ રૂપ દ્રવ્યમાં શ્યામ રૂપ નષ્ટ થાય છે પણ સાથે તરત જ રક્ત રૂપ ઉત્પન્ન થાય છે. ઘટ રૂપ વગરનો કોઈ પણ દિવસ થઈ શકતો નથી, કોઈને કોઈ રૂપ તો તેમાં જરૂર હોય છે. શરીરમાં એવું નથી. શરીરમાં તો ચૈતન્યનો નાશ પામ્યા પછી તેની જાતનું બીજું ચૈતન્ય તેમાં ઉત્પન્ન થયેલું જણાતું નથી માટે ચૈતન્ય શરીરનો ગુણ નથી. (૫૨)

તેજના સંયોગને 'પાક' કહેવામાં આવે છે અને પાકથી જે ગુણ ઉત્પન્ન થાય તે પાકજ ગુણ કહેવાય છે. હવે કોઈ શંકા કરે કે ઘટ આદિમાં અગ્નિના સંયોગથી રૂપ બદલાતું નથી અર્થાત્ પાકજ ગુણની ઉત્પત્તિ થતી નથી તો તેના ઉત્તરમાં સૂત્રકાર જણાવે છે કે

## प्रतिद्वन्द्विसिद्धेः पाकजानामप्रतिषेधः ॥ ५३ ॥

**પદાર્થ**:—( **प्रतिद्वन्द्विसिद्धेः** ) વિરોધી ગુણની સિદ્ધિ ઘટાદિ દ્રવ્યમાં જોવામાં આવે છે માટે ( **पाकजानाम्** ) પાકજ ગુણોનો ( **अप्रतिषेधः** ) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ**:—ઘડામાં પહેલાં શ્યામ રૂપ હતું અને પછી અગ્નિમાં તપાવવાથી રક્ત (લાલ) રૂપ ઉત્પન્ન થયું. હવે રક્ત રૂપ શ્યામ રૂપનું વિરોધી છે કારણ કે એક જ દ્રવ્યમાં શ્યામ અને રક્ત રૂપ રહી શકે નહિ. રૂપ બધાં વ્યાપ્યવૃત્તિ છે. હવે ઘટમાં જે લાલ રૂપ ઉત્પન્ન થયું તેનું કારણ અગ્નિસંયોગ સિવાય બીજું જણાતું નથી માટે ઘટાદિ દ્રવ્યમાં વિરોધી રૂપ ઉત્પન્ન થાય છે તેથી પાકજ ગુણ તેમાં સિદ્ધ થાય છે.

શરીરમાં ચૈતન્યનો વિરોધી સજાતીય ગુણ ઉત્પન્ન થતો જણાતો નથી માટે ચૈતન્ય પાકજ ગુણ પણ નથી. પાકજ ગુણ ન હોવાથી જળમાં જેમ શુક્લ રૂપ યાવદ્દ્રવ્યભાવી છે તેમ શરીરમાં

ચૈતન્ય ગુણ પણ જ્યાં સુધી શરીર રહે ત્યાં સુધી રહેવો જોઇએ પણ એ પ્રમાણે નથી. મૃતક શરીરમાં ચૈતન્ય ગુણ રહેતો નથી માટે ચૈતન્ય એ શરીરનો ગુણ નથી. (૫૩)

ચૈતન્ય શરીરનો ગુણ નથી એમાં એક બીજો વધારાનો હેતુ આપે છે.

## शरीरव्यापित्वात् ॥ ५४ ॥

**પદાર્થ:—**( **शरीरव्यापित्वात्** ) શરીરમાં ચૈતન્ય વ્યાપક જણાતું હોવાથી.

**ભાવાર્થ:—**શરીરમાં ચૈતન્ય સર્વ ઠેકાણે છે. હવે જો પૂર્વ પક્ષવાદી ચૈતન્યને શરીરનો ગુણ માને તો, તે ગુણ શરીરના કારણ જે અવયવો છે તેમાંથી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ. શરીરના અવયવો તો ઘણા છે માટે શરીરમાં ઘણાં ચૈતન્ય માનવાં જોઇએ. નાસ્તિક લોકોના મતમાં ચૈતન્ય એજ ચેતન છે. જો એક શરીરમાં અનેક ચેતન માનવામાં આવે તો જેમ દેવદત્તનું અનુભવેલું યજ્ઞદત્તને યાદ આવતું નથી તેમ હાથે અનુભવેલું દુ:ખ હાથ કપાઈ ગયા પછી યાદ ન આવવું જોઇએ. પણ યાદ તો આવે છે માટે સિદ્ધ થાય છે કે શરીરમાં ચેતન અનેક નથી પણ એક છે અને તે શરીરનો ગુણ નથી. (૫૪)

ઉપરના સૂત્રમાં ચેતનને શરીર વ્યાપક કહ્યું છે. નાસ્તિક લોકો તે સ્વીકારવા ના કહે છે અને તેમાં હેતુ આપે છે.

## केशनखादिष्वनुपलब्धेः ॥ ५५ ॥

**પદાર્થ:—**( **केशनखादिषु** ) કેશ અને નખ આદિમાં ( **अनुपलब्धेः** ) ઉપલબ્ધિ થતી ન હોવાથી.

**ભાવાર્થ:—**આખા શરીરમાં ચૈતન્ય નથી કારણ કે કેશમાં અને નખમાં ચેતન નથી. જો કેશમાં અને નખમાં ચેતન હોત તો

તેને કાપવાથી દુઃખ થાત. દુઃખ નથી થતું માટે તેમાં ચેતન નથી. આ ઉપરથી પૂર્વપક્ષી એ કહેવા માગે છે કે સૂત્ર ૫૪માં શરીર આખામાં ચેતન છે અને તે તેના અવયવોમાંથી ઉત્પન્ન થયું છે માટે અવયવોનાં ચેતન અને શરીરનું ચેતન મળી શરીરમાં ઘણાં ચેતન હોવાં જોઇએ. નાસ્તિક લોકોનો આ સૂત્રમાં ભાવ એ છે કે આખા શરીરમાં ચેતન નથી, કારણ કે કેશ, નખ પણ શરીરના અવયવો છે છતાં તેમાં ચેતન નથી, માટે શરીરમાં ઘણાં ચેતન નથી પણ એક છે. (૫૫)

ઉપરના સૂત્રમાં આપેલા હેતુનું સિદ્ધાંત-વાદી ખંડન કરે છે.

**त्वक्पर्यन्तत्वाच्छरीरस्य केशनखादिष्वप्रसङ्गः ॥५६॥**

**પદાર્થઃ—**( **शरीरस्य** ) શરીર ( **त्वक्पर्यन्तत्वात्** ) ત્વક્ પર્યંત હોવાથી ( **केशनखादिषु** ) કેશ અને નખ આદિમાં ત્વક્ ન હોવાથી ( **अप्रसङ्गः** ) કેશ-આદિમાં શરીરત્વ નથી.

**ભાવાર્થઃ—**કેશ અને નખ શરીરના અવયવો જ નથી માટે તેને શરીરમાં ગણી શકાય નહિ. ત્વક્ ઇંદ્રિય શરીર વ્યાપક છે, જ્યાં ત્વક્ ન હોય ત્યાં શરીરત્વ પણ નથી. માટે શરીર વ્યાપી ચેતન માનવું જોઇએ અને એમ માનવાથી શરીરમાં બહુ ચેતન પણ સ્વીકારવા પડે અને તે યુક્તિ વિરુદ્ધ છે, કેટલાક શંકા કરે છે કે જો કેશ અને નખ શરીરના ભાગ નથી તો તેનો શરીર સાથે સંબંધ શામાટે વિધાતાએ જોડ્યો? એનો ઉત્તર એ છે કે એનાથી શરીરનું રક્ષણ થાય છે. સિંહ અને વાઘ આદિને એના વગર ખોરાક મેળવવો પણ મુશ્કેલ થઈ પડે. માટે શરીરના રક્ષણ અર્થે એનો સંબંધ થાય છે. ( ૫૬ )

ચેતના શરીરનો ગુણ નથી તેમાં વળી એક વધારાનો હેતુ આપે છે.

**शरीरगुणवैधर्म्यात् ॥ ५७ ॥**

**પદાર્થ:—**(**शरीरगुणवैधर्म्यात्**) શરીરના જેટલા ગુણો છે તેના કરતાં ચેતન જુદી જ જાતનું હોવાથી.

**ભાવાર્થ:—**શરીરના ગુણો બે પ્રકારના હોય છે. અપ્રત્યક્ષ અને બાહ્ય ઇંદ્રિયથી ગ્રાહ્ય. શરીરમાં ગુરુત્વ છે તે અપ્રત્યક્ષ છે (ગુરુત્વનું બાહ્ય ઇંદ્રિયથી ગ્રહણ થતું નથી.) અને રૂપ, રસ અને ગંધ આદિ ગુણો બહારની ઇંદ્રિયોથી ગ્રાહ્ય છે. ચેતન તો અપ્રત્યક્ષ નથી પણ પ્રત્યક્ષ છે કારણ કે તેનું મનથી પ્રત્યક્ષ થાય છે. બાહ્ય ઇંદ્રિયથી તે ગ્રાહ્ય પણ નથી. આંખ, નાક અને કાન આદિથી ચેતનનું ગ્રહણ થતું નથી. માટે શરીરના ગુણોથી ચેતના વૈધર્મ્ય રાખતી હોવાથી તેને શરીરનો ગુણ ન માની શકાય. (૫૭)

પૂર્વપક્ષ ઉપરના કથનમાં શંકા ઉઠાવે છે.

## न रूपादीना मितरेतरवैधर्म्यात् ॥५८॥

**પદાર્થ:—**(**रूपादीनाम्**) રૂપ આદિનું (**इतरेतरवैधर्म्यात्**) એક બીજાથી વૈધર્મ્ય હોવાથી (**न**) ચેતના શરીરનો ગુણ હોવાનો નિષેધ થઇ શકે નહિ.

**ભાવાર્થ:—**રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ ગુણો પરસ્પર વિરુદ્ધ હોવા છતાં જેમ શરીરમાં ગુણો છે તેમ ચેતના બીજા ગુણોથી જુદી પડતી હોવા છતાં તેને શરીરનો ગુણ માનવામાં શી હરકત છે? (૫૮)

ઉપરની શંકાનું સમાધાન.

## ऐन्द्रियकत्वाद्रूपादीना मप्रतिषेधः ॥५९॥

**પદાર્થ:—**(**रूपादीनाम्**) રૂપ આદિ ગુણોનુ (**ऐन्द्रियकत्वात्**) ઐન્દ્રિયકત્વ હોવાથી (**अप्रतिषेधः**) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—ભલે રૂપ આદિ ગુણો પરસ્પર વિરુદ્ધ હોય છતાં તેમાં અપ્રત્યક્ષત્વ અને બાહ્ય ઇન્દ્રિયથી ગ્રાહ્ય હોવું, આ બેમાંથી એક બાબત તો જરૂર છે. આ બે જાતની રીત સિવાય કોઈ ત્રીજી રીત શરીરના ગુણોમાં જણાતી નથી. ચેતના તો નથી અપ્રત્યક્ષ તેમ નથી બાહ્ય ઇન્દ્રિયથી ગ્રાહ્ય. આ બે પ્રકારમાંથી એકેય પ્રકારમાં ચેતના ન આવવાથી ચેતના શરીરનો ગુણ નથી એ સિદ્ધ થાય છે.

આગળ ભૂત, ઇન્દ્રિય અને મનનો ગુણ ચેતના નથી એ સિદ્ધ કરી આવ્યા છતાં અહીં શરીરનો ગુણ પણ એ નથી એમ જણાવવામાં ગ્રંથકારનો એ હેતુ જણાય છે કે તત્વને અનેક રીતે તપાસવાથી તેમાં વધારે સ્પષ્ટ નિર્ણય થાય છે. ( ૫૯ )

બુદ્ધિ એ શરીરનો ગુણ નથી એ પ્રકરણ અહીં પૂર્ણ થાય છે.

હવે હરેક શરીર દીઠ એક જ મન છે કે અનેક. એ પ્રકરણ હવે શરૂ કરવામાં આવે છે.

## ज्ञानायौगपद्यादेकं मनः ॥ ६० ॥

**પદાર્થ:**—( **ज्ञानायौगपद्यात्** ) જ્ઞાન ક્રમથી જ ઉત્પન્ન થતાં હોવાથી ( **मनः** ) મન ( **एकम्** ) એક છે.

**ભાવાર્થ:**—રૂપજ્ઞાન, રસજ્ઞાન, સ્પર્શજ્ઞાન, ગંધજ્ઞાન અને શબ્દજ્ઞાન આ પાંચે જ્ઞાન એક સાથે થતાં નથી, કારણ કે ચક્ષુ, રસના, ત્વક્, ઘ્રાણ અને શ્રવણ ઇન્દ્રિયોના વિષય સાથે એકી વખતે સંબંધ હોવા છતાં મનનો પાંચે ઇન્દ્રિય સાથે એકી વખતે સંબંધ હોતો નથી, જો મન પાંચ હોત તો પાંચે ઇન્દ્રિયો સાથે મનનો પણ એકી સાથે સંબંધ હોત અને એક સાથે પાંચ જ્ઞાન ઉત્પન્ન થાત, પણ એમ થતું નથી, ક્રમથી જ જ્ઞાન થતાં અનુભવાય છે માટે મન દરેક શરીર દીઠ એક જ છે એવું સહેલાઈથી અનુમાન થઈ શકે છે. ( ૬૦ )

ઉક્ત વિષયમાં શંકા કરે છે.

## न, युगपदनेकक्रियोपलब्धेः ॥ ६१ ॥

**પદાર્થઃ**—(**न**) મન એક નથી (**युगपत्**) એકી સાથે (**अनेकक्रियोपलब्धेः**) એકી સાથે અનેક જ્ઞાન ઉત્પન્ન થતાં અનુભવાય છે.

**ભાવાર્થઃ**—જંગલમાં શિક્ષક ચાલે છે, વાંચતો જાય છે, હાથમાં દંડ ધારણ કરે છે, માર્ગ જુએ છે, અરણ્યમાં ઉત્પન્ન થતા શબ્દો પણ સાંભળે છે, ભય પામતો સાપના લીસોટા પણ નીહાળે છે અને ક્યાં જવું છે તેનું પણ સ્મરણ રાખે છે. આ બધી ક્રિયા અને જ્ઞાન શિક્ષક એક સાથે કરે છે, જો મન અનેક ન હોય તો જુદાજુદા અવયવો સાથે મનનો એકી સાથે સંબંધ ન હોવાથી એકી સાથે ક્રિયા થઈ શકે નહિ. આંખ અને કાન ઇંદ્રિયો સાથે એક મનનો એકી સાથે સંબંધ ન હોવાથી એકી સાથે ચક્ષુ ઇંદ્રિયથી અને શ્રવણ ઇંદ્રિયથી જ્ઞાન પણ ન થવાં જોઇએ છતાં પણ ઉક્ત ઉદાહરણમાં શિક્ષક એકી સાથે અનેક ક્રિયાઓ કરે છે એવું જણાવ્યું છે. માટે મન અનેક હોવાં જોઈએ. (૬૧)

ઉપર કહેલી શંકાનું સમાધાન.

## अलातचक्रदर्शनवत् तदुपलब्धिराशुसंचारात् ॥६२॥

**પદાર્થઃ**—(**अलातचक्रदर्शनवत्**) અલાત ચક્રના ફરવાથી થતા ચક્રના જ્ઞાન પેઠે (**आशुसंचारात्**) જલદી અલાત ફરતું હોવાથી (**तदुपलब्धिः**) અનેક ક્રિયાઓની એકી સાથે ઉત્પત્તિનું જ્ઞાન મિથ્યા છે.

**ભાવાર્થઃ**—બનેટીના બંને છેડા સળગાવી તેને જોરથી ફેરવવાથી પ્રકાશનું ગોળ ચક્ર જણાય છે, પણ ચક્ર ગોળ હોવાનું જ્ઞાન ખોટું છે કારણ કે તે એકદમ જોરથી ફરતું હોવાથી તેમાં થતી ક્રિયા બરાબર

અનુભવી શકાતી નથી. માટે એમ જણાય છે. તેજ પ્રમાણે મનમાં અત્યંત વેગ હોવાથી બધા અવયવો અને ઇંદ્રિયો સાથે ક્રમથી થતા મનના સંયોગો જણાતા નથી. અને તેને લીધે થતો ક્રિયામાં અને જ્ઞાનમાં ક્રમ પણ જાણી શકાતો નથી. માટે એકી સાથે ક્રિયા અને જ્ઞાન થાય છે એ માત્ર ભ્રમ છે. પહેલાં જુદા જુદા વર્ણોનું, પછી પદનું અને પછી વાકયનું જ્ઞાન થાય છે છતાં આ ક્રમ મનની શીઘ્રગતિને લીધે અનુભવી શકાતો નથી. માટે અનેક જ્ઞાન એક સાથે થાય છે એ કેવળ ભ્રમ જ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શરીર દીઠ મન એક જ છે. (૬૨)

હવે મનનું સૂક્ષ્મપણું બતાવે છે.

**यथोक्तहेतुत्वाच्चाणु मनः ॥ ६३ ॥**

**પદાર્થ:**—(**च**) અને (**यथोक्तहेतुत्वात्**) ઉપર બતાવવામાં આવેલા હેતુઓથી (**मनः**) મન (**अणु**) અણુ એટલે સૂક્ષ્મ છે.

**ભાવાર્થ:**—જો મન વ્યાપક હોત તો બધી ઇંદ્રિયો સાથે એકી સાથે સંબંધ હોવાથી અનેક જ્ઞાન એક સાથે ઉત્પન્ન થાત, પણ જ્ઞાન ક્રમથી જ ઉત્પન્ન થાય છે અને તેનું કારણ મન એક જ વખતે સર્વ ઇંદ્રિયો સાથે સંબંધ પામી શકતું નથી તે છે, માટે મન અણુ છે એ સિદ્ધ થાય છે. (૬૩)

આ પ્રમાણે મનની અનેકતા અને સૂક્ષ્મતા સિદ્ધ કરી છે. મનની પરીક્ષાનું પ્રકરણ અહીં સંપૂર્ણ થાય છે.

હવે શરીરની ઉત્પત્તિમાં અદૃષ્ટ ધર્મ અને અધર્મ પણ કારણ છે એ પ્રકરણનો આરંભ કરે છે.

**पूर्वकृतफलानुबन्धात् तदुत्पत्तिः ॥ ६४ ॥**

**પદાર્થ:—(पूर्वकृतफलानुबन्धात्)** પૂર્વજન્મમાં કરેલાં કર્મના ફળ રૂપ ધર્મ અને અધર્મ આત્માની અંદર હોવાથી **(तदुत्पत्तिः)** શરીરની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થ:—**આત્માએ પૂર્વજન્મમાં કર્મ કર્યાં છે અને તેનાથી ધર્મ અને અધર્મ આત્માની અંદર ઉત્પન્ન થયા છે. એ ધર્મ અને અધર્મ આત્માની અંદર સમવાય સંબંધથી રહે છે, કારણ કે એ ગુણ છે અને આત્મા ગુણી છે. ધર્મ અને અધર્મ પાંચ મહાભૂતોને પ્રેરિત કરવામાં કારણ રૂપ બને છે અને પછી એ પાંચ મહાભૂતોમાંથી શરીર બને છે. શરીરને લીધે આત્મા ધર્મ અને અધર્મનાં ફળ રૂપ સુખદુઃખ ભોગવી શકે છે અને નવાં કર્મ કરી ફરીથી ધર્માધર્મ ઉત્પન્ન કરી શકે છે. જેમ રથ આદિની ઉત્પત્તિ સુથાર આદિમાં રહેલા પ્રયત્ન રૂપી ગુણથી થાય છે તેમ શરીરની ઉત્પત્તિ પણ આત્મામાં રહેલા ધર્મ અને અધર્મ રૂપ ગુણને લીધે થાય છે. (૬૪)

ઉપરના સિદ્ધાંત કથનના સંબંધમાં નાસ્તિક તરફથી શંકા થાય છે કે:—

## भूतेभ्यो मूर्त्युपादानवत् तदुपादानम् ॥ ६५ ॥

**પદાર્થ:—(भूतेभ्यः)** પાંચ મહાભૂતોમાંથી જેમ **(मूर्त्युपादानवत्)** રેતી, પત્થર, પર્વત, નદી અને કાજળ આદિ ધર્મ અને અધર્મની અપેક્ષા રાખ્યા વગર બને છે તેમ **(तदुपादानम्)** શરીરની પણ રચના થાય છે.

**ભાવાર્થ:—**રેતી, પત્થર, પાણી, પર્વત આદિ પાંચ મહાભૂતોમાંથી બને છે તેમાં ધર્મ કે અધર્મ કારણ રૂપે નથી તેમ શરીર પણ ધર્મની સહાયતા વગર જ પાંચ મહાભૂતોમાંથી બને છે, માટે ધર્મ અને અધર્મને માનવાની કશી જરૂર નથી.

कर्मनिरपेक्षेभ्यो भूतेभ्यः शरीरमुत्पन्नम् पुरुषार्थकारित्वादुपादीयत इति જીવાત્માને સુખદુઃખરૂપ પુરુષાર્થનો ઉપભોગ કરવો છે અને એ ભોગવવાની શક્તિ પાંચ મહાભૂતોમાં છે માટે પાંચ મહાભૂતો જ શરીરને ઉત્પન્ન કરે છે. ધર્મ અને અધર્મને માનવાની કંઈ જરૂર નથી. (૬૫)

સમાધાન સૂત્ર.

## न साध्यसमत्वात् ॥ ६६ ॥

**પદાર્થ:—**( **साध्यसमत्वात्** ) હેતુ સાધ્યસમ રૂપ હેત્વાભાસ હોવાથી (**न**) નાસ્તિક લોકોનું કહેવું સત્ય નથી.

**ભાવાર્થ:—**'શરીરની ઉત્પત્તિ ધર્મ અને અધર્મની અપેક્ષા રાખ્યા વગર થાય છે.' એ જેમ સાધ્ય છે તેમ રેતી, પત્થર અને પર્વત આદિ ધર્મ અને અધર્મની અપેક્ષા રાખ્યા વગર ઉત્પન્ન થાય છે એ પણ સાધ્ય જ છે. સાધ્યસમ હોવાથી એ હેતુ કે દૃષ્ટાંત બની શકતાં નથી. હેતુ અને દૃષ્ટાંત ઉભય પક્ષે માન્ય કરેલાં હોવાં જોઈએ. અસિદ્ધ વસ્તુ ન તો હેતુ થઈ શકે કે ન તો દૃષ્ટાંત બની શકે, માટે નાસ્તિકનું કથન ખોટું છે. (૬૬)

શરીર અને રેતી આદિ મૂર્ત પદાર્થની ઉત્પત્તિમાં ફેર બતાવે છે.

## नोत्पत्तिनिमित्तत्वान्मातापित्रोः ॥ ६७ ॥

**પદાર્થ:—**( **मातापित्रोः** ) શુક્ર અને શોણિત ( **उत्पत्तिनिमित्तत्वात्** ) શરીરની ઉત્પત્તિમાં કારણ તરીકે હોવાથી (**न**) રેતી આદિ મૂર્ત પદાર્થનું દૃષ્ટાંત અયોગ્ય છે.

**ભાવાર્થ:—**શરીરની ઉત્પત્તિમાં શુક્ર અને શોણિત કારણ છે. માતા અને પિતાને પુત્ર-પ્રાપ્તિથી ઉત્પન્ન થનાર સુખનું કારણ

ધર્મ જો ન હોય તો પુત્ર શરીર બની શકે નહિ, તથા ગર્ભવાસમાં રહેવાને યોગ્ય આત્મામાં જો ધર્મ કે અધર્મ ન હોય હોય તો પણ શરીર બની શકે નહિ, માટે પુત્ર અને માબાપ બન્નેનાં કર્મ શરીરની ઉત્પત્તિમાં કારણ છે. આ પ્રમાણે પત્થર આદિની ઉત્પત્તિ નિર્બીજ છે જ્યારે શરીરની ઉત્પત્તિ સબીજ છે. સૂત્રકારનો એ ભાવ જણાય છે કે થોડીવાર માની લઈએ કે પત્થર આદિની ઉત્પત્તિ ધર્મ અને અધર્મરૂપ કારણ વગર બને છે પણ શરીરની ઉત્પત્તિ તો ધર્મ અને અધર્મ વગર ન જ બની શકે. કારણ કે બન્નેની રચનામાં ઘણો જ ફરક છે. પુત્રસુખાનુભવનીય કર્મ અને ગર્ભવાસાનુભવનીય કર્મ શરીરોત્પત્તિમાં સહેલાઈથી સમજી શકાય છે. શ્રી. વાચસ્પતિમિશ્ર તાત્પર્યટીકામાં આ પ્રમાણે જણાવે છે **मा भूद्वा पुरुषगुणपूर्वकत्वं सिकतादिसर्गस्य तथापि शरीरस्य उत्पत्यादि परिभावयन्तः सिकतादिभ्यो वैधर्म्यं वीक्षमाणास्तद्विलक्षणकारणत्वमेव प्रतिपद्यामहे तथा च सिध्यति पुरुषगुणनिमित्तता इति ॥** આનો ભાવાર્થ ઉપર આવી ગયો છે. શરીરની ઉત્પત્તિ ઉપર વિચાર કરતાં બુદ્ધિમાન્ માણસોને જરૂર પત્થર આદિની ઉત્પત્તિના કારણથી વિલક્ષણ કારણ શરીરની ઉત્પત્તિમાં જડી આવે છે અને તે તેજ કે જેને ધર્મ અને અધર્મ પુરુષના ગુણ તરીકે કહેવામાં આવે છે. (૬૭)

પત્થર આદિની ઉત્પત્તિમાં અને શરીરની ઉત્પત્તિમાં બીજો પણ ફેર બતાવે છે.

## तथाहारस्य ॥ ६८ ॥

**પદાર્થ:**—(**तथा**) તેજ પ્રમાણે (**आहारस्य**) આહાર પણ શરીરની ઉત્પત્તિમાં કારણ છે.

**ભાવાર્થ:**—ધર્મ અને અધર્મરૂપ અદૃષ્ટકારણ સાથે આહારથી શુક્ર અને શોણિત બને છે અને તેમાંથી ગર્ભના અર્બુદ, માંસ-

પેશી, કલલ, કંડર, માથું, હાથપગ વગેરે અવયવો બને છે. આ પ્રમાણે શરીરની સંપૂર્ણ રચના નવ કે દશ માસમાં પૂર્ણ થાય છે. પત્થર આદિનું બનવું એ કોઇના આહારનું પરિણામ નથી. માટે શરીર અને પત્થરનો દૃષ્ટાંતદાર્ષ્ટાન્તિકભાવ બની શકતો નથી અને શરીરની ઉત્પત્તિમાં કર્મ કારણ તરીકે સ્પષ્ટ જણાય છે. ( ૬૮ )

જે લોકો સ્ત્રીપુરુષના સંબંધને જ શરીરનું કારણ માને છે તેના સંબંધમાં સૂત્રકાર કહે છે કે:

## प्राप्तौ चानियमात् ॥ ६९ ॥

**પદાર્થ:**—(**प्राप्तौ**) સંયોગમાં (**च**) પણ (**अनियमात्**) નિયમ જણાતો ન હોવાથી.

**ભાવાર્થ:**—દંપતિનો શારીરક સંયોગ જ પુત્રજન્મનું કારણ નથી, જો એમ હોત તો સંસારમાં કોઇ વાંઝીયું ન રહેત, માટે પુત્રના શરીરજન્મમાં આત્માનું અદૃષ્ટ જરૂર કારણ છે. ( ૬૯ )

શરીર સાથે આત્માનો સંયોગ થવો તેમાં પણ અદૃષ્ટ કારણ છે, તે આ સૂત્રમાં બતાવે છે.

## शरीरोत्पत्तिनिमित्तवत् संयोगोत्पत्तिनिमित्तं कर्म॥७०॥

**પદાર્થ:**—(**शरीरोत्पत्तिनिमित्तवत्**) જેમ શરીરની ઉત્પત્તિમાં અદૃષ્ટ કારણ છે તેમ (**संयोगोत्पत्तिनिमित्तम्**) આત્માના સંયોગ થવામાં (**कर्म**) અદૃષ્ટ કારણ છે.

**ભાવાર્થ:**—શુક્ર અને શોણિતથી બનતા શરીર સાથે અમુક જ આત્મા જોડાય છે અર્થાત્ જે આત્માના અદૃષ્ટથી એ શરીર બને છે તે જ આત્મામાં સંયોગજનક કર્મ હોય છે તેને લીધે તે જ આત્મા જોડાય છે બીજો નહિ. જો અદૃષ્ટ વગર શરીર બનતાં

હોય તો પાંચ ભૂતોમાંથી બનતાં શરીર એક સરખાંજ હોવાં જોઇએ. કોઈ ઠેકાણે માનવીય શરીર તથા કોઈ ઠેકાણે પશુનું શરીર તો કોઈ ઠેકાણે સર્પ આદિનું શરીર બનવામાં બીજું કયું કારણ છે કે જેને લીધે શરીરમાં આ ફેરફાર જોવામાં આવે છે. શું એમ પણ કદિ બની શકે કે, માણસના શરીર સાથે જોડાનાર આત્મા અને પશુ પંખી કીટ-આદિના શરીર સાથે જોડાનાર આત્મા મનુષ્યના શરીર સાથે જોડાઈ જાય? એમ કદિ પણ બનતું નથી. માટે શરીર સાથેના આત્માના સંબંધમાં પણ અદૃષ્ટ જ કારણ છે. (૭૦)

શરીરમાં અવ્યવસ્થા કેમ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## एतेनानियमः प्रत्युक्तः ॥ ७१ ॥

**પદાર્થઃ**—(**एतेन**) ઉપરના સૂત્રથી (**अनियमः**) અવ્યવસ્થા (**प्रत्युक्तः**) દૂર કરવામાં આવી છે.

**ભાવાર્થઃ**—કેવળ પાંચ ભૂતોથી શરીર બનતાં નથી કિંતુ અદૃષ્ટની મદદ લઇનેજ પાંચ મહાભૂતો શરીર રચનામાં સમર્થ થાય છે. અદષ્ટ એ સહકારિ કારણ છે. શરીરમાં નિયમ જોવામાં આવે છે. કોઈ શરીર સુંદર હોય છે તો કોઈ અસુંદર હોય છે પાંચ ભૂતોથી બનતા પત્થર માટીમાં નાડી નસ હૃદય અને ફેફસાં વગેરેનો કશો નિયમ નથી. જ્યારે માનવીય શરીરમાં આ બધાં નિયમપૂર્વક અને સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક ગોઠવાયલાં હોય છે. સર્વ શરીર એક સરખાં હોવા રૂપ અવ્યવસ્થા અદૃષ્ટને માનવાથી રહી શકતી નથી. અદષ્ટ, ધર્મ તથા અધર્મ એક જ વસ્તુ છે. (૭૧)

શરીરની ઉત્પત્તિ અદૃષ્ટને લીધે થાય છે એમાં એક બીજી યુક્તિ આપે છે.

## उपपन्नश्च तद्वियोगः कर्मक्षयोपपत्तेः ॥ ७२ ॥

**પદાર્થ:—**(**च**) અને (**तद्वियोगः**) શરીરનો વિયોગ (**कर्मक्षयोपपत्तेः**) કર્મનો ક્ષય થવાથી (**उपपन्नः**) સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:—**જો અદૃષ્ટને લીધે શરીરની ઉત્પત્તિ તથા આત્માનો શરીર સાથેનો સંબંધ થતો હોય તો જ અદૃષ્ટના નાશ થવાથી આત્મા અને શરીરનો વિયોગ થઈ શકે છે. પણ જો અદૃષ્ટની અપેક્ષા કર્યા વગર કેવળ પાંચ મહાભૂતોથી જ શરીરની ઉત્પત્તિ અને તેની સાથે આત્માનો સંબંધ થયેલો હોય તો આત્માનો શરીરથી વિયોગ શાથી થાય છે? પાંચ મહાભૂતોમાંથી કોઈપણ ભૂત શરીરમાંથી દૂર થતું નથી તો શરીર અને આત્માનો સંબંધ કાયમ રહેવો જોઈએ; પણ શરીર અને આત્માનો સંબંધ કાયમ નથી રહેતો માટે અદૃષ્ટને લીધે સંયોગ થાય છે અને તેના નાશથી શરીર અને આત્માનો વિયોગ પણ થાય છે, માટે અદૃષ્ટ માનવું જોઇએ. કર્મનું ફળ ભોગવાઈ ગયા પછી અદૃષ્ટ નાશ પામે છે અને નવાં કર્મથી ઉત્પન્ન થયેલા નવા અદૃષ્ટથી બીજું શરીર ઉત્પન્ન થાય છે. આ ઠેકાણે અદૃષ્ટ એટલે ધર્માધર્મરૂપ આત્માનો એક વિશેષ ગુણ સમજવો (૭૨)

ઉપરના સિદ્ધાંતના કથનમાં આ સૂત્રમાં શંકા સમાધાન રૂપે છે.

## तददृष्टकारितमिति चेत् पुनस्तत्प्रसङ्गोऽपवर्गे ॥ ७३ ॥

**પદાર્થ:—**(**तददृष्टकारितम्**) આ ઠેકાણે અદૃષ્ટ એટલે અદર્શન સમજવું. શરીરની ઉત્પત્તિ અદર્શનને લીધે થાય છે (**इति चेत्**) જો એમ માનવામાં આવે તો (**पुनः**) ફરીથી (**अपवर्गे**) મોક્ષમાં (**तत्प्रसङ्गः**) શરીરની ઉત્પત્તિ માનવી જોઇએ.

**ભાવાર્થ:—**જો શરીર ઉત્પન્ન ન થાય તો આત્મા દૃશ્ય વસ્તુનો ઉપભોગ કરી શકે નહિ. શરીર ઉત્પન્ન થયાં પહેલાં આત્માને દૃશ્યનું અદર્શન હતું માટે એ અદર્શન ટાળવા અને આત્માને દર્શન કરાવવા પ્રકૃતિએ પોતે જ પોતાની મેળે શરીર ઉત્પન્ન કર્યું છે. જો એમ માનવામાં આવે તો મોક્ષમાં પણ શરીર રહેતું નથી

માટે તે વખતે પણ આત્માને અદર્શન તો છે જ, તો મોક્ષ-અવસ્થામાં પણ પ્રકૃતિ આત્માને દર્શન કરાવવા શરીર ઉત્પન્ન કરશે એમ માનવું જોઇએ. એ મોક્ષમાં પણ પ્રાકૃત શરીરથી આત્મા સુખ ભોગવતો હોય તો સંસાર અને મોક્ષમાં કોઇપણ જાતનો ભેદ રહે નહિ. અર્થાત્ મોક્ષ જેવી કોઇ વસ્તુ જ ન રહે અને આત્મા પોતાના સાચા સ્વરૂપને કદિપણ જોઇ શકશે જ નહિ એમ જ માનવું રહ્યું. આ માનવું કોઈપણ રીતે યોગ્ય નથી. (૭૩)

મોક્ષ અવસ્થામાં પ્રકૃતિ ચરિતાર્થ થયેલી હોય છે માટે શરીર ઉત્પન્ન નહીં કરે એનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

## न करणाकरणयोरारम्भदर्शनात् ॥ ७४ ॥

**પદાર્થઃ—**(**करणाकरणयोः**) ચરિતાર્થતા થઈ હોય તો પણ અને ચરિતાર્થતા ન થઈ હોય તો પણ (**आरम्भदर्शनात्**) શરીરનો આરંભ જોવામાં આવતો હોવાથી (**न**) ચરિતાર્થતા શરીરનો આરંભ નહીં કરે એ વાત સત્ય નથી.

**ભાવાર્થઃ—**સૃષ્ટિની આદિમાં પ્રથમ શરીર ઉત્પન્ન થયું તેનાથી દૃશ્યનું દર્શન કરી ભૂતોએ ચરિતાર્થતા મેળવી લીધી, હવે પાછું ભૂતોએ બીજું શરીર ઉત્પન્ન કર્યું તેનાથી પ્રકૃતિ પુરુષના ભેદનું દર્શન તો ન થયું અને દૃશ્યનું દર્શન તો પહેલા શરીરથીજ થયું હતું તો બીજા શરીરથી ભૂતોએ શી નવીનતા ઉત્પન્ન કરી? શરીરનો ઉદ્દેશ તો દૃશ્યનું દર્શન કરવું અને પ્રકૃતિ પુરુષના ભેદનું યથાર્થજ્ઞાન મેળવવું એ બેજ છે. તેમાં દૃશ્યનું દર્શન તો પહેલા શરીરે જ થઈ જાય છે. પછીથી જેટલાં શરીર ઉત્પન્ન થાય છે તે બધાં પ્રકૃતિ પુરુષના ભેદનું દર્શન ન કરાવતાં હોવાથી નિરર્થક જ છે. આમ દૃશ્યનાં દર્શન કરી ચરિતાર્થ થયેલાં ભૂતો નકામાં શરીરોની ઉત્પત્તિ કરે છે તો પછી મોક્ષ મળ્યા પછી ભૂતો શરીરોને ઉત્પન્ન નહીં કરે એમ માનવાને કશું કારણ જણાતું નથી. માટે જો

શરીરની ઉત્પત્તિમાં ધર્માધર્મ કારણ ન માનવામાં આવે તો મોક્ષમાં પણ શરીરની ઉત્પત્તિનો પ્રસંગ આવશે એ જે ઉપરના સૂત્રમાં કહ્યું છે તે બરાબર છે. માટે ધર્માધર્મ રૂપ અદૃષ્ટને જ શરીરના ઉત્પત્તિમાં કારણ માનવું જોઇએ. (૭૪)

મનનો ગુણ અદૃષ્ટ છે અને તેનાથી શરીર ઉત્પન્ન થાય છે, એવું માનનારના મતમાં પણ દોષ છે તે આ સૂત્રમાં બતાવે છે.

## मनःकर्मनिमित्तत्वाच्च संयोगानुच्छेदः ॥ ७५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**मनःकर्मनिमित्तत्वात्**) અદૃષ્ટ એ મનનો ગુણ છે અને શરીરની ઉત્પત્તિમાં કારણ છે એમ માનવામાં આવે તો (**संयोगानुच्छेदः**) સંયોગનો નાશ થવો ન જોઇએ.

**ભાવાર્થ:**—જો મનમાં રહેલા અદૃષ્ટ ગુણને લીધે શરીર બનતું હોય તો શરીરનો નાશ કયા કારણથી થાય છે? જે અદૃષ્ટથી શરીર બન્યું છે તેજ અદૃષ્ટથી શરીરનો નાશ માનવો એ તો કદિપણ બની શકે નહિ. સૂર્ય જે ગુણને લીધે પ્રકાશ આપે છે તેજ ગુણને લીધે અંધકાર આપશે એ કદિપણ સંભવી શકે નહિ. જન્મ અને મરણનું એક જ કારણ છે એમ માની શકાય જ નહીં. મનના ગુણથી શરીરની ઉત્પત્તિ નથી પણ કર્મ કરવાથી આત્માની અંદર ઉત્પન્ન થયેલા ધર્માધર્મ રૂપ અદૃષ્ટથી જ શરીરની ઉત્પત્તિ થાય છે એમ માનવું એ જ યોગ્ય છે. (૭૫)

કેવળ ભૂતોથી જ શરીરની ઉત્પત્તિ માનવામાં એક બીજો દોષ બતાવે છે.

## नित्यत्वप्रसङ्गश्च प्रायणानुपपत्तेः ॥ ७६ ॥

**પદાર્થ:**—(**च**) અને (**प्रायणानुपपत्तेः**) મરણ સિદ્ધ થતું ન હોવાથી (**नित्यत्वप्रसङ्गः**) શરીર નિત્ય હોવાનો પ્રસંગ લાગુ પડે છે.

**ભાવાર્થઃ—**જો કર્માશયને કારણ તરીકે માનવામાં ન આવે તો કોના ક્ષયથી શરીરનો નાશ થાય છે? એ પ્રશ્નનું સમાધાન થઈ શકતું નથી. મૃતક શરીરમાં પાંચ ભૂતો તો કાયમ છે જ. તો શરીર જીવન-હીન કેમ થયું? જો કર્માશયને કારણ માનવામાં આવે તો કર્માશયના ક્ષયથી શરીર જીવન-હીન થયું એમ માનવામાં કશો વાંધો આવે નહિ. કર્માશય ન માનવામાં આવે તો મરણ થાય નહીં અને મરણ ન થાય તો શરીરને નિત્ય માનવું પડે અને કોઈ પણ શરીર સદૈવ સજીવન નથી એ તો સૌ કોઈ સમજી શકે છે. ભાષ્ય કાર પણ લખે છે કે

**विपाकसंवेदनात् कर्माशयक्षये शरीरपातः प्रायणम्, कर्माशयान्तराच्च पुनर्जन्म।**

કર્મના ફળ ભોગવાઈ જવાથી કર્માશયનો નાશ થાય છે અને કર્માશયના નાશ થવાથી પ્રાયણ=મરણ થાય છે. પછી બીજા કર્માશયથી પુનર્જન્મ થાય છે. (૭૬)

પરમાણુ અથવા મનમાં નિત્ય અદૃષ્ટ માનવું અને તે તેનો જ ગુણ માનવો. આ પૂર્વપક્ષના કથનમાં જે શંકા ઉઠાવવામાં આવી છે કેઃ-'જો શરીર-જનક અદૃષ્ટ પરમાણુ અથવા મનમાં નિત્ય માનવામાં આવે તો શરીર નિર્જીવ બની શકે નહિ અર્થાત્ પ્રાયણ= મરણની સિદ્ધિ થઈ શકે નહિ.' આ શંકાના સમાધાનમાં આ પૂર્વપક્ષનું સૂત્ર છે.

## अणुश्यामतानित्यत्ववदेतत् स्यात् ॥ ७७ ॥

**પદાર્થઃ—**(**अणुश्यामतानित्यत्ववद्**) પરમાણુની અંદર રહેલી અનાદિ શ્યામતા નિત્ય હોવા છતાં જેમ અગ્નિના સંયોગથી નાશ પામે છે તેમ (**एतत्**) આ અદૃષ્ટ પણ (**स्यात्**) નાશ પામશે.

**ભાવાર્થઃ—**પરમાણુઓમાં શ્યામ રૂપ અનાદિ છે અને જ્યારે શ્યામ પરમાણુ સાથે અગ્નિ સંયોગ થાય છે ત્યારે પરમાણુ-

ઓમાંથી અનાદિ શ્યામ રૂપ નષ્ટ થાય છે અને તેની જગ્યાએ લાલ રૂપ આવે છે. માટીમાંથી બનેલો શ્યામ ઘડો જ્યારે ભઠ્ઠીમાં પાકી બહાર આવે છે ત્યારે લાલ થયેલો જણાય છે. આ ઉપરથી પૂર્વપક્ષ પરમાણુમાં શ્યામ રૂપનો નાશ અને લાલ રૂપની ઉત્પત્તિ થઈ એમ માને છે. જેમ પરમાણુમાં અનાદિ શ્યામ રૂપ નાશ પામે છે તેમ પરમાણુઓમાં અથવા મનમાં રહેલું અદૃષ્ટ પણ નાશ પામે છે અને એ અદૃષ્ટ નાશ પામતાં જ શરીર પણ નિર્જીવ બની જશે અર્થાત મરણની સિદ્ધિ થશે. માટે કર્મથી ઉત્પન્ન થતા આત્મામાં અદૃષ્ટને માનવું અને તે જ શરીરની ઉત્પત્તિમાં કારણ છે એમ માનવાની કશી જરૂર નથી. પરમાણુમાંથી અદૃષ્ટ નાશ પામ્યા પછી મોક્ષમાં પણ શરીરની ઉત્પત્તિ થશે નહિ. (૭૭)

હવે આ સૂત્રમાં ઉપર કરેલા પૂર્વપક્ષના કથનનું સૂત્રકાર ખંડન કરે છે.

## नाकृताभ्यागमप्रसङ्गात् ॥ ७८ ॥

**પદાર્થ:**—( अकृताभ्यागमप्रसङ्गात् ) અપ્રમાણિક કથનનો સ્વીકાર થવાનો પ્રસંગ આવવાથી (न) દૃષ્ટાંત અસિદ્ધ છે.

**ભાવાર્થ:**—પરમાણુઓમાં શ્યામ રૂપ અનાદિ નથી. કોઈ પણ અનાદિ ભાવ રૂપ પદાર્થનો નાશ થતો નથી. શ્યામ રૂપને અનાદિ માનવામાં કોઇ પ્રમાણ નથી. માટે શ્યામ રૂપને અનાદિ માની અને તેનો અગ્નિસંયોગથી જે નાશ બતાવ્યો છે એ ખોટું છે અને તેને લીધે દૃષ્ટાંત પણ અસત્ય છે. પૃથ્વીના પરમાણુઓમાં જેટલાં રૂપો છે તે બધાં અનિત્ય છે અને તે અગ્નિના સંયોગથી ફરતાં રહે છે. અનાદિ વસ્તુનો નાશ થાય છે એમાં પૂર્વપક્ષ તરફથી કોઈ પણ પ્રત્યક્ષ, અનુમાન કે શબ્દ-પ્રમાણ આપવામાં આવતું નથી.

આ સૂત્રમાં **अकृताभ्यागम** નો અર્થ અમે જે ઉપર બતાવ્યો છે તેજ કર્યો છે. જુઓ. **अकृतं प्रमाणतोऽनुपपन्नम्, तस्य अभ्यागमः अभ्युपपत्ति र्व्यवसायः॥** અર્થ:–અકૃત એટલે જે પ્રમાણથી સિદ્ધ ન થઈ શકે. તેનો અભ્યુપગમ એટલે નિશ્ચય–પૂર્વક સ્વીકાર કરવો તે.

બીજો અર્થ:—જો આત્મામાં અદૃષ્ટ ન માનવામાં આવે તો આત્માને સુખ દુ:ખ ન મળવાં જોઇએ જેનું અદૃષ્ટ હોય તેને જ સુખ દુ:ખ મળે એજ ન્યાય છે. વળી અનાદિ અદૃષ્ટ એક સરખું હોવાથી તેનાથી ઉત્પન્ન થતાં સુખ દુ:ખ એક જ પ્રકારનાં હોવાં જોઇએ. છતાં સંસારમાં સુખ અને દુ:ખ અનેક પ્રકારનાં જણાય છે તેનું કારણ શું? માટે અદૃષ્ટ આત્મામાં જ માનવું જોઇએ. અને તે કર્મ કરવાથી ઉત્પન્ન થયેલું છે એમ પણ માનવું જોઇએ. આત્માના કર્મથી આત્માનું જ અદૃષ્ટ હોવાથી સુખ દુ:ખ પણ આત્માને જ મળે છે એમ પણ માનવું જોઇએ. આ અદૃષ્ટ નષ્ટ થાય છે ત્યારે આત્માને મોક્ષ મળે છે એ પ્રમાણ સિદ્ધ વસ્તુ છે. માટે શરીરની ઉત્પત્તિમાં આત્માની અંદર સમવાય સંબંધથી રહેલું અદૃષ્ટ કારણ છે. પંચ મહાભૂતો શરીરનાં સમવાયિકારણ છે અને અદૃષ્ટ તેનું સહકારી કારણ છે. (૭૮)

આ પ્રમાણે શરીરની ઉત્પત્તિમાં અદૃષ્ટ પણ કારણ છે, એ સંબંધી પરીક્ષાનું પ્રકરણ અહીં પૂર્ણ થાય છે.

**इतिश्री न्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे तृतीयाध्यायस्य द्वितीयमाह्निकम् ॥**

# अथ चतुर्थाध्यायस्य

## प्रथमाह्निकम् ॥

विघ्नवादळ नभे चड्यां प्रभो,
सूरतेज नजरे चडे नहि.
ते महेश तुज वीण वारवा
चंडवात बनतो दिसे न को.

પ્રથમ અધ્યાય આહ્નિક પહેલાના સૂત્ર ૯માં ૧૨ પ્રમેયો બતાવ્યાં છે. તેમાંથી પ્રથમ ૭ પ્રમેયોની પરીક્ષા ત્રીજા અધ્યાયમાં કરી છે. સાતમું પ્રમેય જે પ્રવૃત્તિ બતાવી છે તેના સંબંધમાં સૂત્રકાર જણાવે છે કેઃ—

### प्रवृत्तिर्यथोक्ता ॥ १ ॥

**પદાર્થઃ**—( **प्रवृत्तिः** ) પ્રવૃત્તિ ( **यथोक्ता** ) જે પ્રમાણે અ. ૧ આ. ૧ સૂત્ર ૧૭ બતાવવામાં આવી છે તે પ્રમાણે જ છે.

**ભાવાર્થઃ**—વાણીથી, મનથી અને શરીરથી જે ક્રિયા કરવામાં આવે છે તેનું નામ પ્રવૃત્તિ છે. તે પુણ્યરૂપે પણ હોય છે અને પાપરૂપે પણ હોય છે. દાન, રક્ષણ, સેવા, સત્ય, હિત, પ્રિય, સ્વાધ્યાય, દયા, તૃષ્ણા ન રાખવી અને શ્રદ્ધા હોવી આ પુણ્ય-રૂપ પ્રવૃત્તિ છે. હિંસા, ચોરી, વ્યભિચાર, અસત્ય બોલવું, અસંબદ્ધ બોલવું, કઠોર વાણીનો ઉપયોગ કરવો, કોઈનો દ્રોહ કરવો, ચોરી કરવાની ઈચ્છા રાખવી અને નાસ્તિકતા ધારણ કરવી એ પાપરૂપ પ્રવૃત્તિ છે. આ કાર્યોથી આત્મામાં સારા અને ખરાબ સંસ્કાર પડે છે એને પણ પ્રવૃત્તિ કહેવામાં આવે છે.

આ સિવાય પ્રવૃત્તિના સંબંધમાં વિશેષ કહેવાનું નથી. (૧૧)

**ઇતિ પ્રવૃત્તિ–પરીક્ષા.**

હવે દોષના સંબંધમાં લખે છે.

## तथा दोषाः ॥ २॥

**પદાર્થ:**—(**तथा**) તે પ્રમાણે (**दोषाः**) દોષો છે.

**ભાવાર્થ:**—દોષનું લક્ષણ અ. ૧. આ. ૧. સૂત્ર ૧૮ માં બાંધ્યું છે. જે પ્રવૃત્તિનાં કારણ છે તેજ દોષ છે. રાગ અને દ્વેષને લીધે સર્વ કોઈ પ્રવૃત્તિ કરે છે માટે રાગ, દ્વેષ અને મોહ એ દોષો છે. જન્મનું કારણ દોષો છે અને સંસારનું કારણ પણ દોષોજ છે જેમ સંસાર પ્રવાહ રૂપે અનાદિ છે તેમ દોષો પણ પ્રવાહ રૂપે અનાદિ છે, દોષોનું કારણ મિથ્યાજ્ઞાન છે. તત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાનનો નાશ છે અને મિથ્યાજ્ઞાનથી દોષોનો પણ નાશ થાય છે અને દોષોનો નાશ થવો એ મુક્તિ મેળવવાનું સાધન છે એ. અ. ૧. આ. ૧. સૂત્ર. ૨ માં સિદ્ધ કરી આપ્યું છે. (૨)

હવે માન, ઇર્ષ્યા, અસૂયા, સંશય, મત્સર આદિ દોષો ગણાય કે નહિ? તેના સંબંધમાં લખે છે કે.

## तत्त्रैराश्यं रागद्वेषमोहार्थातरभावात् ॥ ३ ॥

**પદાર્થ:**—(**तत्त्रैराश्यम्**) એના ત્રણ વર્ગ છે. (**रागद्वेषमोहार्थान्तरभावात्**) રાગ, દ્વેષ અને મોહ આ ત્રણ જ દોષના વર્ગ છે કારણ કે એ ત્રણેના જુદા જુદા અર્થ છે.

**ભાવાર્થ:**—દોષના ત્રણ વર્ગ છે. (૧) રાગવર્ગ (૨) દ્વેષ વર્ગ (૩) મોહવર્ગ. કામ, મત્સર, સ્પૃહા તૃષ્ણા અને લોભ. એનો રાગવર્ગમાં સમાવેશ થાય છે. ક્રોધ, ઈર્ષ્યા, અસૂયા, દ્રોહ અને અમર્ષ. એનો દ્વેષપક્ષમાં સમાવેશ થાય છે. મિથ્યાજ્ઞાન, સંશય માન અને પ્રસાદ એનો મોહપક્ષમાં સમાવેશ થાય છે. આ કારણથી કામ આદિ જુદા દોષ તરીકે ગણવામાં આવ્યા નથી. રાગ=અસક્તિ દ્વેષ=અમર્ષ અથવા અસહિષ્ણુતા. મિથ્યાજ્ઞાન=અસત્યજ્ઞાન. આ રાગ

આદિ દોષોને દરેક માણસ જાણી શકે છે માટે એના સંબંધમાં કશું વિશેષ સમજાવવાનું નથી. (૩)

દોષના ત્રણ વર્ગ પાડવાની જરૂર નથી એ આ સૂત્રમાં બતાવે છે. આ સૂત્ર પૂર્વપક્ષનું છે.

## नैकप्रत्यनीकभावात् ॥४॥

**પદાર્થ:**—(**न**) રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ જુદા નથી કારણ કે (**एकप्रत्यनीकभावात्**) એનો વિરોધી એક જ છે.

**ભાવાર્થ:**—રાગ, દ્વેષ અને મોહ આ ત્રણેનો એક જ વિરોધી છે. અર્થાત્ તત્વજ્ઞાન આ ત્રણેનો એક જ વિરોધી છે. તત્વજ્ઞાન થવાથી આ ત્રણેનો નાશ થાય છે. જેનો એકજ વિરોધી હોય તે બધા એક જ વર્ગના ગણાવા જોઇએ. (૪)

સમાધાન સૂત્ર.

## व्यभिचारादहेतुः ॥५॥

**પદાર્થ:**—(**व्यभिचारात्**) વ્યભિચાર આવવાથી (**अहेतुः**) ઉપરનું કથન હેત્વાભાસ છે.

**ભાવાર્થ:**—જેનો એક વિરોધી હોય તે બધા એક જ વર્ગના ગણાવા જોઇએ એ ઠીક નથી કારણ કે અગ્નિના સંયોગથી બધાં રૂપોનો નાશ થાય છે. તો શું શ્યામ, રક્ત, હરિત્ આદિ રૂપો બધાં એક જ વર્ગનાં માનવાં? જેમ શ્યામ આદિ રૂપનો એક વિરોધી હોવા છતાં તે બધાં રૂપો જુદા જુદા માનવામાં આવે છે તેમ રાગ, દ્વેષ અને મોહ પણ એક-વિરોધીવાળા હોવા છતાં જુદા જુદા માનવા જોઇએ. (૫)

તત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાન રૂપ મોહની તો નિવૃત્તિ થઈ શકે પણ રાગદ્વેષની નિવૃત્તિ કેવી રીતે થશે? રાગદ્વેષ કંઈ મિથ્યાજ્ઞાન નથી. એ શંકાને દૂર કરવા માટે આ સૂત્ર છે.

## तेषां मोहः पापीयान् नामूढस्येतरोत्पत्तेः ॥ ६ ॥

**પદાર્થઃ**—(**तेषाम्**) રાગ, દ્વેષ અને મોહ રૂપ દોષોમાંથી (**मोहः**) મોહ (**पापीयान्**) વિશેષ પાપ-જનક છે કારણ કે (**अमूढस्य**) જેનામાં મોહ નથી (**इतरस्य**) તેને બીજાની (**उत्पत्तेः**) ઉત્પત્તિ (**न**) થતી ન હોવાથી.

**ભાવાર્થઃ**—રાગ, દ્વેષ અને મોહ આ ત્રણમાં મોહ વધારે ખરાબ છે. અમૂઢ માણસને રાગ અને દ્વેષ ઉત્પન્ન થતા નથી. જે મોહયુક્ત માણસ છે તેનેજ વિષય તરફ રાગ અને દ્વેષ થાય છે માટે એ બંનેનું કારણજ મોહ છે. તત્વજ્ઞાનથી મોહ દૂર થાય છે અને મોહ રૂપ કારણ દૂર થવાથી રાગદ્વેષ પણ દૂર થાય છે. (૬)

જો રાગ અન દ્વેષનું કારણ મોહ હોય તો એ બધા દોષો કેમ કહેવાય એ શંકા બતાવે છે.

## प्राप्तस्तर्हि निमित्तनैमित्तिकभावादर्थान्तरभावो दोषेभ्यः ॥ ७ ॥

**પદાર્થઃ**—(**तर्हि**) તો (**निमित्तनैमित्तिकभावात्**) નિમિત્ત અને નૈમિત્તિક હોવાથી (**दोषेभ्यः**) રાગ આદિ દોષ કરતાં (**अर्थान्तरभावः**) જુદો અર્થ (**प्राप्तः**) મોહ હોવો જોઇએ.

**ભાવાર્થઃ**—મોહ જો રાગ અને દ્વેષનું નિમિત્ત કારણ હોય તો તેને દોષ માનવો ન જોઇએ. કાર્ય અને કારણ એક હોતાં નથી. દૂધ અને દહીં એક હોતાં નથી. સૂર્યની ગરમીને લીધે ફળ આદિ પાકતાં હોવાથી તે ગરમી અને પકવ ફળ એક હોતાં નથી. સંસારમાં નિમિત્ત અને નૈમિત્તિક જુદી જાતનાં હોય છે તેજ પ્રમાણે જો રાગ અને દ્વેષમાં દોષત્વ હોય તો મોહમાં દોષત્વ ન માનતાં કંઈ બીજું જ માનવું જોઇએ. (૭)

ઉપરની શંકાને દૂર કરે છે.

## न दोषलक्षणावरोधान्मोहस्य ॥८॥

**પદાર્થ:**—(**न**) નહિ (**मोहस्य**) મોહમાં પણ (**दोषलक्षणावरोधात्**) દોષનું લક્ષણ આવતું હોવાથી.

**ભાવાર્થ:**—દોષનું લક્ષણ એ છે કે જે પ્રવૃત્તિનો હેતુ બને. આ લક્ષણ મોહમાં પણ આવતું હોવાથી મોહને પણ દોષ કહેવો જોઇએ. રાગ, દ્વેષ અને મોહ આ ત્રણે વ્યક્તિઓ જુદી જુદી હોવાથી નિમિત્ત-નૈમિત્તિક ભાવ થવામાં કોઈ પણ જાતની આપત્તિ નથી. મનુષ્ય માત્રમાં મનુષ્યનું લક્ષણ એક હોવા છતાં કોઈ વ્યક્તિ પિતા અને કોઈ વ્યક્તિ પુત્ર પણ હોઈ શકે છે, માટે મોહ દોષ હોવા છતાં રાગ અને દ્વેષનું કારણ થઈ શકે છે. (૮)

બીજું સમાધાન કહે છે.

## निमित्तनैमित्तिकोपपत्तेश्च तुल्यजातीयानामप्रतिषेधः ॥९॥

**પદાર્થ:**—(**च**) અને (**तुल्यजातीयानाम्**) સજાતીય પદાર્થોમાં (**निमित्तनैमित्तिकोपपत्तेः**) નિમિત્ત-નૈમિત્તિક-ભાવ થઈ શકતો હોવાથી (**अप्रतिषेधः**) સૂત્ર ૭માં કહેલો પ્રતિષેધ ઠીક નથી.

**ભાવાર્થ:**—સજાતીય પદાર્થમાં પણ કાર્યકારણભાવ બની શકે છે. દ્રવ્યત્વ જાતિ બધાં દ્રવ્યમાં હોવા છતાં એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કારણ બને છે. વિજાતીય પદાર્થોમાં પણ કાર્યકારણ-ભાવ હોય છે. ગુણમાં દ્રવ્યત્વ હોતું નથી તોપણ ગુણનું કારણ દ્રવ્ય બને છે. માટે સજાતીય અને વિજાતીય પદાર્થોમાં કાર્યકારણ-ભાવ થવામાં કશી આપત્તિ નથી. (૯)

ઇતિ દોષ-પરીક્ષા પ્રકરણ સમાપ્ત.

## અથ પ્રેત્યભાવ-પ્રકરણ.

પ્રેત્યભાવ એટલે પુનર્જન્મ. આત્મા નિત્ય છે માટે તેની ઉત્પત્તિ થઇ શકે જ નહિ. જન્મ અને મરણ આ બેનું વારાફરતી બન્યા કરવું તેનું જ નામ 'પ્રેત્યભાવ' છે. આત્મા નિત્ય હોવાથી તેમાં તે થઈ શકતું નથી માટે 'પ્રેત્યભાવ' જેવી કોઇ વસ્તુ જ નથી. આ પૂર્વપક્ષના સંબંધમાં સિદ્ધાંત-સૂત્રનું આ પ્રમાણે ઉત્થાન થાય છે.

## आत्मनित्यत्वे प्रेत्यभावसिद्धेः ॥१०॥

**પદાર્થ:**—(**आत्मनित्यत्वे**) આત્મા નિત્ય હોવાથી જ (**प्रेत्यभावसिद्धेः**) પ્રેત્યભાવની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ:**—ધારણ કરેલા શરીરને છોડી દેવું તેનુ નામ મરણ, અને શરીર ધારણ કરવું તેનું નામ જન્મ. આ બંને ક્રિયા જો આત્મા નિત્ય હોય તો જ બની શકે માટે આત્મા નિત્ય હોવાથી જ પ્રેત્યભાવની સિદ્ધિ થાય છે, જે લોકો એમ માને છે કે આત્મા જ ઉત્પન્ન થાય છે અને આત્મા જ મરે છે, તેઓનું મત ખોટું છે. આત્માને અનિત્ય માનવામાં અકૃતાભ્યાગમ દોષ આવે છે. જે આગળ સમજાવવામાં આવ્યું છે. જો આત્માનો નાશ થતો હોય તો પરલોકને ઉદ્દેશીને જે જે ઉપદેશ કરવામાં આવ્યો છે તે બધું પ્રતારણા બની જાય. મહાન્ જ્ઞાની ઋષિઓને જન-વંચના કરવાનું કશું પ્રયોજન સંભવતું નથી. પ્રેત્યભાવનો ઉપદેશ આસક્તિનો અભાવ કરવા માટે આપ્યો છે. આસક્તિના અભાવથી માણસ પૂર્ણ સ્વતંત્ર અને સુખી થઇ જાય છે. (૧૦)

શરીરની ઉત્પત્તિ વ્યક્તમાંથી થાય છે કે અવ્યક્તમાંથી ? એ પ્રશ્નના સમાધાન માટે આ સૂત્ર છે.

## व्यक्ताद्‌ व्यक्तानां प्रत्यक्षप्रामाण्यात्‌ ॥११॥

**પદાર્થ:**—(**व्यक्ताद्**) વ્યક્તમાંથી (**व्यक्तानाम्**) વ્યક્તની ઉત્પત્તિ થાય છે. (**प्रत्यक्षप्रामाण्यात्**) એ પ્રત્યક્ષ પ્રમાણુથી જાણી શકાય છે.

**ભાવાર્થ:**—પૃથ્વી આદિ પાંચ મહાભૂતો વ્યકત છે તેમાંથી જ બધાં વ્યકત દ્રવ્યો ઉત્પન્ન થાય છે. શરીર, ઇંદ્રિય અને વિષય એ બધા પાંચ મહાભૂતોમાંથી જ બને છે. વ્યકત એટલે જે ઇંદ્રિયો જાણી શકાય તે. જે ગુણુ કારણુમાં હોય છે તે જ ગુણુ કાર્યમાં આવે છે, એ કાર્ય અને કારણુમાં સમાનતા છે. માટીમાં જે ગુણુ છે તેજ રૂપ આદિ ગુણુ તેમાંથી ઉત્પન્ન થતા ઘડામાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. જેવો કાર્યકારણુભાવ પ્રત્યક્ષ દ્રવ્યોમાં છે તેવો જ કાર્યકારણુ ભાવ અપ્રત્યક્ષ દ્રવ્યોમાં પણુ અનુમાનથી સમજી લેવો. માટે વ્યકત-માંથી જ વ્યક્તની ઉત્પત્તિ થાય છે. (૧૧)

ઉપરના સિદ્ધાંત–કથનમાં કોઈ માણુસ વગર સમજ્યે જ શંકા કરે છે.

**न घटाद् घटानिष्पत्तेः ॥ १२ ॥**

**પદાર્થ:**—(**न**) ઉપરની વાત ખોટી છે. (**घटात्**) વ્યક્ત ઘટમાંથી (**घटानिष्पत्तेः**) ઘટ ઉત્પન્ન થતો જોવામાં આવતો નથી.

**ભાવાર્થ:**—ઘડો એ વ્યક્ત દ્રવ્ય છે, તેમાંથી કોઇ બીજો વ્યકત ઘડો બનતો જોવામાં આવતો નથી માટે વ્યકતમાંથી વ્યકતની ઉત્પત્તિ થાય છે એ સિદ્ધાંત ખોટો છે. (૧૨)

સમાધાન–સૂત્ર.

**व्यक्ताद् घटनिष्पत्तेरप्रतिषेधः ॥ १३ ॥**

**પદાર્થ:**—(**व्यक्ताद्**) વ્યક્તિમાંથી જ (**घटनिष्पत्तेः**) ઘટની ઉત્પત્તિ થતી હોવાથી (**अप्रतिषेधः**) ઉક્ત સિદ્ધાંતનું ખંડન થઈ શકતું નથી.

**ભાવાર્થ:**—અમે એમ નથી કહેવા માગતા કે બધું વ્યક્ત બધા વ્યક્તનું કારણ છે. પણ જે વ્યક્ત દ્રવ્યની ઉત્પત્તિ થઈ છે તે કોઈ પણ વ્યક્ત દ્રવ્યમાંથી જ થઈ છે. વ્યક્તનું કારણ અવ્યક્ત નથી. રૂપી ઘટ કોઈ રૂપી કારણમાંથી ઉત્પન્ન થયો છે એ જ અમારૂં કહેવું છે. ઘડાનું મૂળ ઉપાદાન પરમાણુઓ છે, અને તે રૂપવાળાં જ હોવાં જોઇએ. જો તે રૂપ વગરનાં હોય તો ઘડામાં રૂપ આવી શકે નહિ. વસ્ત્ર એ રૂપવાળું દ્રવ્ય છે તો તે રૂપવાળા સૂતર રૂપી દ્રવ્યમાંથી ઉત્પન્ન થયું છે. એ જ સિદ્ધાંતીના કથનનું તાત્પર્ય છે. વિશેષમાં વ્યભિચાર હોય તો સામાન્યમાં પણ વ્યભિચાર હોવો જ જોઇએ એવો કોઈ નિયમ નથી. દેવદત્ત જો યજ્ઞદત્તનો પુત્ર ન હોય તો એનો એ અર્થ તો ન જ થઈ શકે કે દેવદત્ત કોઈ માણસનો પુત્ર જ નથી પણ કોઈ પશુનો છે. જો માણુસ છે તો તેની ઉત્પત્તિ કોઇ પણ માણુસથી જ થઇ છે એમ માનવું જ જોઇએ. કોઈ પણ માણુસથી ઉત્પત્તિ હોવી એ સામાન્ય વાત છે અને ખાસ યજ્ઞદત્તથી ઉત્પત્તિ હોવી એ વિશેષ વાત છો માટે વિશેષમાં વ્યભિ-ચાર હોય તો પણ સામાન્યમાં વ્યભિચાર આવી શકતો નથી. આ કારણથી વ્યક્તની ઉત્પત્તિ વ્યક્તથી જ થાય છે એ સિદ્ધાંત સત્ય છે. (૧૩)

## ઇતિ પ્રેત્યભાવ-પ્રકરણ સમાપ્ત.

હવે અહીં કાર્યનાં કારણ સંબંધે કેટલાક મતો બતાવે છે. તેમાં સૌથી પહેલાં શૂન્યવાદ બતાવી તેનું ખંડન કરે છે. શૂન્યવાદીનું માનવું આ પ્રમાણે છે. પૂર્વ-પક્ષ સૂત્ર.

## अभावाद्‌ भावोत्पत्तिर्नानुपमृद्य प्रादुर्भावात्‌ ॥ १४ ॥

**પદાર્થ:**—(अभावाद्‌) અભાવમાંથી (भावोत्पत्तिः) ભાવની ઉત્પત્તિ થાય છે. (नानुपमृद्य) બીજનો નાશ કરીને જ (भावोत्पत्तिः) ભાવરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થઃ**—સર્વ કાર્યોનું કારણ અભાવ જ છે. બીજનો નાશ થયા પછી જ અંકુર ઉત્પન્ન થાય છે. જો બીજમાંથી અંકુર થતું હોત તો બીજનો નાશ ન થાત. પણ જમીનમાં પડેલા બીજનો પાણી, હવા તથા ગરમીના સંબંધને લીધે નાશ થયેલો જોઇ શકાય છે, માટે અભાવ જ ભાવરૂપ કાર્યનું કારણ છે. આ અનુમાનને ઉપનિષદ્નો પણ ટેકો છે. **असदेवेदमग्र आसीत्।** **छां ३-१९-१** **असद्वा इदमग्र आसीत्। ततो वै सदजायत॥ तैत्ति उप २-७.॥** આ ઉપરથી કેટલાક વાદીઓએ જગતનું ઉપાદાન કારણ શૂન્ય જ છે એમ માની લીધું. શૂન્યને કારણ માનનારાઓમાં બૌદ્ધનો પણ એક પક્ષ છે. (૧૪)

હવે ઉકત પૂવપક્ષનો ઉત્તર આપે છે.

## व्याघातादप्रयोगः ॥१५॥

**પદાર્થઃ**—(**व्याघातात्**) પરસ્પર વિરોધ (**अप्रयोग**) પ્રયોગ ઠીક નથી.

**ભાવાર્થઃ**—પહેલાં અંકુર બીજનો નાશ કરે છે અને પછી ઉત્પન્ન થાય છે. એ કથનમાં પરસ્પર વિરોધ સ્પષ્ટ જાણી શકાય છે. જો બીજનો નાશ અંકુર કરે છે તો હવે અંકુરને પાદુર્ભૂત થવા પણું જ ક્યાં રહે છે? જો અંકુર, ઉત્પન્ન થવાનો હોય તો અંકુરે બીજનો નાશ કર્યો એમ કેમ કહેવાય? નાશક પદાર્થ નાશ્યપદાર્થ પહેલાં હોવો જ જોઇએ. માટે **नानुपमृद्य प्रादुर्भावात्।** બીજનો 'ઉપમર્દ અર્થાત્ નાશ કરીને અંકુરનો પ્રાદુર્ભાવ થાય છે' એ કથન ખોટું છે. (૧૫)

પૂર્વપક્ષી ઉત્તરને દૂષિત કરે છે.

## नातीतानागतयोः कारकशब्दप्रयोगात् ॥ १६ ॥

**પદાર્થ:**—(**न**) પરસ્પર વ્યાઘાત દોષ નથી. (**अतीतानागतयोः**) ભૂત અને ભવિષ્યત્ અર્થમાં (**कारकशब्दप्रयोगात्**) કારક શબ્દનો પ્રયોગ થાય છે.

**ભાવાર્થ:**—અતીત અને અનાગત અર્થાત્ ભૂત અને ભવિષ્યત્ અર્થમાં પણ કારક શબ્દનો પ્રયોગ થાય છે. જેમકે '**पुत्रो जनिष्यते**' અહીં ભવિષ્યમાં થનારી જનનક્રિયાનો કર્તા પુત્ર થાય છે. **जनिष्यमाणं पुत्रमभिनन्दति** અહીં ભવિષ્યમાં ઉત્પન્ન થનાર પુત્રને અત્યારે અભિનંદન આપે છે. આ વાક્યમાં પુત્ર કર્મ તરીકે છે. **पुत्रस्य जनिष्यमाणस्य नाम करोति** અહીં ભવિષ્યમાં ઉત્પન્ન થનાર પુત્રનું નામ અત્યારે પાડે છે. **अजाताः पुत्राः पितरं तापयन्ति** નહીં ઉત્પન્ન થયેલા પુત્રો પિતાને દુઃખ આપે છે. અહીં પુત્રોનો પ્રાગભાવ દુઃખ આપવાની ક્રિયા કરે છે. આ પ્રમાણે ભાષામાં ગૌણ પ્રયોગો થતા અનુભવાય છે. તેજ પ્રમાણે ભવિષ્યમાં ઉત્પન્ન થનાર અંકુર બીજનો નાશ કરે છે, એ પણ ગૌણ પ્રયોગ છે. માટે એમાં વ્યાઘાત રૂપ દોષ નથી. (૧૬)

ઉક્ત દોષનું સમાધાન.

## न विनष्टेभ्योऽनिष्पत्तेः ॥ १७ ॥

**પદાર્થ:**—(**न**) નહીં (**विनष्टेभ्यः**) વિનાશ પામેલામાંથી (**अनिष्पत्तेः**) ઉત્પત્તિ ન થવાથી.

**ભાવાર્થ:**—ગૌણ પ્રયોગ જ કરવો હોય તો તેની ના નથી પણ અભાવમાંથી ભાવની ઉત્પત્તિ માનવી એ અર્થ ખોટો છે એજ અમારૂં કથન છે. ગૌણ વાક્ય પ્રયોગમાં સત્ય અર્થ હોતો નથી. અંકુરનું ઉપાદાન કારણ તો બીજના અવયવો જ છે. ભાવનું કારણ અભાવ હોઇ શકતું નથી. જો અભાવમાંથી જ અંકુર પેદા થતું હોય તો ખેડુતો બીજ મેળવવા અને વાવવા પ્રયત્ન જ શા માટે કરે? વળી જો અભાવ જ સર્વ કાર્યનું કારણ હોય તો અભા-

વમાં કશી વિચિત્રતા ન જ આવવી જોઇએ. પણ સંસારમાં જેટલાં કાર્યો છે તે બધાં એક બીજાથી જુદી જ શક્તિ અને જુદા જ ગુણ ધરાવે છે, જે ગુણ અને શક્તિ કેરીમાં છે તે લીંબોળીમાં નથી. જ્યારે આ બંનેનું કારણ અભાવ છે તો પછી એમાં (કેરી અને લીંબોળીમાં વિચિત્રતા ક્યાંથી આવી? માટે કાર્યનું કારણ અભાવ નથી. **असद्वा इद मग्र आसीत्** ઇત્યાદિ ઉપનિષદ્‌નાં પ્રમાણો તો તે ઠેકાણે પૂર્વપક્ષના અભિપ્રાયથી આપવામાં આવ્યાં છે. ઉપનિષદ્‌માં આગળ લખ્યું છે કે **कुतस्तु खलु सौम्य एवं स्यात् इति होवाच। कथमसतः सज्जायेतेति सत्त्वेव सौम्येदमग्र आसीत्॥** હે સૌમ્ય એ કેમ બને? અસત્‌માંથી સત્ કેમ ઉત્પન્ન થાય? હે સૌમ્ય પહેલાં સત્ જ હતું આ ઉપનિષદ્‌માં ભાવને જ કારણ તરીકે બતાવવામાં આવ્યો છે. માટે અભાવને કારણ માનવામાં ઉપનિષદ્‌નો ટેકો નથી. (૧૭)

અભાવને સહકારી કારણ માનવામાં આવે તો વાંધો નથી. એ આ સૂત્રમાં બતાવે છે.

## क्रमनिर्देशादप्रतिषेधः ॥१८॥

**પદાર્થઃ**—(**क्रमनिर्देशात्**) ક્રમનો નિર્દેશ હોય તો (**अप्रतिषेधः**) પ્રતિષેધ કરવાની જરૂર નથી.

**ભાવાર્થઃ**—પ્રથમ જમીનમાં પાણી, ગરમી અને હવાને લીધે બીજ ફાટી જાય છે અને પછી બીજના અવયવોમાંથી અંકુર ફુટે છે. એટલે બીજના અભાવ સહિત બીજના અવયવોમાંથી અંકુર જન્મે છે. જો બીજમાં કશો ફેરફાર ન થાય તો બીજના અવયવોમાંથી અંકુર ન જન્મે. માટે પહેલું બીજ, પછી તેનો અભાવ અને એ અભાવની મદદ લઈ બીજના અવયવો અંકુરના કારણ બને છે. આવો ક્રમ માનવામાં આવે તો અભાવને સહકારિ કારણ માનવામાં કોઈપણ જાતનો પ્રતિષેધ નથી. (૧૮)

**ઇતિ અભાવકારણવાદ-ખંડન સમાપ્ત.**

જગત્‌નું ઉપાદાન કારણ શૂન્ય નથી, એ ઉપરના પ્રકરણમાં સિદ્ધ કરી બતાવ્યું છે. હવે ઇશ્વરને ઉપાદાન કારણ માનનારાઓનું મત બતાવી તેનું ખંડન કરે છે. જગત્‌નું ઉપાદાન કારણ ઇશ્વિર છે એવું માનનારાઓના મુખ્ય બે સિદ્ધાંત જણાય છે.

(૧) પરિણામ-વાદઃ—ઇશ્વિર પોતે જ નામ અને અર્થ રૂપે પરિણામ પામે છે. ઇશ્વરમાં 'ઈશિના' શક્તિ છે. ઈશિના શક્તિના બે અર્થ થાય છે. એક ચૈતન્ય-શક્તિ અને બીજી ક્રિયા-શકિત. સ્થૂળ જગત્‌માં પણ એ બેજ શકિત જણાય છે. મનુષ્યમાં ચૈતન્ય-શકિત અને ક્રિયાશકિત બંને છે. પવન, પૃથ્વી અને જળ આદિમાં કેવળ ક્રિયાશકિત અનુભવાય છે, માટે આ ચેતન અને અચેતન રૂપ જગત્ ઇશ્વરનો જ પરિણામ છે.

ઇશ્વરનો પરિણામ થાય છે છતાં ઇશ્વર તો નિત્ય જ રહે છે કારણ કે, પરિણામ થવા છતાં તત્વરૂપ વસ્તુનો નાશ થતો નથી. દૂધનું દહીં થઇ જાય, દહીંમાંથી માખણ થઈ જાય અને માખણ ઘી થઇ જાય તોપણ આ ક્રમવાર થતા બધા ફેરફારોમાં મૂળ-ભૂત દ્રવ્ય તો કાયમ રહે છે. સાંખ્યશાસ્ત્રકાર પ્રકૃતિને નિત્ય માને છે છતાં તેમાં પરિણામો માને છે, તે જ પ્રમાણે ઇશ્વિરમાં ક્રમબદ્ધ અનેક ફેરફારો થવા છતાં ઇશ્વિર કાયમ રહી શકે છે. અને તેથી ઇશ્વર નિત્ય પણ રહી શકે છે એમ માનવામાં કશો વાંધો જણાતો નથી. ઇશ્વિર કોઇ એકજ વસ્તુનું નામ નથી પણ સત, ચિત્ અને આનંદ આ ત્રણનું નામ ઇશ્વિર છે. અર્થાત્ આવી જાતના પરિણામને માન-નારાઓના મતમાં ઇશ્વર અનેકાત્મક છે.

(૨) બીજો પક્ષ ઇશ્વિરમાં સાચો પરિણામ માનવા તૈયાર નથી. કારણ કે ઇશ્વિર વિકારી નથી માટે એમનું એવું માનવું છે કે ઇશ્વિર એટલે બ્રહ્મ. અને બ્રહ્મનું પ્રતિબિંબ જગત્ છે. અનિર્વચનીય એટલે જેને સાચી કે જુઠ્ઠી કહી શકાતી નથી એવી અનાદિ માયા બ્રહ્મમાં છે અને એ માયામાં અનન્ત શકિતઓ પણ અનિર્વચનીય છે. આ માયામાં બ્રહ્મનાં પ્રતિબિંબો જુદીજુદી જાતનાં પડે છે. પ્રતિબિંબો

એક સરખાં ન પડવાં એ માયાની અનેક વિધ શક્તિઓની અસર છે. એ પ્રતિબિંબો જ સમુદ્ર, પહાડ, નદી, પૃથ્વી અને સૂર્ય આદિ છે. 'જેવું બિંબ હોય છે તેવું જ પ્રતિબિંબ પડવું જોઇએ.' એવો કશો નિયમ જણાતો નથી. જો કાચ જુદી જુદી જાતના અને જુદા જુદા રંગના હોય તો તેમાં મુખનાં જુદી જુદી જાતનાં પ્રતિબિંબો પડે છે. પ્રતિબિંબોની વિવિધતાથી બિંબમાં વિવિધતા જરાપણ આવતી નથી. પ્રતિબિંબ ગતિવાળું છે. એમ માની શકાતું નથી. કારણ કે મહેલનું પ્રતિબિંબ પાણીમાં પડતું હોય અને પાણીની ચંચલતાને લીધે પ્રતિબિંબ રૂપ મહેલ પણ ચંચલ દેખાય તો એમ માની ન શકાય કે બિંબ-ભૂત મહેલ પણ ચંચલ છે. દોરડીમાં ઘણી વખત સાપનો ભ્રમ થાય છે. છીપમાં ચાંદીનો પણ કોઈક વખત ભ્રમ થાય છે. આ ઠેકાણે દોરડીમાં જે સાપ દેખાય છે. તે દોરડીનો વિવર્તરૂપ પરિણામ છે. તે જ પ્રમાણે બ્રહ્મનો વિવર્તરૂપ જે પરિણામ છે તે જ જગત્ અને જીવ છે.

આ પ્રમાણે પરિણામ-વાદીઓના મતમાં તથા વિવર્ત વાદીઓના મતમાં ઇશ્વરજ જગતનું ઉપાદાન કારણ અને નિમિત્તકારણ પણ છે.

ઉપરના મતનું અતિસંક્ષિપ્ત સૂચન આ સૂત્રમાં પૂર્વપક્ષ રૂપે શાસ્ત્રકાર બતાવે છે.

## ईश्वरः कारणं पुरुषकर्माफल्यदर्शनात् ॥१९॥

**પદાર્થ:**—(**ईश्वरः**) ઇશ્વર (**कारणम्**) જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. (**पुरुषकर्माफल्यदर्शनात्**) પુરુષના કર્મની નિષ્ફલતા જણાયાથી.

**ભાવાર્થ:**—પુરુષ કર્મ કરે છે છતાં એ કર્મનાં ફળ ઘણી વખત નથી પણ મળતાં, માટે કર્મની અપેક્ષા રાખ્યા વગર ઇશ્વર જ ફળ આપે છે. ઇશ્વર જેને સુખી કરવા ઇચ્છે તેને સુખી કરે છે અને દુઃખી કરવા ઇચ્છે તેને દુઃખી કરે છે, કારણ કે જગતનું ઉપા-

દાન કારણ અને નિમિત્ત કારણ ઇશ્વર સિવાય બીજું કોઈ નથી. ઇશ્વર ધારે તો વિષને અમૃત બનાવે અને અમૃતને વિષ પણ બનાવે. આ જ ભાવ કવિઓએ પણ બતાવ્યો છે કે **विषमप्यमृतं क्वचिद् भवेदमृतं वा विषमीश्वरेच्छया।** ઇશ્વર ધારે તેવી રીતે જડને ચેતનના રૂપમાં અને ચેતનને જડના રૂપમાં ફેરવી શકે છે, કારણ કે, તેની જ ચેતના શકિત અને ક્રિયાશકિત જગત્‌માં સર્વત્ર જણાઈ રહી છે.

ઘણા વિદ્વાનો આ સૂત્ર માટે એવો અભિપ્રાય ધરાવે છે કે આ સૂત્ર કેવળ નિમિત્ત કારણને સૂચવે છે ઉપાદાન કારણને નહિ. અમને પણ એક દૃષ્ટિએ આ માનવું યોગ્ય લાગે છે. પણ પૂર્વ પ્રકરણમાં અભાવને ઉપાદાન કારણ બતાવી તેનું જેમ ખંડન કર્યું છે તેમ આ પ્રકરણમાં પણ ઉપાદાન કારણનું સૂચન હોય એવી શંકા સ્વાભાવિક થઈ શકે છે. ભાષ્યકારે આ સૂત્રમાં ઉપાદાન કારણ સંબંધે પૂર્વપક્ષ તરફથી કે ઉત્તરપક્ષ તરફથી કશું જણાવ્યું નથી. પરંતુ તાત્પર્યટીકાના લેખક શ્રી વાચસ્પતિમિશ્રે ઉપાદાન કારણ બતાવી તેનું ખંડન પણ કર્યું છે અને એ વિચાર સર્વથા અપ્રાસંગિક હોય એમ અમને લાગતું નથી. (૧૯)

સમાધાન સૂત્ર.

## न, पुरुषकर्माभावे फलानिष्पत्तेः ॥ २० ॥

**પદાર્થઃ**—(**न**) નહીં (**पुरुषकर्माभावे**) પુરુષનાં કર્મ ન હોય તો (**फलानिष्पत्तेः**) ફળની પણ ઉત્પત્તિ થઈ શકે નહિ.

**ભાવાર્થઃ**—પુરુષ જો કર્મ ન કરે તો તેને સુખ દુઃખ રૂપ ફળ પણ મળે નહિ, માટે ફળ મેળવવામાં પુરુષનાં કર્મ અને ઇશ્વર બન્ને નિમિત્ત કારણ છે. એટલે કે કર્મની અપેક્ષા રાખીને જ ઇશ્વર જીવાત્માઓને ફળ આપે છે.

**બ્રહ્મ** જગત્‌નું ઉપાદાન કારણ થઈ શકે નહિ, કારણ કે **બ્રહ્મ**નો સાચો પરિણામ થતો હોય તો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે

બ્રહ્મના કોઇ એક ભાગમાં પરિણામ થાય છે કે સંપૂર્ણ બ્રહ્મ જ જગતરૂપે ફરી જાય છે? જો એક ભાગમાં પરિણામ થાય તો બ્રહ્મ સાવયવ છે એમ માનવું જ રહ્યું. અને જે વસ્તુ સાવયવ હોય તે અનિત્ય જ હોય છે એવો જગતનો સર્વત્ર નિયમ જોવામાં આવે છે. જો સંપૂર્ણ બ્રહ્મ જગતના રૂપમાં પરિણમી જતું હોય તો બ્રહ્મ જેવું પછી કશું જ રહેતું નથી એમ માનવું જ જોઇએ. દૂધ દહીં થઈ ગયા પછી દૂધ પણ છે એમ કોણ કહી શકે? પરિણામ થઈ ગયા પછી બ્રહ્મરૂપ અર્થ ન રહેવાથી બ્રહ્મ શબ્દ પણ ન રહેવો જોઇએ. વાચ્ય વગર વાચક ન હોય એ સ્પષ્ટ છે, પણ જગત્‌માં આપણે જાણીએ છીએ કે બ્રહ્મ શબ્દ વપરાય છે તેથી તે શબ્દનો વાચ્ય પણ અવશ્ય છે. માટે બ્રહ્મનો પરિણામ માનવો તે યુક્તિયુક્ત નથી.

જગત્‌ બ્રહ્મનો વિવર્ત છે એ માનવું પણ ઠીક નથી. કારણ કે ભૂલ વગર બ્રહ્મનો વિવર્ત બની શકે જ નહિ. બ્રહ્મને સર્વજ્ઞ માનવું અને તેમાં ભૂલ પણ માનવી એ કેમ બને? જ્યારે ચંચલ જળમાં માણુસ પોતાના પ્રતિબિંબને ચંચલ જુએ છે ત્યારે તે સમજી શકે છે કે જળની ચંચલતાને લીધે મારૂં પ્રતિબિંબ ચંચલ દેખાય છે. શું બ્રહ્મ એટલું પણ ન સમજી શકે કે મારાં પ્રતિબિંબો ખોટાં છે? અને જો ખોટાં છે એવું તે જાણતો હોય તો જગત્‌માં દુઃખ કે ભય ન જ રહેવાં જોઇએ. આ વાઘ ખોટો છે એમ જાણુ-નારને એ વાઘથી કદી પણ ભય લાગતો નથી. બ્રહ્મ સિવાય બીજો કોઇપણુ અદ્વૈત મતમાં સુખદુઃખ ભોગવનાર નથી. જો બ્રહ્મ માયાને જાણે તો માયા જ રહેતી નથી અને ન જાણી શકે તો તે સર્વજ્ઞ જ ન ગણાય. માયાને જાણ્યા વગર તેમાંથી બ્રહ્મ જગતને બનાવી પણ શકે નહિ. જો વણકર સૂતરને જોઇ ન શકે તથા જાણી પણ ન શકે તો તે કેવી રીતે કપડું બનાવી શકે? વળી એક જ વસ્તુ ઉપાદાન કારણ અને નિમિત્તકારણ પણ બની શકે નહિ. શું ઘડો બનાવવામાં માટી પોતે કુંભાર અને ચક્રનું પણ કામ કદિ કરી શકશે? માટે જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ નથી.

બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે પણ તે કર્મની અપેક્ષા રાખીને જ નિમિત્ત કારણ બને છે. જીવાત્માઓનાં વિવિધ કર્મોની અપેક્ષા રાખ્યા વગર જ જો બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ બને તો જગત્‌માં જે વિવિધતા જણાય છે તે કદિ પણ જણાય જ નહીં. બ્રહ્મ એક રૂપ હોવાથી જગત્ પણ એક રૂપ જ હોય, માટે પુરુષનાં કર્મ પણ જગત્‌નાં નિમિત્ત કારણ છે અને તે કર્મ ન હોય તો ફળ પણ મળે નહિ. ( ૨૦ )

જો પુરુષના પ્રયત્નનું ફળ આપવા કર્મ નિમિત્ત કારણ છે તો પછી ઇશ્વરને ફળદાતા તરીકે નિમિત્ત કારણ માનવાની શી જરૂર છે? **नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति।** પ્રભુ જો કર્મને ફેરવી શકતા ન હોય તો કર્મ જ સૌથી શ્રેષ્ઠ છે અને તેજ નમસ્કરણીય છે. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## तत्कारित्वादहेतुः ॥ २१ ॥

**પદાર્થ:—( तत्कारितत्वात् )** ઇશ્વર–કારિત હોવાથી **(अहेतुः)** કેવળ કર્મ નિમિત્ત કારણ નથી.

**ભાવાર્થ:—**કર્મ સ્વયં જડ છે. જડ વસ્તુમાં ક્રિયા ચેતનને લીધે ઉત્પન્ન થાય છે. ઇશ્વર ચેતન છે અને સર્વજ્ઞ પણ છે. તેથી જીવાત્માના કર્મનું ફળ આપી શકે છે. કર્મનું ફળ આપવા માટે પણ બુદ્ધિની જરૂર પડે છે. બુદ્ધિપૂર્વક ક્રિયા જડમાં કંઇ આપોઆપ થઇ શકતી નથી. પુરુષનો પ્રયત્ન જ્યાં વિફળ જોવામાં આવે છે ત્યાં પુરુષના અદૃષ્ટનો અભાવ કારણભૂત બને છે, અથવા ઇચ્છેલા ફળને માટે જેવા અને જેટલા પ્રયત્નની જરૂર હોય છે તેવા અને તેટલા પ્રયત્નના અભાવને ફળની અપ્રાપ્તિ આભારી છે. માટે કર્મ ઇશ્વર–કારિત હોવાથી અર્થાત્ ઇશ્વરને લીધે જ કર્મ ફલોન્મુખ થતુ હોવાથી કર્મને નિમિત્ત–કોટિમાંથી બહાર રાખી શકાય નહિ.

ઇશ્વરનું સ્વરૂપ અને લક્ષણ શું છે તેના સંબંધમાં ભાષ્યકાર જણાવે છે કે **गुणविशिष्टम् आत्मान्तरम् ईश्वरः।** ગુણવાળો એક વિશિષ્ટ આત્મા જ ઇશ્વર છે. એમાં મિથ્યાજ્ઞાન અને પ્રમાદ નથી. નિત્યજ્ઞાન, નિત્ય ઇચ્છા અને નિત્ય પ્રયત્નરૂપ ગુણો છે. જીવાત્માઓ કરતાં એ મહાન્ વિશિષ્ટ આત્મા જુદો જ છે એ જ જગત્‌નો આરાધ્ય દેવ છે. સૃષ્ટિનો કર્તા અને વેદ દ્વારા હિત અને અહિતનો ઉપદેશ આપનાર પણ એ જ છે એ જ જગત્પિતા કહેવાય છે.

ઇશ્વરની સિદ્ધિ કરવાનાં અનુમાનો પણ પુષ્કળ છે જેમાંનું એક અહીં આપવામાં આવે છે.

**क्षित्यादिकं सकर्तृकं, कार्यत्वात्, घटवत्।**

પૃથ્વી આદિ સકર્તૃક છે, કાર્ય હોવાથી જેમ ઘડો કાર્ય હોવાથી સકર્તૃક મનાય છે તેમ જગત્ પણ કાર્ય હોવાથી સકર્તૃક છે, જો કોઈ કહે કે જીવો જ જગત્‌ને બનાવે છે તો તે અસત્ય છે. કારણ કે જીવાત્માઓ અલ્પજ્ઞ હોવાથી જગત્‌ને બનાવી શકતો નથી. જગત્‌નાં અત્યંત સૂક્ષ્મ પરમાણુઓને એ જાણી શકતા નથી તો પછી તેમાંથી જગતને બનાવવાની તો વાત જ ક્યાં રહી? જે કર્તા હોય છે તેને કાર્યના ઉપાદાન કારણનું પ્રત્યક્ષજ્ઞાન હોવું જ જોઇએ, તે સિવાય કાર્ય કરવાની ઇચ્છા અને પ્રયત્ન ઉદ્ભવી શકે જ નહીં. જડ પરમાણુઓ આપોઆપ અનેકવિધ કાર્યમાં ગોઠવાઇ શકે જ નહિ અને જો પરમાણુઓને ચેતન માની લેવામાં આવે તો સંસારમાં જડ જેવી કોઇ વસ્તુ જ ન રહે. સર્વ ચેતન માનવાથી જડ વગર ચેતનનો ઉપકારક જ કોઇ ન રહે. એક ચેતન બીજા ચેતન ઉપર જો ઉપકાર કરી શકતો હોય તો જડદ્વારા જ કરી શકે છે. માટે પરમાણુઓ ચૈતન્ય હીન છે. એમ માનવું જ રહ્યું. જેટલી જડ વસ્તુઓ છે તે બધી ચેતન પરમાત્માથી જ અધિષ્ઠિત છે.

આ પ્રમાણે આ (૧૯–૨૦–૨૧) ત્રિસૂત્રી ઇશ્વરની સિદ્ધિપરક પણ છે અને ઇશ્વરને ફળના અને જગત્‌ના નિમિત્ત કારણ તરીકે પણ સૂચિત કરે છે.

**ઇતિ ઇશ્વરોપાદાનતા–પ્રકરણ સમાપ્ત.**

## અથ આકસ્મિકત્વ-પ્રકરણ.

સંસારમાં બધાં કાર્ય આકસ્મિક બને છે. કોઇ કોઈનું નિમિત્ત કારણ નથી. તેમ ઉપાદાન કારણ પણ નથી. માટે પરમાણુઓને ઉપાદાન અને ઇશ્વરને નિમિત્ત કારણ તરીકે માનવાં એ ઠીક નથી. આ સિદ્ધાંત માનનાર તરફથી આ પૂર્વપક્ષ રૂપે સૂત્ર લખવામાં આવ્યું છે.

**अनिमित्ततो भावोत्पत्तिः कण्टकतैक्ष्ण्यादि दर्शनात् ॥२२॥**

**પદાર્થઃ**—(**अनिमित्ततः**) અનિમિત્તમાંથી (**भावोत्पत्तिः**) પદાર્થની ઉત્પત્તિ થાય છે. (**कण्टकतैक्ष्ण्यादिदर्शनात्**) કંટકની તીક્ષ્ણતા આદિ જોવામાં આવતી હોવાથી.

**ભાવાર્થઃ**—અણીદાર કાંટા બનવામાં શું નિમિત્ત છે? જુદી જુદી જાતના પત્થરો બનવામાં શું નિમિત્ત છે? ઇશ્વરે એવી રચના કયા જીવાત્માઓના કર્મની અપેક્ષા રાખી કરી છે? એનો કશો સંતોષકારક ખુલાસો નથી. માટે એ બધી આકસ્મિક ઘટના છે. જેમ કાંટા, પત્થર, ઘાસ અને પાંદડાં આદિની આકસ્મિક રચના છે તેમ શરીરની રચના પણ આકસ્મિક રચના છે. પરમાત્માએ કોઇ જીવના ભોગ માટે એના કર્મની અપેક્ષા રાખી શરીર બનાવ્યું નથી માટે શરીરનું કર્મ કે ઇશ્વર નિમિત્ત કારણ નથી? પણ વગર નિમિત્તે બન્યું છે. (૨૨)

આનો ઉત્તર કોઇ વગર સમજ્યે આવી રીતે આપે છે.

**अनिमित्तनिमित्तत्वान्नानिमित्ततः ॥ २३ ॥**

**પદાર્થઃ**—(**अनिमित्तनिमित्तत्वात्**) અનિમિત્ત જ નિમિત્ત હોવાથી (**अनिमित्ततः**) અનિમિત્તથી (**न**) નથી.

ભાવાર્થ—અનિમિત્ત એજ તમારા મતમાં નિમિત્ત બને છે કારણ જેની ઉત્પત્તિ જેનાથી થાય તે તેનું નિમિત્ત છે માટે તમે જે કહો છો કે નિમિત્ત વગર જ બધાની ઉત્પત્તિ થાય છે એ સિદ્ધાંત ખોટો ઠરે છે. (૨૩)

ઉપરના મતનું ખંડન કરે છે.

## निमित्तानिमित्तयोरर्थान्तरभावादप्रतिषेधः ॥ २४ ॥

પદાર્થ::—निमित्तानिमित्तयोः) નિમિત્ત અને અનિમત્તનો (अर्थान्तरभावात्) જુદો અર્થ થતો હોવાથી (अप्रतिषेधः) અનિ-મિત્ત નિમિત્ત બની શકતું નથી.

ભાવાર્થ:—નિમિત્ત વસ્તુ જુદી હોય છે અને અનિમિત્ત વસ્તુ પણ જુદી હોય છે. નિમિત્ત અને અનિમિત્તનો અભાવ બંને એક કદીપણ એક હોઈ શકે નહિ. ધન અને ધનનો અભાવ શું એક છે? પ્રકાશ અને પ્રકાશનો અભાવ શું એક છે? એક ભાવરૂપ છે જ્યારે બીજું અભાવ રૂપ છે, માટે અનિમિત્તને નિમિત્ત કહેવું ખોટું છે. શરીરની ઉત્પત્તિ કર્મને લીધે છે અર્થાત્ કર્મ તેમાં નિમિત્ત કારણ છે તે વાત શરીર–પ્રકરણમાં જણાવી દીધી છે માટે અહીં ફરીથી લખવાની જરૂર નથી એમ શાસ્ત્રકાર માનતા હોવાથી તેનું ફરીથી અહીં જુદું ખંડન કર્યું નથી. જેવી રીતે શરીરની ઉત્પત્તિ સનિમિત્તક છે તેવી જ રીતે ઉત્પત્તિ માત્ર સનિમિત્તિક છે. પાષાણ, કંટક, જુદાં જુદાં પ્રાણી અને વનસ્પત્તિઓની ઉત્પત્તિ પણ સનિમિત્તક જ છે. જે જેનો ભોકતા હશે તેના કર્મની પાષાણ કંટક–આદિની પણ ઉત્પત્તિ સમજવી ઇશ્વરના રાજ્યમાં વગર નિમિત્તની ઉત્પત્તિ કોઇની પણ નથી. જ્યાં લોકોને નિમિત્ત નથી સમજાતું ત્યાં મનુષ્યની વિચાર–શકિતની નિર્બલતા છે. (૨૪)

ઇતિ આકસ્મિકત્વ–પ્રકરણ સમાપ્ત.

હવે સર્વ-અનિત્યત્વનું પ્રકરણ શરૂ કરે છે.

મહર્ષિ ગૌતમ કેટલાક પદાર્થોને નિત્ય માને છે અને કેટલાકને અનિત્ય માને છે. આત્મા, પરમાણુ અને મન આદિને નિત્ય માને છે તથા પૃથ્વી, પહાડ, સૂર્ય, ચન્દ્ર અને સાગર આદિને અનિત્ય પણ માને છે. આ મહર્ષિની માન્યતાથી પૂર્વપક્ષવાદીઓ એવો મત ધરાવે છે કે બધું જ અનિત્ય છે અને તેના તરફથી પૂર્વપક્ષ તરીકે આ સૂત્ર છે.

## सर्वमनित्यमुत्पत्तिविनाशधर्मकत्वात् ॥ २५ ॥

**પદાર્થઃ**—( **सर्वम्** ) બધું ( **अनित्यम्** ) અનિત્ય છે ( **उत्पत्तिविनाशधर्मकत्वात्** ) કારણ બધાનાં ઉત્પત્તિ અને વિનાશ થાય છે.

**ભાવાર્થઃ**—ભૂત અને ભૌતિક બધું જ અનિત્ય છે. શરીર આદિ ભૌતિક પદાર્થ છે અને બુદ્ધિ આદિ અભૌતિક પદાર્થ છે એ બંને અનિત્ય છે. નૈયાયિકોના મતમાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ છ પદાર્થો છે અને તે બધા જ અનિત્ય છે. દરેક પદાર્થમાં ઉત્પત્તિ અને વિનાશરૂપ ધર્મ રહેલા છે. આકાશ અને આત્મા પણ અનિત્ય છે. પ્રમેય બધાં જ અનિત્ય છે. ( ૨૫ )

હવે ઉપર કહેલા પૂર્વપક્ષને દૂષિત કરે છે. સિદ્ધાંત સૂત્ર.

## नानित्यतानित्यत्वात् ॥ २६ ॥

**પદાર્થઃ**—( **अनित्यतानित्यत्वात्** ) અનિત્યતા પોતેજ નિત્ય સિદ્ધ થતી હોવાથી ( **न** ) સર્વ અનિત્ય નથી.

**ભાવાર્થઃ**—અનિત્યતા એટલે ધ્વંસ. જે અભાવ સાદિ અનન્ત હોય તે ધ્વંસ કહેવાય છે. દરેક પદાર્થના ધ્વંસ અવિનાશી હોવાથી સર્વને અનિત્ય કહેવું એ ખોટું છે. જો ધ્વંસને ન માનવામાં આવે તો બધું નિત્ય થઈ જાય, તો પણ પૂર્વપક્ષની પ્રતિજ્ઞા ખોટી ઠરે છે. ઘટના ધ્વંસનો જો નાશ માનવામાં આવે તો પાછો એ જ ઘટનો

પ્રાદુર્ભાવ થવો જોઇએ પણ નષ્ટ થયેલો ઘટ કદિપણ પાછો પ્રાદુર્ભૂત થતો નથી માટે ધ્વંસને નિત્ય જ માનવો જોઇએ. ( ૨૬ )

આના સંબંધમાં પૂર્વપક્ષ જણાવે છે કે

## तदनित्यत्वमग्नेर्दाह्यं विनाश्यानुविनाशवत् ॥ २७ ॥

**પદાર્થ:**—(**तदनित्यत्वम्**) અનિત્યતા પણ અનિત્ય છે (**दाह्यं**) દાહ્યને (**विनाश्य**) નાશ કરીને (**अग्नेः**) અગ્નિનો ( **अनुविनाशवत्** ) નાશ થાય છે તેમ.

**ભાવાર્થ:**—અગ્નિ જે કાષ્ઠને બાળી પોતે પણ નાશ પામી જાય છે તેમ અનિત્યતા પણ સર્વનો નાશ કરી પોતે પણ નાશ પામી જશે. અગ્નિ ઠરી જવા પછી જે કાષ્ઠનો પ્રાદુર્ભાવ થતો નથી તેમ અનિત્યતાનો નાશ થવાથી અનિત્ય પદાર્થનો પ્રાદુર્ભાવ થશે નહિ. આ અગ્નિના દૃષ્ટાંતથી સર્વ અનિત્ય છે એવું પૂર્વપક્ષવાદી સિદ્ધ કરે છે. (૨૭)

સમાધાન સૂત્ર.

## नित्यस्याप्रत्याख्यानं यथोपलब्धिव्यवस्थानात् ॥२८॥

**પદાર્થ:**—(**नित्यस्य**)નિત્ય પદાર્થનું (**अप्रत्याख्यानम्**) ખંડન થઇ શકતું નથી (**यथोपलब्धिव्यवस्थानात्**) જે પ્રમાણે જ્ઞાન થાય તે પ્રમાણે વસ્તુ માનવી જોઇએ.

**ભાવાર્થ:**—સત્યજ્ઞાન જે પ્રમાણે થાય છે તે પ્રમાણે વિષયને પણ માનવો જોઇએ. પ્રમાણ દ્વારા વિચાર કરતાં જણાય છે કે પદાર્થ માત્ર વિનાશી નથી તેમ ઉત્પત્તિવાળા પણ નથી. પ્રમાણ દ્વારા જેની ઉત્પત્તિ જણાય તેની ઉત્પત્તિ માનવી જોઇએ અને જેનો વિનાશ થતો જણાતો હોય તેનો વિનાશ પણ માનવો જોઇએ.

પરમ સૂક્ષ્મ પરમાણુઓ, આકાશ, કાળ, દિશા આત્મા અને મનનાં ઉત્પત્તિ અને વિનાશ થતા નથી, કેટલાક ગુણોના સામાન્ય વિશેષ અને સમવાયનાં પણ ઉત્પત્તિ અને વિનાશ થતાં નથી માટે તેને નિત્ય માનવા જોઇએ. (૨૮)

**ઇતિ સર્વ અનિત્યત્વ-પ્રકરણ સમાપ્ત.**

હવે 'સર્વ નિત્ય છે' એવું માનનારનો મત પ્રદર્શિત કરે છે.

## सर्वं नित्यं पञ्चभूतनित्यत्वात् ॥ २९ ॥

**પદાર્થ:**—( **सर्वम्** ) બધું ( **नित्यम्** ) નિત્ય છે ( **पञ्चभूतनित्यत्वात्** ) પાંચ ભૂત નિત્ય હોવાથી.

**ભાવાર્થ:**—આ બધું જગત્ ભૂતાત્મક છે અને પરમાણુ અને આકાશ રૂપ પાંચ મહાભૂતો નિત્ય છે માટે બધું નિત્ય છે. કાર્ય અને કારણનો અભેદ સંબંધ છે, કારણ નિત્ય હોવાથી પુનર્જન્મ કે જેને શાસ્ત્રકાર પ્રેત્યભાવ કહે છે તે સિદ્ધ થઇ શકશે નહિ. એ પૂર્વપક્ષનો ભાવ આ સૂત્રમાં છે. (૨૯)

સમાધાન સૂત્ર.

## नोत्पत्तिविनाशकारणोपलब्धेः ॥ ३० ॥

**પદાર્થ:**—( **उत्पत्तिविनाशकारणोपलब्धेः** ) ઉત્પત્તિ અને વિનાશના કારણ હોવાથી ( **न** ) બધું નિત્ય નથી.

**ભાવાર્થ:**—જો બધું નિત્ય હોય તો ઘટ-આદિને ઉત્પન્ન કરવા લોકો પ્રયત્ન શા માટે કરે? અને રોગાદિના નાશને માટે પણ પ્રવૃત્તિ લોકો શા માટે કરે? પત્થર મારી ઘડો ફોડી શકાય છે માટે સર્વ નિત્ય નથી. (૩૦)

ફરીથી પૂર્વપક્ષ શંકા ઉઠાવે છે.

## तल्लक्षणावरोधादप्रतिषेधः ॥ ३१ ॥

**પદાર્થઃ**—(**तल्लक्षणावरोधात्**) ભૂતનું લક્ષણ કાર્યમાં જણાતું હોવાથી (**अप्रतिषेधः**) પ્રતિષેધ અયોગ્ય છે.

**ભાવાર્થઃ**—જે ભૂતત્વ પરમાણુ અને આકાશમાં છે તેજ ભૂતત્વ ધર્મ ઘટાદિ કાર્યમાં છે, માટે ભૂત નિત્ય હોવાથી તેના પરિણામરૂપ ઘટાદિ કાર્યો પણ નિત્ય જ માનવાં જોઇએ. કાચબાના અંગની પેઠે પ્રાદુર્ભાવ તિરોભાવ માનવામાં કશો વાંધો નથી. માટે ઉત્પત્તિ અને વિનાશનું જ્ઞાન જે થાય છે તે અસત્ય છે. ( ૩૧ )

ઉપરની શંકામાં દોષ બતાવે છે.

## नोत्पत्तितत्कारणोपलब्धेः ॥ ३२ ॥

**પદાર્થઃ**—(**उत्पत्तितत्कारणोपलब्धेः**) ઉત્પત્તિ અને તેનાં કારણો મળતાં હોવાથી (**न**) કેવળ ભૂતનું લક્ષણ આવી જવાથી બધું નિત્ય થઇ શકતું નથી.

**ભાવાર્થઃ**—કારણમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે અને કારણના ગુણમાંથી કાર્યના ગુણ પણ ઉત્પન્ન થાય છે. આ બંને પ્રકારની ઉત્પત્તિ અને તેનાં કારણો સ્પષ્ટ જણાય છે. અવયવી પણ પ્રસિદ્ધ છે અને ઉત્પત્તિ અને વિનાશ પણ એના ધર્મ છે એ પણ પ્રસિદ્ધ છે. વળી સંસારમાં બધું કંઈ પંચભૂતાત્મક જ નથી. શબ્દની ગણત્રી ભૂતમાં નથી તથા કર્મ અને સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વગેરે પણ પંચભૂતાત્મક નથી માટે બધાને પંચભૂતાત્મક માની તેની નિત્યતાથી સર્વને નિત્ય માનવાં એ ખોટું છે. ( ૩૨ )

કોઈ બીજી રીતે સર્વને નિત્ય માને છે જેમકેઃ—**अवस्थितस्य उपादानस्य धर्ममात्रं निवर्तते धर्ममात्रमुपजायते स खलूत्पत्ति-**

विनाशयोर्विषयः। यच्च उपजायते तत्प्रागपि उपजननादस्ति। यच्च निवर्तते तन्निवृत्तमप्यस्ति इति एवं च सर्वस्य नित्यत्वमिति.
અર્થ: ઉપાદાન કાયમ રહે છે માત્ર તેમાં ધર્મના આવિર્ભાવ અને તિરોભાવ થયા કરે છે અને એજ આવિર્ભાવ તિરોભાવને ઉત્પત્તિ અને વિનાશ એવાં નામ આપવામાં આવે છે જે ધર્મ ઉત્પન્ન થયો છે તે પણ નિવૃત્તિ થયા પછી પણ છે જ માટે બધું નિત્ય છે. આ પૂર્વપક્ષના સંબંધમાં શાસ્ત્ર સિદ્ધાંત સૂત્ર લખે છે કે

## न व्यवस्थानुपपत्तेः ॥ ३३ ॥

**પદાર્થ:**—(व्यवस्थानुपपत्तेः) વ્યવસ્થા થઈ શકતી ન હોવાથી (न) એ પણ અસત્ય છે.

**ભાવાર્થ:**—જો કાર્ય ઉત્પન્ન થયા પહેલાં વિદ્યમાન છે અને નિવૃત્ત થયા પછી પણ વિદ્યમાન જ છે તો અમુક કાર્યનો તિરોભાવ થયો એ વ્યવહારની વ્યવસ્થા થઇ શકે નહિ. અમુક કાર્ય ભૂતકાળમાં હતું, અમુક કાર્ય થવાનું છે એ વ્યવહાર પણ થઈ શકે નહિ. કારણ કે, કાર્ય તો સદૈવ વિદ્યમાન છે. વળી બધું જ જો સદૈવ વિદ્યમાન હોય તો ભૂતકાળ અને ભવિષ્યકાળ જેવી કોઇ પણ વસ્તુ જ ન રહે; અને એ ન રહેવાની વ્યવહારની વ્યવસ્થા થઇ શકે નહિ. માટે બીજી રીતે પણ સર્વને નિત્ય અને સદા વિદ્યમાન માની શકાય નહિ. જે પ્રમાણે સત્ય પ્રતીતિ થઇ રહી છે તે પ્રમાણે જ પ્રમેયો માનવાં જોઇએ. (૩૩)

### ઇતિ સર્વ નિત્યત્વ-પ્રકરણ સમાપ્ત.

હવે સર્વ પૃથક્ પૃથક્ જ છે કોઇ એક પદાર્થ જ નથી. એ પ્રકરણ શરૂ કરે છે. પૂર્વપક્ષનું સૂત્ર.

## सर्वं पृथग्भावलक्षणपृथक्त्वात् ॥ ३४ ॥

**પદાર્થઃ**—( **सर्वम्** ) બધું ( **पृथक्** ) અલગ અલગ છે ( **भावलक्षणपृथक्त्वात्** ) કારણ કે શબ્દ સમૂહગત અલગ અલગ અર્થનો વાચક છે.

**ભાવાર્થઃ**—જેટલા વાચક રૂપ શબ્દો છે તે બધા અલગ અલગ રહેલા અર્થોના સમૂહના જ વાચક છે, કોઇ શબ્દ એવો નથી કે જે અખંડ એક અર્થનો વાચક હોય. ઘટ આદિ શબ્દ સમૂહનો વાચક છે. ઘટ કોઇ એક અર્થ નથી પણ એ રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને પરમાણુઓના પુંજનો વાચક છે. એજ પ્રમાણે બધા અર્થો સમૂહ રૂપ છે. પરમાણુ પણ રૂપ, રસ અને ગંધ આદિના સમૂહ રૂપ જ છે. આકાશ, કાળ, દિશા અને આત્મા જેવી કોઇ અખંડ એક વસ્તુ નથી. નૈયાયિકોએ માનેલા સામાન્ય અને વિશેષ રૂપ પદાર્થો પણ અસત્ય છે. (૩૪)

સમાધાન સૂત્ર.

**नानेकलक्षणैरेकभावनिष्पत्तेः ॥ ३५ ॥**

**પદાર્થઃ**—( **न** ) સર્વ પૃથક્વાદ અસત્ય છે, કારણ કે ( **अनेकलक्षणैः** ) અનેક રૂપ–આદિ ગુણોથી અને અવયવોથી ( **एकभावनिष्पत्तेः** ) એક ભાવ અર્થાત્ પદાર્થની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થઃ**—અનેક અવયવોમાંથી એક અવયવી પદાર્થ ઉત્પન્ન થાય છે. રૂપ, રસ, ગંધ આદિ ગુણો પણ એક એક સ્વતંત્ર વ્યક્તિ છે. રૂપ અથવા રસ કોઈ સમૂહાત્મક નથી. એક અવિભાજ્ય પરમાણુ પણ સ્વતંત્ર અસમૂહ રૂપ છે. આત્મા પણ સમૂહાત્મક નથી. આત્માની સ્વતંત્ર અસ્તિતા છે એ આગળના પ્રકરણમાં સિદ્ધ કરી બતાવ્યું છે. માટે બધું સમૂહ રૂપે નથી. કોઈ સમૂહ રૂપે છે જેમકે સેના, વન વગેરે અને કેટલાક પદાર્થો અસમૂહ રૂપ છે જેમકે વૃક્ષ, પરમાણુ આત્મા, રૂપ અને સામાન્ય આદિ, માટે

બધાને પૃથક્ રૂપે કહી સર્વને સમૂહાત્મક માનવું એ કથન અસત્ય છે. (૩૫)

સમાધાનના કથનમાં હેતુ આપે છે.

## लक्षणव्यवस्थानादेवाप्रतिषेधः ॥ ३६ ॥

**પદાર્થઃ**—(**लक्षणव्यवस्थानात्**) લક્ષણ એટલે ભાવરૂપ પદાર્થ તેની વ્યવસ્થા હોવાથી (**अप्रतिषेधः**) પ્રતિષેધ નથી.

**ભાવાર્થઃ**—'કોઈ એક પદાર્થ નથી.' એ પ્રતિષેધ ઠીક નથી કારણ કે ઘટ, પટ આદિ શબ્દો એક જ અર્થમાં વ્યવસ્થિત થયેલા જણાય છે. 'રાશિ' શબ્દ જેમ સમૂહનો વાચક છે તેમ ઘટ શબ્દ અણુઓના સમૂહનો વાચક નથી. કપાલ દ્વયમાં એક અવયવી રૂપે ઘટ દ્રવ્ય ઉત્પન્ન થાય છે. જો ઘટ પરમાણુઓનો સમૂહ જ હોય તો પરમાણુઓ અદૃશ્ય હોવાથી ઘટ પણ અદૃશ્ય જ હોવો જોઇએ. અદૃશ્ય અવયવોનો સમુદાય પણ અદૃશ્ય જ છે. ઘણા એક મળીને સમૂહ બને છે. જો સ્વતંત્ર એક વ્યક્તિ ન હોય તો સમૂહ પણ બની શકે નહિ. માટે સર્વ પદાર્થો પૃથક્ પૃથક્ અર્થાત્ સમૂહ રૂપ છે એ કથન અસત્ય છે.

### ઇતિ સર્વ પૃથક્ત્વ-નિરાકરણ પ્રકરણ સમાપ્ત.

હવે 'સર્વ અભાવરૂપે જ છે' એ વાદનું ખંડન કરવું શરૂ કરે છે. પ્રથમ સર્વ અભાવરૂપે છે એ વાદનું મંડન કરનારૂં પૂર્વપક્ષનું મંતવ્ય બતાવે છે.

## सर्वमभावो भावेष्वितरेतराभावसिद्धेः ॥ ३७ ॥

**પદાર્થઃ**—(**सर्वम्**) બધું (**अभावः**) અભાવરૂપ છે (**भावेषु**) વસ્તુસ્વરૂપ પદાર્થોમાં (**इतरेतराभावसिद्धेः**) એક બીજાના અભાવની સિદ્ધ થતી હોવાથી.

**ભાવાર્થ:**—જે બળદ છે તે અશ્વના સ્વરૂપે અભાવરૂપ છે અને જે અશ્વ છે તે બળદના સ્વરૂપે અભાવરૂપ છે. આ પ્રમાણે જેને જેને તમે ભાવરૂપ માનો છો તે બધું એક બીજાના અભાવરૂપે જ જણાય છે. **असन्नश्वो गवात्मना अगौरश्वः।** જો પદાર્થો બધા ભાવરૂપે હોત તો તેનું સમાનાધિકરણ અભાવ સાથે ન હોત.

આ પ્રતીતિના બળે બધું અભાવરૂપ છે એમ સિદ્ધ થાય છે અને સર્વ અભાવરૂપ હોવાથી કોઈપણ જાતનો કાર્યકારણભાવ પણ બની શકતો નથી. આ પ્રમાણે સર્વ શૂન્ય છે એવું પૂર્વપક્ષનું કથન છે. ( ૩૭ )

ઉપરના પૂર્વપક્ષના સૂત્રમાં ભાષ્યકારે બે દોષ બતાવ્યા છે. પ્રથમ તો એ કે સર્વ શબ્દનો અર્થ પૂર્વપક્ષના મતમાં શો છે? સર્વશબ્દનો અર્થ અભાવ નથી. સર્વ એટલે 'અનેક અર્થોની અશેષતા.' એવો અર્થ લોકમાં પ્રસિદ્ધ છે. બીજો દોષ એ છે કે પૂર્વપક્ષના વાક્યમાં પ્રતિજ્ઞા અને હેતુમાં પરસ્પર વિરોધ આવે છે. પ્રતિજ્ઞા છે કે 'બધું અભાવ છે.' હેતુ આપે છે કે 'ભાવમાં એક બીજાનો અભાવ છે.' આ હેતુમાં ભાવરૂપ અર્થ સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યો છે. એક ભાવમાં જ બીજા ભાવરૂપ અર્થનો ભેદ–અભાવ માન્યો છે. આવી રીતે પ્રતિજ્ઞા અને હેતુ પરસ્પર વિરુદ્ધ હોવાથી 'સર્વશૂન્ય વાદ' સિદ્ધ થઈ શકતો નથી.

હવે સૂત્રકાર પોતે જ પૂર્વસૂત્રમાં બતાવેલા સર્વશૂન્યવાદનું ખંડન કરે છે.

## न स्वभावसिद्धेर्भावानाम् ॥ ३८ ॥

**પદાર્થ:**—(**भावानाम्**) પદાર્થોની (**स्वभावसिद्धेः**) પોતાના જ ભાવથી સિદ્ધિ થતી હોવાથી (**न**) સર્વ અભાવસ્વરૂપ નથી.

**ભાવાર્થ:**—દરેક પદાર્થ પોતાના ભાવથી સિદ્ધ છે. બળદ બળદના ભાવથી સિદ્ધ છે, અશ્વના ભાવથી નહિ માટે **अश्वात्मना**

**गौरसन्** એમ કહેવાય છે. પણ **गव्वात्ममा गौरसन्** એમ કહેવાનું નથી. **अनश्वो गौः** એમ કહેવાય છે પણ **अगौर्गौः** એમ કહેવાતું નથી. **अनश्वो गौः** એમ કહેવાય છે પણ **अगौर्गौः** એમ કહેવાતું નથી. **એથી એ સિદ્ધ** થાય છે કે એક પદાર્થનું તાદાત્મ્ય બીજા પદાર્થના તાદાત્મ્યથી જુદું છે. બધી વસ્તુઓ અરસ્પરસ ભિન્નતાથી રહેલી છે એ સિદ્ધ થાય છે, વસ્તુના અભાવની કંઈ સિદ્ધિ થતી નથી. જો કોઈ પણ વસ્તુ જ ન હોય તો તેનો ભેદ રૂપ અભાવ પણ ન હોય, પ્રતિયોગી વગર અભાવ જ બની શકતો નથી.

**गौः** આ પદથી અમુક પશુની પ્રતીતિ થાય છે કંઇ અભાવની પ્રતીતિ થતી નથી.

ભાવરૂપ પદાર્થમાં ગુણ અને ક્રિયા રહી શકે છે અભાવમાં નહિ. તેથી જ **गौर्गच्छति** ગાય જાય છે, **गौर्दुह्यते** ગાય દોહવાય છે એમ કહેવાય છે પણ અભાવ જાય છે કે અભાવ દોહવાય છે એમ બોલાતું નથી.

ભાવરૂપ પદાર્થમાં ગુણ હોય છે પણ અભાવમાં ગુણ સંભવી શકતો નથી, તેથી જ **कमलं रक्तं भवति** કમળ લાલ છે એમ કહેવાય છે પણ, અભાવ લાલ છે એમ કહેવાતું નથી.

ભાવરૂપ પદાર્થોની સિદ્ધિ સ્વરૂપથી છે પરરૂપથી નથી, તથા ભાવરૂપ પદાર્થોમાં ગુણ, કર્મ, સામાન્ય અને વિશેષ રહે છે અભાવમાં નહિ, માટે 'સર્વશૂન્ય છે.' એ કથન અસત્ય છે. (૩૮)

ફરીથી પૂર્વપક્ષ-વાદી શંકા કરે છે.

## न स्वभावसिद्धिरापेक्षिकत्वात् ॥ ३९ ॥

**પદાર્થ:**—(**आपेक्षिकत्वात्**) બધું એક બીજાની અપેક્ષાએ જ હોવાથી (**स्वभावसिद्धि**) સ્વતઃ સિદ્ધિ કોઇપણ પદાર્થની (**न**) નથી.

**ભાવાર્થ:**—બધું એક બીજાની અપેક્ષાએ જ રહેલું છે અને જે અપેક્ષાથી સિદ્ધ થતું હોય છે તે ખોટું પણ હોય છે. દાખલા

તરીકે સ્ફટિક પાસે લાલ અથવા પીળું ફુલ પડયું હોય તો એ પુષ્પના પ્રતિબિંબને લીધે સ્ફટિક પણ લાલ અથવા પીળો દેખાય છે. એક સ્ફટિકનું જણાતું લાલપણું અથવા પીળાપણું મિથ્યા છે કારણકે તે પુષ્પની અપેક્ષાથી જણાય છે. માટે જેટલું કંઇ સાપેક્ષ છે તે બધું જ મિથ્યા છે.

દીર્ઘપણું એ હ્રસ્વની અપેક્ષાએ છે માટે દીર્ઘપણું અસત્ય છે આમ બધા પદાર્થો સાપેક્ષ છે માટે સર્વશૂન્ય જ સિદ્ધ થાય છે. કોઇપણ પદાર્થ સ્વતઃ સિદ્ધ નથી. ( ૩૯ )

હવે પૂર્વપક્ષનું સમાધાન કરે છે.

## व्याहतत्वादयुक्तम् ॥ ४० ॥

**પદાર્થઃ—**( **व्याहतत्वात्** ) સર્વપદાર્થોને સાપેક્ષ માનવાથી અન્યોન્યાશ્રય દોષ આવવાથી ( **अयुक्तम्** ) ઘટ પટાદિ પદાર્થોની તુચ્છતા નથી.

**ભાવાર્થઃ—**જો હ્રસ્વ દીર્ઘની અપેક્ષાએ સિદ્ધ થતું હોય તો દીર્ઘ કોની અપેક્ષાએ સિદ્ધ થાય છે? જો દીર્ઘને સિદ્ધ થવા હ્રસ્વની અપેક્ષા હોય તો સ્પષ્ટ અન્યોન્યાશ્રમ દોષ આવે છે અને અન્યોન્યાશ્રય દોષથી કોઇપણ પદાર્થની સિદ્ધિ થતી નથી. માટે વસ્તુના સ્વરૂપની સિદ્ધિ એક બીજાની અપેક્ષાએ નથી. સ્ફટિકની લાલિમા અપેક્ષા-કૃત માની શકાય અને તેથી તેને મિથ્યા પણ માનવામાં કોઇને વાંધો ન હોય, પણ પુષ્પની લાલિમા અપેક્ષા-કૃત છે એમ માની શકાય નહિ અને તેથી તે અસત્ય પણ માની શકાય નહિ બે સરખા પદાર્થોમાં શું લંબાઇ અને ટુંકાઇ નથી એમ કહી શકાય; નહીં જ. એમાં લંબાઇ અને ટુંકાઇ તો છે પણ તેનું જ્ઞાન થઇ શકતું નથી. જ્યારે એ બે કરતાં કોઇ ત્રીજો નાનો અથવા મોટો પદાર્થ સમીપ આવે તો ટુંકાપણું અને લાંબાપણું તરત જ જણાય છે આથી એ સિદ્ધ થાય છે કે વસ્તુની સિદ્ધિ તો સ્વભાવથી

જ છે પણ તેનું જ્ઞાન ઘણી વખત અપેક્ષાને લીધે થાય છે માટે અપેક્ષાનું સામર્થ્ય જ્ઞાનને ઉત્પન્ન કરવામાં છે, વસ્તુને ઉત્પન્ન કરવામાં નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સર્વ વસ્તુ સ્વભાવ સિદ્ધ છે અને તેથી તે મિથ્યા નથી. (૪૦)

**ઇતિ સર્વ શૂન્યતાનિરાકરણ પ્રકરણ સમાપ્ત.**

હવે સંખ્યૈકાન્તવાદનિરાકરણનું પ્રકરણ શરૂ કરે છે.

## संख्यैकान्तासिद्धिः कारणानुपपत्त्युपपत्तिभ्याम्॥४१॥

**પદાર્થઃ—(संख्यैकान्तासिद्धिः)** માનેલા તત્વોની સંખ્યાની સિદ્ધિ થઇ શક્તી નથી. (**कारणानुपपत्त्युपपत्तिभ्याम्**) પ્રમાણથી સિદ્ધિ થઈ શકતી ન હોવાથી અને પ્રમાણથી જો માનેલા તત્ત્વની સિદ્ધ થાય તો પ્રમાણ એક અતિરિક્ત પદાર્થ સિદ્ધ થતો હોવાથી.

**ભાવાર્થઃ—**ધારો કે કોઇ વાદી માની લે 'એક જ તત્વ છે' જેમ આજકાલના વેદાન્તીઓ માને છે કે બ્રહ્મ એક જ છે બીજુ કશું નથી. તો એક વસ્તુને પ્રમાણથી સિદ્ધ કરવી કે નહિ? જો પ્રમાણથી સિદ્ધ કરવા જાય તો માની લીધેલા એક તત્વ કરતાં બીજું પ્રમાણ રૂપ તત્વ પણ માનવું પડે. અને જો પ્રમાણથી સિદ્ધ કર્યા વગર જ માની લેવામાં આવે તો, તે માન્યતા અપ્રમાણિક ઠરે અને તેથી તે માન્ય ન ગણાય. આ ઉપરથી એવું સમજાય છે કે 'એક જ વસ્તુ છે બીજી કોઈ વસ્તુ જ નથી.' એ સંખ્યા-નિયમ ખોટો છે. એજ પ્રમાણે બે તત્વ માને તો પણ તેને સિદ્ધ કરનાર ત્રીજું પ્રમાણ રૂપ તત્વ માનવું જ પડે. આ પ્રમાણે તત્વોની સંખ્યાનો કોઈપણ નિયમ બાંધી શકાતો નથી. એ સૂત્રનું તાત્પર્ય છે. (૪૧)

સૂત્રકારે આપેલા દોષનું નિરાકરણ પૂર્વપક્ષવાદી આ પ્રમાણે કરે છે.

## न, कारणावयवभावात् ॥ ४२ ॥

**પદાર્થ:**—(**न**) નહિ (**कारणावयवभावात्**) કારણના અવયવો હોવાથી.

**ભાવાર્થ:**—એક વસ્તુ તત્વ તરીકે માની હોય તો પણ એક વસ્તુ અદ્વૈત તરીકે સિદ્ધ થઈ શકે છે. એક જ વસ્તુનો અમુક અવયવ પ્રમાણ તરીકે અને અમુક પ્રમેય તરીકે માની એક તત્વને પ્રમાણથી સિદ્ધ કરી શકાય છે. અવયવ અને અવયવીમાં કોઈ ભેદ ન હોવાથી અવયવી એક જ મનાય છે. જેમકે વૃક્ષનાં શાખા પાંદડાં આદિ અવયવો હોવા છતાં વૃક્ષ અવયવી તરીકે એક જ માનવામાં આવે છે. માટે સંખ્યાના એકાંતો પણ સિદ્ધ થઇ શકે છે. (૪૨)

ઉપરની માન્યતાને સિદ્ધાંતવાદી દૂષિત બતાવે છે.

## निरवयवत्वादहेतुः ॥ ४३ ॥

**પદાર્થ:**—(**निरवयवत्वात्**) અવયવ રહિત હોવાથી (**अहेतुः**) ઉપર બતાવેલો હેતુ અસિદ્ધ છે.

**ભાવાર્થ:**—એક નિત્ય વસ્તુમાં અવયવ હોતા નથી. જો એક નિત્ય વસ્તુમાં અવયવ માનવામાં આવે તો તે નિત્ય જ રહી શકે નહિ. જે પદાર્થ સાવયવ હોય તે અનિત્ય જ હોય છે, અને અનિત્ય હોય તે તત્વ કહી શકાય નહિ. અદ્વૈતવાદીઓ બ્રહ્મ એક જ છે એમ માને છે અને તે નિત્ય છે એમ પણ માને છે. હવે એ બ્રહ્મના અવયવો માની કેમ શકાય? બ્રહ્મના જો અવયવ માનવામાં આવે તો તે અનિત્ય થઇ જાય અને છેવટે તેનો નાશ થઇ જાય, માટે એક તત્ત્વવસ્તુમાં અવયવો સંભવી શકતા નથી, તેથી એ સિદ્ધ થયું કે એક વસ્તુ માનવાથી તેને પ્રમાણથી સિદ્ધ કરી શકાતી નથી. માટે સંખ્યાનો એકાંત અસત્ય છે, અર્થાત્ બ્રહ્મ એક જ છે. બીજું કશું નથી એ વાદ અસત્ય છે.

વળી એકજ વસ્તુ છે, આવો પક્ષ કરી તેને સિદ્ધ કરવા પક્ષના એક ભાગને હેતુ તરીકે માનવો એ પણ અયોગ્ય છે. પક્ષ અને હેતુ જુદા જ હોવા જોઇએ. (૪૩)

**ઇતિ સંખ્યાના એકતત્વવાદનું પ્રકરણ સમાપ્ત.**

હવે અ. ૧ આ. ૧ સૂત્રમાં ૯ માં જે બાર પ્રમેયો બતાવ્યાં છે, તેમાં જે 'ફળ' પ્રમેય તરીકે બતાવ્યું છે તેની પરીક્ષા શરૂ કરે છે. સંશય એ પરીક્ષાનું કારણ છે, માટે પ્રથમ ફળની ઉત્પત્તિના સંબંધમાં સંશય બતાવે છે.

## सद्यः कालान्तरे च फलनिष्पत्तेः संशयः ॥४४॥

**પદાર્થઃ—**( **सद्यः** ) જલદી ( **च** ) અને ( **कालान्तरे** ) ઘણો સમય વીત્યાબાદ પણ ( **फलनिष्पत्तेः** ) ફળની ઉત્પત્તિ થતી હોવાથી ( **संशयः** ) સંદેહ થાય છે.

**ભાવાર્થઃ—**કોઈ ક્રિયાનું ફળ જલદી અને કોઈ ક્રિયાનું ફળ અમુક સમય વીત્યા બાદ મળે છે. જેમકે પાક આદિ ક્રિયાનું ફળ જલદી મળે છે. ખેડ કરવાનું ફળ અમુક મહિનાઓ વીત્યા બાદ મળે છે. તેજ પ્રમાણે સંધ્યા, હવન અને દાન વગેરે ધાર્મિક વેદ-વિહિત અને ક્રિયાઓ છે. એનું ફળ જલદી મળે છે. કે અમુક વરસો વીત્યા બાદ મળે છે? કે પર જન્મમાં મળે છે? વળી હિંસા એ નિષિદ્ધ ક્રિયા છે તેનું પણ ફળ જલદી મળે છે કે વરસો બાદ? (૪૪)

આ સંશયના સંબંધમાં સિદ્ધાંત સૂત્ર છે કેઃ—

## न सद्यः कालान्तरोपभोग्यत्वात् ॥४५॥

**પદાર્થઃ—**( **कालान्तरोपभोग्यत्वात्** ) ઘણાં વરસો વીત્યા બાદ પણ કેટલાંક કર્મોનું ફળ ભોગવાતું હોવાથી ( **सद्यः** ) બધાં કર્મોનું ફળ તુરતજ મળે છે, એવો કશોય નિયમ ( **न** ) નથી.

**ભાવાર્થઃ—**આ સૂત્રમાં કાલાંતરમાં મળતાં કર્મનાં ફળ સંબંધી લખવામાં આવ્યું છે. જે કર્મનાં ફળ તુરત મળે છે તેના સંબંધમાં તો કશો વિવાદ જ નથી. કેટલાંક કર્મ એવાં છે કે જેનાં ફળ વરસો વીત્યા બાદ મળે છે અને કેટલાંક ફળ બીજા જન્મમાં પણ મળે છે. જે કર્મોનું ફળ બીજું શરીર મળવાનું હોય તેનું

ફળ તુરતજ મળતું નથી. **नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि** આ વાક્ય પણ કર્મનાં ફળ પરજન્મમાં મળે છે એ સિદ્ધ કરે છે. આ ઉપરથી એ સિદ્ધાંત કાઢવામાં આવ્યો છે કે બધાંય કર્મોનું ફળ તુરત જ મળતું નથી. (૪૫)

ક્રિયા એ ફળનું કારણ છે, માટે ક્રિયા નષ્ટ થઇ ગયા પછી કાર્યરૂપ ફળ ન મળવું જોઇએ. **कारणाभावे कार्याभावः** કારણના અભાવને લીધે કાર્યનો પણ અભાવ હોય છે એવો નિયમ છે. એ શંકા બતાવનારૂં આ સૂત્ર પૂર્વપક્ષ તરફનું છે.

## कालान्तरेणानिष्पत्तिर्हेतुविनाशात् ॥ ४६ ॥

**પદાર્થઃ**—(**कालान्तरेण**) કાલાંતરમાં (**अनिष्पत्तिः**) ફળની ઉત્પત્તિ ન થઇ શકે (**हेतुविनाशात्**) કારણનો વિનાશ થઈ જવાથી.

**ભાવાર્થઃ**—ધારો કે કોઇએ અમુક યજ્ઞ કર્યો અથવા કોઇએ કોઇના પ્રાણ બચાવ્યા. હવે એ ક્રિયા નષ્ટ થઇ પછી એ શુભ કર્મનું ફળ કાલાંતરમાં કેવી રીતે મળે? ફળનું કારણ જે યજ્ઞ-આદિ ક્રિયા તો નષ્ટ થઈ ગઈ. માટે ક્રિયાનું ફળ તુરત જ મળવું જોઇએ કાલાન્તરમાં નહીં. શું ભોજન ક્રિયાનું ફળ જે તૃપ્તિ છે તે ભોજન પછી મહિનો વીત્યા બાદ મળશે? નહીંજ, ભોજન પૂરૂં થયા પછી તુરત જ તૃપ્તિ થાય છે એ સર્વ કોઇનો અનુભવ છે. માટે જો યજ્ઞ, દાન અને તપનું ફળ મળતું હોય તો તુરત જ મળવું જોઇએ. નહીં તો ભવિષ્યમાં પણ નહીંજ મળે એમ માનવું જોઇએ. (૪૬)

હવે ઉપરની શંકાનું સમાધાન કરે છે.

## प्राङ् निष्पत्ते वृंक्षफलवत् तत् स्यात् ॥ ४७ ॥

**પદાર્થઃ**—(**निष्पत्तेः**) ઉત્પત્તિ (**प्राक्**) પહેલાં (**वृक्षफलवत्**) વૃક્ષના ફળ પેઠે (**तत्**) તે (**स्यात्**) થઈ શકે છે.

**ભાવાર્થ:**—ફળની ઇચ્છા રાખનાર ખેડુત જેમ ઝાડના મૂળમાં પાણી રેડે છે. એ ક્રિયા બંધ થયા છતાં લાંબે વખતે વૃક્ષ ઉપર પત્ર અને ફળ ઉત્પન્ન થાય છે. મૂળમાં પાણી રેડવાથી જમીન અને પાણીમાં રહેલી ગરમીથી મૂળમાં રસ દ્રવ્ય ઉત્પન્ન થાય છે અને તેથી અંકુર વધે છે. પછી ધીમે ધીમે અમુક મહિના અથવા વરસ વીત્યા બાદ તે વૃક્ષના રૂપમાં આવે છે અને પછી તેને ફળ લાગે છે. વાવ્યાની સાથે જ પાણી પાયું કે તુરત જ આંબાને ફળ લાગતાં નથી. તેજ પ્રમાણે માણસ જે સારી કે ખરાબ જે ક્રિયા કરે છે તેનાથી ધર્મ અને અધર્મનો સંસ્કાર ઉત્પન્ન થાય છે અને તે આત્મામાં રહે છે. પછી જ્યારે અનુકૂળ સમય આવે છે ત્યારે તે ધર્મ અને અધર્મનું સુખ અથવા દુઃખ રૂપ ફળ આવે છે. માટે કાલાંતરમાં ફળ મળે છે એમ માનવું જોઇએ. વિહિત અથવા નિષિદ્ધ ક્રિયા કરવાથી જ ધર્મ અને અધર્મ આત્મામાં ઉત્પન્ન થાય છે તેજ કારણનો અવાન્તર વ્યાપાર છે. મીમાંસકો એને અપૂર્વ કહે છે. અને એનો વિનાશ ફળ મળી ગયા પછી થાય છે. અર્થાત્ એ ધર્મ અને અધર્મ આત્મામાં ફળ પર્યન્ત સ્થાયી રહે છે. (૪૭)

હવે ફળની ઉત્પત્તિ પહેલાં ફળ વિદ્યમાન હતું કે અવિદ્યમાન? જો વિદ્યમાન હોય તો ધર્મ અને ફળનો કાર્યકારણભાવ બની શકે નહિ, કારણ કે બંને વિદ્યમાન છે. જો અવિદ્યમાન હોય તો પણ કાર્ય કારણભાવ બની શકે નહિ, કારણ કે કોઈ જાતનો નિયમ બની શકતો નથી. એ શંકા પૂર્વપક્ષ તરફથી કરવામાં આવે છે.

## नासद् न सत् न सदसत् सदसतोर्वैधर्म्यात् ॥४८॥

**પદાર્થ:**—ઉત્પત્તિની પહેલાં ફળ (**असत्**) અભાવ રૂપ (**न**) નથી (**सत्**) ભાવ રૂપે (**न**) નથી (**सदसत्**) ભાવ અને અભાવ ઉભય સ્વરૂપે નથી (**सदसतोः**) ભાવ અને અભાવમાં (**वैधर्म्यात्**) વૈધર્મ્ય હોવાથી.

**ભાવાર્થ:**—ફળ=કાર્ય ઉત્પત્તિ પહેલાં જો અભાવરૂપે માનવામાં આવે તો ઉપાદાન કારણનો કોઇપણ નિયમ બાંધી શકાય નહિ, પટનો અભાવ જેવો સૂતરમાં છે તેવો જ માટીમાં પણ છે, તો સૂતરમાંથી જ પટ કેમ બને છે? શામાટે માટીમાંથી નથી બનતો?

જો ફળ (કાર્ય) ઉત્પત્તિ પહેલાં ભાવરૂપે જ હોય તો તેની ઉત્પત્તિ થઈ શકે નહિ. સદૈવ ભાવરૂપે રહેનારની વળી ઉત્પત્તિ શી? જો ફળને ભાવાભાવરૂપે માનવામાં આવે તોપણ ઠીક નથી, કારણ કે ભાવ અને અભાવ બંને વિરુદ્ધ સ્વભાવવાળા હોવાથી એનો સહભાવ બની શકે નહિ. માટે કાર્ય અને કારણનો કશો પણ સંબંધ બની શકતો ન હોવાથી ધર્મ સુખનું કારણ બની શકે નહિ. (૪૮)

હવે ઉપરની શંકાનું સમાધાન કરે છે.

## उत्पादव्ययदर्शनात् ॥ ४९ ॥

**પદાર્થ:**—(उत्पादव्ययदर्शनात्) કાર્યની ઉત્પત્તિ અને નાશ થતાં હોવાથી.

**ભાવાર્થ:**—કાર્યની ઉત્પત્તિ થાય છે તેમ નાશ પણ થાય છે માટે કાર્ય અર્થાત્ ફળ ઉત્પત્તિ પહેલાં અસત માનવું જોઇએ. (૪૯)

જો ઉત્પત્તિ પહેલાં ફળને અસત્ રૂપ માનવામાં આવે તો ઉપાદાન કારણનો કોઈપણ નિયમ બની શકતો નથી એનો શો ખુલાસો છે?

## बुद्धिसिद्धं तु तदसत् ॥ ५० ॥

**પદાર્થ:**—(तत्) ફળ ઉત્પત્તિ પહેલાં (असत्) અસત્ છે (तु) પણ (बुद्धिसिद्धम्) બુદ્ધમાં તો સિદ્ધ છે.

**ભાવાર્થ:**—ઉત્પત્તિ પહેલાં ફળ કારણમાં તો અભાવ રૂપે જ છે પણ બુદ્ધિમાં તો સિદ્ધ છે. જો એમ ન હોય તો અર્થાત્ વણકરને તંતુમાં પટ બનશે એવું જ્ઞાન ન હોય તો તે તંતુમાંથી પટ બનાવવા તૈયાર જ કેમ થાય? માટે ફળ પોતાની ઉત્પત્તિ પહેલાં અભાવ રૂપ હોવા છતાં બનાવનારની બુદ્ધિમાં તો ભાવ રૂપ જ છે. અમુક ધર્મનું અમુક સુખ છે અથવા અમુક અધર્મનું અમુક દુ:ખ છે એ ફળ-દાતાની બુદ્ધિમાં તો ભાવ રૂપે જ છે. માટે કાર્યકારણભાવ સંબંધ બની શકે છે. (૫૦)

હવે ફળની ઉત્પત્તિ થવામાં બીજી જાતની શંકા કરે છે.

## आश्रयव्यतिरेकाद् वृक्षफलोत्पत्तिवदित्यहेतुः॥५१॥

**પદાર્થ:**—(**आश्रयव्यतिरेकात्**) આશ્રમનો ભેદ હોવાથી (**वृक्षोत्पत्तिवत्**) વૃક્ષને જેમ ફળ ઉત્પન્ન થાય છે તેમ કર્મનાં ફળ પણ માણસને મળે છે (**इति**) એમ કહેવું એ (**अहेतुः**) હેત્વાભાસ છે.

**ભાવાર્થ:**—ઝાડના મૂળને પાણી પાવાથી ઝાડને પાંદડાં અને ફળ આવે છે એ કહેવું બરાબર છે કારણ કે જે ઝાડના મૂળને પાણી પાય છે તેને જ ફળ આવે છે. પણ માણસને એ દૃષ્ટાંત લાગુ પડતું નથી કારણ કે જે શરીર વડે કર્મ થાય છે તે શરીર નષ્ટ થઇ ગયા પછી બીજા શરીરને તે કર્મનું ફળ કેવી રીતે મળે? એક શરીર કર્મ કરે બીજું શરીર ફળ ભોગવે એ કદીપણ બની શકે નહિ. કર્મનો આશ્રય એક શરીર છે અને બીજું શરીર તેનાથી જુદું હોવાથી કર્મનું ફળ બીજા શરીરને મળી શકે નહિ માટે સૂત્ર. ૪. ૪૭માં આપેલું વૃક્ષનું દૃષ્ટાંત ખોટું છે. (૫૧)

હવે ઉપરની શંકાનું સમાધાન કરે છે.

## प्रीतेरात्माश्रयत्वादप्रतिषेधः ॥ ५२ ॥

**પદાર્થ**:—(**प्रीतेः**) સુખ (**आत्माश्रयत्वात्**) આત્માને થતું હોવાથી (**अप्रतिषेधः**) વૃક્ષનું દૃષ્ટાંત આપી જે પ્રતિષેધ કર્યો છે તે અયોગ્ય છે.

**ભાવાર્થ**:—કર્મનું ફળ સુખ અથવા દુખઃ હોય છે અને એ આત્મામાં જ ઉત્પન્ન થાય છે. અર્થાત્ સુખ અને દુઃખનો આશ્રય આત્મા જ છે અને તે બન્ને શરીરમાં એકજ છે. માટે જે આત્મા એક શરીરદ્વારા કર્મ કરે છે તેને જ બીજા શરીરદ્વારા કર્મનાં ફળ ભોગવવાં પડે છે માટે આશ્રયમાં જે ભેદ બતાવવામાં આવ્યો છે તે અયોગ્ય છે. ( ૫૩ )

હવે ફળના સંબંધમાં શંકા કરે છે.

**न, पुत्रपशुस्त्रीपरिच्छदहिरण्यान्नादिफलनिर्देशात् ॥ ५३ ॥**

**પદાર્થ**:—(**न**) કર્મનું ફળ સુખ કે દુઃખ નથી કારણ કે (**पुत्रपशुस्त्रीपरिच्छदहिरण्यान्नादिफलनिर्देशात्**) પુત્ર, પશુ, સ્ત્રી, પરિચ્છદ, સોનું, અન્ન આદિ ફળ બતાવવામાં આવેલું હોવાથી.

**ભાવાર્થ**:—કર્મનું ફળ પુત્ર આદિ હોય છે. **पुत्रकामो यजेत, ग्रामकामो यजेत** ઇત્યાદિમાં કોઇ કર્મનું ફળ પુત્ર તો કોઈ કર્મનું ફળ ગામની પ્રાપ્તિ થવી તે હોય છે, કોઈ અન્નને ઉદ્દેશીને તો કોઈ સોના આદિને ઉદ્દેશીને કર્મ કરે છે. માટે સુખ દુઃખરૂપ કર્મનાં ફળ નથી પણ, પુત્ર આદિ ફળ છે અને પુત્ર આદિ પણ આત્માશ્રય નથી પણ શરીર આદિ છે, માટે આશ્રયભેદરૂપી જે દોષ આપ્યો છે તે બરાબર છે. ( ૫૩ )

હવે એ શંકાનું સમાધાન કરે છે.

**तत्सम्बन्धात फलनिष्पत्तेस्तेषु फलवदुपचारः ॥५४॥**

**પદાર્થઃ**—(**तत्सम्बन्धात्**) પુત્ર આદિના સંબંધથી (**फल-निष्पत्तेः**) સુખ દુઃખ રૂપી ફળની ઉત્પત્તિ થવાથી (**तेषु**) પુત્ર આદિમાં (**फलवद्**) ફળ જેવો (**उपचार**) ઉપચાર થાય છે.

**ભાવાર્થઃ**—કર્મનું ફળ તો સુખ અને દુઃખજ છે. પણ એ પુત્ર આદિના સંબંધથી જ ઉત્પન્ન થાય છે માટે સુખ–આદિના સાધનમાં ફળનો ઉપચાર કરવામાં આવે છે. જેમ અન્ન પ્રાણનું સાધન હોવાથી 'અન્ન એજ પ્રાણ છે' એમ વ્યવહારમાં કહેવાય છે, તેમ પુત્રના સંબંધથી થતું સુખજ ફળ છે છતાં પુત્રજ કર્મનું ફળ છે એવો ગૌણુ–વૃત્તિથી નિર્દેશ કરવામાં આવે છે. (૫૪)

**ઇતિ ફલ–પરીક્ષાનું પ્રકરણ સમાપ્ત.**

હવે દુઃખની પરીક્ષા કરવી શરૂ કરે છે.

## विविधबाधनायोगाद् दुःखमेव जन्मोत्पत्तिः ॥५५॥

**પદાર્થઃ**—(**विविधबाधनायोगात्**) શરીર અને ઇંદ્રિયોને લીધે અનેક જાતની પીડાઓનો સંબંધ થવાથી (**जन्मोत्पत्तिः**) જન્મ થવો એ (**दुःखम्**) દુઃખ (**एव**) જ છે.

**ભાવાર્થઃ**—જન્મને લીધેજ દુઃખ થાય છે. દેવને, મનુષ્યને અને ઇતર પ્રાણીઓને શરીરને લીધે જ વિવિધ પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે માટે શરીર આદિ બધાં દુઃખનાં જ સાધન હોવાથી એ બધું દુઃખ જ છે.

ત્યારે શું સંસારમાં સુખ નથી? સૂત્રકારે બાર પ્રમેયોની અંદર દુઃખની ગણત્રી નથી કરી એથી એમ સમજાય છે કે શાસ્ત્રકાર સુખને માનતા જ નથી.

એનો ઉત્તર એ છે કે શરીર આદિથી સુખ પણ ભોગવાય છે, સુખ હોવાનું ખંડન નથી પણ માણસ દુઃખથી ત્રાસે છે. હવે જો શરીર ન હોય તો દુઃખનો ત્રાસ રહે નહિ માટે સર્વત્ર દુઃખ છે એવી ભાવના કરવાથી માણસને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને

વૈરાગ્ય થવાથી કોઇપણ વિષયમાં માણસને તૃષ્ણા અને પ્રાર્થના રહેતી નથી. તૃષ્ણા ન રહેવાથી દુઃખ પણ થતું નથી. આ પ્રમાણે વૈરાગ્ય એ તત્વજ્ઞાનને ઉત્પન્ન કરવામાં મદદ કરનાર હોવાથી વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે શરીરાદિ સુખનાં પણ સાધન હોવા છતાં દુઃખની ભાવના કરવા માટે દુઃખનો ઉપદેશ કર્યો છે. વૈરાગ્યની મદદથી તત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેનાથી મુક્તિ મળતી હોવાથી દુઃખજ બધું છે એવો ઉપદેશ કર્યો છે. (૫૫)

જો કોઈ શંકા કરે કે વાસ્તવમાં સુખ નથીજ, તો તેનો ઉત્તર સૂત્રકાર આપે છે કે

## न, सुखस्यान्तरालनिष्पत्तेः ॥ ५६ ॥

**પદાર્થઃ**—(न) સુખનું ખંડન કરી શકાય નહિ (**सुखस्य**) સુખની (**अन्तरालनिष्पत्तेः**) વચ્ચે વચ્ચે પણ આત્મામાં ઉત્પત્તિ અનુભવાય છે.

**ભાવાર્થઃ**—શરીર આદિથી દુઃખ ઉત્પન્ન થાય છે એ વાત સાચી છે પણ તેનાથી સુખપણ વચ્ચે વચ્ચે ઉત્પન્ન થાય છે. એ સુખ સર્વકોઇ પ્રાણીને ઉત્પન્ન થતું અનુભવાય છે. એ અનુભવનું કોઇપણ ખંડન કરી શકે નહિ. દુઃખને માની સુખનું ખંડન કરવું એ અશકય અને અયોગ્ય છે. (૫૬)

પ્રાણીમાત્રને સુખ અને દુઃખનો સંબંધ એક સરખો છે. તો સંસારમાં સર્વત્ર સુખની ભાવનાજ શા માટે ન કરવી? એ શંકાના સમાધાન માટે આ સૂત્ર છે.

## बाधनाऽनिवृत्तेर्वेदयतः पर्येषणदोषादप्रतिषेधः ॥५७॥

**પદાર્થઃ**—(**वेदयतः**) સુખનીજ ભાવના કરનારને (**पर्येषण-दोषात्**) આશાના વિષયોમાં દોષ હોવાથી (**भावनानिवृत्तेः**) પીડાની

નિવૃત્તિ ન થવાથી (अप्रतिषेधः) દુઃખની ભાવનાનો નિષેધ કરી શકાય નહિ.

**ભાવાર્થ:**—જો મુમુક્ષુ સંસારમાં સર્વત્ર સુખની ભાવના કરે તો તે વિષયો સુખદાયક છે એમ સમજી વિષયો મેળવવા પ્રયત્ન કરે. એવું અનુભવમાં આવે છે કે જે માણુસ જે વસ્તુને ઇચ્છે છે તે તેને મળશે જ એવો કોઇ ખાસ નિયમ નથી. વળી જેટલું ઇચ્છયું હોય તેના કરતાં ઘણું ઓછું પણુ મળે છે. ઇચ્છેલો વિષય મળ્યો હોય તો તેમાં વિઘ્નો પણુ પુષ્કળ હોય છે, જેથી પુષ્કળ દુઃખ સહન કરવું પડે છે. ઇચ્છેલો વિષય પ્રાપ્ત થઇ નષ્ટ પણુ થઇ જાય છે અને તેથી વિષયેચ્છુને ઘણું જ દુઃખ થાય છે. પ્રાપ્ત થયેલા વિષયનું રક્ષણુ કરવું એમાં પણુ દુઃખ સમાયેલું છે. આ કારણુથી વિષયોમાં સુખની ભાવના કરી તેને મેળવવા પ્રયત્ન કરવો તેના કરતાં મુમુક્ષુ માણુસોએ વિષયોમાં દુઃખની ભાવના કરવી સારી છે અને વૈરાગ્ય મેળવી વિષયોને તજવામાં જ દુઃખની નિવૃત્તિ કરી લેવી. વળી વિષયના ઉપભોગમાં માણુસને સર્વથા શાંતિ મળતી નથી. ભાષ્યકાર જણુાવે છે કે

**कामं कामयमानस्य यदा कामः समृध्यति ।**
**अथैनमपरः कामः क्षिप्रमेव प्रबाधते ॥**

**अपि चेदुदनेमि समन्ताद् भूमिमिमां लभते सगवाश्वां न स तेन धनेन धनैषो तृप्यति। किं नु सुखं धनकामे ?**

વિષયને ઇચ્છિનાર માણુસને એક વિષય મળે છે તો તરત જ બીજો વિષય મેળવવાને માણુસ ઉત્કંઠિત બને છે. સમુદ્ર પર્યંત પૃથ્વી વિષયેચ્છુને મળી જાય તો પણુ ધનેચ્છુને તૃપ્તિ થતી નથી. તો હવે વિચાર કરો કે ધનની ઇચ્છામાં મુમુક્ષુ માણુસને શું સુખ છે ? આ કારણુથી સંસારમાં મુમુક્ષુએ સુખની ભાવના ન કરતાં દુઃખની જ ભાવના કરવી. ( ૫૭ )

દુઃખ જ્યારે માણુસને ભોગવવું પડશે ત્યારે એનો કડવો અનુભવ થશે જ એટલે તે આપોઆપ વિષયોનો ત્યાગ કરવા તૈયાર થશે અને દુઃખના મારથી વૈરાગ્ય પણ તેનામાં આવશે. ઉપદેશ કરતાં અનુભવ લેવા દેવો એ વધારે સારૂં છે. માટે દુઃખની ભાવનાનો ઉપદેશ કરવો ઠીક નથી, એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## दुःखविकल्पे सुखाभिमानाच्च ॥ ५८ ॥

**પદાર્થઃ**—(**च**) અને (**दुःखविकल्पे**) દુઃખના જુદાજુદા પ્રકારમાં (**सुखभिमानात्**) સુખનું અભિમાન થવાથી.

**ભાવાર્થઃ**—જો માણુસ વિષયના સુખમાં જ મચ્યો રહે અને તત્ત્વજ્ઞાન તરફ ન વળે તો એ વિષય સુખને જ નિઃશ્રેયસ માનશે. ઉપદેશ વગર સાચો રસ્તો સહેલાઇથી મળી શકતો નથી. અગ્નિનો અનુભવ ખાઇને કરવો તેના કરતાં ઉપદેશથી મેળવવો એ શું લાભકારક નથી? દૂધપાકમાં ઝેરી વસ્તુનું મિશ્રણ થયેલું હોય તો શું તે વાતને જાણનારે ભૂખ્યાને ઉપદેશ ન આપવો અને તે ઝેરી દૂધપાક ભૂખ્યાને ખાવા દેવો?

ધન આદિના લોભીઓ પ્રતિષિદ્ધ હિંસા પણ કરી બેસે છે. કામી માણુસ અગમ્યા સાથે ગમન પણ કરી બેસે છે અને પછી અનેક પ્રકારનાં દુઃખો વેઠે છે. સંસારમાં દુઃખ વગર સુખ ક્યાંય પણ નથી. સંસાર સુખમય છે એવી ભાવનાથી જ માણુસને વારે વારે જન્મ લઇ દુઃખના મહાસાગરમાં પડવું પડે છે, માટે દુઃખના જુદા જુદા પ્રકારો અને સાધનોમાં માણુસ સુખ માની ન બેસે તેને ખાતર મુમુક્ષુએ સંસારમાં દુઃખની જ ભાવના કરવી. જન્મ, શરીર ઇંદ્રિય આદિ સ્વરૂપતઃ કંઈ દુઃખ નથી પણ એ દુઃખનાં સાધનો હોવાથી તેને દુઃખ કહેવામાં આવ્યાં છે. આ પ્રમાણે સંસારમાં દુઃખની ભાવના કરવામાં જ માણુસને મુક્તિનો માર્ગ મળી શકે છે માટે સુખની ભાવના ન કરતાં મુમુક્ષુએ દુઃખની જ ભાવના કરવી. વળી ભાવના કરતાં સાથે જ કંઇ મનુષ્યને સંસારમાં વૈરાગ્ય આવતો

થી એ તો બહુ જ લાંબા વખતે સિદ્ધિ થાય છે. દુઃખની ભાવના
:વાથી માણસ ધીમે ધીમે અયોગ્ય માર્ગે જતાં અટકે છે. (૫૮)

## ઇતિ દુઃખ-પરીક્ષા પ્રકરણ સમાપ્ત.

## હવે અપવર્ગની પરીક્ષા શરૂ કરે છે.

અપવર્ગ એટલે મોક્ષ. અપવર્ગનો અભાવ છે કારણ કે, તેને
ાટે પ્રવૃત્તિ કરવાનો સમય જ આખી જીંદગીમાં મળતો નથી.
ાખી જીંદગીમાં કર્મ કરવાનાં જ હોય છે અને તેને લીધે તેનાં ફળ
ણ ભોગવવાનાં હોય છે. આ જાતની શંકા આ સૂત્રમાં પૂર્વપક્ષ
રફથી કરવામાં આવે છે.

**ऋणक्लेशप्रवृत्यनुबन्धादपवर्गाभावः ॥ ५९ ॥**

**પદાર્થ:**—(**क्लेशप्रवृत्यनुबन्धात्**) ઋણ, ક્લેશ અને પ્રવૃત્તિના
નુબંધ=ફળને લીધે (**अपवर्गाभावः**) મોક્ષનો અભાવ છે.

**ભાવાર્થ:**—**जायमानो ह वै ब्राह्मणस्त्रिभिर्ऋणै ऋणवान्
ायते ब्रह्मचर्येण ऋषिभ्यः, यज्ञेन देवेभ्यः प्रजया, पितृभ्य इति।**
ાહ્મણ ઉત્પન્ન થતાં જ ત્રણ ઋણથી ઋણી બને છે. (૧) ઋષિઋણ
૨) દેવઋણ (૩) પિતૃઋણ. બ્રહ્મચર્યના પાલનપૂર્વક વેદાભ્યાસ
રવાથી ઋષિઋણમાંથી મુક્ત થવાય છે. યજ્ઞ કરવાથી દેવઋણમાંથી
ુક્ત થવાય છે અને પુત્ર ઉત્પન્ન કરી તેને વિદ્યાદાન આપી યોગ્ય
 નાવવાથી પિતૃઋણ ઉતરે છે. આ ત્રણ ઋણ ઉતર્યા પહેલાં મોક્ષ
ાટે પ્રયત્ન ન કરવો. એવી શાસ્ત્રની આજ્ઞા છે.

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः** ૬–૩૫.

ણ ઋણ દૂર કર્યા વગર મોક્ષને માટે જે પ્રયત્ન કરે છે તેનું અધઃ
તન થાય છે. આ ત્રણ ઋણ દૂર કરતાં કરતાં જ જીવન પૂરૂં થાય છે,
ાં મોક્ષ મેળવવાને માટે સમય જ ક્યાં રહે છે? વળી બીજી પણ

આજ્ઞા છે કે जरामर्यं वा एतत्सत्रं यदग्निहोत्रं दर्शपौर्णमासं चेति जरया ह एष तस्मात्सत्राद्विमुच्यते मृत्युना ह चेति। અગ્નિહોત્ર ઘડપણ સુધી અથવા મરણ સુધી કરવો જોઇએ. દર્શયાગ અને પૌર્ણમાસ યાગ પણ એવાજ છે. જ્યારે મરણ સુધી અગ્નિહોત્ર જ કરવાનો છે તો મોક્ષના સાધનનું અનુષ્ઠાન કરવા સમયજ ક્યાં રહ્યો?

ક્લેશનો અનુબંધ પણ છુટતો નથી. માણસ જન્મે છે ત્યારે ક્લેશોથી અનુબદ્ધ હોય છે અને મરે છે ત્યારે પણ ક્લેશોથી અનુબદ્ધ હોય છે એવી એક પણ અવસ્થા નથી કે જેમાં મનુષ્ય રાગ, દ્વેષ આદિ ક્લેશોથી રહિત હોય. જ્યાંસુધી ક્લેશો દૂર ન થાય ત્યાંસુધી મોક્ષ પણ મળે નહિ, એ પણ શાસ્ત્રીય સિદ્ધાંત છે.

પ્રવૃત્તિનો અનુબંધ પણ એવોજ છે. મનુષ્ય જન્મથી લઈ મરણ પર્યન્ત મનથી, વાણીથી અને શરીરથી કંઇને કંઈ પ્રવૃત્તિ કર્યાજ કરે છે અને પ્રવૃત્તિ બીજા જન્મનું સાધન છે એ પણ ચોક્કસ છે. તો મોક્ષની વાતજ કયાં રહી?

આવી સ્થિતિમાં શાસ્ત્રકારે જે લખ્યું છે કે " दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानामुत्तरोत्तरापाये तदनन्तराभावादपवर्गः " એ પણ અસત્ય ઠરે છે કારણ કે દોષ અને પ્રવૃત્તિ કદીપણ છુટતાં નથી માટે મોક્ષ જેવી કોઇપણ વસ્તુ અથવા અવસ્થા નથી. ( ૫૯ )

ઉપર કરેલી શંકાનું સમાધાન.

## प्रधानशब्दानुपपत्तेर्गुणशब्देनानुवादो निन्दाप्रशंसोपपत्तेः ॥ ६० ॥

**પદાર્થઃ—**( **प्रधानशब्दानुपपत्तेः** ) મુખ્ય શબ્દનો પ્રયોગ સિદ્ધ ન થઇ શકતો હોવાથી ( **गुणशब्देन** ) ગૌણ શબ્દના પ્રયોગથી ( **अनुवादः** ) વિહિત વસ્તુનો અનુવાદ કર્યો છે અનુવાદ કરવાથી ( **निन्दाप्रशंसोपपत्तेः** ) નિંદા અને પ્રશંસાની સિદ્ધ થાય છે.

**ભાવાર્થઃ**—ઉપર 'આપેલાં વૈદિક વાકયોમાં **ऋण**, **जायमान**, અને **जरा**' શબ્દો ગૌણવૃત્તિથી વાકયમાં પ્રયોજાયેલા છે. તેનો અર્થ બરોબર સમજવાથી મોક્ષને માટે પણ સમય છે એવું સમજાયા વગર નહીં રહે. 'ત્રણ ઋણોથી જાયમાન બ્રાહ્મણ બદ્ધ થાય છે. અહીં ઋણ શબ્દ મુખ્ય નથી. ઋણ શબ્દનો મુખ્ય અર્થ કરજ થાય છે. ઉત્પન્ન થતાં સાથે બાળકે કોઇનું કંઇ કરજ લીધું નથી, માટે ત્યાં ઋણ શબ્દ મુખ્ય નથી, માટે એ વાકયનો ભાવ એવો છે કે બાળકે યોગ્યતા અને શક્તિ મેળવ્યા પછી વિદ્યાભ્યાસ જરૂર કરવો જોઇએ, અને આજ વસ્તુ ઉપર વધારે ભાર મૂકવા માટે **ऋण** શબ્દ વાપર્યો છે. જેમ ઋણ નહીં આપનારો નિંદાય છે અને ઋણ ચુકવી આપનારો પ્રશંસા પાત્ર બની સુખી થાય છે તેમ વિદ્યાભ્યાસ નહીં કરનાર નિંદાય છે અને વિદ્યાભ્યાસ કરનાર પ્રશંસા પાત્ર બની સુખી થાય છે. માટે પ્રથમ-આશ્રમને પાલન=કરનાર બ્રહ્મચારીએ અવશ્ય વિદ્યાભ્યાસ કરવો જોઇએ.

**जायमान** શબ્દ પણ ગૌણ વૃત્તિથી પ્રયોજાયેલો છે. ઉત્પન્ન થતું બાલક જ ખરી રીતે 'જાયમાન' કહેવાય છે. ઉત્પન્ન થતા બાળકમાં ભણવાની શક્તિ તથા યોગ્યતા હોતાં નથી એ સર્વ કોઈ જાણી શકે છે. તો પછી તુરતમાં ઉત્પન્ન થતાં બાળકને એમ કેમ કહી શકાય કે 'તું બ્રહ્મચર્યનું પાલન કર અને વિદ્યાભ્યાસ કર.' સર્વજ્ઞ પરમાત્માનો આદેશ આવો અયોગ્ય હોય એ જરા પણ સંભવિત નથી. માટે '**जायमान**' શબ્દનો અર્થ 'ગૃહાસ્થાશ્રમમાં પ્રવિષ્ટ થયેલો' એવો કરવો જોઇએ. 'પિતૃનું ઋણ ઉતારવું' એટલે સારાં સંતાન પેદા કરવાં. એ ગૃહસ્થનું કામ છે, ઉત્પન્ન થતાં બાળકનું નહિ. માટે ગૃહસ્થ થયા પહેલાં જો કોઈ સંસારમાં વિરક્ત થઈ મોક્ષના સાધનનું અનુષ્ઠાન કરવું હોય તો કરી શકે છે.

'**जरा**' એટલે અત્યંત ઘડપણ નહિ, પણ સો વરસની આયુર્ પ્રમાણે આયુર્નો ચોથો ભાગ. જેણે નિયમપૂર્વક આશ્રમ ધર્મ પાળ્યા હોય તે ચતુર્થ આશ્રમમાં કંઈ તદ્દન અશક્ત થઈ જતો

નથી, માટે ચતુર્થ આશ્રમમાં મોક્ષના સાધનનું અનુષ્ઠાન કરી મોક્ષ મેળવી શકાય છે.

**चत्वारः पथयो देवयानाः** ચાર આશ્રમો છે તેમાં ચોથો આશ્રમ મોક્ષ સાધનોનું અનુષ્ઠાન કરવા માટે જ હોય છે. છતાં જો કોઇને ઉત્કટ વૈરાગ્ય થઇ આવ્યો હોય તો બ્રહ્મચર્યાશ્રમમાંથી સંન્યસ્તાશ્રમમાં પ્રવેશ કરી શકે છે અને સુખેથી મોક્ષનાં સાધનોનું અનુષ્ઠાન કરી શકે છે. **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** આ વાકયમાં સ્વર્ગ અર્થાત્ સાંસારિક સુખ, એ સુખની જેને ઇચ્છા હોય તેણે અગ્નિહોત્ર કરવો જોઇએ, પણ જેને સાંસારિક સુખ નથી જોઇતું તેણે નૈમિત્તિક કર્મ કરવાં જ જોઇએ એવો કશો નિયમ નથી. નિવૃત્ત થવાથી કામ્ય કર્મની પણ નિવૃત્તિ થવી એ ન્યાય્ય છે. સંધ્યા વંદનાદિ તો નિત્યકર્મ છે, વળી તે યોગનું પણ અંગ છે માટે તે તો અવશ્ય કરવાં જોઇએ. આ ઉપરથી ઉપરના સૂત્રમાં જે શંકા કરી છે કે મોક્ષનાં સાધનોનું અનુષ્ઠાન કરવા સમય જ મળતો નથી એ વાત તદ્દન અસત્ય છે. (૬૦)

જો ચતુર્થ આશ્રમ છે તો તેનું વિધાન આ ઠેકાણે કેમ કર્યું નથી?

## अधिकाराच्च विधानं विद्यान्तरवत् ॥ ६१ ॥

**પદાર્થ:**—(**च**) અને (**अधिकारात्**) અધિકાર પ્રમાણે (**विधानम्**) વિધાન થાય છે. (**विद्यान्तरवत्**) જેમ બીજી વિદ્યા.

**ભાવાર્થ:**—દરેક શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષય જુદા જુદા હોય છે, માટે જે શાસ્ત્રનો જે પ્રતિપાદ્ય વિષય હોય છે તેનું તે વિધાન કરે છે. તેમાં બીજા વિષયની ચર્ચા હોતી નથી. બીજા વિષયની ચર્ચા કરવાથી વિષયાન્તર થાય છે. ગાર્હસ્થ્ય પ્રકરણમાં ગૃહસ્થને લગતા નિયમોની જ ચર્ચા હોય છે. માટે **जायमानो ह ब्राह्मणस्त्रिभिर्ऋणै-**

ऋणवाञ् जायते તે ઠેકાણે સંન્યાસાશ્રમની ચર્ચા નથી કરી તેમ તેનું વિધાન પણ નથી કર્યું કારણ કે તે ગૃહસ્થાશ્રમીનું પ્રકરણ છે.

જ્યાં સંન્યાસાશ્રમનું પ્રકરણ આવે છે ત્યાં સંન્યાસનું વિધાન છે. જેમકે:—

> कर्मभिर्मृत्यु मृषयो निषेदुः प्रजावन्तो द्रविणमिच्छमानाः।
> अथापरे ऋषयो मनीषिणः परं कर्मभ्योऽमृतत्व मानशुः॥
> न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्व मानशुः।
> परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति॥
> वेदाहमेतं पुरुषं महान्त मादित्यवर्णं तमसः परस्तात्।
> तमेव विदित्वातिमृत्यु मेति नान्यः पन्था विद्यतेऽयनाय॥
> त्रयो धर्मस्कन्धाः यज्ञोऽध्ययनं दानमिति।
> प्रथमस्तप एव, द्वितीयो ब्रह्मचर्याचार्यकुलवासी।
> तृतीयोऽत्यन्त मात्मानमाचार्यकुलेऽवसादयन् सर्व
> एव एते पुण्यलोका भवन्ति। ब्रह्मसंस्थोऽमृतत्वमेति॥

આ બધે ઠેકાણે સંન્યાસાશ્રમનું વિધાન છે અને ચાર આશ્રમ છે એનું પણ સ્પષ્ટ વિધાન કર્યું છે. ब्रह्मसंस्थः એ પદ ખાસ સંન્યાસાશ્રમને માટે છે. માટે મોક્ષ સાધનનાં અનુષ્ઠાન કરવાને માટે જોઇએ તેટલો સમય છે. અતઃ અપવર્ગનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી. (૬૧)

સંન્યાસ-આશ્રમને માટે બીજું પ્રમાણ છે.

## समारोपणा दात्मन्यप्रतिषेधः ॥ ६२ ॥

**પદાર્થ:**—(आत्मनि) આત્મામાં (समारोपणात्) સમારોપ કરેલો હોવાથી (अप्रतिषेधः) પ્રતિષેધ નથી.

**ભાવાર્થ:**—જ્યારે ઉત્કટ વૈરાગ્ય આવે અને સંન્યાસ-આશ્રમમાં પ્રવિષ્ટ થવું હોય ત્યારે ગૃહસ્થે અથવા વાનપ્રસ્થે.

> प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम्।
> आत्मन्यग्नीन् समारोप्य ब्राह्मणः प्रव्रजेद् गृहात्॥ ६-३८

અગ્નિહોત્રાદિ કર્મનો આત્મામાં સમારોપ કરી, સર્વ ધનમે દાન તરીકે આપી દઇ અને પ્રાજાપત્ય ઇષ્ટિ કરીને બ્રાહ્મણે સંન્યાસી થઇ અપવર્ગ મેળવવાનાં સાધનોમાં પ્રવૃત્ત થવું. આ પ્રમાણે ચતુર્થ આશ્રમને માટે પુષ્કળ પ્રમાણો છે, માટે જે કોઇ એક આશ્રમ અથવા બે આશ્રમ અથવા ત્રણ જ આશ્રમ માનતા હોય તો તેની ભૂલ છે. આશ્રમ તો ચાર છે. અને અપવર્ગને મેળવવા માટે જે કર્તવ્યનું વિધાન છે તેનું પાલન થઈ શકે છે માટે અપવર્ગનો પ્રતિષેધ થઈ શકતો નથી. (૬૨)

જો અમુમુક્ષુ અને મુમુક્ષુ બધાને અગ્નિહોત્ર મરણ પર્યન્ત કરવાનો હોય તો

## पात्रचयान्तानुपपत्तेश्च फलाभावः ॥ ६३ ॥

**પદાર્થ:—**(**च**) અને (**पात्रचयान्तानुपपत्तेः**) પાત્રચયની ઉપપત્તિ ન થઈ શકવાથી (**फलाभावः**) પૂર્વકૃત કર્મના ફળનો અભાવ થશે.

**ભાવાર્થ:—**જે અગ્નિહોત્ર કર્મ પરાયણ હોય છે તે જ્યારે મરી જાય છે ત્યારે તેના મૃતદેહની સાથે અગ્નિહોત્ર સંબંધી બધાં પાત્રો પણ ખડકી બાળી નાખવામાં આવે છે, અને કરેલાં કર્મના પ્રભાવે અગ્નિહોત્રીને પુનર્જન્મમાં સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. હવે જો આ વિધાન સર્વસામાન્ય હોય તો **एतद्ध स्म वै तत्पूर्वे ब्राह्मणा अनुचाना विद्वांसः प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः इति ते ह:स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थाय भिक्षाचर्यं चरन्ति।** આ વિધાન સંન્યાસને માટે છે. આ વિધાન પ્રમાણે જે સંન્યાસી થઈ ગયો હોય તેણે અગ્નિહોત્રનો ત્યાગ કરેલો હોવાથી સંન્યાસી જ્યારે મરી જાય છે ત્યારે અગ્નિહોત્રનાં પાત્રનું ચયન તેના મૃત દેહ સાથે થઈ શકતું નથી, કારણ કે તેણે તો અગ્નિહોત્રનો ત્યાગ કરેલો હોય છે. તો

તેનું પાત્રચયન કેવી રીતે થઇ શકે? માટે જેણે સંન્યાસ ન લીધો હોય એવા અગ્નિહોત્રીને માટે જ પાત્રચયાંત કર્મ માનવું જોઇએ સંન્યાસીને માટે નહીં. જે સંન્યાસીને તત્વજ્ઞાન થઇ ગયું છે તેને શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે મોક્ષ મળે છે અને તેણે પૂર્વ અવસ્થામાં કરેલા અગ્નિહોત્ર કર્મનું ફળ અપવર્ગમાં વિઘ્ન ઉત્પન્ન કરી શકાતું નથી. કારણ કે **ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन** । તત્વજ્ઞાન રૂપ અગ્નિ સર્વ સંચિત કર્મનો નાશ કરે છે. આથી સિદ્ધ થાય છે કે અપવર્ગ છે અને અપવર્ગના સાધનોનું અનુષ્ઠાન કરવા માટે સમય પણ છે. ( ૬૩ )

હવે સૂત્ર. ૪-૧-૫૯માં શંકા કરી છે કે આત્મામાં કલેશ સદૈવ રહ્યા કરે છે તો જ્યાંસુધી કલેશ છે ત્યાંસુધી અપવર્ગ ન મળી શકે. કલેશ વગર આત્મા રહી શકતો જ નથી માટે અપવર્ગ નથી. એનો ઉત્તર આપે છે.

## सुषुप्तस्य स्वप्नादर्शने क्लेशाभावादपवर्गः ॥६४॥

**પદાર્થઃ**—(**सुषुप्तस्य**) જેને સુષુપ્ત આવી હોય છે તેને (**स्वप्नादर्शने**) કોઇપણ સ્વપ્ન આવતું નથી તેથી (**क्लेशाभावात्**) તે અવસ્થામાં કોઇ પણ જાતનો કલેશ રહેતો નથી માટે (**अपवर्गः**) અપવર્ગ છે.

**ભાવાર્થઃ**—આત્માની કલેશ વગરની સ્થિતિ જ નથી એ કહેવું અસત્ય છે કારણ કે સુષુપ્તિ અવસ્થામાં આત્મામાં કલેશ હોતો નથી માટે સુષુપ્તમાં જેવી કલેશ વગરની સ્થિતિ છે, તેવી સ્થિતિ અપવર્ગમાં પણ આત્માને હોય છે માટે અપવર્ગનું ખંડન થઇ શકતું નથી. કલેશનો અનુબંધ સદૈવ આત્માને રહેતો નથી. જે કારણથી કલેશ આત્મામાં થાય છે તે કારણો દૂર થવાથી કલેશો પણ દૂર થઇ શકે છે. ( ૬૪ )

હવે પ્રવૃત્તિનો અનુબંધ પણ સદૈવ હોય છે તેથી અપવર્ગ મળી શકશે નહિ. એ શંકાનું સમાધાન કરે છે.

**न प्रवृत्तिः प्रतिसंधानाय हीनक्लेशस्य ॥ ६५ ॥**

**પદાર્થઃ**—(**हीनक्लेशस्य**) જે રાગ-દ્વેષ આદિ ક્લેશોથી રહિત થયો છે તેની (**प्रवृत्तिः**) પ્રવૃત્તિ (**प्रतिसंधानाय**) પુનર્જન્મને માટે (**न**) નથી.

**ભાવાર્થ**:—જેનામાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ રૂપ ક્લેશો નથી તેની પ્રવૃત્તિ મોક્ષ મેળવવા પ્રતિબંધક થતી નથી એટલે ક્લેશ રહિત થયેલો તત્વજ્ઞાની પ્રવૃત્તિ કરતાં છતાં મોક્ષ મેળવી શકે છે. ( ૬૫ )

ક્લેશની પરંપરા અનાદિ હોવાથી તેનો નાશ થઇ શકે નહિ એવી શંકા આ સૂત્રમાં કરે છે.

**न क्लेशसन्ततेः स्वाभाविकत्वात् ॥ ६६ ॥**

**પદાર્થઃ**—(**क्लेशसन्ततेः**) ક્લેશોની સંતતિ=પરંપરાનો ઉચ્છેદ (**न**) થઈ શકતો નથી (**स्वाभाविकत्वात्**) સ્વાભાવિક હોવાથી.

**ભાવાર્થઃ**—ક્લેશો પ્રવાહ રૂપે અનાદિ છે તેથી તેનો નાશ થઇ શકતો નથી. માટે ક્લેશો સદૈવ રહે છે અને ક્લેશો મોક્ષના પ્રતિબંધક હોવાથી મોક્ષ મળી શકતો નથી. એટલે અપવર્ગ જેવી કોઈ વસ્તુ જ નથી. ( ૬૬ )

ઉપરની શંકાનું સમાધાન કોઈ આ પ્રમાણે કરે છે.

**प्रागुत्पत्तेरभावानित्यत्ववत् स्वाभाविकेऽप्यनित्यत्वम् ॥ ६७ ॥**

**પદાર્થ:**—(**उत्पत्तेः**) ઉત્પત્તિ (**प्राक्**) પહેલાં (**अभावानित्यत्वम्**) અભાવનું જેવું અનિત્યત્વ છે તેવું (**स्वाभाविके अपि**) અનાદિ પદાર્થમાં પણ (**अनित्यत्वम्**) અનિત્યપણું સંભવી શકે છે.

**ભાવાર્થ:**—પ્રાગભાવ અનાદિ છે. ઉત્પન્ન થતા પદાર્થથી તેનો નાશ થાય છે. દાખલા તરીકે ઘટ ઉત્પન્ન થયા પહેલાં જે એ ઘટનો અભાવ છે તે અનાદિ છે અને એ ઘટ ઉત્પન્ન થતા પહેલાં જે અભાવ હતો તે નષ્ટ થયો. આમ અનાદિ પદાર્થનો પણ નાશ થતો અનુભવમાં આવે છે. તો તેજ પ્રમાણે પ્રવાહરૂપે અનાદિ ક્લેશોનો પણ નાશ થઇ જાય છે. (૬૭)

હવે અનાદિ પદાર્થનો નાશ થાય છે એમાં બીજો વાદી આ પ્રમાણે પણ સમાધાન કરે છે.

## अणुश्यामताऽनित्यत्ववद् वा ॥ ६८ ॥

**પદાર્થ:**—(**वा**) અથવા (**अणुश्यामताऽनित्यवत्**) પરમાણુઓમાં રહેલી અનાદિ શ્યામતા જેમ અનિત્ય છે, તેમ કેલશ સંતતિ પણ અનિત્ય છે.

**ભાવાર્થ:**—પરમાણુમાં જે શ્યામતા એટલે શ્યામરૂપ છે તે અનાદિ છે, છતાં જ્યારે એમાં અગ્નિનો સંયોગ થાય છે ત્યારે પરમાણુઓનું શ્યામ રૂપ નષ્ટ થઈ રક્ત રૂપ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે માટીમાંથી ઘડો બને છે ત્યારે તે કુદરતી માટી કાળી હોવાને લીધે કાળો હોય પણ જ્યારે તેને ભઠ્ઠીમાં નાંખી પકાવવામાં આવે છે તે લાલ થઈ જાય છે. પરમાણુઓમાં લાલ રૂપ આવ્યા સિવાય તેમાંથી બનેલો ઘડો લાલ ન થાય એ સર્વ કોઇ સમજી શકે છે, માટે પરમાણુઓમાં જે અનાદિકાળથી કાળું રૂપ હતું તે અગ્નિના સંયોગથી નષ્ટ થયું એમ માનવું જ રહ્યું. આજ પ્રમાણે તત્વજ્ઞાન ઉત્પન્ન થતાં અનાદિ ક્લેશસંતતિ પણ નાશ પામે છે. (૬૮)

આ બંને સમાધાન કોઇ એકદેશી નૈયાયિકોનાં છે, ભાષ્યકારે તેમનું આ પ્રમાણે ખંડન કર્યું છે. **सतः खलु धर्मो नित्यत्वम् अनित्यत्वं च। तत्तु अभावे भाक्तम्। अनादि रणुश्यामतेति हेत्वभावादयुक्तम्।** અર્થ:—નિત્યત્વ અને અનિત્યત્વ ભાવરૂપ પદાર્થના ધર્મ છે. અભાવમાં તો એ ગૌણ છે. પરમાણુઓમાં શ્યામતા અનાદિ છે. આ માન્યતામાં કોઇપણ જાતનો હેતુ નથી માટે તે અપ્રામાણિક છે. આ ઉપરથી પ્રાગભાવનું તથા અણુ–શ્યામતાનું જે દૃષ્ટાંત આપ્યું છે તે સૂત્રકારના મતને અનુકૂળ નથી.

જો ઉપરના બંને સમાધાન સૂત્રકારને માન્ય ન હોય તો સૂત્રકાર પોતે અનાદિ ક્લેશસંતતિનો નાશ કેવી રીતે માને છે? આ પ્રશ્નના સમાધાનમાં સૂત્રકારનો ઉત્તર આ પ્રમાણે છે.

## न संकल्पनिमित्तत्वाच्च रागादीनाम् ॥ ६९ ॥

**પદાર્થ:**—(**न**) પ્રાગભાવ અને અણુશ્યામતાનાં દૃષ્ટાંતો યોગ્ય નથી (**च**) અને (**रागादीनाम्**) રાગ–આદિ ક્લેશો (**संकल्पनिमित्तत्वात्**) સંકલ્પને લીધે થતા હોવાથી.

**ભાવાર્થ:**—પ્રાગભાવમાં વાસ્તવિક નિત્યત્વ નથી અને પરમાણુમાં શ્યામતા અનાદિ નથી માટે એ બંને દૃષ્ટાંતો ખોટાં છે. રાગદ્વેષ આદિ ક્લેશો તો પદાર્થોને વિષે કરવામાં આવતા સંકલ્પોથી ઉત્પન્ન થાય છે. કોઇપણ સ્ત્રી આદિના શરીર માટે કોઇ સારો સંકલ્પ કરે તો તેમાં પ્રીતિ થાય છે અને કોઈ વૈરાગ્યવાળો ખરાબ સંકલ્પ કરે તો તેમાં તેને ઘૃણા ઉત્પન્ન થાય છે. આમ દરેક ક્લેશો સંકલ્પને આધીન છે અને સંકલ્પ એ મિથ્યા જ્ઞાન છે. તત્વજ્ઞાન થવાથી સંકલ્પરૂપ મિથ્યાજ્ઞાન નષ્ટ થાય છે અને સંકલ્પ નષ્ટ થવાથી રાગાદિક્લેશો પણ ઉત્પન્ન થતા નથી. કારણ નષ્ટ થવાથી કાર્ય ઉત્પન્ન ન થઈ શકે એ સ્વાભાવિક છે.

રાગ, દ્વેષ અને મોહ એ અરસ્પરસ કારણ રૂપે અને કાર્ય બને છે. જેમાં મોહ હોય છે તે રાગી બને છે, ક્રોધી પણ બને છે. આ ઠેકાણે રાગ અને કોપનું કારણ મોહ બને છે.

જેમાં રાગ હોય છે તેજ મોહ પામે છે અને ક્રોધ પણ કરે છે આ ઠેકાણે મોહ અને ક્રોધનું કારણ રાગ બને છે.

આ પ્રમાણે એક બીજાનું કાર્ય અને કારણ બને છે. તત્વ-જ્ઞાન ઉત્પન્ન થતાં આ સર્વનો નાશ થઇ જાય છે. અને તત્વજ્ઞાનીને અપવર્ગ અર્થાત્ મોક્ષ મળે છે. (૬૯)

इतिश्री न्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे चतुर्थाध्यायस्य प्रथममाह्निकं संपूर्णम्

# अथ चतुर्थाध्यायस्य

# द्वितीयमाह्निकम्।

હવે ચતુર્થ અધ્યાયનું બીજું આહ્નિક શરૂ કરવામાં આવે છે.

આ આહ્નિકમાં ૬ પ્રકરણો છે. (૧) તત્વજ્ઞાનની ઉત્પત્તિનું પ્રકરણ. (૨) અવયવાવયવિ-પ્રકરણ. (૩) નિરવયવ-પ્રકરણ. (૪) બાહ્યાર્થભંગનિરાકરણ પ્રકરણ. (૫) તત્વજ્ઞાનવિવૃદ્ધિ પ્રકરણ અને (૬) તત્વજ્ઞાન-પરિપાલન પ્રકરણ.

સંસારમાં પ્રમેયો તો અનંત છે પણ એ બધાનું તત્વજ્ઞાન મોક્ષ મેળવવા માટે ઉપયોગી નથી. કીટ અને પતંગ આદિનું તત્વજ્ઞાન મોક્ષ મેળવવામાં કઈ રીતે ઉપયોગી હોઈ શકે? મહર્ષિએ ફક્ત બાર જ એવાં પ્રમેયો બતાવ્યાં છે કે જેમાં મિથ્યાજ્ઞાન ઉત્પન્ન થવાથી સંસાર કાયમ રહે છે અને તત્વજ્ઞાન ઉત્પન્ન થવાથી મુક્તિ મેળવી શકાય છે. એ બાર પ્રમેય પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકના નવમા સૂત્રમાં બતાવ્યાં છે.

આ બાર પ્રમેયોનાં લક્ષણ બાંધી આપ્યાં છે અને તેની પરીક્ષા પણ કરી દીધી છે. હવે એ પ્રમેય-વિષયક તત્વજ્ઞાન કેવી રીતે ઉત્પન્ન કરવું તે બતાવવું શરૂ કરે છે. મિથ્યાજ્ઞાન થવાનું કારણ દોષ હોય છે એ દોષો કયા છે? અને એને કેવી રીતે દૂર કરવા તે સૂત્રકાર સમજાવે છે. દોષ દૂર થવાથી તત્વજ્ઞાન સહેલાઇથી ઉત્પન્ન થઈ શકશે.

સિદ્ધાંત સૂત્ર.

## दोषनिमित्तानां तत्वज्ञानादहंकारनिवृत्तिः ॥ १ ॥

**પદાર્થ:—(दोषनिमित्तानाम्)** દોષને લીધે શરીર-આદિમાં 'હું ગૌર છું' 'હું બધિર છું' 'હું અંધ છું' ઈત્યાદિ અસત્ય જ્ઞાનો થાય છે **(तत्वज्ञानात्)** પણ તત્વજ્ઞાન થવાથી **(अहंकारनिवृत्तिः)** એવી જાતનો અહંકાર દૂર થાય છે.

**ભાવાર્થ:**—આત્મામાં કોઈ જાતનું રૂપ નથી તો તેને ગૌર કહેવો એ ખોટું છે તેમ બધિરત્વ આદિ પણ ઇંદ્રિયના ધર્મ છે છતાં મિથ્યાજ્ઞાનને લીધે આત્મા ઇંદ્રિયના ધર્મોને પોતાના માની લે છે. હવે જો શરીર આદિમાં તત્વજ્ઞાન અર્થાત્ સત્યજ્ઞાન ઉત્પન્ન થાય તો તેને વિષય કરનાર અહંકારની નિવૃત્તિ થઈ જાય. (૧)

રાગ આદિ દોષોનું નિમિત્ત શું છે? જો એ જાણી શકાય તો નિમિત્તનો નાશ પણ કરી શકાય અને જો નિમિત્તનો નાશ થાય તો નૈમિત્તિક રાગ આદિ દોષોનો પણ નાશ થઇ જાય, માટે દોષોનું નિમિત્ત બતાવે છે.

## दोषनिमित्तं रूपादयो विषयाः संकल्पकृताः ॥ २ ॥

**પદાર્થ:**—( **रूपादयः** ) રૂપ આદિ ( **विषयाः** ) વિષયો ( **दोषनिमित्तम्** ) દોષના નિમિત્ત છે અને ( **संकल्पकृताः** ) વિષયોમાં ખોટા સંકલ્પો કરવાથી રાગ–આદિ દોષ ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ:**—રૂપ આદિ વિષયો ઇચ્છાને ઉત્પન્ન કરે છે. જો વિષયોમાં સત્ય સંકલ્પ કરવામાં આવે તો વિષયોનું સ્વરૂપ જાણી શકાય છે અને ખોટો સંકલ્પ કરવામાં આવે તો તેનાથી રાગ અને દ્વેષ આદિ દોષો ઉત્પન્ન થાય છે. માટે યોગ સમાધિ દ્વારા વિષયોના સંબંધિ તત્વજ્ઞાન મેળવવું જોઇએ કે, જેથી તેમાં ખોટા સંકલ્પ થાય નહિ. સંસારી આત્મા વિષયોમાં સદૈવ સંકલ્પ કર્યા જ કરે છે અને મિથ્યા જ સંકલ્પ કરે છે તેથી રાગ આદિ દોષો જન્મે છે. વેદમાં લખવામાં આવ્યું છે કે **तन्मे मनः शिवसंकल्पमस्तु।** **यजुर्वेद–३४–१.** મારૂં મન વિષયમાં સત્ય સંકલ્પ કરનારૂં થાવ, જેથી મિથ્યાજ્ઞાન દૂર થાય અને હું મોક્ષનો અધિકારી બનું. ( ૨ )

કોઇપણ સુંદર વસ્તુ જોવાથી માણસનું મન તે તરફ પરાણે ખેંચાયછે. અને તે સુંદર વસ્તુ તરફ રાગ ઉત્પન્ન થઈ જ જાય છે તેનો શો ઉપાય? વિશ્વામિત્ર જેવા ઋષિઓમાં પણ રાગ ઉત્પન્ન થયો

હતો, તો સાધારણ માણસની તો વાત જ શી? ગીતામાં પણ કહેવામાં આવ્યું છે કે **चंचलं हि मनः कृष्ण, प्रमाथि बलवद् दृढम्। तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥** તો રાગાદિ ઉત્પન્ન ન થાય તેને માટે શો ઉપાય છે? એ શંકાના ઉત્તરમાં સૂત્રકાર જણાવે છે કે

## तन्निमित्तं त्ववयव्यभिमानः ॥ ३ ॥

**પદાર્થ:**—(**तन्निमित्तम्**) રાગ-આદિ થવાનું કારણ (**तु**) તો (**अवयव्यभिमानः**) અવયવીમાં મિથ્યા અભિમાન કરવો તે છે.

**ભાવાર્થ:**—સ્ત્રી-શરીર આદિ અવયવી પદાર્થ છે. તેની રચના જે કારણોથી થયેલી છે તેના ખરા સ્વરૂપ ઉપર ધ્યાન નહીં આપતાં અતિશયોક્તિ ભર્યાં તેનાં વર્ણન કરવામાં કવિઓ પોતાનું કવિત્વ સમજે છે. એવાં કાવ્ય વાંચનાર પણ તેમાં ખોટો અભિમાન અજ્ઞાનતાને લઈને ધારણ કરે છે, તેને લીધે રાગ ઉત્પન્ન થાય છે. અતિશયોક્તિ ભર્યાં વર્ણનને શુભ સંજ્ઞા અને યથાર્થ વિવેકભર્યાં વર્ણનને અથવા દોષદર્શનને અશુભસંજ્ઞા મોક્ષ-શાસ્ત્રમાં કહેવામાં આવી છે. મુમુક્ષુ પુરુષોએ અશુભસંજ્ઞાની ભાવના કરવી કે જેથી આત્મામાં રાગ ઉત્પન્ન થાય નહિ.

શુભસંજ્ઞાની ભાવના આ પ્રમાણે મુમુક્ષુ લોકો બતાવે છે. પુરુષની સ્ત્રીના સંબંધમાં શુભસંજ્ઞા-ભાવના:—

**द्रवत्कनकनिर्मलद्युतिरनङ्गलीलैकभू।**
**मेहेभकटविभ्रमस्तनभरालसाङ्गी यदि॥**
**प्रिया न परिरभ्यते तुलितसिद्धसंजीवनी।**
**सहेमहि कुतोऽन्यथा विषमबाणबाणव्यथाम्॥**

પુરુષની સ્ત્રીના સંબંધમાં અશુભ સંજ્ઞા-ભાવના.

**अस्थीनि पित्तमुत्काराः क्लिन्नान्यन्त्राणि शोणितम्।**
**अन्तर्मज्जास्थिविण्मूत्रमेदः क्रिमिकुलाकुलम्।**
**इति चर्मपिनद्धं सत्कामिनीति विधीयते॥**

**चर्मनिर्मितपात्रीयं मांसासृक् पूयपूरिता**
**अस्यां रज्यति यो मूढः पिशाचः कस्ततोऽधिकः ॥**

આ પ્રમાણે સ્ત્રીએ પણ પુરુષના શરીરમાં શુભ અને અશુભ ભાવના વિષે સમજવું. મુમુક્ષુ સ્ત્રીએ પુરુષના શરીરમાં અશુભ ભાવના કરવી જોઇએ, અને કોઇ પણ મુમુક્ષુએ પોતાના શરીરમાં પણ અશુભ ભાવનાનું પરિશીલન કરવું જોઇએ. એમ કરવાથી શરીરમાં રાગ ઉત્પન્ન થશે નહિ. દ્વેષ ઉત્પન્ન ન કરવામાં પણ શરીરાદિ માટે અશુભ-સંજ્ઞાની ભાવનાજ ઉપયોગી છે.

આ પ્રમાણે અવયવીમાં મિથ્યાભિમાન દૂર થવાથી રાગાદિ દોષ ઉત્પન્ન થતા નથી અને તત્વજ્ઞાન થવાથી મુક્તિ મેળવવાનો માર્ગ સરલ થઈ જાય છે. યોગશાસ્ત્રમાં પણ લખ્યું છે કે **अभ्यास-वैराग्याभ्यां तन्निरोधः**। ૧-૧૨. વિષય તરફ જતી વૃત્તિઓનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે. ( ૩ )

## ઇતિ તત્વજ્ઞાનોત્પત્તિ-પ્રકરણ સમાપ્ત.

હવે અવયવાવયવિ-પ્રકરણ શરૂ કરે છે. જો કે આ પ્રકરણ બીજા અધ્યાયમાં આવી ગયું છે તો પણ પૂર્વપક્ષની કેટલીક સબળ યુક્તિઓ બતાવી તેનું ખંડન કરવું એમાં સૂત્રકારનો આશય હોય એમ જણાય છે. અવયવીમાં મુમુક્ષુએ અશુભ ભાવના કરવી એના કરતાં અવયવી તત્વતઃ નથીજ એમ કેમ ન સમજી લેવું ? જે આ બધું નજર સમક્ષ દેખાઈ રહ્યું છે તે બધું પરમાણુઓના જુદા જુદા પુંજ છે અને પરમાણુ પણ ખરી રીતે વિચાર કરતાં કશુંજ નથી, એટલે સ્વપ્નમાં જોયેલા પદાર્થો મિથ્યા છે એમ જાણ્યા પછી જેમ તેને મેળવવા માટે કોઈ લાલસા રાખતું નથી તેમ જગત્માં જણાતા પદાર્થ મિથ્યા છે એમ જણાયા પછી તેને મેળવવા કોઇને ઇચ્છા થશે નહિ અને રાગ-દ્વેષ પણ થશે નહિ. આ હેતુથી પૂર્વપક્ષી પ્રથમ અવયવી હોવામાં સંદેહ બતાવે છે.

## विद्याऽविद्याद्वैविध्यात् संशयः ॥ ४ ॥

**પદાર્થ:—(विद्याऽविद्याद्वैविध्यात्)** જ્ઞાનમાં દ્વિવિધપણું છે અને અજ્ઞાનમાં પણ દ્વિવિધપણું છે માટે અવયવી હોવામાં **(संशयः)** થાય છે.

**ભાવાર્થ:—**અવયવી તરીકે જે જણાય છે એ સત્ય પણ હોઈ શકે અને અસત્ય પણ હોઈ શકે. કારણ કે સંસારમાં સાચો પદાર્થ પણ જણાય છે અને ખોટો પદાર્થ પણ જણાય છે. કુવામાં પાણી સાચું જણાય છે અને ઝાંઝવામાં પાણી ખોટું છે, છતાં જણાય છે. તેજ પ્રમાણે જે પદાર્થ ન જણાતો હોય તેમાં પણ સત્ય અને અસત્યનો સંશય થાય છે. જેમકે જમીનમાં પાણી હોય તો પણ ઉપર પાણી જણાતું નથી અને જમીનમાં પાણી ન હોય તો પણ ઉપર પાણી જણાતું નથી. માટે અવયવી જણાતો હોવા છતાં એમાં સંશય છે કે અવયવી છે કે નહિ? (૪)

સૂત્રકાર ઉપરના સંશયને દૂર કરે છે.

## तदसंशयः पूर्वहेतुप्रसिद्धत्वात् ॥ ५ ॥

**પદાર્થ:—( तदसंशयः ) तस्मिन्** અવયવીમાં **असंशयः** સંશય જરા પણ થઇ શકતો નથી કારણ કે **( पूर्वहेतुप्रसिद्धत्वात् )** અધ્યાય બીજામાં અવયવીને સિદ્ધ કરવા આપેલા હેતુઓ પ્રસિદ્ધ છે.

**ભાવાર્થ:—**સંશય ત્યારે જ થઈ શકે કે જ્યારે અવયવીને સિદ્ધ કરનારા હેતુઓ ન હોય પણ એ હેતુઓ તો પ્રસિદ્ધ છે. અને તે બીજા અધ્યાયની અંદર સમજાવ્યા છે. જ્યાંસુધી એ હેતુઓનું ખંડન નથી થયું ત્યાંસુધી અવયવી નથી અથવા એમાં સંશય છે એમ કોઇ કહી શકે નહિ. કેવળ સાધારણ ધર્મ હોવો એ કંઇ સંશયનું કારણ નથી, વિશેષ જાણવાની ઇચ્છા થતી હોય અને તે ન મળતો હોય તો જ સાધારણ ધર્મ સંશયનું કારણ બને છે. (૫)

અવયવોની અંદર અવયવીની વૃત્તિ સંભવી શકતી નથી એ સંબંધી શંકા બતાવે છે.

## वृत्त्यनुपपत्तेरपि तर्हि न संशयः ॥ ६ ॥

**પદાર્થ:**—(**तर्हि अपि**) તોપણ (**वृत्त्यनुपपत्तेः**) અવયવોમાં અવયવીની વૃત્તિની સિદ્ધિ થઈ શકતી ન હોવાથી (**संशयः**) સંશય (**न**) નથી.

**ભાવાર્થ:**—અવયવોમાં અવયવીનું હોવાપણું કોઇપણ રીતે સિદ્ધ થઈ શકતું નથી માટે અવયવી જેવી કોઈપણ વસ્તુ જ નથી. જ્યારે અવયવીનો અભાવ સ્પષ્ટ રીતે સમજી શકાય છે તો પછી અવયવી હોવામાં સંદેહ માનવો એ યોગ્ય જ નથી. અભાવનો નિશ્ચય ભાવના સંશયનો બાધક હોય છે. (૬)

તમે અવયવીનો અભાવ કેવી રીતે સિદ્ધ કરો છો? તે જણાવો. એવા સિદ્ધાંત પક્ષવાદીના કથનમાં પૂર્વપક્ષનું આ સૂત્ર છે.

## कृत्स्नैकदेशावृत्तित्वादवयवानामवयव्यभावः ॥ ७ ॥

**પદાર્થ:**—(**अवयवानाम्**) અવયવોમાં (**कृत्स्नैकदेशावृत्तित्वात्**) સંપૂર્ણ અવયવી રહે છે કે એક દેશથી રહે છે આ બે વિકલ્પનો ઉત્તર થઈ શકતો ન હોવાથી (**अवयव्यभावः**) અવયવી નથી એ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—શું એક એક અવયવમાં અવયવી સંપૂર્ણતાથી રહે છે? જો કહો કે હા, તો તે સંભવી શકેજ નહીં કારણ અવયવ અને અવયવીનું પરિમાણ જુદું હોય છે: અર્થાત્ અવયવી મોટો હોય છે અને અવયવ નાનો હોય છે. જેમકે શાખા એ વૃક્ષનો અવયવ છે તો શાખા નાની છે અને વૃક્ષ મોટું છે, માટે એકજ શાખામાં વૃક્ષરૂપ અવયવી સંપૂર્ણપણે રહી શકે નહિ.

જો કહો કે એક અવયવમાં અવયવી અમુક જ ભાગે રહે છે તો તે પણ ઠીક નથી કારણ કે આધારભૂત અવયવો કરતાં અવયવીના

જુદા ભાગ કે અવયવો હોતા જ નથી, માટે એક અવયવમાં અવયવી એક ભાગે અથવા એક દેશે કરીને રહી શકતો નથી. આ બે રીત સિવાય અવયવોમાં અવયવીને રહેવાની કોઇ ત્રીજી રીત જ નથી માટે અવયવી નથી એમ માનવું જોઈએ. (૭)

પૂર્વપક્ષને દૃઢ કરનાર આ બીજું સૂત્ર છે.

## तेषु चावृत्तेरवयव्यभावः ॥८॥

**પદાર્થઃ—(च)** અને **(तेषु)** બીજા અવયવોમાં પણ **(अवृत्तेः)** ન રહેતો હોવાથી **(अवयव्यभावः)** અવયવી નથી.

**ભાવાર્થઃ—**જેમ એક અવયવમાં અવયવીની વૃત્તિ બની શકતી નથી તેમ બીજા અવયવોમાં પણ અવયવીની વૃત્તિ બની શકતી નથી. કોઇપણ કાર્ય દ્રવ્યનું કારણ એક દ્રવ્ય હોતું નથી. અનેક કારણ દ્રવ્યોથી એક કાર્ય દ્રવ્ય બને છે એ પ્રસિદ્ધ છે. અવયવોમાં અવયવીના વૃત્તિ ભલે ન બની શકે છતાં પણ અવયવી સ્વતંત્ર છે એમ કેમ માની ન શકાય? એનો ઉત્તર એ છે કે જો અવયવી દ્રવ્યને અવયવોની જરૂર ન હોય તો અવયવી નિત્ય થઇ જાય, કારણ કે અવયવોના વિભાગથી અથવા નાશથી અવયવી નાશ પામતો જોવામાં આવે છે. હવે જો અવયવો સાથે અવયવીનો કશો સંબંધ જ ન હોય તો અવયવીના નાશનું કારણ ન રહેતાં તે નિત્ય બની જાય. શું ઘટ રૂપ અવયવી નિત્ય છે? નહીં જ; માટે અવયવી સ્વતંત્ર નથી. જ્યારે અવયવી સ્વતંત્ર નથી અને અવયવોમાં પણ નથી તો એ સિદ્ધ થાય છે કે અવયવી જેવો કોઇ પદાર્થ જ નથી. એમાં કશો સંદેહ જ નથી. (૮)

વળી અવયવો કરતાં અવયવી જુદો અનુભવી શકાતો નથી એ બાબત આ સૂત્રમાં પૂર્વપક્ષવાદી સમજાવે છે.

## पृथक् चावयवेभ्योऽवृत्तेः ॥ ९ ॥

**પદાર્થઃ—**(**च**) અને (**अवयवेभ्यः**) અવયવો કરતાં (**पृथक्**) ભિન્ન અવયવીની ક્યાંય પણ (**अवृत्तेः**) વૃત્તિ ન હોવાથી.

**ભાવાર્થઃ—**અવયવો કરતાં બીજે કોઇ પણ ઠેકાણે અવયવી વિદ્યમાન છે એવું અનુભવમાં આવતું નથી. આ અવયવો છે અને આ અવયવી છે આવું પૃથક્ ગ્રહણ થતું જ નથી માટે અવયવી નથીજ એમ માનવું યોગ્ય છે. (૯)

ત્યારે અવયવ અને અવયવીનો તાદાત્મ્ય સંબંધ માનીએ તો? આ શંકાના સંબંધમાં પૂર્વપક્ષ તરફનું સૂત્ર.

## न चावयव्यवयवाः ॥ १० ॥

**પદાર્થઃ—**(**च**) અને (**अवयव्यवयवाः**) અવયવી એજ અવયવો છે એમ (**न**) બની શકે જ નહીં.

**ભાવાર્થઃ—**અવયવી પોતેજ અવયવો છે એમ કેમ માની શકાય? પોતે પોતાનો આધાર કોઇ દિવસ બની શકેજ નહિ. આધાર અને આધેય જુદા જ હોય છે. નટ નાચવામાં ગમે તેટલો હોશીયાર હોય તોપણ પોતાના ખંભા ઉપર ન જ ચડી શકે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે અવયવો અને અવયવીનો 'તાદાત્મ્ય સંબંધ' પણ નથી. માટે અવયવી નથી એમ જ માનવું યુક્તિસંગત જણાય છે. જ્યારે અવયવી જ નથી તો તેમાં શુભ અને અશુભ ભાવના વગર રાગ અથવા વૈરાગ્ય પણ બની શકતાં નથી. અને પરિણામે મુક્તિ જેવી પણ કોઈ વસ્તુ અથવા અવસ્થા સિદ્ધ થઈ શકતી નથી. (૧૦)

સૂત્ર ૬ થી ૧૦ સુધી અવયવીના સંબંધમાં જે પૂર્વપક્ષ કર્યો છે હવે તેનો ઉત્તર સિદ્ધાંતવાદી આપે છે.

**एकस्मिन् भेदाभावाद्भेदशब्दप्रयोगानुपपत्तेरप्रश्नः ॥ ११ ॥**

**પદાર્થ:**—(**एकस्मिन्**) એકની અંદર (**भेदाभावात्**) ભેદ ન હોવાથી (**भेदशब्दप्रयोगानुपपत्तेः**) ભેદ બોધક શબ્દનો પ્રયોગ કરવો યોગ્ય ન હોવાથી (**अप्रश्नः**) આગળ કરેલો પ્રશ્ન ઠીક નથી.

**ભાવાર્થ:**—સૂત્ર ૭ માં જે વિકલ્પ કરવામાં આવ્યા છે તે ઠીક નથી. શું એક એક અવયવમાં અવયવી (કૃત્સ્નતાથી) સંપૂર્ણ-તાથી રહે છે? આ પ્રશ્ન અભિન્ન એક વસ્તુમાં સંભવી શકે નહીં અર્થાત્ અવયવીને સંપૂર્ણ (આખો) કહી શકાય નહી કારણ કે કૃત્સ્ન (સંપૂર્ણ) શબ્દ ભેદવાળામાં જ પ્રયોજાય છે, અખંડ એક પદાર્થમાં નહીં.

તેમજ અવયવી અવયવમાં એક દેશથી રહે છે એમ પણ કહી શકાય નહિ કારણ કે એને કારણ સિવાય બીજા કોઇ એક દેશ જ નથી. અમુક પદાર્થ અમુકમાં એક દેશથી રહે છે એવો પ્રયોગ ભેદવાળા પદાર્થમાં જ થઇ શકે છે.

**अनेकस्य अशेषता हि कात्स्न्र्यं समुदायिनां किञ्चित्त्वमेकदेशत्वं, न च एकस्य तत्संभवः। इति विश्वनाथः।**

અનેકાત્મક વસ્તુની અશેષતા એજ કાત્સ્ન્ર્ય (સંપૂર્ણતા) છે અને સમુદાયવાળી વસ્તુનો અમુક ભાગ એ એક દેશ કહેવાય છે. આ બંને વિકલ્પ અખંડ એક પદાર્થમાં સંભવી શકે નહિ. માટે આગળ જે અવયવીના સંબંધમાં વિકલ્પ કર્યા છે તે અસત્ય છે. (૧૧)

પૂર્વપક્ષવાદીના વિકલ્પ અસત્ય છે તેને માટે બીજી યુક્તિ પણ આપે છે.

**अवयवान्तराभावेऽप्यवृत्तेरहेतुः ॥ १२ ॥**

**પદાર્થ:**—( **अवयवान्तराभावे अपि** ) અવયવીને આધારરૂપ અવયવો સિવાય બીજા અવયવો ન હોવાથી ( **अवृत्तेः** ) અવયવી ન હોવો જોઇએ, એ ( **अहेतुः** ) હેતુ પણ ખોટો છે.

**ભાવાર્થ:**—અવયવીને આધારરૂપ અવયવો સિવાય બીજા અવયવો ન હોવાથી અવયવોની અંદર તે રહી શકે નહિ એ કહેવું અસત્ય છે. આધારરૂપ અવયવોમાં અવયવી બીજા અવયવો ન હોય તોપણ રહી શકે છે. જેમકે ઘટમાં ઘટત્વ વગર અવયવે પણ રહે છે. ઘટમાં ઘટત્વ અમુક ભાગથી રહે છે એમ કહેવાતું નથી તથા શું ઘટમાં ઘટત્વ આખું રહે છે? એવો પ્રશ્ન પણ કોઈ કરતું નથી. બસ, તેજ પ્રમાણે અર્થાત્ ઘટમાં જેમ ઘટત્વ રહે છે તેમ અવયવોમાં અવયવી રહે છે.

અથવા અવયવોમાં અવયવી આશ્રયાશ્રિતભાવથી રહે છે. અવયવો આશ્રય છે અને અવયવી આશ્રિત છે. માટે કૃત્સ્નતા અને એક દેશના વિકલ્પ કરવા કોઈપણ રીતે યોગ્ય નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે અવયવી છે અને મુમુક્ષુ પુરુષોએ અવયવીનો અભિમાન કરવો નહિ તેમ રૂપ આદિમાં ખોટા સંકલ્પો પણ કરવા નહિ. ( ૧૨ )

હવે 'જો અવયવી ન હોય તો કોઇ પણ વસ્તુનું ગ્રહણ થઈ શકે નહિ.' એવું અવયવીના સમર્થનમાં આગળ કહેવામાં આવ્યું છે, તેનું પૂર્વપક્ષી અહીં ખંડન કરે છે.

## केशसमूहे तैमिरिकोपलब्धिवत् तदुपलब्धिः ॥ १३ ॥

**પદાર્થ:**—( **केशसमूहे** ) કેશના ઢગલામાં ( **तैमिरिकोपलब्धिवत्** ) આંખના રોગવાળાને જેમ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. તેમ ( **तदुपलब्धिः** ) અવયવી ન હોય છતાં અવયવોના સમૂહનું ચાક્ષુષ પ્રત્યક્ષ થઈ શકે છે.

**ભાવાર્થ:**—જેમ મોતીયા આદિ રોગથી થોડું દેખતા માણસને એકવાળ દેખાતો નથી પરંતુ જો વાળનો મોટો ઢગલો પડ્યો હોય તો તે તેને જોઇ શકે છે, તેમ એક પરમાણુ આંખથી ન જોઈ શકાય એ માનવું યોગ્ય હોવા છતાં પરમાણુઓનો સમૂહ પણ ન દેખી શકાય એ માનવું યોગ્ય નથી. એક પરમાણુ ન દેખાય પણ તેનો મોટો સમૂહ બની ગયો હોય તો તે સહેલાઇથી જોઇ શકાય છે. માટે અવયવોથી એક અવયવી બને છે એમ માનવાની કશી જરૂર નથી. જે જે આંખથી જોઈ શકાય છે તે બધો પરમાણુઓનો પુંજ છે. અવયવી નથી, માટે 'અવયવી ન હોય તો કોઇનું ગ્રહણજ ન થાય' એ કથન ખોટું છે. (૧૩)

સમાધાન સૂત્ર.

**स्वविषयानतिक्रमेणेन्द्रियस्य पटुमन्दभावाद्
विषयग्रहणस्य तथाभावो नाविषये प्रवृत्तिः ॥१४॥**

**પદાર્થ:**—(**स्वविषयानतिक्रमेण**) પોતપોતાના વિષયને અનુસરીને જ (**इन्द्रियस्य**) ઇન્દ્રિયને (**पटुमन्दभावाद्**) પટુભાવ અને મંદભાવ હોય છે અને તેને લીધે (**विषयग्रहणस्य**) વિષયના જ્ઞાનમાં પણ પટુમંદભાવ આવે છે (**अविषये**) અવિષયમાં (**प्रवृत्तिः**) ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થઈ શકતી (**न**) નથી.

**ભાવાર્થ:**—ઇંદ્રિયોથી જે સ્પષ્ટ, સ્પષ્ટતર અને સ્પષ્ટતમ જ્ઞાન થાય છે, તે ઇંદ્રિયોના પોત પોતાના વિષયોમાં જ થાય છે. ઇંદ્રિય ગમે તેટલી પટુ હોય તોપણ પોતાનો જે વિષય ન હોય તેને તો ન જ ગ્રહણ કરી શકે. ગંધનું ગ્રહણ તો આંખથી કદિપણ થઈ શકશે નહિ, કારણ કે ગંધ આંખોનો વિષયજ નથી. આંખ ગંધને ગ્રહણ ન કરી શકે એમાં આંખની નિર્બલતા કહી શકાય નહિ. તૈમિરિક (આંખના રોગવાળા) ની આંખ એક કેશને ન

જોઇ શકે અને કેશના રાશિને જોઈ શકે એ સંભવી શકે છે કારણ કે, કેશને જોવું એ આંખનો વિષય છે. કેશ અવયવી છે તેથી તે અતીન્દ્રિય નથી. માટે ઇંદ્રિયોનો પટુમંદ ભાવ પોત પોતાના વિષયને લગતો જ હોઈ શકે.

પરમાણુઓ તો ઇંદ્રિયોના વિષય જ નથી, એ તો અતીન્દ્રિય જ છે, માટે પરમાણુઓનો સમૂહ પણ અવિષય જ રહેશે. એક પરમાણુમાં ચક્ષુર્ગ્રાહ્ય થવાની યોગ્યતા નથી તો તેના સમૂહમાં ચક્ષુર્ગ્રાહ્ય થવાની યોગ્યતા ક્યાંથી આવી શકે? એક આંધળો માણસ દેખી શકે નહીં તો શું સો અથવા હજારો આંધળાઓ ભેગા મળી દેખી શકશે? નહીં જ. એક રેતીના કણમાં તેલ આપવાની શક્તિ નથી તો રેતીના સમૂહમાં પણ તેલ આપવાની શક્તિ નથી એમ સૌ કોઈ સમજી શકે છે. માટે એક પરમાણુ અદૃશ્ય છે તો તેનો સમૂહ પણ અદૃશ્ય જ રહેશે અને પરિણામે કોઈનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થશે નહિ માટે અવયવોમાંથી અવયવી ઉત્પન્ન થાય છે એમ માનવું જ જોઇએ. અને અવયવીનું જ ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. અવયવી એ અવયવોથી જુદું દ્રવ્ય છે અને અવયવોમાંથી તેની ઉત્પત્તિ છે. આ જ કારણથી આગળ જે કહેવામાં આવ્યું છે કે જો 'અવયવી ન હોય તો કોઈનું પણ ગ્રહણ થઇ શકે નહિ.' એ સત્ય જ છે.

ભાષ્યકાર લખે છે કે:—**संचयमात्रं विषय इति चेन्न, संचयस्य संयोगभावात् तस्य चातीन्द्रियस्याग्रहणादयुक्तम्।** જો કહો કે સંચય અર્થાત્ સમૂહનું ગ્રહણ થાય છે અને તેજ ઇંદ્રિયનો વિષય છે, તો તેનો જવાબ એ છે કે સંચય અથવા સમૂહ એ સંયોગનું નામ છે અને અતીન્દ્રિય દ્રવ્યનો સંયોગ પણ અતીન્દ્રિય જ હોય છે, માટે અતીન્દ્રિય દ્રવ્યોનો સંયોગ પણ પ્રત્યક્ષ થઈ શકે નહિ. તેથી અવયવી રૂપ દ્રવ્યની ઉત્પત્તિ માનવી જોઇએ. અવયવી દ્રવ્યની ઉત્પત્તિ હોવી એનું નામ જ આરંભવાદ છે. (૧૪)

જે યુક્તિ અવયવી ન માનવામાં પૂર્વપક્ષવાદીએ આપી છે તેજ યુક્તિ અવયવો માનવામાં પણ આપી શકાય, એ વાત આ સૂત્રમાં સિદ્ધાંતવાદી તરફથી આપવામાં આવે છે.

## अवयवावयवप्रसङ्गश्चैव माप्रलयात् ॥ १५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**एवम्**) એ પ્રમાણે તો (**आ प्रलयात्**) અભાવ પર્યંત (**अवयवावयवप्रसङ्गः**) અવયવના અવયવ અને તેના અવયવ એ પ્રમાણે પ્રસંગ થયા જ કરશે.

**ભાવાર્થ:**—ધારો કે 'ઘટ' અવયવી નહીં પણ અવયવ જ છે, તો તેમાં પણ એમ પૂછી શકાય કે શું ઘટ રૂપ અવયવ પોતાના અવયવોના દરેકમાં સંપૂર્ણતાથી રહ્યો છે કે તે કોઈ એક ભાગથી રહ્યો છે? જે અવયવોમાં ઘટ રૂપ અવયવ રહ્યો છે તે સિવાય બીજા ઘટના કયા અવયવો છે? આનો ઉત્તર મળી શકે તેમ નથી, આથી ઘટની વૃત્તિનો અભાવ થવાથી તેના અવયવોનો પણ તેજ રીતે અભાવ માની શકાશે, અને તેના અવયવોમાં પણ તેજ પ્રસંગ લગાડી શકાશે, એટલે આ પ્રસંગ અભાવમાં જઈ વિરમશે અને અભાવમાંથી જગતની ઉત્પત્તિ થવી એ તો અસંભવ જ છે. વળી ભાવ રૂપ પ્રતિયોગી વગર અભાવનું પ્રત્યક્ષ થઇ શકતું જ નથી, જો દર્શનના વિષયનો જ અભાવ હોય તો તે (અવયવી) દરેક અવયવમાં સંપૂર્ણતાથી જ રહે છે કે એક ભાગથી? આવો વિકલ્પ જ અયોગ્ય થઇ પડે છે. આશ્રય વગર વિકલ્પ સંભવી શકે જ નહીં, માટે જે આગળ કહેવામાં આવ્યું છે કે 'અવયવી વગર કોઇનું પણ ગ્રહણ થઇ શકે નહિ, એ બરાબર કહ્યું છે. (૧૫)

ખરી રીતે જોતાં તો સર્વનો અભાવ પણ સંભવી શકતો નથી. એ વાત સિદ્ધાંત–વાદી આ સૂત્રમાં સમજાવે છે.

## न प्रलयः, अणुसद्भावात् ॥ १६ ॥

**પદાર્થ:**—(**अणुसद्भावात्**) પરમાણુઓની સિદ્ધિ થઇ શકતી હોવાથી (**प्रलयः**) સર્વનો અભાવ (**न**) નથી.

**ભાવાર્થ:**—કોઇપણ વસ્તુ તુટતાં તુટતાં જ્યાં તુટવાની યોગ્યતા ન રહેવાથી ન તુટી શકે ત્યાં તુટવા રૂપ ક્રિયાની સમાપ્તિ માનવી જોઇએ. અને તેને જ પરમાણુ માનવું જોઇએ. જો તુટવા રૂપ ક્રિયાની પરંપરાને અનંત માનવામાં આવે તો દરેક પદાર્થમાં અનંત અવયવો છે એમ માનવું પડે અને પરિણામે હિમાલય અને રાયના દાણાનું પ્રમાણ સરખું માનવું પડે. વળી કોઇને નાના મોટા-પણ માની શકાય નહીં. કારણ કે બધામાં અનંત અવયવો છે. **यतो नाल्पीयो ऽस्ति तं परमाणुं प्रचक्ष्महे।** જેના કરતાં બીજું કોઇપણ સૂક્ષ્મ દ્રવ્ય ન હોય તેજ પરમાણુ છે. આ પ્રમાણે સર્વ જન્ય પદાર્થનું પરમ કારણ પરમાણુઓ સિદ્ધ થતાં હોવાથી સર્વનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી. અર્થાત્ સર્વશૂન્યતા-વાદ અસત્ય છે. (૧૬)

તુટવા રૂપ ક્રિયાની પરંપરા ક્યાં અટકે છે, તે સૂત્રકાર આ સૂત્રમાં સમજાવે છે.

## परं वा त्रुटेः ॥१७॥

**પદાર્થ:**—(**वा**) અથવા (**त्रुटेः**) દ્વયણુકથી (**परम्**) આગળ તુટવા રૂપ ક્રિયાની વિશ્રાંતિ થાય છે.

**ભાવાર્થ:**—દ્વયણુક તુટીને પરમાણુઓ થઈ જાય છે અને પરમાણુ નિરવયવ હોવાથી તુટી શકતાં નથી માટે ત્રુટિ પછી આગળ તુટવા રૂપ ક્રિયા બંધ પડે છે. એટલે પરમાણુઓ નિત્ય છે. અને તેમાંથી અવયવીઓ બને છે. એ ન્યાયશાસ્ત્રનો સિદ્ધાંત છે. (૧૭)

### ઇતિ અવયવ અને અવયવીનું પ્રકરણ સમાપ્ત.

હવે પરમાણુઓને નિરવયવ તરીકે સિદ્ધ કરનારૂં પ્રકરણ શરૂ કરે છે.

પરમાણુ પણ અવયવ-રહિત થઈ શકે નહીં એમ માનનાર આનુપલંભિક એટલે શૂન્યવાદી પરમાણુ સાવયવ હોવામાં હેતુ આપે છે.

## आकाशव्यतिभेदात् तदनुपपत्तिः ॥ १८ ॥

**પદાર્થ:**—( **आकाशव्यतिभेदात्** ) પરમાણુઓમાં આકાશનો પ્રવેશ હોવાથી ( **तदनुपपत्तिः** ) પરમાણુઓમાં નિરવયવત્વની સિદ્ધિ થઈ શકતી નથી.

**ભાવાર્થ:**—પરમાણુની અંદર અને બહાર આકાશ સમાવિષ્ટ છે. કારણ કે આકાશ સર્વગત છે. જેમાં આકાશ હોય તે સાવયવ જ હોય. આ હેતુથી પરમાણુ પણ સાવયવ છે અને સાવયવ હોવાથી તે અનિત્ય ઠરે છે અને છેવટે સર્વશૂન્યત્વની જ સિદ્ધિ થાય છે. ( ૧૮ )

પૂર્વપક્ષ તરફથી બીજો હેતુ આપે છે.

## आकाशासर्वगतत्वं वा ॥ १९ ॥

**પદાર્થ:**—( **वा** ) અથવા ( **आकाशासर्वगतत्वम्** ) આકાશને અસર્વગત માનો.

**ભાવાર્થ:**—જો પરમાણુની અંદર આકાશ ન માનો તો આકાશ સર્વગત થઈ શકશે નહિ. નૈયાયિકો આકાશને સર્વગત માને છે માટે તેમણે આકાશને પરમાણુઓમાં પણ માનવું જોઇએ. અને એ માનવાથી પરમાણુ નિરવયવ રહી શકતું નથી. માટે પરમાણુ સાવયવ ઠરે છે. ( ૧૯ )

સમાધાન-સૂત્ર.

## अन्तर्बहिश्च कार्यद्रव्यस्य कारणान्तरवचनादकार्ये तदभावः ॥ २० ॥

**પદાર્થ**:—(**च**) અને (**अन्तः**) અંદર (**बहिः**) બહાર એ વાચક શબ્દ (**कार्यद्रव्यस्य**) કાર્ય દ્રવ્યના (**कारणवचनाद्**) કારણુ દ્રવ્ય કહેવાય છે માટે (**अकार्ये**) જે અકાર્ય દ્રવ્ય છે તેમાં (**तदभावः**) અન્તર્ અને બહિર્ શબ્દના પ્રયોગનો અભાવ છે.

**ભાવાર્થ**:—અન્તર્ અને બહિર્ આ બંને શબ્દો કાર્યદ્રવ્યના કારણુ દ્રવ્ય વાચક શબ્દો છે. અન્તર્ (અંદર) એ બહારના અવયવથી ઢંકાયલો અવયવ અને બહિર્ (બહાર) અંદરના અવયવને ઢાંકનાર બહારનો અવયવ. આવા શબ્દના પ્રયોગો કાર્ય દ્રવ્ય માટે પ્રયોજાય છે, નિત્ય માટે નહિ. પરમાણુ નિત્ય છે. એને કોઈ પણુ અવયવ નથી કારણુ કે **यतो नाल्पतरमस्ति स परमाणुः।** જેના કરતાં વધારે નાનું કોઈ પણુ ન હોય તેજ પરમાણુ કહેવાય છે. માટે પરમાણુ નિરવયવ છે. (૨૦)

જો પરમાણુમાં આકાશને ન માનો તો આકાશને સર્વગત પણુ ન માનો એ પ્રતિવાદીના કથનનો ઉત્તર સિદ્ધાંત-વાદી આપે છે.

## सर्वसंयोगशब्दविभवाच्च सर्वगतम् ॥२१॥

**પદાર્થ**:—(**च**) અને (**सर्वसंयोगशब्दविभवात्**) સર્વ સંયોગો અને સર્વશબ્દો આકાશનો આશ્રય કરે છે માટે (**सर्वागतम्**) આકાશ સર્વગત છે.

**ભાવાર્થ**:—ગમે ત્યાં શબ્દ ઉત્પન્ન થાય પણુ તેનો આશ્રય તો આકાશ જ છે. શબ્દ સર્વગત છે. તેમજ મનના સંયોગો, પરમાણુઓના સંયોગો અને તેના કાર્યોના સંયોગો પણુ આકાશમાં જ રહે છે. માટે આકાશ સર્વગત **सर्वमूर्तद्रव्यसंयोगित्वम् सर्वगतत्वम्.** એ જ સર્વગતનું લક્ષણુ છે. માટે પરમાણુની અંદર આકાશ ન માનવા છતાં આકાશ સર્વગત જ છે. (૨૧)

આકાશ સર્વગત હોવામાં બીજા હેતુઓ આપે છે.

## अव्यूहाविष्टम्भविभुत्वानि चाकाशधर्माः ॥ २२ ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **अव्यूहाविष्टम्भविभुत्वानि** ) અવ્યૂહ, અવિષ્ટંભ અને વિભુત્વ ( **आकाशधर्माः** ) આકાશના ધર્મ છે.

**ભાવાર્થ:**—કોઇપણ પદાર્થનું કોઇપણ પદાર્થ સાથે અથડાઇને પાછા ફરવું તેનું નામ વ્યૂહ, આવો વ્યૂહ આકાશની અંદર નથી. પાણીનો પ્રવાહ પાળ સાથે અથડાઇને પાછો ફરે છે માટે પાણીમાં વ્યૂહરૂપ ધર્મ છે. વ્યૂહ સ્પર્શવાળા પદાર્થમાંજ સંભવી શકે છે, પૃથ્વી, પાણી, તેજ અને વાયુમાંજ વ્યૂહ સંભવી શકે છે કારણ કે તે બધામાં સ્પર્શ છે. આકાશ તો સ્પર્શવાળું દ્રવ્ય નથી માટે તેમાં વ્યૂહ નજ સંભવી શકે.

વિષ્ટંભ એટલે પ્રતિઘાતક દ્રવ્ય આડે આવવાથી આગળ જતાં અટકી જવું તે. દડાનો ઘા કરવામાં આવે છતાં પણ આડે જો ભીંત આદિ કોઈ પ્રતિઘાતક દ્રવ્ય આવે તો દડો આગળ જતો અટકી પડે છે. આ પ્રમાણે ગતિનો પ્રતિરોધ થતાં દ્રવ્યનું આગળ જવું બંધ પડવું તેનું નામ વિષ્ટંભ. આવો વિષ્ટંભ આકાશમાં નથી અર્થાત્ આકાશમાં અવિષ્ટંભ છે. વિષ્ટંભ પણ સ્પર્શવાળા દ્રવ્યમાં થઇ શકે છે, આકાશમાં સ્પર્શ નથી માટે તેમાં અવિષ્ટંભ છે.

વિભુત્વ એટલે સર્વગતત્વ એ પણ આકાશમાં છે. સ્પર્શ વગરનાં જ દ્રવ્યો વ્યાપક હોય છે.

વળી કોઇપણ વસ્તુમાં આકાશ હોવાથી તે અનિત્ય ઠરતું નથી, અનિત્ય તો કાર્યત્વને લીધે હોય છે, પરમાણુમાં કાર્યત્વ નથી તે તો આગળ સ્પષ્ટ કરી દીધું છે. કાર્ય દ્રવ્યના અવયવો છુટા પડે તો જ કાર્ય દ્રવ્ય નાશ પામે છે. ઘટાદિ દ્રવ્યમાં આકાશ હોવા છતાં ઘટ દ્રવ્ય કાયમ રહે છે. પણ જો ઘટના અવયવો જુદા પડે તો ઘટનો નાશ જરૂર થાય. માટે સર્વશૂન્યતા વાદી પરમાણુમાં આકાશની આ શંકા કરી તેને અનિત્ય માનવા જે લલચાયો છે તે

તેની ભૂલ છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે આકાશ સર્વગત હોવા છતાં પણ પરમાણુ નિરવયવ અને નિત્ય છે. (૨૨)

પરમાણુઓ સાવયવ હોવામાં પૂર્વપક્ષવાદી બીજી યુક્તિઓ આપે છે.

## मूर्तिमतां च संस्थानोपपत्तेरवयवसद्भावः ॥२३॥

**પદાર્થ:**—(**च**) અને (**मूर्तिमताम्**) મૂર્તિ પદાર્થને (**संस्थानोपपत्तेः**) કોઇપણ ત્રિકોણુ, ચતુષ્કોણુ અને ગોળ આદિ આકૃતિ જરૂર હોવાથી (**अवयवसद्भावः**) પરમાણુઓના અવયવ જરૂર માનવા જોઇએ.

**ભાવાર્થ:**—પરમાણુ અલ્પપરિમાણુવાળું હોવાથી તે મૂર્ત દ્રવ્ય છે અને મૂર્ત દ્રવ્ય હોવાને કારણે તેની કોઇપણ જાતની આકૃતિ તો જરૂર માનવી જોઇએ. આકૃતિ શબ્દનો અર્થ જ એ છે કે આકૃતિવાળા પદાર્થના અવયવો અમુક રીતે ગોઠવાયા છે. નૈયાયિકો પરમાણુને ગોળાકાર માને છે. તો તેને અવયવ જરૂર હોવા જોઇએ. **परमाणुः सावयवः, मूर्त्तत्वात्, अयोगोलकवत्.** પરમાણુ અવયવવાળું છે, મૂર્ત હોવાથી, લોઢાના ગોળા પેઠે. આ યુક્તિ પરમાણુને સાવયવ માનવું જોઇએ. (૨૩)

બીજી યુક્તિ આપે છે.

## संयोगोपपत्तेः ॥ २४ ॥

**પદાર્થ:**—(**च**) અને (**संयोगोपपत्तेः**) સંયોગની પણ એમાં સિદ્ધિ થતી હોવાથી.

**ભાવાર્થ:**—(**परमाणुः सावयवः संयोगवत्त्वात्।** પરમાણુ સાવયવ છે સંયોગવાળું હોવાથી એક પરમાણુ સાથે બીજા પરમાણુનો સંયોગ થાય છે. એમ તો નૈયાયિકો પણ માને જ છે. હવે એ

પરમાણુનો થયેલો સંયોગ એમાંથી કોઇપણ સંપૂર્ણ પરમાણુને વ્યાપક તો નહીં જ બની શકે. સંયોગ તો પરમાણુઓના અમુક ભાગ ઉપર જ માનવો પડશે. માટે એક સંયોગવાળો પરમાણુનો ભાગ અને બીજો સંયોગ વગરનો ભાગ આમ બે ભાગ તો પરમાણુના માનવા જ પડે. કોઈપણ સંયોગ વ્યાપ્યવૃત્તિ તો બની શકે જ નહિ. અવ્યાપ્યવૃત્તિ સંયોગ અવચ્છેદકના ભેદને સ્વીકાર્યા વગર રહી શકે જ નહીં. આ રીતે પરમાણુઓ સાવયવ ઠરે છે અને એના અવયવો પણ આજ રીતે સાવયવ ઠરતા જશે એટલે પરિણામે કોઇપણ દ્રવ્ય નિરવયવ બની શકશે નહિ. માટે શૂન્યતાવાદનો સ્વીકાર કરવો એજ યોગ્ય છે. પરમાણુ માનવાનું વ્યસન નૈયાયિકોએ છોડી દેવું જોઈએ. નિરવયવ આકાશ જેવી પણ કોઈ વસ્તુ નથી. માટે છેવટે શૂન્યતા જ ખરી છે. (૨૪)

હવે ઉપર આપેલા બંને હેતુઓનું ખંડન કરી સમાધાન કરે છે.

## अनवस्थाकारित्वा दनवस्थानुपपत्तेश्चाप्रतिषेधः

**પદાર્થ:—**(**अनवस्थाकारित्वात्**) ઉપરના બંને હેતુ અનવસ્થા ઉત્પન્ન કરતા હોવાથી (**च**) અને (**अनवस्थानुपपत्तेः**) અનવસ્થા અપ્રામાણિક હોવાથી (**अप्रतिषेधः**) પરમાણુઓના નિરવયત્વનું ખંડન થઈ શકતું નથી.

**ભાવાર્થ:—परमाणुः, सावयवः, मूर्तत्वात् संयोगवत्त्वाच्च** આ બન્ને હેતુઓ હેત્વાભાસ છે, કારણ કે જો એ હેતુને સત્ય માનવામાં આવે તો પરમાણુના અવયવોમાં અને તેના પણ અવયવોમાં મૂર્તત્વ અને સંયોગવત્વ રહેતાં હોવાથી તેઓ પણ સાવયવ થશે અને એ પ્રમાણે અવયવોની ધારા અનન્ત થઈ જાય અને તેથી પરિણામ એ આવે કે દરેક પદાર્થમાં અનન્ત અવયવો માનવા પડે અને તેને લીધે ગુરુત્વના ભેદો રહે નહીં. મેરુ પર્વત અને સર્ષપનો દાણો એ બન્નેને એક સરખા ગુરુત્વવાળા માનવા જોઇએ કે જે દેખીતી

રીતે ખોટું છે, માટે ઉપર કહેલા બંને હેતુઓ જે અનવસ્થા ઉત્પન્ન કરે છે તે પ્રામાણિક થઈ શકતી નથી, માટે બંને હેતુઓ ખોટા છે. સર્વશૂન્યતા માનવામાં કોઈપણ પ્રમાણ નથી. જો પ્રમાણને સત્ય માને તો સર્વશૂન્યતા બને નહિ માટે સર્વ શૂન્યતાવાદ પણ ખોટો છે.

એક પરમાણુ સાથે બીજા પરમાણુનો સંયોગ અમુક ભાગમાં જ થશે એટલે એમાં અવચ્છેદકના ભેદો માનવા જોઇએ અને તેથી પરમાણુ સાવયવ થઈ જશે એ પણ માનવું વિચાર ભરેલું નથી. કારણ કે સંયોગ માત્ર અવ્યાપ્યવૃત્તિ હોય છે. તો પરમાણુને સંયોગ વ્યાપી ન શકે તેમાં પરમાણુ સાવયવ કેવી રીતે થઈ શકે? નવીન વેદાંતીઓના મતમાં પણ માયા બ્રહ્મને વ્યાપક થઈ રહી શકતી નથી. બ્રહ્મના એક ભાગમાં જ તે રહે છે તેથી શું નવીન વેદાંતીઓ બ્રહ્મને સાવયવ માનવા તૈયાર છે? જો હા કહેશે તો બ્રહ્મ નિત્ય રહી શકશે નહિ. માટે બ્રહ્મમાં માયા જેમ અવ્યાપક થઈ રહે છે અને બ્રહ્મ જેમ નિરવયવ રહે છે તેમ પરમાણુ ઉપર સંયોગ અવ્યાપક થઇ રહે છે, અને તે નિરવયવ પણ રહી શકશે. પરમાણુ અને કાળ દિશા આદિ નિત્ય છે અને દિશા આદિ તો વ્યાપક પણ છે તેથી એક નિત્ય અને બીજો વ્યાપક-નિત્ય છે તેથી તેનો સંયોગ માની શકાય નહિ. કોઈપણ સંયોગ અનાદિ હોઈ શકે નહિ, છતાં પણ દુર્જન-તોષથી સંયોગો માને તો પણ તેઓ ઉપર બતાવેલી યુક્તિથી પરમાણુને સાવયવ ફરી શકતા નથી. પરમાણુઓ નિરવયવ અને નિત્ય છે એ સત્ય સ્વીકાર્યા સિવાય છૂટકો જ નથી.

## ઇતિ નિરવયવ પ્રકરણ સમાપ્ત.

## બાહ્યાર્થભંગ-નિરાકરણ-પ્રકરણ.

બધું જ્ઞાનાકાર જ છે. જ્ઞાન સિવાય કોઈ પણ બહારનો પદાર્થ જ નથી એવું માનનારનું મત બતાવે છે.

**बुद्धया विवेचनात्तु भावानां याथात्म्यानुपलब्धिस्तन्त्वपकर्षणे पटसद्भावानुपलब्धिवत् तदनुपलब्धिः ॥ २६ ॥**

**પદાર્થ:**—(**तु**) વળી બીજું. (**बुद्धया**) બુદ્ધિથી (**विवेचनात्**) વિવેચન કરવાથી અભેદ જણાવાથી (**भावानाम्**) પદાર્થોનું (**याथात्म्यानुपलब्धिः**) બાહ્ય સ્વરૂપ જણાતું ન હોવાથી. (**तन्त्वपकर्षणे**) એક એક તંતુ ખેંચી કાઢયા પછી (**पटसद्भावानुपलब्धिवत्**) જેમ પટ જેવી કોઈ વસ્તુ રહેતી નથી તેમ (**तदनुपलब्धिः**) કોઈ પણ બાહ્ય વસ્તુ નથી.

**ભાવાર્થ:**—કોઈ પણ પદાર્થનો જ્યારે બુદ્ધિથી વિચાર કરવામાં આવે છે ત્યારે તે પદાર્થ જ્ઞાન કરતાં જુદો હોય એમ લાગતું નથી. જેમ ઉપલક દૃષ્ટિથી વસ્ત્ર જેવી વસ્તુ આપણને જણાય છે પણ જ્યારે તેમાંથી એક એક સૂતરના તાંતણાઓ જુદા કરી નાંખીએ તો છેવટે વસ્ત્ર જેવું કશું જ રહેતું નથી તેજ પ્રમાણે સૂતરના અવયવો ખેંચી દૂર કરવાથી સૂતર જેવી પણ કોઇ વસ્તુ રહેતી નથી એજ પ્રમાણે ઠેઠ પરમાણુ સુધી વસ્તુનું ખરૂં બાહ્ય સ્વરૂપ જણાતું નથી અને પરમાણુ પણ સંયોગવાળું હોવાથી તેના પણ અવયવો અને એના પણ અવયવો માનતાં માનતાં છેવટે અભાવમાં જ બધાનો અંત આવે છે, માટે જ્ઞાન પોતે જ પૃથ્વી, પર્વત અને મહાસાગર–આદિ રૂપે જણાય છે. સ્વપ્નમાં જેમ અર્થ વગર જ જ્ઞાન થાય છે તેમ જાગ્રત્ અવસ્થામાં પણ અર્થ વગર જ જ્ઞાન થાય છે. વાસનાને લીધે સ્વપ્નાં આવે છે તેમ અનાદિ વાસનાને લીધે ઘટ–પટ આદિ ભેદવાળા પદાર્થો જણાય છે, બાકી ખરી રીતે તો બધું જ્ઞાન સ્વરૂપ છે અને બહાર જણાતા બધા પદાર્થો મિથ્યા છે. (૨૬)

ઉપરના મતનું ખંડન.

## व्याहतत्वादहेतुः ॥ २७ ॥

**પદાર્થઃ**—(**व्याहतत्वात्**) તમારા કથનમાં વ્યાઘાત આવવાથી (**अहेतुः**) તમારૂં કથન હેત્વાભાસ રૂપ અર્થાત્ ખોટું છે.

**ભાવાર્થઃ**—પૂર્વપક્ષવાદીનું કથન પરસ્પર વ્યાઘાતરૂપ દોષથી દૂષિત છે. વસ્ત્રમાંથી જ્યારે એ સૂતરના તાંતણા કાઢે છે ત્યારે સૂતર જ રહે છે અને સૂતરમાંથી જ પટ બને છે અને સૂતરમાં જ તે રહે છે. આશ્રયમાં જ આશ્રિત વસ્તુ જણાય છે બીજે નહિ. પટરૂપ વસ્ત્ર છે તો જ તે ઓઢી શકાય છે, જો તે કેવળ સૂતર રૂપજ હોત તો તે ઓઢી શકાત નહિ. આ પ્રમાણે પટની ક્રિયા અને સૂતરની ક્રિયા જુદી જુદી હોવાથી બંને પદાર્થ છે એમ સિદ્ધ થાય સૂતરનું પરિમાણ અને પટનું પરિમાણ પણ જુદું હોય છે. સમવાય સંબંધને લીધે સૂતર સિવાય બીજામાં પટ નથી જણાતો એથી કંઇ પટ મિથ્યા થતો નથી. એજ પ્રમાણે બધા પદાર્થોમાં સમજી લેવું. જો પદાર્થો બાહ્ય કોઇ સત્તા જ ન ધરાવતા હોય તો તેના ઉપર વિવેચન જ થઈ શકે નહિ. પૂર્વપક્ષ-વાદી જ્યારે પટ છે એમ જુએ છે અને તેના ઉપર વિવેચન અર્થાત્ તંતુઓનું અપકર્ષણ કરવા માંડે છે તેથી સિદ્ધ થાય છે કે પટ જેવી કોઇ અવયવી વસ્તુ છે માટે જ્ઞાનથી ભિન્ન વસ્તુની સત્તા સ્વીકારવી જ જોઇએ. જો બાહ્ય પટ ન હોય તો તે જ્ઞાનનો વિષય શું છે? એ પ્રશ્નનો પૂર્વપક્ષવાદી પાસે કશો ઉત્તર જ નથી. વિષય વગરનું જ્ઞાન સંભવી શકે જ નહિ. જ્ઞાન પોતે જ પોતાનો વિષય પણ બની શકે નહિ. માટે બાહ્ય પદાર્થોને માનવા જ જોઇએ. ( ૨૭ )

ગાય અને બકરી જેમ જુદા જુદા જણાય છે તેમ તંતુ અને પટ જુદા જુદા કેમ જણાતા નથી? એનો ઉત્તર આપે છે.

## तदाश्रयत्वाद् अपृथग्ग्रहणम् ॥ २८ ॥

**પદાર્થ:—( तदाश्रयत्वात् )** કારણુને આશ્રિત કાર્ય હોવાથી **( अपृथग्ग्रहणम् )** જુદાં જુદાં ગ્રહણુ થતાં નથી.

**ભાવાર્થ:**—કાર્યદ્રવ્ય કારણુદ્રવ્યથી કદી પણુ જુદું પડી શકતું નથી. જ્યાં કાર્યકારણુભાવ ન હોય ત્યાં જુદું જુદું ગ્રહણુ થાય છે. બકરીનું કારણુ ગાય નથી અને ગાયનું કારણુ બકરી નથી તેમ તે બંનેનો આશ્રયાશ્રિતભાવ પણુ નથી માટે તે બંને પ્રાણીઓ જુદાં જણાઇ શકે. પણુ તંતુ અને પટમાં એમ સંભવી શકે નહિ કારણુ કે, ત્યાં તો કાર્યકારણુભાવ અને આશ્રયાશ્રિતભાવ છે. સમવાય સંબંધવાળા કોઇ પણુ બે પદાર્થો જુદા જુદા દેશમાં રહી શકે જ નહિ. માટે કાર્યકારણુભાવવાળા અથવા ઉપાદાનોપદેયભાવવાળા પદાર્થો જુદા જુદા કેમ જણાતા નથી ? એ પૂર્વપક્ષ-વાદીનો પ્રશ્ન કેવળ અજ્ઞાનમાંથી જ ઉભો થાય છે. (૨૮)

જો કોઇ એવી શંકા કરે કે 'જે પદાર્થમાં વાદી અને પ્રતિવાદીને માન્ય હોય તેજ પદાર્થ માનવા અને જે પદાર્થમાં બેમાંથી એકને માન્ય ન હોય તે ન માનવા જ્ઞાન માનવામાં વાદી અને પ્રતિવાદીને કશો વિવાદ નથી પણુ જડ અર્થ પ્રતિવાદી માનવા તૈયાર નથી, માટે ઉભયવાદી-સંમત જ્ઞાન જ માનવું અર્થ ન માનવા.' આ શંકાનું સમાધાન સૂત્રકાર આપે છે કે:—

## प्रमाणतश्चार्थप्रतिपत्तेः ॥ २९ ॥

**પદાર્થ:—( च )** અને **( प्रमाणतः )** પ્રમાણોથી **( अर्थप्रतिपत्तेः )** અર્થનું જ્ઞાન થતું હોવાથી અર્થ માનવા જોઇએ.

**ભાવાર્થ:**—વસ્તુની સિદ્ધિ પ્રમાણોથી જ થાય છે. પૃથ્વી, પર્વત, ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જાણી શકાય છે તથા કેટલાક પદાર્થો અનુમાન આદિ પ્રમાણોથી જાણી શકાય છે માટે જે જે અર્થો પ્રમાણોથી જાણી શકાય તે તે અર્થો જરૂર માનવા જોઇએ. પ્રામાણિક અર્થમાં ગૌરવ દોષ તરીકે ગણાતું નથી. પ્રતિવાદી પટને

મિથ્યા બતાવવા જે યુક્તિ આપી છે તે ખોટી છે કારણ કે ચક્ષુ ઇંદ્રિય રૂપથી પટની ઉપલબ્ધિ બરાબર થાય છે, માટે જ્ઞાન સિવાય અર્થોની સત્તા માનવી જ જોઇએ. (૨૯)

બાહ્ય અર્થ ન સ્વીકારવામાં બીજો દોષ બતાવે છે.

## प्रमाणानुपपत्त्युपपत्तिभ्याम् ॥ ३० ॥

**પદાર્થ:**—(**प्रमाणानुपपत्त्युपपत्तिभ्याम्**) પ્રમાણ જો માનવામાં આવે તો કેવળ જ્ઞાન જ છે એવું સિદ્ધ થતું નથી અને પ્રમાણ ન માનવામાં આવે તો પણ કેવળ જ્ઞાન સિદ્ધ થતું નથી.

**ભાવાર્થ:**—સર્વ જ્ઞાનમાં વિષયનો ઉલ્લેખ હોય છે. હવે જો એ વિષય પ્રમાણથી જાણી શકાતા હોય તો વિષયને ખોટા કેમ મનાય? અને જો એ વિષય પ્રમાણથી ન જણાતા હોય તો જ્ઞાનમાં તેનો ઉલ્લેખ ન થવો જોઇએ. દરેક જ્ઞાનમાં વિષયનો ઉલ્લેખ તો જરૂર થાય છે માટે બાહ્ય વિષય માનવા જોઇએ. ચક્ષુ આદિ ઇંદ્રિયો જાણવાનું સાધન હોવાથી એને પ્રમાણ માનવામાં આવે છે અને એ (ચક્ષુ આદિ) જ્ઞાન ન હોવાથી બાહ્ય પદાર્થ છે. જો પ્રમાણને સ્વીકારે તો બાહ્ય પદાર્થ સિદ્ધ થાય છે અને પ્રમાણ જ માનવામાં ન આવે તો બધું જ જ્ઞાન છે એની સિદ્ધિ કેવી રીતે થઈ શકે? અપ્રામાણિક અર્થ માની શકાય નહિ. વિષય વગર જ્ઞાનની ઉત્પત્તિ જ થઈ શકે નહિ. (૩૦)

પ્રમાણ અને પ્રમેયનો વ્યવહાર જ મિથ્યા છે, વગર પ્રમાણે અને વગર પ્રમેયે જ જ્ઞાન થાય છે એવું માનનાર કહે છે કે:—

## स्वप्नविषयाभिमानवदयं प्रमाणप्रमेयाभिमानः ॥३१॥

**પદાર્થ:**—(**स्वप्नविषयाभिमानवत्**) સ્વપ્નમાં જેમ વિષય વગર જ્ઞાન થાય છે તેમ (**अयम्**) આ (**प्रमाणप्रमेयाभिमानः**) પ્રમાણ અને પ્રમેયનો મિથ્યા અભિમાન છે.

**ભાવાર્થ:**—સ્વપ્નમાં પર્વત, સમુદ્ર અને નદી આદિ કોઈ પણ વિષયો હોતા નથી, છતાં તેનું જ્ઞાન થાય છે, તેમ બાહ્ય પદાર્થો ન હોવા છતાં જાગરિત અવસ્થામાં પણ વિષયોનું જ્ઞાન થશે. વિષયોને વાસ્તવિક સત્તા માનવાની કશી જરૂર નથી. અનાદિ કાળથી વાસના છે માટે એના પરિપાકથીજ જુદાં જુદાં જ્ઞાનો સ્વપ્ન અવસ્થામાં અને જાગરિત અવસ્થામાં થયા કરે છે. ખરૂં જોતાં બાહ્ય પદાર્થો નથી જ. (૩૧)

વિશેષમાં પૂર્વપક્ષવાદી જણાવે છે કે:—

## मायागन्धर्वनगरमृगतृष्णिकावद्वा ॥ ३२ ॥

**પદાર્થ:**—(**मायागन्धर्वनगरमृगतृष्णिकावत्**) માયા, ગંધર્વ-નગર=ધૂમસ અને મૃગજળ પેઠે (**वा**) તથા

**ભાવાર્થ:**—ઇંદ્રજાળથી ખોટા પદાર્થો જેમ જણાવાય છે, ધૂમસમાં જેમ નગરની ભ્રાંતિ થાય છે તથા મૃગતૃષ્ણિકામાં જેમ જળની ભ્રાંતિ થાય છે તેમ બધા વિષયો મિથ્યા છે. અર્થાત્ જેમ ઇંદ્રજાળના પદાર્થો, ધૂમસમાં જણાતું નગર અને ઝાંઝવામાં જણાતું પાણી ખોટાં છે તેમ બાહ્ય જગત્ બધું ખોટું છે. કેવળ વાસનાને લીધે જ બધું જણાઇ રહ્યું છે. (૩૨)

હવે સિદ્ધાંતવાદી ઉપરની વાતને મિથ્યા જણાવે છે.

## हेत्वभावादसिद्धिः ॥ ३३ ॥

**પદાર્થ:**—(**हेत्वभावात्**) ઉપરના કથનમાં પૂર્વપક્ષવાદીએ કશો હેતુ આપ્યો ન હોવાથી (**असिद्धिः**) એ વાતની સિદ્ધિ થઇ શકતી નથી.

**ભાવાર્થ:**—જ્ઞાન સિવાય બીજા કોઇ પદાર્થ જ નથી એ કથનમાં પૂર્વપક્ષવાદી કશો હેતુ આપતો નથી કેવળ દૃષ્ટાંત જ આપે

છે. દૃષ્ટાંત માત્રથી સાધ્યની સિદ્ધિ થઇ શકે નહિ. 'આ ઘટ છે' એવા પ્રત્યક્ષજ્ઞાનનું કારણ ચક્ષુ ઇંદ્રિય છે. હવે જો ચક્ષુ ઇંદ્રિય ન માનવામાં આવે તો 'આ ઘટ છે.' 'આ વૃક્ષ છે.' 'આ કાળું છે.' ઇત્યાદિ જ્ઞાન કેવી રીતે થઇ શકે? જો એ એમ કહે કે એ તો વાસનાથી થાય છે, તો વાસના જ્ઞાનથી અતિરિક્ત થઇ, તો પછી જ્ઞાન સિવાય બીજું કશું જ નથી એ પ્રતિજ્ઞાનો સ્પષ્ટ ભંગ થાય છે.

વળી બીજું 'સ્વપ્નમાં દેખાતા પદાર્થો માફક પ્રમાણ અને પ્રમેયનો વ્યવહાર મિથ્યા છે.' આ કથનમાં કશોજ હેતુ આપવામાં આવતો નથી સ્વપ્નાવસ્થામાં જે વિષયો જણાય છે તે તો બાહ્ય અર્થોથી પડેલા સંસ્કારોને લીધે જણાય છે. સંસ્કાર સિવાય સ્વપ્ન અથવા સ્મૃતિ થઇ શકે નહિ. જાગ્રત અવસ્થામાં જે પદાર્થો ન જણાય તે ખોટા છે, જો એમ માનવામાં આવે તો, જાગરિત અવસ્થામાં જે પદાર્થો જણાય છે તેને તો સાચા માનવામાં શી હરકત છે? સ્વપ્નના અર્થો અસત્ય છે અને જાગરિત અવસ્થામાં જણાતા અર્થો પણ અસત્ય છે, જો એમ માનવામાં આવે તો વિષયના અભાવમાં જ્ઞાન જ ન થવું જોઇએ, પણ જ્ઞાન તો થાય છે એ તો પૂર્વપક્ષવાદી પણ માને છે તો જાગરિત અવસ્થામાં જણાતા પદાર્થોને સત્ય માનવા જ જોઇએ.

વળી સ્વપ્નો ઘણી જાતનાં આવે છે. કોઇ ભય-જનક તો કોઇ આનંદ-જનક તો કોઇ શોક-જનક હોય છે. આ વિવધતામાં પણ કંઈ કારણ હોવું જોઇએ. જે કોઇ કારણ માનશો તે જ્ઞાનથી અતિરિક્ત જ હશે. માટે બાહ્ય અર્થ સિદ્ધ જ થાય છે. (૩૩)

બાહ્ય અર્થની સત્તા છે એમાં બીજો હેતુ આપે છે.

## स्मृतिसंकल्पवच्च स्वप्नविषयाभिमानः ॥ ३४ ॥

**પદાર્થ**:—(**च**) અને (**स्मृतिसंकल्पवत्**) સ્મૃતિ અને સંકલ્પ પેઠે (**स्वप्नविषयाभिमानः**) સ્વપ્નના વિષયોનો અભિમાન છે.

**ભાવાર્થઃ**—જે પદાર્થોનું પહેલાં પ્રત્યક્ષ જ્ઞાન થયું હોય છે તેનાજ સ્મરણ અને સંકલ્પ થાય છે. અજ્ઞાત અર્થનું ન તો સ્મરણ થાય છે કે ન તો સંકલ્પ થાય છે. જેમ સ્મરણ અને સંકલ્પ પૂર્વે જાણેલા અર્થોનો અભાવ જણાવી શકતા નથી તેમ સ્વપ્નો પણ જાણેલા અર્થનો અભાવ બતાવી શકે નહિ. જો કોઈ કહે કે, 'સ્વપ્નમાં તો માણસ પોતાનું માથું કપાયેલું જુએ છે. શું જાગરિત અવસ્થામાં કોઇએ પણ પોતાનું માથું કપાયેલું અનુભવ્યું છે? નહીં જ. માટે સ્વપ્ન જાગરિત અવસ્થામાં અનુભવેલા અર્થનું જ આવે છે એ વાત મિથ્યા છે.' એનો ઉત્તર એ છે કે એ સ્વપ્નદ્રષ્ટાએ માથું કપાયેલું જાગરિત અવસ્થામાં જોયું હોય છે, માત્ર એ કપાયેલા માથાનો સંબંધ પોતાની સાથે જુએ છે. આ સંબંધ વિષયક જ્ઞાન મિથ્યા છે. જેટલાં મિથ્યા જ્ઞાન હોય છે તે બધાં સંસર્ગના અંશમાં જ મિથ્યા છે. બાકી છીપ સાચી છે અને સોનીની દુકાનમાં પડેલું રજત પણ સાચુ છે. ભાષ્યકાર લખે છે કે **अतस्मिंस्तदिति च व्यवसायः प्रधानाश्रयः अपुरुषे स्थाणौ पुरुष इति व्यवसायः स प्रधानाश्रयः न खलु पुरुषे अनुपलब्धे पुरुष इति अपुरुषे व्यवसायो भवति।** સ્થાણુ (ઠુંઠું)માં પુરુષ એવું જે જ્ઞાન થાય છે તે સાચા પુરુષને લીધે જ થાય છે, જો કોઇ પણ વખતે સાચા પુરુષનું જ્ઞાન થયું જ ન હોય તો સ્થાણુમાં 'પુરુષ' એવું જ્ઞાન કદી પણ થઇ શકે નહિ. માટે જે કોઇ કહે છે કે 'મેં સ્વપ્નમાં હાથી જોયો અથવા પર્વતને જોયો.' એ જ્ઞાન કોઇ પણ વખતે સાચા હાથીને જોયાનું ફળ છે. (૩૪)

મિથ્યા જ્ઞાનનો નાશ તત્વજ્ઞાનથી થાય છે કારણ કે તે જ્ઞાનમાં વિષય સાચો હોતો નથી, તે વાત આ સૂત્રમાં દૃષ્ટાંત આપી બતાવે છે.

**मिथ्योपलब्धिविनाशस्तत्वज्ञानात् स्वप्नविषयाभिमानप्रणाशवत् प्रतिबोधे ॥ ३५ ॥**

**પદાર્થ:**—(**तत्वज्ञानात्**) તત્વજ્ઞાન થવાથી (**मिथ्योपलब्धिविनाशः**) મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે (**प्रतिबोधे**) જાગરિત અવસ્થામાં (**स्वप्नविषयाभिमानप्रणाशवत्**) સ્વપ્નમાં જણાયેલા વિષયોનો અભિમાન જેમ નાશ પામે છે તેમ.

**ભાવાર્થ:**—સ્થાણુમાં 'આ પુરુષ છે.' એવું જે જ્ઞાન થાય છે તે મિથ્યા જ્ઞાન છે અને સ્થાણુમાં 'આ સ્થાણુ છે.' એવું જે જ્ઞાન થાય છે તે તત્વજ્ઞાન છે. **अतस्मिंस्तदिति ज्ञानम्, मिथ्याज्ञानम्** અને **तस्मिंस्तदिति ज्ञानं तत्वज्ञानम्** એ જ મિથ્યાજ્ઞાન અને તત્વજ્ઞાનનાં ટુંકાં લક્ષણો છે. જાગરિત અવસ્થામાં જે જ્ઞાનવૃત્તિ થાય છે તેનાથી સ્વપ્નને વિષય કરનારૂં જ્ઞાન બાધિત થાય છે, કારણ કે, જાગરિત અવસ્થાવાળા જ્ઞાનના વિષય સાચા છે અને સ્વપ્નવિષયવાળા જ્ઞાનના વિષય ખોટા છે. માયા, ગંધર્વનગર અને મૃગતૃષ્ણિકામાં પણ મિથ્યાજ્ઞાન હોય છે અર્થાત્ અન્યવસ્તુમાં અન્યવસ્તુનું જ્ઞાન થાય છે, પણ એથી એ સિદ્ધ થતું નથી કે વિષય બીલકુલ નથી જ અને એમને એમ જ્ઞાન થાય છે. માયામાં કેવળ હાથચાલાકી હોય છે. ગંધર્વનગરમાં ધૂમસ વિષય હોય છે અને મૃગતૃષ્ણિકામાં પૃથ્વીની ગરમી અને સૂર્યનાં કિરણોનો એક પ્રકારનો સ્પંદ હોય છે. સાચો કે ખોટો કોઈપણ જ્ઞાનમાં વિષય તો હોવો જ જોઇએ. જો જ્ઞાનમાં ખોટો વિષય હશે તો જ્ઞાન મિથ્યા થશે અને જો સાચો વિષય હશે તો જ્ઞાન સાચું થશે, માટે બાહ્ય વિષયનો અભાવ સિદ્ધ થઇ શકતો નથી. જો વિષય ન હોય તો 'આ ઘટ છે.' 'આ નદી છે.' 'આ ઉપવન છે.' આવાં વિલક્ષણ ભેદાવગાહિ જ્ઞાન કદી પણ થઈ શકે નહિ. માટે જ્ઞાનથી અતિરિક્ત બાહ્ય વિષય પણ છે. (૩૫)

સંસારમાં જેમ સત્યજ્ઞાન છે તેમ મિથ્યાજ્ઞાન પણ છે જ, તે આ સૂત્રમાં બતાવે છે.

**बुद्धेश्चैवं निमित्तसद्भावोपलम्भात् ॥ ३६ ॥**

**પદાર્થઃ**—(**च**) અને (**एवम्**) એ પ્રમાણે (**बुद्धेः**) બુદ્ધિનો (**निमित्तसद्भावोपलम्भात्**) નિમિત્તને લીધે જ ઉપલંભ થાય છે.

**ભાવાર્થઃ**—સંસારમાં મિથ્યાજ્ઞાન પણ છે જ અને તે પણ સાદૃશ્ય આદિ કોઈ પણ નિમિત્તને લીધે ઉત્પન્ન થાય છે. સાચું હો કે જુઠું હો પણ, જ્ઞાન માત્ર નિમિત્તને લીધે જ ઉત્પન્ન થાય છે. જે વગર નિમિત્તે હોય તે તો સદૈવ હોય, પણ કોઇ વખતે હોય અને કોઈ વખતે ન હોય એમ તો બને જ નહીં. માટે નિમિત્તને તો માનવું જોઇએ અને એ નિમિત્ત જ્ઞાનથી ભિન્ન હોવાથી બાહ્ય અર્થ સિદ્ધ થાય છે. (૩૬)

મિથ્યાજ્ઞાનના બે નિમિત્ત હોય છે, તે આ સૂત્રમાં બતાવે છે.

## तत्वप्रधानभेदाच्च मिथ्याबुद्धेर्द्वैविध्योपपत्तेः ॥ ३७ ॥

**પદાર્થઃ**—(**च**) અને (**तत्वप्रधानभेदात्**) તત્વ અને પ્રધાનના ભેદને લીધે (**मिथ्याबुद्धेः**) મિથ્યા જ્ઞાનની (**द्वैविध्योपपत्तेः**) દ્વિવિધતા સિદ્ધ થાય છે.

**ભાવાર્થઃ**—સ્થાણુમાં જે પુરુષ બુદ્ધિ થાય છે, તેને મિથ્યાજ્ઞાન કહેવામાં આવે છે. એ જ્ઞાનમાં સ્થાણુ એ તત્વ છે અને પુરુષ એ આરોપ્ય પ્રધાન છે. સ્થાણુ અને પુરુષ બંને જુદા છે છતાં એ બંનેમાં ઉચ્ચત્વાદિ ધર્મ સમાન છે. દૂરત્વ આદિ દોષ અને સમાનતાને લીધે કોઇક વખતે મિથ્યાજ્ઞાન થઇ જાય છે. મિથ્યાજ્ઞાનના બંને વિષયો બાહ્ય અર્થ જ છે. જો પુરુષ રૂપ અર્થ મિથ્યા હોય તો સ્થાણુધર્મિક જ્ઞાનમાં તેનો આરોપ જ થાય નહિ. જે લોકો જ્ઞાનમાં કોઈ પણ વિષય માતા નથી તેના મતમાં મિથ્યાજ્ઞાનની કોઇ વ્યવસ્થા જ રહે નહિ. જેમ શુક્તિમાં રજતનો ભ્રમ થાય છે તેમ શુક્તિમાં સુવર્ણનો ભ્રમ શા માટે થતો નથી? કારણ કે જ્ઞાનમાં કોઇ વિષય તો નથી જ અને અભાવતો બધે જ એક સરખો હોય છે, માટે શુકિતમાં જેમ રજતનો ભ્રમ થાય છે તેમ તેમાં સુવર્ણનો

હાથીનો અને ઊંટ આદિનો પણ ભ્રમ થવો જોઇએ, પણ એવા ભ્રમ થતા નથી માટે બાહ્ય વિષય છે અને તેમાં રહેલા સાદૃશ્યથી ભ્રમ પણ થાય છે એમ માનવું જોઇએ.

વળી રૂપ, રસ અને ગંધ આદિને વિષય કરનારી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે ભ્રમ નથી કારણ કે, રૂપ–આદિનું કોઈની સાથે સાદૃશ્ય નથી માટે એ જ્ઞાનને સાચાં જ માનવાં જોઇએ. આથી સિદ્ધ થાય છે કે પ્રમાણ અને પ્રમેયને લીધે જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાન પણ સાચાં છે અને તેના બાહ્ય વિષય પણ સાચા છે. (૩૬)

**ઇતિ બાહ્યાર્થભંગ-નિરાકરણ પ્રકરણ સમાપ્ત.**

## તત્વજ્ઞાનવિવૃદ્ધિ-પ્રકરણ.

હવે તત્વજ્ઞાનને કેવી રીતે ઉત્પન્ન કરવું અને તેને કેમ વધારવું એ વિષય શાસ્ત્રકાર ચર્ચે છે.

## समाधिविशेषाभ्यासात् ॥ ३८ ॥

**પદાર્થ:—(समाधिविशेषाभ्यासात्)** સમાધિનો અભ્યાસ કરવાથી તત્વજ્ઞાનની ઉત્પત્તિ થાય છે અને તેની વૃદ્ધિ પણ થયા કરે છે.

**ભાવાર્થ:—**કેવળ શાસ્ત્ર વાંચીને જે તત્વજ્ઞાન મેળવાય છે, તે ક્ષણિક હોય છે. કેવળ શાબ્દિક જ્ઞાન ચિત્તની દુર્વાસનાને દૂર કરી શકતું નથી, માટે શાબ્દિક જ્ઞાન મેળવ્યા પછી સમાધિ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ઇન્દ્રિયો તરફથી મનને ખેંચી આત્માભિમુખ બનાવવું અને આત્માએ પોતાના ધારક પ્રયત્ન વડે તેને (મનને) તત્વ જાણવાની ઇચ્છાથી પોતામાં જ સ્થિર કરવું, ઇન્દ્રિયો સાથે સંબંધ પામવા ન દેવું, આમ કરવાથી ઇન્દ્રિય અને અર્થોના સંબંધથી જે વિક્ષેપક જ્ઞાનો ઉત્પન્ન થાય છે, તે નહીં થાય. આનું નામ ન્યાયની દૃષ્ટિએ 'સમાધિ' છે. આ સમાધિનો અભ્યાસ જેમ જેમ

વધતો જશે તેમ તેમ તત્વજ્ઞાન ખીલતું જશે. તત્વજ્ઞાનનો સંસ્કાર દૃઢ થતાં આત્માની અંદર રહેલી મિથ્યા વાસનાઓ પણ નષ્ટ થશે. મિથ્યા વાસના દૂર થતાં અને તત્વજ્ઞાન સંપૂર્ણ ખીલતાં બધી જાતનાં મિથ્યાજ્ઞાનો નષ્ટ થશે. ( ૩૮ )

આ સંબંધમાં પૂર્વપક્ષ તરફથી આ પ્રમાણે શંકા કરવામાં આવે છે.

## नार्थविशेषप्राबल्यात् ॥ ३९ ॥

**પદાર્થ:**—( **न** ) નહીં ( **अर्थविशेषप्राबल्यात्** ) અર્થોની પ્રબલતા હોવાથી.

**ભાવાર્થ:**—માણસને સ્ત્રી અને પુત્ર આદિમાં જે રાગ હોય છે તે બહુજ પ્રબલ હોય છે, તેથી સમાધિ થઇ શકતી નથી યોગનો અભ્યાસી એના વિષે કશું પણ જાણવા ઈચ્છતો ન હોય તો પણ તેના સંબંધી વિચારો ઉઠ્યા વગર રહેતા નથી. કેટલાક વિષયો એવા છે કે જે વિષયને જાણવા ન ઈચ્છતા હોઇએ તો પણ તે વિષયનું જ્ઞાન થાય છે. મેઘનો અવાજ સાંભળતાંજ આકાશમાં મેઘ છે એવું જ્ઞાન ઉત્પન્ન થાયજ છે. તેજ પ્રમાણે રાગ, દ્વેષ આદિ પ્રબળ હોય છે અને એ સમાધિના પ્રતિબંધક હોવાથી સમાધિ થઇ શકતી નથી (૩૯)

સમાધિનો અભ્યાસ ન થઇ શકવાનું બીજું કારણ આપે છે.

## क्षुदादिभिः प्रवर्तनाच्च ॥ ४० ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **क्षुदादिभिः** ) ભૂખ આદિથી ( **प्रवर्तनात्** ) મન ચંચલ થવાથી.

**ભાવાર્થ:**—ભૂખ, તરસ, ટાઢ, તડકો અને રોગો યોગના અભ્યાસ કરનારને પણ પીડે છે અને એ કારણથી મનની એકાગ્રતા

થઈ શકતી નથી. ભૂખ, તરસ, રોગ, પ્રમાદ આદિ યોગના પ્રતિબંધકો છે. પ્રતિબંધકની હાજરીમાં સમાધિનો અભ્યાસ થઈ શકતો નથી માટે સમાધિ કરવાનો ઉપદેશ આપવો એ અશક્ય વસ્તુનો ઉપદેશ હોવાથી એ આદરણીય નથી. (૪૦)

હવે ઉપરની શંકાનું સમાધાન કરે છે.

## पूर्वकृतफलानुबन्धात् तदुत्पत्तिः ॥ ४१ ॥

**પદાર્થ:—**(**पूर्वकृतफलानुबन्धात्**) પૂર્વ જન્મમાં ઉત્પન્ન થયેલા સમાધિના સંસ્કારને લીધે (**तदुत्पत्तिः**) તેની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થ:—**પૂર્વ જન્મમાં જેણે સમાધિનો અભ્યાસ થોડો ઘણો પણ કર્યો હોય છે, તેના આત્મામાં એ સમાધિનો સંસ્કાર પડ્યો હોય છે. એ સંસ્કારના બળથી અને આ જન્મમાં સમાધિ મેળવવાની પ્રબળ ઇચ્છાથી ઉપર બતાવેલાં વિઘ્નોને જીતી શકાય છે. દિન રાત અભ્યાસ કરનારને સમાધિ છેવટે સુલભ થયા વગર રહેતી નથી. માણસ જ્યારે કોઇપણ કામમાં દત્તચિત્ત થાય છે ત્યારે તેનું મન સ્થિર થયેલું અનુભવાય છે. મન જ્યારે કોઇપણ વિષયમાં તલ્લીન થાય છે ત્યારે તેને કોઈપણ બાબત વિષે પૂછવામાં આવે છે ત્યારે તે કહે છે કે મારૂં મન અમુક વિષયમાં હતું તેથી મને બીજી બાબતની ખબર રહી નથી. જ્યારે લૌકિક વિષયમાં આવી મનની સ્થિરતા જોવાય છે, તો જેને માટે પુષ્કળ પ્રયત્ન કરવામાં આવે છે તે વિષયમાં મન સ્થિર ન થાય એમ કેમ કહી શકાય? યોગશાસ્ત્રમાં પણ લખ્યું છે કે **ईश्वरप्रणिधानाद् वा** ૧-૨૩ ઈશ્વરની ભક્તિ અને ઉપાસના કરવાથી સમાધિની સિદ્ધિ થઈ શકે છે. **ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च।** ૧-૨૯. પ્રણવનો જપ કરવાથી અને તેના અર્થનો વિચાર કરવાથી આત્માને વિષયથી દૂર રાખી શકાય છે અને વ્યાધિ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ, આલસ્ય અવૈરાગ્ય આદિ અંતરાયોને પણ દૂર કરી છે. માટે સમાધિ એ ચિત્તની શક્ય અવસ્થા છે. (૪૧)

હવે યોગના અભ્યાસ કરવાનું સ્થાન બતાવે છે.

## अरण्यगुहापुलिनादिषु योगाभ्यासोपदेशः ॥ ४२ ॥

**પદાર્થ**:—(**अरण्यगुहापुलिनादिषु**) અરણ્ય અને ગુફામાં તથા નદીના કિનારા આદિ ઉપર (**योगाभ्यासोपदेशः**) યોગના અભ્યાસનો ઉપદેશ આપવો જોઇએ.

**ભાવાર્થ**:—યોગનો અભ્યાસ અરણ્ય અથવા પર્વતની ગુફામાં અથવા સુંદર નદીના તટ ઉપર કરવો જોઇએ. ગીતામાં પણ લખ્યું છે કે.

**योगी युञ्जीत सतत मात्मानं रहसि स्थितः।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥**
**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥**
**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः।**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥**

અર્થ:—યોગીએ એકાંતમાં જઈ, એકલા રહી, મન ઉપર સંપૂર્ણ કાબુ રાખી કોઇપણ સાંસારિક પદાર્થની ઇચ્છા કર્યા વગર, સમાધિનો અભ્યાસ કરવો. પવિત્ર સ્થાનમાં બહુ ઉંચું નહીં તેમ બહુ નીચું નહીં એવું આસન ગોઠવવું. પ્રથમ વસ્ત્ર, પછી ચર્મ અને તેની ઉપર દર્ભાસન રાખવું. મન અને ઇંદ્રિયને પવિત્ર રાખી મનને એકાગ્ર કરવું અને પોતાની વિશુદ્ધિને માટે યોગનો અભ્યાસ સદૈવ જારી રાખવો. (૪૨)

સમાધિની સિદ્ધિ કરી મુક્તિ પામેલાને પણ બાહ્ય અર્થો વિષયો તરફ ખેંચે છે. એવી પૂર્વપક્ષ તરફથી શંકા કરવામાં આવે છે.

## अपवर्गेऽप्येवं प्रसङ्गः ॥ ४३ ॥

**પદાર્થ**:—(**अपवर्गे**) મોક્ષમાં (**अपि**) પણ (**एवम्**) એવી જાતનો (**प्रसङ्गः**) પ્રસંગ આવશે.

**ભાવાર્થ:**—મુક્ત પુરુષને વિષયો મુક્તિમાંથી ખેંચી સંસારમાં પાછો લાવશે કારણ કે વિષયો બહુ બળવાન્ હોય છે. (૪૩)

ઉપરની શંકાનો ઉત્તર.

## न, निष्पन्नावश्यम्भावित्वात् ॥ ४४ ॥

**પદાર્થ:**—(**न**) ઉપરની શંકા ખોટી છે કારણ કે (**निष्पन्नावश्यंभावित्वात्**) શરીર ઉત્પન્ન થયેલું હોય તોજ વિષય બુદ્ધિ ઉત્પન્ન થવાનો સંભવ છે.

**ભાવાર્થ:**—શરીર અને ઇન્દ્રિય હોય તો જ વિષયજન્ય જ્ઞાન થાય છે. શરીર અને ઇન્દ્રિય જો ન હોય તો ગમે તેટલા વિષય પ્રબળ હોય તો પણ વિષયવાળી બુદ્ધિને ઉત્પન્ન કરી શકતા નથી અને જ્યાં સુધી એ બુદ્ધિ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી મુક્ત પુરુષની મુક્તિ નિર્ભય હોય છે. (૪૪)

મુક્ત-આત્મા મુક્તિમાં કેવા સ્વરૂપે રહે છે. તેનો ઉત્તર.

## तदभावश्चापवर्गे ॥ ४५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**अपवर्गे**) મોક્ષમાં (**तदभावः**) શરીર અને ઇંદ્રિયનો અભાવ હોય છે.

**ભાવાર્થ:**—મોક્ષમાં શરીર અને ઇન્દ્રિયો મુક્ત આત્માને હોતાં નથી. વિષયો જ્યાં સુધી ઇન્દ્રિયો સાથે સંબંધ ન પામે ત્યાં સુધી જ્ઞાન ઉત્પન્ન કરી શકતા નથી. માટે વિષયજન્ય કોઈપણ જ્ઞાન મુક્તિમાં થતું નથી, તેમજ કોઈ પણ જાતનું દુઃખ પણ થતું નથી. અપવિત્ર મનના સંયોગથી જ દુઃખ થાય છે. મુક્ત આત્માના મનનો સર્વ મેલ યોગરૂપી અગ્નિથી બળી ગયેલો હોય છે. માટે મુક્તિમાં દુઃખનો અત્યંત અભાવ જ રહે છે. (૪૫)

અપવર્ગમાં શરીર અને ઇંદ્રિયો હોતી નથી એમ ઉપરના સૂત્રમાં કહ્યું છે. હવે એ અપવર્ગ મેળવવા માટે શું કરવું જોઇએ? એનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

## तदर्थं यमनियमाभ्यामात्मसंस्कारो योगाच्चाध्यात्मविध्युपायैः ॥ ४६ ॥

**પદાર્થઃ**—(**तदर्थम्**) મોક્ષને માટે (**यमनियमाभ्याम्**) યમ અને નિયમને પાળીને (**आत्मसंस्कारः**) મોક્ષ મેળવવાને યોગ્ય આત્માની અંદર સંસ્કાર ઉત્પન્ન કરવો જોઇએ. (**च**) અને (**अध्यात्मविध्युपायैः**) યોગશાસ્ત્રમાં બતાવેલા ઉપાયોને અમલમાં મૂકી સંપૂર્ણ યોગકર્મમાં ઉતારવા જોઇએ.

**ભાવાર્થઃ**—યમ અને નિયમનો દરરોજ અભ્યાસ કરવો જોઇએ. તેથી આત્મામાં મોક્ષ મેળવવાની અને ઇંદ્રિયોને તથા મનને જીતવાની શક્તિ આવશે. **अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहाः**। યોગ. પા. ૨–૩૦ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને યમ કહેવામાં આવે છે. **शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः**। પા. ૨–૩૨. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાનને નિયમ કહેવામાં આવે છે. આ સિવાય બીજાં પણ સાધનો આત્મસાક્ષાત્કાર કરવા માટે યોગ–શાસ્ત્રમાં બતાવ્યાં છે. જેવાં કે આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આ બધાનો અર્થ યોગશાસ્ત્રમાંથી જ સમજી લેવો. યોગોના અંગોનું નિત્ય અનુષ્ઠાન કરવાથી વિવેકખ્યાતિ પર્યંત જ્ઞાનનો પ્રકાશ વધતો રહે છે. વિવેકખ્યાતિ એટલે શરીર, ઇંદ્રિય અને મનથી ભિન્ન તરીકે આત્માનો સાક્ષાત્કાર થવો તે. યોગનો સંપૂર્ણ અભ્યાસ થતાં આત્માનો સાક્ષાત્કાર થાય છે એ સાક્ષાત્કારનું નામ પ્રસંખ્યાન જ્ઞાન છે અને એ જ્ઞાન થવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. (૪૬)

તત્વજ્ઞાનમાં દઢતા ઉત્પન્ન કરવા માટે બીજો ઉપાય બતાવે છે.

**ज्ञानग्रहणाभ्यासस्तद्विद्यैश्च सह संवादः ॥ ४७ ॥**

**પદાર્થ:**—(**च**) અને (**ज्ञानग्रहणाभ्यासः**) જ્ઞાન મેળવવા માટે અધ્યાત્મવિદ્યાના શાસ્ત્રનું અધ્યયન વારંવાર કરવું જોઇએ. (**तद्विद्यैः**) તે વિદ્યાને જાણુનારાઓ (**सह**) સાથે (**संवादः**) સંવાદ કરવો જોઇએ.

**ભાવાર્થ:**—તત્વજ્ઞાનનાં પ્રતિપાદક શાસ્ત્રનો દરરોજ અભ્યાસ કરવો જોઇએ અને શ્રવણ, મનન અને ચિંતન સદૈવ જારી રાખવાં જોઇએ. જેઓનું તત્વજ્ઞાન પરિપકવ થયું હોય અને જેનામાં રાગ દ્વેષ ક્ષીણ થઈ ગયા હોય તેવા મહાત્માઓ પાસે જઈ પોતે જે કંઈ જાણે છે તે બરાબર છે કે નહિ તેની ખાત્રી કરવા માટે સંવાદ કરવો જોઇએ. **समाय वादः संवादः** પરમાત્માને અને આત્માને જાણવા માટે જે વાદ કરવામાં આવે છે તેનું નામ સંવાદ. '**समोहं सर्वभूतेषु**' એ ગીતાના વાકયથી પરમાત્માનું નામ 'સમ' છે એમ સ્પષ્ટ થાય છે. સંવાદમાં જીતવાની ઈચ્છા હોતી જ નથી. એમાં તો નમ્રભાવે અને ખુલ્લા હ્રદયથી તત્વ જાણવાની જ ઇચ્છા હોય છે. ( ૪૭ )

સંવાદ કોની સાથે કરવો તે બતાવે છે.

**तं शिष्यगुरुसब्रह्मचारिविशिष्टश्रेयोऽर्थिभिरनसूयिभिरभ्युपेयात् ॥ ४८ ॥**

**પદાર્થ:**—( **तम्** ) તે સંવાદ ( **शिष्यगुरुसब्रह्मचारिविशिष्टश्रेयोऽर्थिभिः** ) ગુરુ, શિષ્ય, સહાધ્યાયી અને મોક્ષની અભિલાષા ધરાવનાર સાથે ( **अभ्युपेयात्** ) કરે.

**ભાવાર્થ:**—જ્ઞાની, સદાચારી અને અસૂયા નહીં રાખનાર શિષ્ય સાથે, ગુરુ સાથે, પોતાની જોડે ભણુનાર સાથે અને જેને

મોક્ષની સાચી અભિલાષા થઈ હોય તેની સાથેજ સંવાદ કરવો જોઇએ. (૪૮)

સંવાદ કરવાની રીત બતાવે છે.

**प्रतिपक्षहीन मपि वा प्रयोजनार्थमर्थित्वे ॥ ४९ ॥**

**પદાર્થઃ**—(**अर्थित्वे**) જ્યારે સંવાદ કરવાની ઇચ્છા થાય ત્યારે (**प्रयोजनार्थम्**) તત્વજ્ઞાનમાં સંદેહ–આદિની શંકા દૂર કરવા માટે (**प्रतिपक्षहीनम्**) વિરુદ્ધ પક્ષની સ્થાપના કર્યા વગર (**अपि**) પણ સંવાદ થઈ શકે છે.

**ભાવાર્થઃ**—તત્વજ્ઞાનની ઇચ્છા રાખનાર ગુરુ આદિ સાથે જ્યારે સંવાદ કરે ત્યારે તેમની સામે વિરુદ્ધ પક્ષ ઉભો કરવો નહિ. કેવળ પોતે જે જાણ્યું છે તે વિશુદ્ધ છે કે નહિ, એ જાણવા માટેજ સંવાદ કરવો. વિશિષ્ટ જ્ઞાનવાળા પાસે તો **तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया** નમ્રતા રાખી શંકા સ્થળોને પૂછી સંદેહ દૂર કરવો જોઇએ. (૪૯)

**ઇતિ તત્વજ્ઞાન–વિવૃદ્ધિ પ્રકરણ સમાપ્ત.**

## તત્વજ્ઞાન–પરિપાલન પ્રકરણ.

આ શાસ્ત્રમાં જલ્પ અને વિતંડાનું શું પ્રયોજન છે? તે આ સૂત્રમાં બતાવે છે.

**तत्वाध्यवसायसंरक्षणार्थं जल्पवितण्डे बीजप्ररोहसंरक्षणार्थं कण्टकशाखावरणवत् ॥ ५० ॥**

**પદાર્થઃ**—(**बीजप्ररोहसंरक्षणार्थम्**) ખેતરમાં ઉગેલા ધાન્યના રક્ષણ માટે (**कण्टकशाखावरणवत्**) જેમ કાંટાવાળી શાખાઓથી ફરતી વાડ કરવામાં આવે છે તેમ (**तत्वाध्यवसायसंरक्षणार्थम्**) તત્વજ્ઞાનના રક્ષણ માટે (**जल्पवितण्डे**) જલ્પ અને વિતંડા છે.

**ભાવાર્થ:**—જેઓને તત્વનું જ્ઞાન થયું નથી એવા વાદી અને પ્રતિવાદીઓ ન્યાયનું ઉલ્લંઘન કરે છે. જ્યારે એવા વાવદૂક અને બીજાને હલકો પાડી પોતાની કીર્તિ ફેલાવવા ઇચ્છતો વાદી સંવાદનું બાનું કહાડી વાદ કરવા આવે અને તે જ્યારે છળ, કપટ અને હેત્વાભાસ આદિનું અવલંબન કરી તત્વજ્ઞાનીના મતને ખોટો પાડવા ઇચ્છે ત્યારે તત્વજ્ઞાનીએ એના છળ, કપટ અને હેત્વાભાસો પણ જાણવા જોઇએ, અને તેની લુચ્ચાઇ બહાર પાડવી જોઇએ. આ પ્રમાણે જલ્પ અને વિતંડાને જાણી પોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે તેનો આશ્રય ન કરવો પણ બીજાએ વાપરેલા જલ્પ અને વિતંડાનું ખંડન કરી તત્વજ્ઞાનનું રક્ષણ કરવું જોઇએ માટે ખેતરમાં કરેલી વાડ જેમ ધાન્યના રક્ષણ માટે છે તેમ જલ્પ વિતંડા પણ તત્વજ્ઞાનનાં રક્ષણ માટે છે. ( ૫૦ )

## ताभ्यां विगृह्य कथनम् ॥ ५१ ॥

**પદાર્થ:**—(**ताभ्याम्**) જલ્પ અને વિતંડાથી (**विगृह्य**) વિજિગીષા-પૂર્વક પણ સંવાદ કરીને (**कथनम्**) તેના કથનમાં જે દોષ હોય તેનું ઉદ્ભાવન કરવું.

**ભાવાર્થ:**—જો વાદીઓ કેવળ તત્વજ્ઞાનીને હલકો પાડવા જલ્પ આદિ કરવા આવ્યા હોય તો તેઓના દોષો ખુલ્લા કરીને તેમને તત્વજ્ઞાનીએ કહેવું જોઇએ કે આ ઠેકાણે તમે જલ્પ કરો છો અથવા વિતંડા કરો છો. આ હેતુથી જલ્પ અને વિતંડાનું સ્વરૂપ જાણવું એ અયોગ્ય નથી. અને મહર્ષિ ગૌતમ મુનિએ એ બે પદાર્થોને લક્ષણ કરી સમજાવ્યા છે તેમાં જરાપણ અનુચિત નથી કર્યું. ( ૫૧ )

### ઇતિ તત્વપરિપાલન-પ્રકરણ સમાપ્ત.

**इतिश्री न्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे**
**चतुर्थाध्यायस्य द्वितीय माह्निकं समाप्तम् ॥**

**इति चतुर्थोऽध्यायः समाप्तः**

# अथ पञ्चमोऽध्यायः।

## प्रथम आह्निक

હવે 'જાતિ' 'નિગ્રહસ્થાન' અને હેત્વાભાસનું નિરૂપણ કરે છે. આ અધ્યાયના પહેલા આહ્નિકમાં જાતિના વિભાગો બતાવે છે. 'જાતિ' નું સામાન્ય લક્ષણ **साधर्म्यवैधर्म्याभ्यां प्रत्यवस्थानं जातिः** કેવળ સાધર્મ્ય અને વૈધર્મ્યનો આશ્રય કરી ખંડન કરવું તેનું નામ જાતિ છે. એ પ્રથમ અધ્યાયના બીજા આહ્નિકમાં કહેવામાં આવ્યું છે. હવે તેના અવાંતર વિભાગો બતાવે છે. પ્રથમ જાતિના ૨૪ ભેદોનું નામવાર કથન કરે છે.

**साधर्म्यवैधर्म्योत्कर्षापकर्षवर्ण्यावर्ण्यविकल्पसाध्यप्राप्त्यप्राप्तिप्रसङ्गप्रतिदृष्टान्तानुत्पत्तिसंशयप्रकरणाहेत्वर्थापत्त्यविशेषोपपत्त्युपलब्ध्यनुपलब्धिनित्यानित्यकार्यसमाः ॥ १ ॥**

(१) **साधर्म्यसमा** (२) **वैधर्म्यसमा** (३) **उत्कर्षसमा** (४) **अपकर्षसमा** (५) **वर्ण्यसमा** (६) **अवर्ण्यसमा** (७) **विकल्पसमा** (८) **साध्यसमा** (९) **प्राप्तिसमा** (१०) **अप्राप्तिसमा** (११) **प्रसङ्गसमा** (१२) **प्रतिदृष्टान्तसमा** (१३) **अनुत्पत्तिसमा** (१४) **संशयसमा** (१५) **प्रकरणसमा** (१६) **अहेतुसमा** (१७) **अर्थापत्तिसमा** (१८) **अविशेषसमा** (१९) **उपपत्तिसमा** (२०) **उपलब्धिसमा** (२१) **अनुपलब्धिसमा** (२२) **नित्यसमा** (२३) **अनित्यसमा** (२४) **कार्यसमा**.

સૂત્રને છેડે **समा** શબ્દ વપરાયો છે, તે દરેક શબ્દની સાથે જોડી દેવો. સાધર્મ્ય આદિનો દ્વન્દ્વ સમાસ છે. માટે **द्वन्द्वान्ते श्रूयमाणं पदं प्रत्येकमभिसम्बध्यते** 'દ્વન્દ્વ સમાસને છેડે જે પદ

મૂકયું હોય તે દરેકની સાથે સંબંધ પામે છે. આ ચોવીસ 'જાતિ'-ઓની હવે ક્રમવાર વ્યાખ્યા કરે છે. (૧)

## साधर्म्यवैधर्म्याभ्यामुपसंहारे तद्धर्मविपर्ययोपपत्तेः साधर्म्यवैधर्म्यसमौ ॥ २ ॥

**પદાર્થ:**—(**साधर्म्यवैधर्म्याभ्याम्**) સાધર્મ્ય અને વૈધર્મ્યથી (**उपसंहारे**) સાધ્યનો ઉપસંહાર થઇ ગયા પછી (**तद्धर्मविपर्ययोपपत्तेः**) સાધ્યરૂપ ધર્મના અભાવની સિદ્ધિ કરવાથી (**साधर्म्यवैधर्म्यसमौ**) સાધર્મ્યસમ અને વૈધર્મ્યસમ નામની બે જાતિ બને છે.

**ભાવાર્થ:**—વાદીએ જે સાધ્યનો ઉપસંહાર કર્યો હોય તે જ સાધ્યના અભાવને કેવળ સાધર્મ્ય અને વૈધર્મ્યથી સિદ્ધ કરવો તેનું નામ સાધર્મ્યસમ અને વૈધર્મ્યસમ જાતિ કહેવાય છે. જો કેવળ સાધર્મ્યથી સાધ્યનો અભાવ સિદ્ધ કરવામાં આવે તો સાધર્મ્યસમ-જાતિ સમજવી અને જો કેવળ વૈધર્મ્યથી સાધ્યનો અભાવ સિદ્ધ કરવામાં આવે તો વૈધર્મ્યસમ-જાતિ સમજવી.

જેમકે:—**शब्दोऽनित्यः, कृतकत्वात्**, 'શબ્દ અનિત્ય છે, કારણ કે શબ્દ પોતે કૃતક અર્થાત્ કાર્ય છે.' અહીં કૃતકત્વરૂપ હેતુમાં અન્વય-વ્યાપ્તિ અને વ્યતિરેક વ્યાપ્તિ બંને છે. '**घटवत्**' એ અનિત્યત્વરૂપ સાધ્યને સિદ્ધ કરવા માટે અન્વયી ઉદાહરણ છે અને આકાશ એ વ્યતિરેકી ઉદાહરણ છે.

હવે જાતિ-વાદી અનિત્યત્વરૂપ સાધ્યના અભાવને આ પ્રમાણે સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. જો અનિત્ય ઘટ સાથેના શબ્દના સાધર્મ્યથી અથવા નિત્ય આકાશ સાથેના વૈધર્મ્યથી શબ્દ અનિત્ય ઠરતો હોય તો નિત્ય આકાશ સાથેના સાધર્મ્યથી શબ્દ પણ નિત્ય ઠરવો જોઇએ. આકાશ એ નિત્ય છે અને તેમાં જેમ અમૂર્તત્વ ધર્મ છે તેમ શબ્દમાં પણ અમૂર્તત્વ ધર્મ છે માટે નિત્ય આકાશના

અમૂર્તત્વરૂપ સાધર્મ્યને લીધે શબ્દ નિત્ય થવો જોઇએ. આ પ્રકારના ખંડનને 'સાધર્મ્યસમ' જાતિ કહેવાય છે.

એજ પ્રમાણે અમૂર્તત્વ રૂપ ધર્મ એ અનિત્ય ઘટનું વૈધર્મ્ય છે, કારણ કે અમૂર્તત્વ રૂપ ધર્મ ઘટમાં નથી. માટે અનિત્ય ઘટના વૈધર્મ્ય રૂપ અમૂર્તત્વ રૂપ ધર્મથી શબ્દ નિત્ય ઠરવો જોઇએ. આ પ્રમાણે વૈધર્મ્યથી સાધ્યના અભાવને સિદ્ધ કરવો અર્થાત્ ખંડન કરવું તે વૈધર્મ્ય-સમ-જાતિ કહેવાય છે.

આ સૂત્રમાં **साधर्म्यवैधर्म्यसमौ** આ પદમાં '**सम**' શબ્દ પુંલિંગમાં છે માટે '**सम**' એ વિકલ્પનું વિશેષણ સમજવું. 'વિકલ્પ' શબ્દ પુંલિંગ હોવાથી '**सम**' શબ્દ પણ પુંલિંગમાં પ્રયુક્ત થયો છે. સાધર્મ્ય અને વૈધર્મ્ય-આદિથી ખંડનના વિકલ્પો ઘણા હોય છે. **तद्विकल्पाद् जातिनिग्रहस्थान बहुत्वम्** આ સૂત્રમાં જે વિકલ્પ શબ્દ વપરાયો છે તેજ **सम** વિશેષણનું વિશેષ્ય સમજવું. (૨)

સાધર્મ્યસમ અને વૈધર્મ્યસમ જાતિ એ અસત્ય ઉત્તર છે અને એ અસત્ય ઉત્તર કેવી રીતે બને છે તે સમજાવે છે.

## गोत्वाद् गोसिद्धिवत् तत्सिद्धिः ॥ ३ ॥

**પદાર્થ**:—(**गोत्वात्**) ગોત્વથી (**गोसिद्धिवत्**) જેમ ગાયની સિદ્ધિ થાય છે તેમ (**तत्सिद्धिः**) તેની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ**:—ગોત્વમાં ગાયની વ્યાપ્તિ છે, માટે ગોત્વનો જ્યાં સમવાય સંબંધ હોય તેને ગાય કહેવાય છે. શૃંગ પુચ્છ આદિનો સંબંધ ગાયમાં છે, પણ ગાયની વ્યાપ્તિ શૃંગ કે પુચ્છમાં નથી કારણ કે ગાય સિવાય બીજા પશુઓમાં પણ શૃંગ અને પુચ્છ આદિનો સંબંધ હોય છે. માટે જે ધર્મમાં સાધ્યની વ્યાપ્તિ હોય તેજ ધર્મથી સાધ્યની સિદ્ધિ થઈ શકે છે. બીજા સૂત્રના ઉદાહરણમાં પણ અનિત્યત્વ રૂપ સાધ્યની વ્યાપ્તિ કૃતકત્વમાં છે કારણ કે નિત્ય પદાર્થમાં

કૃતકત્વ (કાર્યત્વ) હોતું જ નથી. અનિત્યત્વની ધર્મની વ્યાપ્તિ અમૂર્તત્વમાં હોતી નથી, કારણ કે અમૂર્તત્વ નિત્યમાં પણ હોય છે, જેમકે આકાશ, કાળ, આત્મા આદિ નિત્ય પદાર્થોમાં અમૂર્તત્વ છે. અનિત્યમાં પણ હોય છે જેમ બુદ્ધિ, ઇચ્છા આદિ અનિત્ય પદાર્થોમાં અમૂર્તત્વ છે. માટે અમૂર્તત્વ ધર્મ અનિત્યની સાથે વ્યાપ્તિ વગરનું સાધર્મ્ય છે, આ કારણથી અમૂર્તત્વ રૂપ ધર્મ નિત્યત્વ રૂપ સાધ્યનો હેતુ થઈ શકતો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વ્યાપ્તિ વગરનું સાધર્મ્ય કે વૈધર્મ્ય સાધ્યનું સાધક બની શકતું નથી. માટે એવાં સાધર્મ્ય અને વૈધર્મ્યમાં વ્યાપ્ત ન હોવી એ જ જાતિ હોવાનું કારણ છે. (૩)

હવે ત્યારપછી ઉત્કર્ષસમ, અપકર્ષસમ, વર્ણ્યસમ, અવર્ણ્ય સમ, વિકલ્પસમ અને સાધ્યસમ એ છ જાતિઓનું આ એક જ સૂત્રમાં લક્ષણ બાંધે છે.

**साध्यदृष्टान्तयो धर्मविकल्पादुभयसाध्यत्वाच्चो-त्कर्षापकर्षवर्ण्यावर्ण्यविकल्पसाध्यसमाः ॥ ४ ॥**

**પદાર્થઃ**—(**साध्यदृष्टान्तयोः**) સાધ્ય અને દૃષ્ટાન્તના (**धर्मविकल्पात्**) ધર્મમાં વિકલ્પ ઉઠાવવાથી (**उभयसाध्यत्वात्**) પક્ષ અને સપક્ષ બન્નેને સાધ્ય રૂપ બનાવી દેવાથી (**उत्कर्षापकर्ष-वर्ण्यावर्ण्यविकल्पसाध्यसमाः**) ઉત્કર્ષસમ, અપકર્ષસમ, વર્ણ્યસમ, અવર્ણ્યસમ, વિકલ્પસમ અને સાધ્યસમ જાતિઓ થાય છે.

**ભાવાર્થઃ**—પક્ષ અને દૃષ્ટાંતમાં ધર્મનો વિકલ્પ કરી દૃષ્ટાંતના ધર્મને ધ્યાનમાં લઇ તે જ ધર્મનો પક્ષમાં અભાવ બતાવવો એનું નામ ઉત્કર્ષસમ જાતિ છે.

દાખલા તરીકે **शब्दोऽनित्यः कृतकत्वात् घटवत्** આ ઠેકાણે જો કોઈ કહે કે ઘટમાં જે અનિત્યત્વ છે તે રૂપની સાથે છે, માટે

શબ્દમાં જો અનિત્યત્વ હોય તો તેમાં રૂપ પણ હોવું જોઇએ, પણ શબ્દમાં રૂપ નથી એ તો સૌ કોઇ જાણે છે, માટે રૂપ ન હોવાથી શબ્દમાં અનિત્યત્વ પણ નથી. આવા પ્રકારના ખંડનને ઉત્કર્ષસમ જાતિ કહેવાય છે.

**शब्दः, अनित्यः, कृतकत्वात्, घटवत्** આ ઠેકાણે જો કોઇ કહે કે શબ્દમાં તો શ્રાવણત્વ એટલે શ્રુતિગ્રાહ્યત્વ છે, પણ ઘટમાં શ્રુતિગ્રાહ્યત્વ નથી માટે જો શબ્દનું સાધર્મ્ય ઘટ સાથે હોય તો ઘટ પણ શ્રુતિગ્રાહ્ય હોવો જોઇએ. આવા પ્રકારના ખંડનને 'અપકર્ષસમ' જાતિ કહેવાય છે. આ ઠેકાણે પક્ષરૂપ જે શબ્દ છે તેનો ધર્મ જે શ્રુતિગ્રાહ્યત્વ છે તેનો અભાવ દૃષ્ટાંત રૂપ ઘટમાં બતાવી દોષ દેવામાં આવ્યો છે, પક્ષ કરતાં દૃષ્ટાંતમાં ઊણપ બતાવી માટે અપકર્ષસમ જાતિ કહેવાય છે.

જેમાં સાધ્ય સંદિગ્ધ હોય, તે 'વર્ણ્ય' કહેવાય છે. પક્ષમાં સાધ્ય સંદિગ્ધ હોય છે. માટે પક્ષ વર્ણ્ય કહેવાય છે. દાખલા તરીકે **घटः, अनित्यः कृतकत्वात् शब्दवत्**। જો શબ્દ અનિત્ય ન હોય તો 'ઘટ' પણ અનિત્ય ન હોવો જોઇએ.

આ ઠેકાણે ઘટમાં અનિત્યત્વ હોવાનો સંદેહ જ નથી છતાં તેને જાતિવાદીએ પક્ષ તરીકે બતાવ્યો છે માટે 'વર્ણ્યસમ' જાતિ માનવામાં આવે છે.

ઉપલા જ ઉદાહરણમાં, શબ્દમાં અનિત્યત્વ સંદિગ્ધ હોવા છતાં તેને દૃષ્ટાંત તરીકે બતાવવામાં આવ્યો છે, માટે તે 'અવર્ણ્યસમ' જાતિ કહેવાય છે. દૃષ્ટાંત અવર્ણ્ય અર્થાત્ અસાધનીય હોય છે, જ્યારે ઉપલા ઉદાહરણમાં શબ્દમાં અનિત્યત્વ સંદિગ્ધ હોવાથી તે 'વર્ણ્ય' બની જાય છે. શબ્દ અવર્ણ્ય ન હોવા છતાં એને અવર્ણ્ય (દૃષ્ટાંત) બતાવ્યો માટે 'અવર્ણ્યસમ' જાતિ થાય છે.

પક્ષમાં સાધ્ય અને હેતુ આ બે ધર્મો હોય છે. હવે સંસારમાં ઘણા ધર્મો હોય છે કે જે એક બીજાના વ્યભિચારી હોય છે. જેમકે કૃતકત્વધર્મ ગુરુત્વધર્મનો વ્યભિચારી છે, ગુરુત્વધર્મનો

અનિત્યત્વધર્મ સાથે વ્યભિચાર હોય છે અને અનિત્યત્વધર્મનો મૂર્ત-ત્વધર્મ સાથે વ્યભિચાર હોય છે. તેજ પ્રમાણે કૃતકત્વનો અનિત્યત્વ સાથે પણ વિરોધ હોવો જોઇએ, માટે કૃતકત્વધર્મથી અનિત્યત્વની સિદ્ધિ થઈ શકશે નહિ. આવી રીતે વ્યાપ્તિને ધ્યાનમાં રાખ્યા વગર હેતુનું ખંડન કરવું તેનું નામ 'વિકલ્પસમ' જાતિ કહેવાય છે.

પક્ષ અને દૃષ્ટાંત આદિને સાધ્યસમાન બતાવવા તેનું નામ 'સાધ્યસમ' જાતિ કહેવાય છે. દાખલા તરીકેઃ—

**आत्मा क्रियावान्, क्रियाहेतुगुणयोगात् लोष्ठवत्**

આત્મા ક્રિયાવાળો છે, ક્રિયાના હેતુ જે સંયોગાદિ ગુણો છે તેનો સંબંધી હોવાથી, લોષ્ઠની માફક. આ પ્રમાણે સ્થાપના થઇ ગયા પછી જો પ્રતિવાદી કહે કે જેમ લોષ્ઠ ક્રિયાવાળું તેમ આત્મા પણ ક્રિયાવાન્ હોય તો જેમ આત્મા ક્રિયાવત્ત્વરૂપે સાધ્ય છે તેમ લોષ્ઠ પણ સાધ્ય હોવો જોઇએ, અને જો તેને સાધ્ય માનવામાં આવે તો તેને દૃષ્ટાંત તરીકે લઈ શકાય નહિ. આ પ્રમાણે ખંડન કરવું તેનું નામ 'સાધ્યસમ' જાતિ કહેવાય છે. પક્ષ અને દૃષ્ટાંતને પણ પાંચ અવયવોના વિષય હોવાથી અનુમેય તરીકે બતાવવા એ પણ 'સાધ્યસમ' જાતિ કહેવાય છે. ( ૪ )

ઉપરની જાતિઓ અસત્ય ઉત્તર રૂપે હોવામાં કારણ બતાવે છે.

## किंचित्साधर्म्याद् उपसंहारसिद्धेर्वैधर्म्यादप्रतिषेधः ॥ ५ ॥

**પદાર્થ:**—( **किंचित्साधर्म्यात्** ) કોઈપણ થોડાક સાધર્મ્યથી ( **उपसंहारसिद्धेः** ) ઉપસંહાર સિદ્ધ થતો હોવાથી ( **वैधर्म्यात्** ) પછી વૈધર્મ્ય રહેવા છતાં ( **अप्रतिषेधः** ) ખંડન થઇ શકતું નથી.

**ભાવાર્થ:**—જે સાધર્મ્ય પ્રસિદ્ધ હોય અર્થાત જેમાં વ્યાપ્તિ હોય તે સાધર્મ્યથી ઉપસંહાર થઈ શકે છે. જે સાધર્મ્ય વ્યાપ્તિ-

રહિત હોય તેનાથી સાધ્યની સિદ્ધિ થતી નથી અને એવા સાધર્મ્યથી ઉપસંહાર પણ થઈ શકતો નથી, માટે વ્યાપ્તિ–નિરપેક્ષ સાધર્મ્યથી જે ખંડન કરવામાં આવ્યું છે તે અસત્ય ઉત્તર છે.

**शब्दोऽनित्यः, कृतकत्वात्, घटवत्** આ ઠેકાણે ઘટમાં અને શબ્દમાં જે અનિત્યત્વ અને કૃતકત્વ છે તેમાં વ્યાપ્તિ છે અને તેથી સાધ્યની સિદ્ધિ થઇ શકે છે. ઘટમાં અનિત્યત્વ અને રૂપની વ્યાપ્તિ નથી, માટે રૂપની નિવૃત્તિથી અનિત્યત્વની નિવૃત્તિ થઈ શકતી નથી. આ કારણથી ઉત્કર્ષસમ આદિ જાતિઓ અસત્ય ઠરે છે. (૫)

બીજું કારણ બતાવે છે.

**साध्यातिदेशाच्च दृष्टान्तोपपत्तेः ॥ ६ ॥**

**પદાર્થઃ—(च)** અને **(साध्यातिदेशात्)** અમુક પદાર્થમાં સાધ્ય બતાવવાથી **(दृष्टान्तोपपत्तेः)** દૃષ્ટાન્તની સિદ્ધિ થઇ શકતી હોવાથી.

**ભાવાર્થઃ—**જે અર્થમાં સાધ્ય પ્રસિદ્ધતાથી બતાવી શકાતું હોય તેજ દૃષ્ટાન્ત થઇ શકે છે. દૃષ્ટાન્તમાં જેટલા ધર્મ હોય તે બધા પક્ષમાં આવવા જ જોઇએ એવો નિયમ બાંધી શકાય નહિ. થોડા ઘણા વૈધર્મ્ય વગર દૃષ્ટાન્ત જ બની શકે નહિ. **यथा गौस्तथा गवयः** આ ઠેકાણે **गो** અને **गवय**માં સાધર્મ્ય હોવા છતાં વૈધર્મ્ય તો રહે જ છે, પણ પ્રસિદ્ધ સાધર્મ્યને લીધે જ જેમ **गवय**નું ઉપમાન **गो** બની શકે છે. તેમ પક્ષનું પ્રસિદ્ધ સાધર્મ્ય હોય તે સપક્ષ થઈ જ શકે છે, માટે વર્ણ્યસમ અને સાધ્યસમ જાતિઓ પણ અસદ્ ઉત્તર છે. (૬)

હવે 'પ્રાપ્તિસમ' અને 'અપ્રાપ્તિસમ' જાતિનું લક્ષણ બાંધે છે.

**प्राप्य साध्य मप्राप्य वा हेतोः प्राप्त्या अविशिष्टत्वा दप्राप्त्या असाधकत्वाच्च प्राप्त्य-प्राप्तिसमौ ॥ ७ ॥**

**પદાર્થ:**—( **हेतोः** ) હેતુ ( **साध्यम्** ) પક્ષમાં ( **प्राप्य** ) પ્રાપ્ત થઇને સાધ્ય સિદ્ધ કરે છે! ( **वा** ) કે ( **अप्राप्य** ) પ્રાપ્ત થયા વગર સાધ્યને સિદ્ધ કરે છે? ( **प्राप्त्या** ) જો પ્રાપ્ત હોય તો ( **अविशिष्टत्वात्** ) વિશિષ્ટ ન રહેવાથી ( **च** ) અને ( **अप्राप्त्या** ) જો પ્રાપ્ત ન હોય તો ( **असाधकत्वात्** ) સાધક ન બનવાથી ( **प्राप्त्यप्राप्ति-समौ** ) પ્રાપ્તિસમ અને અપ્રાપ્તિસમ જાતિ બને છે.

**ભાવાર્થ:**—જો હેતુ પક્ષમાં સાધ્ય સાથે હોય તો સાધ્ય કરતાં એમાં કશો વિશેષ રહેતો નથી, માટે એ સાધ્યનો સાધક બનતો નથી અથવા સાધ્ય પોતે જ પોતાનો કે હેતુનો સાધક શા માટે નહિ? કારણ કે પ્રાપ્તત્વ રૂપ ધર્મ સાધ્યમાં અને હેતુમાં એક સરખો જ છે. માટે જો હેતુ પક્ષમાં હોય તો 'પ્રાપ્તસમ' જાતિ બને છે.

જો હેતુ પક્ષમાં પ્રાપ્ત ન હોય તો હેતુ સાધ્યને જ સિદ્ધ શા માટે કરે છે? શા માટે સાધ્યના અભાવને સિદ્ધ ન કરે? કારણ કે હેતુ જેમ સાધ્યને પ્રાપ્ત નથી તેમ સાધ્યના અભાવને પણ પ્રાપ્ત નથી, માટે જો અપ્રાપ્ત હેતુ સાધ્યને સિદ્ધ કરતો હોય તો સાધ્યના અભાવને પણ સિદ્ધ કરે જ. આ પ્રમાણે 'અપ્રાપ્તિસમ' જાતિ બને છે. અહીં કારક અને જ્ઞાપક બંને જાતના હેતુઓ લેવા. (૭)

હવે ઉપર બતાવેલી બંને જાતિનો ઉત્તર આપે છે.

**घटादिनिष्पत्तिदर्शनात् पीडने चाभिचाराद-प्रतिषेधः ॥८॥**

**પદાર્થ:**—( **घटादिनिष्पत्तिदर्शनात्** ) ઘટ આદિની ઉત્પત્તિ હેતુથી થતી હોવાથી ( **च** ) અને ( **अभिचारात्** ) અભિચારથી ( **पीडने** ) શત્રુનું પીડન થતું હોવાથી ( **अप्रतिषेधः** ) હેતુનું ખંડન થઈ શકતું નથી.

**ભાવાર્થઃ**—ઘટ આદિ કાર્યને ઉત્પન્ન કરવામાં હેતુ ઘટના ઉપાદાન કારણુ સાથે અવશ્ય સંબંધ હોય છે એ સર્વ કોઇ જાણે છે માટે હેતુ સાધ્યના અધિકરણુમાં રહીને પણુ સાધ્યને સિદ્ધ કરી શકે છે. અભિચાર કર્મમાં શત્રુ જે દેશમાં હોય તે દેશમાં હેતુ ન હોય તોપણુ શત્રુને પીડા ઉત્પન્ન કરી શકે છે, માટે હેતુ સાધ્યના અધિકરણુમાં ન હોય તોપણુ સાધ્યને સિદ્ધ કરી શકે છે. માટે 'પ્રાપ્તિસમ' અને 'અપ્રાપ્તિસમ' ખોટા ઉત્તર છે. (૮)

હવે પ્રસંગસમ અને દૃષ્ટાંતસમ જાતિનું લક્ષણુ બાંધે છે.

## दृष्टान्तस्य कारणानपदेशात् प्रत्यवस्थानाच्च प्रतिदृष्टान्तेन प्रसङ्गप्रतिदृष्टान्तसमौ ॥ ९ ॥

**પદાર્થઃ**—(**दृष्टान्तस्य**) દૃષ્ટાંતનું (**कारणानपदेशात्**) કારણુ કહ્યું ન હોવાથી (**च**) અને (**प्रतिदृष्टान्तेन**) બીજા દૃષ્ટાંતથી (**प्रत्यवस्थानात्**) ખંડન કરવાથી (**प्रसङ्गप्रतिदृष्टान्तसमौ**) પ્રસંગસમ અને પ્રતિદૃષ્ટાંતસમ જાતિ બને છે.

**ભાવાર્થઃ**—આત્મા ક્રિયાવાન્ છે, કારણુ કે તેમાં ક્રિયાનો હેતુ ગુણુ છે. જેમકે લોષ્ઠ. અહીં લોષ્ઠને દૃષ્ટાંત તરીકે લીધું છે. દૃષ્ટાંતને સિદ્ધ કરવાનું હોતું જ નથી, કારણુ કે જે સિદ્ધ હોય તેજ દૃષ્ટાંત તરીકે લેવાય છે. છતાં વાદી એ દૃષ્ટાંતને સિદ્ધ કરવા હેતુ નથી આપ્યો કહી હેતુનું ખંડન કરે તો પ્રસંગસમ જાતિ બને છે, કારણુ કે દૃષ્ટાંતને સાધ્ય માનવાથી અનવસ્થાદોષ આવે છે. જે જે દૃષ્ટાંત આપવામાં આવશે ત્યાં ત્યાં હેતુ માગવાનો પ્રસંગ તો આવવાનો જ. માટે તેને પ્રસંગસમ જાતિ કહે છે.

ઉપલા જ ઉદાહરણુમાં આત્મા ક્રિયાવાન્ હોવામાં ઘટનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. હવે જો પ્રતિવાદી કહે કે આકાશમાં પણુ ક્રિયાનો હેતુ સંયોગ આદિ ગુણુ છે, તો આકાશની પેઠે આત્મા

નિષ્ક્રિય પણ થઇ શકે છે. આ પ્રકારના ખંડનને પ્રતિદષ્ટાંતસમ જાતિ કહેવાય છે. ( ૯ )

હવે એનો ઉત્તર આપે છે.

## प्रदीपादानप्रसङ्गनिवृत्तिवत् तद्विनिवृत्तिः ॥ १० ॥

**પદાર્થ**:—( **प्रदीपादानप्रसङ्गनिवृत्तिवत्** ) અન્ય દીપક લેવાનો પ્રસંગ જેમ નથી હોતો તેમ ( **तद्विनिवृत्तिः** ) પ્રતિદષ્ટાંતની પણ નિવૃત્તિ થાય છે.

**ભાવાર્થ**:—દષ્ટાન્ત સિદ્ધ જ હોવાથી તેને સિદ્ધ કરવા માટે હેતુની જરૂર હોતી નથી, માટે બીજું દષ્ટાન્ત લેવાની જરૂર હોતી નથી. જેમ અંધારામાં પડેલી વસ્તુને જોવા માટે દીવાની જરૂર પડે છે પણ દીવાને જોવા માટે બીજા દીવાની જરૂર પડતી નથી તેમ સાધ્યને સિદ્ધ કરવા આપેલા દષ્ટાન્તને સિદ્ધ કરવા બીજા દષ્ટાન્તની જરૂર જ નથી. આ પ્રમાણે પ્રસંગસમ જાતિની નિવૃત્તિ થઇ જાય છે. (૧૦)

પ્રતિદષ્ટાન્તસમ જાતિનો ઉત્તર

## प्रतिदृष्टान्तहेतुत्वे च नाहेतुर्दृष्टान्तः ॥ ११ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **प्रतिदृष्टान्तहेतुत्वे** ) બીજા દષ્ટાંતને સાધક તરીકે માનવામાં આવે તો પણ ( **दृष्टान्तः** ) પ્રથમનું દષ્ટાન્ત ( **अहेतुः** ) અસાધક ( **न** ) નથી.

**ભાવાર્થ**:—એક દષ્ટાંતથી સાધ્યની સિદ્ધિ થતી હોય તો બીજું દષ્ટાંત શા માટે લેવું ? એમાં કશો હેતુ હોતો નથી. પ્રતિ-દષ્ટાંત સાધક થવાથી પણ મૂળ દષ્ટાન્તને જ્યાં સુધી હેતુથી ખંડિત કરવામાં ન આવે ત્યાં સુધી તે પણ સાધકજ છે. માટે વગર કારણે મૂળ દષ્ટાંતને છોડી બીજું દષ્ટાંત લેવાની જરૂરજ નથી, આ કારણથી પ્રતિદષ્ટાંતસમ જાતિ અસત્ય ઠરે છે. ( ૧૧ )

હવે અનુત્પત્તિસમ જાતિનું લક્ષણ બાંધે છે.

**प्रागुत्पत्तेः कारणाभावादनुत्पत्तिसमः ॥ १२ ॥**

**પદાર્થ:**—(**उत्पत्तेः**) ઉત્પત્તિ (**प्राक्**) પહેલાં (**कारणाभावात्**) હેતુ રૂપ કારણ ન રહેવાથી (**अनुत्पत्तिसमः**) અનુત્પત્તિસમ જાતિ બને છે.

**ભાવાર્થ:**—**शब्दः, अनित्यः, प्रयत्नानन्तरीयकत्वात्, घटवत्** શબ્દ અનિત્ય છે, કારણ કે, તેમાં પ્રયત્નાનન્તરીયકત્વ ધર્મ છે અર્થાત્ તેમાં પ્રયત્નજન્યત્વ છે. ઘટ પણ પ્રયત્નાનન્તરીયક હોવાથી જ અનિત્ય છે. આ પ્રમાણે વાદીએ સ્થાપના કર્યા પછી કોઇ એવી રીતે ખંડન કરે કે, શબ્દ ઉત્પન્ન થયા પહેલાં પ્રયત્નાનન્તરીયકત્વ ધર્મ નિરાશ્રય હોવો જોઇએ. માટે પક્ષ અને સપક્ષમાં ઉત્પત્તિ પહેલાં પ્રયત્નાનન્તરીયકત્વ ધર્મ ન હોવાથી હેતુ અસિદ્ધ થાય છે. આવા પ્રકારના ખંડનને અનુત્પત્તિસમ જાતિ કહેવાય છે. (૧૨)

સમાધાન સૂત્ર.

**तथाभावादुत्पन्नस्य कारणोपपत्तेर्न कारणप्रतिषेधः ॥१३॥**

**પદાર્થ:**—(**उत्पन्नस्य**) ઉત્પન્ન થયેલો પદાર્થ (**तथाभावात्**) ઘટાદિ રૂપે હોવાથી (**कारणोपपत्तेः**) કારણની સિદ્ધિ થતી હોવાથી (**कारणप्रतिषेधः**) કારણનો પ્રતિષેધ (**न**) થઈ શકતો નથી.

**ભાવાર્થ:**—શબ્દ ઉત્પન્ન થયા પછી જ શબ્દ કહેવાય છે. પક્ષ પણ ત્યારે જ કહેવાય છે. તે જ પ્રમાણે હેતુ અને દૃષ્ટાન્તમાં પણ સમજવું. ઉત્પન્ન થયા પછી તેમાં કારણની ઉત્પત્તિ થઇ શકે છે માટે પક્ષ, હેતુ અને દૃષ્ટાંતને ઉત્પત્તિ પહેલાં અસિદ્ધ બતાવી હેતુને અસિદ્ધ બતાવવો એ ખોટું ખંડન છે. જો ઉત્પત્તિ પહેલાં શબ્દ ન હોવાને લીધે તેમાં અનિત્યત્વ સિદ્ધ ન થઇ શકતું હોય તો તેમાં નિત્યત્વ પણ કયાંથી રહી શકે? કારણ કે ઉભય પક્ષમાં

શબ્દનો અભાવ સરખો હોવાથી ઉત્પત્તિ પહેલાં નિત્યત્વ ધર્મ પણ નથી જ તો તમારૂં ઇષ્ટ નિત્યત્વ પણ શબ્દમાં સિદ્ધ ન જ થઇ શકે. આ પ્રમાણે અનિત્યત્વસમ જાતિનું નિરાકરણ થઈ શકે છે. (૧૩)

હવે 'સંશયસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

**सामान्यदृष्टान्तयोरैन्द्रियकत्वे समाने नित्यानित्यसाधर्म्यात् संशयसमः ॥ १४ ॥**

**પદાર્થ:**—(**सामान्यदृष्टान्तयोः**) સામાન્ય અને દૃષ્ટાન્ત બંનેમાં (**ऐन्द्रियकत्वे**) ઇંદ્રિયગ્રાહ્યત્વરૂપ (**समाने**) ધર્મ સમાન હોવાથી (**नित्यानित्यसाधर्म्यात्**) નિત્ય સાથે તથા અનિત્ય સાથે સાધર્મ્ય હોવાથી (**संशयसमः**) સંશયસમ જાતિ બને છે.

**ભાવાર્થ:**—શબ્દમાં અનિત્ય ઘટ સાથે સાધર્મ્ય છે, કારણ કે બંનેમાં પ્રયત્નજન્યત્વ ધર્મ છે. જેમ અનિત્યની સાથે શબ્દનું સાધર્મ્ય છે તેમ નિત્યની સાથે પણ સાધર્મ્ય છે. સામાન્ય એ નિત્ય છે. શબ્દ જેમ ઇંદ્રિયગ્રાહ્ય છે તેમ ઘટત્વાદિ સામાન્ય પણ ઇંદ્રિયગ્રાહ્ય છે, માટે નિત્ય સામાન્ય સાથે પણ શબ્દનું સાધર્મ્ય છે. નિત્ય અને અનિત્ય બંનેની સાથે સાધર્મ્ય હોવાથી શબ્દ નિત્ય છે કે અનિત્ય? એ સંશય થાય છે, માટે **शब्दः अनित्यः, प्रयत्नानन्तरीयकत्वात्** આ હેતુ શબ્દને અનિત્ય તરીકે સિદ્ધ કરી શકતો નથી. આવા પ્રકારના ખંડનને 'સંશયસમ' જાતિ કહેવાય છે. (૧૪)

હવે એનો ઉત્તર આપે છે.

**साधर्म्यात्संशये न संशयो वैधर्म्यादुभयथा वा संशयेऽत्यन्तसंशयप्रसङ्गो नित्यत्वानभ्युपगमाच्च सामान्यस्याप्रतिषेधः ॥ १५ ॥**

**પદાર્થ**:—(**साधर्म्यात्**) સમાન ધર્મના દર્શનથી (**संशये**) સંશય થતો હોવા છતાં (**वैधर्म्यात्**) વૈધર્મ્યદર્શનથી (**संशयः**) સંશય (**न**) થતો નથી (**वा**) અને (**उभयथा**) સાધારણધર્મ અને વિશેષધર્મ બન્નેના દર્શનથી જો (**संशये**) સંશય માનવામાં આવે તો (**नित्यत्वात्**) સંશયને નિત્ય માનવો પડે (**च**) અને (**सामान्यस्य**) સમાન ધર્મને (**न+अभ्युपगमात्**) નિત્ય સંશયજનક તરીકે માનવામાં આવતો ન હોવાથી (**अप्रतिषेधः**) સંશયસમ જાતિથી હેતુનું ખંડન થઇ શકતું નથી.

**ભાવાર્થ**:—સમાનધર્મના દર્શનથી સંશય થાય છે પણ જ્યારે વિશેષ ધર્મનું દર્શન થાય છે ત્યારે સંશય મટી જાય છે. જેમકે સ્થાણુ અને પુરુષમાં ઉંચાઇ એ સમાન છે અને એનું જ જ્યારે દર્શન થાય છે ત્યારે સંશય થાય છે પણ જ્યારે હાથ પગ વગેરે વિશેષધર્મનું દર્શન થાય છે ત્યારે આ સ્થાણુ છે કે પુરુષ છે? એવો સંશય રહેતો નથી. તેજ પ્રમાણે શબ્દમાં કાર્યત્વરૂપ વિશેષધર્મ જોવાથી શબ્દનિત્ય હશે કે અનિત્ય? એવો સંશય નહીં રહે. જો વિશેષ ધર્મનું દર્શન પણ સંશયનું કારણ હોય તો સંશયની કદીપણ નિવૃત્તિ થઈ શકે જ નહિ, માટે વિશેષ ધર્મનું દર્શન થયા પછી સામાન્ય ધર્મનું દર્શન સંશયનું કારણ રહેતું નથી. આ હેતુથી સંશયસમ જાતિ એ અસત્ય ઉત્તર છે. (૧૫)

હવે પ્રકરણસમ જાતિનું લક્ષણ કરે છે.

## उभयसाधर्म्यात् प्रक्रियासिद्धेः प्रकरणसमः ॥ १६ ॥

**પદાર્થ**:—(**उभयसाधर्म्यात्**) સાધ્ય અને અસાધ્ય બંનેની સાથે સાધર્મ્ય હોવાથી (**प्रक्रियासिद्धेः**) પક્ષ અને પ્રતિપક્ષ ચાલુ થતા હોવાથી (**प्रकरणसमः**) પ્રકરણસમ જાતિ બને છે.

**ભાવાર્થ**:—શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરવા માટે કાર્યત્વરૂપ હેતુ આપ્યા પછી પ્રતિવાદી જો કહે કે, શબ્દમાં તો અનિત્ય પદાર્થનું

જેમ સાધર્મ્ય છે તેમ નિત્ય પદાર્થનું પણ સાધર્મ્ય છે. જેમકે **शब्दो नित्यः श्रावणत्वात्** શબ્દમાં શ્રોત્રગ્રાહ્યત્વ ધર્મ છે. તેમજ શબ્દત્વમાં પણ શ્રોત્રગ્રાહ્યત્વ ધર્મ છે. શબ્દત્વ એ નિત્ય પદાર્થ છે. માટે શબ્દ જેમ અનિત્ય ઘટ સાથે સાધર્મ્ય રાખે છે તેમ નિત્ય શબ્દત્વ સાથે પણ સાધર્મ્ય રાખે છે, માટે શ્રાવણત્વરૂપ હેતુથી શબ્દને નિત્ય માનવો કે કાર્યત્વરૂપ હેતુથી શબ્દને અનિત્ય માનવો આ બેમાંથી એકનો પણ નિશ્ચય થઈ શકતો નથી માટે પ્રકરણ ચાલુ રહે છે. તેથી પ્રકરણસમ જાતિથી કાર્યત્વ હેતુ અસિદ્ધ થાય છે. (૧૬)

ઉપલી જાતિનો ઉત્તર આપતું સૂત્ર.

**प्रतिपक्षात् प्रकरणसिद्धेः प्रतिषेधानुपपत्तिः प्रतिपक्षोपपत्तेः ॥ १७ ॥**

**પદાર્થઃ**—(**प्रतिपक्षात्**) વિપરીત સાધ્યના હેતુથી (**प्रकरणसिद्धेः**) પક્ષ અને પ્રતિપક્ષ રૂપ પ્રકરણ ચાલુ થાય તોપણ તે દ્વારા (**प्रतिपक्षोपपत्तेः**) પૂર્વોક્ત હેતુમાં વ્યાપ્તિ આદિનું બળ હોવાથી તેનાથી સિદ્ધિ થઇ શકશે માટે (**प्रतिषेधानुपपत्तेः**) વ્યાપ્તિ વિશિષ્ટ હેતુનો પ્રતિષેધ થઈ શકશે નહિ.

**ભાવાર્થઃ**—**शब्दः, अनित्यः कार्यत्वात्** શબ્દ અનિત્ય છે, કારણ કે તે કાર્ય છે. અહીં કાર્યત્વરૂપ હેતુનો વિરોધી શ્રાવણત્વરૂપ હેતુ છે. શ્રાવણત્વ હેતુથી શબ્દમાં નિત્યત્વરૂપ વિપરીત સાધ્ય પ્રતિવાદી સિદ્ધ કરવા ઇચ્છે છે. અહીં કાર્યત્વરૂપ હેતુમાં વ્યાપ્તિ હોવાથી તે સબળ બને છે અને શ્રાવણત્વરૂપ હેતુમાં વ્યાપ્તિ હોય તોપણ તેને જાણવા માટે અન્વયી ઉદાહરણ મળી શકતું નથી માટે તે નિર્બલ છે માટે પ્રતિપક્ષરૂપ કાર્યત્વ હેતુથી જ સાધ્યની સિદ્ધિ થતી હોવાથી પ્રકરણસમ જાતિ બની શકતી નથી. (૧૭)

હવે અહેતુસમ જાતિનું લક્ષણ બાંધે છે.

**त्रैकाल्यासिद्धेर्हेतोरहेतुसमः ॥ १८ ॥**

**પદાર્થ**:—(**हेतोः**) હેતુની (**त्रैकाल्यासिद्धेः**) ત્રણે કાળમાં અસિદ્ધિ હોવાથી (**अहेतुसमः**) અહેતુસમ જાતિ બને છે.

**ભાવાર્થ**:—જો હેતુ હોય તો સાધ્ય પહેલાં, સાધ્ય સાથે અથવા સાધ્ય પછી હોવો જોઇએ. આ ત્રણ કાળ સિવાય ચોથો કોઈ કાળ નથી કે જેમાં હેતુ હોઈ શકે. જો સાધ્યની પહેલાં હેતુ સ્વીકારો તો સાધ્ય વગર હેતુ કેવી રીતે બની શકે? સાધ્યનું જે સાધન હોય તેજ સાધન=હેતુ. જ્યારે સાધ્ય જ નથી તો સાધન કોનું? સાધ્ય અને હેતુ બંનેની સાથે જ ઉત્પત્તિ હોય તો કોઇ કોઇનું સાધ્ય કે સાધન બની શકે નહીં. ભેંશના બંને શીંગડા સાથે સાથે ઉત્પન્ન થયાં છે માટે એક બીજાનાં અરસ્પરસ સાધ્ય અને સાધન બની શકતાં નથી. સાધ્યની પછી પણ હેતુ સંભવી શકતો નથી કારણ કે સાધન વગર સાધ્ય બની જ કેમ શકે? આ ઉપરથી વાદીએ શબ્દને અનિત્યત્વ તરીકે સિદ્ધ કરવા આપેલો હેતુ અસિદ્ધ ઠરે છે, માટે અહેતુસમ જાતિ સિદ્ધ થાય છે. કારણ માત્રનું આમાં ખંડન છે, માટે કાર્ય હેતુ હોય તો પણ ખોટા અને જ્ઞાપક હેતુ હોય તો પણ ખોટો. દંડથી ઘટ બને છે, માટે દંડ કાર્યહેતુ (કાર્યનો હેતુ) કહેવાય છે. ધૂમથી અગ્નિ જણાય છે, માટે ધૂમ એ જ્ઞાપક હેતુ કહેવાય છે. (૧૮)

ઉપરની જાતિનું સમાધાન કરે છે.

**न हेतुतः साध्यसिद्धेस्त्रैकाल्यासिद्धिः ॥ १९ ॥**

**પદાર્થ**:—(**हेतुतः**) હેતુથી જ (**साध्यसिद्धेः**) સાધ્યની સિદ્ધિ થતી હોવાથી (**त्रैकाल्यासिद्धिः**) ત્રૈકાલ્યની અસિદ્ધિ (**न**) નથી.

**ભાવાર્થ:**—ત્રણે કાળમાં હેતુની સિદ્ધિ થઈ શકતી નથી, એ કહેવું ખોટું છે. કારણ કે સાધ્યની સિદ્ધિ હેતુથી જ સર્વ કોઈ સ્વીકારે છે. જો ભૂખની શાંતિ ભોજનથી ન થતી હોય તો ભોજન કરવામાં કોઈ પણ માણસની પ્રવૃત્તિ જ ન થાય. માટે ભૂખનું મટવું એ સાધ્ય છે અને તેનો હેતુ ભોજન છે એ સર્વ કોઈ માની શકે એવી સ્પષ્ટ વાત છે. (૧૯)

બીજું કારણ બતાવે છે.

## प्रतिषेधानुपपत्तेः प्रतिषेद्धव्याप्रतिषेधः ॥ २० ॥

**પદાર્થ:**—(**प्रतिषेधानुपपत्तिः**) પ્રતિષેધની ઉત્પત્તિ ન થવાથી (**प्रतिषेद्धव्याप्रतिषेधः**) પ્રતિષેધ કરવા યોગ્યનો પ્રતિષેધ પણ થઈ શકશે નહિ.

**ભાવાર્થ:**—જો તમે હેતુફલભાવનું ખંડન કરશો તો તો તમે જેનો પ્રતિષેધ કરો છો તેનું પ્રતિષેદ્ધવ્ય શું છે? પ્રતિષેધ પણ સાધન હોવાથી એનાથી પણ સાધ્યની સિદ્ધિ નહીં જ થઇ શકે, માટે હેતુથી સાધ્યની સિદ્ધિ માનવી જ જોઇએ. (૨૦)

હવે 'અર્થાપત્તિસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

## अर्थापत्तितः प्रतिपक्षसिद्धेरर्थापत्तिसमः ॥ २१ ॥

**પદાર્થ:**—(**अर्थापत्तितः**) જો અર્થાપત્તિના માત્ર આભાસથી (**प्रतिपक्षेसिद्धेः**) પ્રતિપક્ષની સિદ્ધિ માનવામાં આવે અને પક્ષનું ખંડન કરવામાં આવે તો (**अर्थापत्तिसमः**) 'અર્થાપત્તિસમ' જાતિ બને છે.

**ભાવાર્થ:**—અર્થાપત્તિનું સામર્થ્ય બતાવ્યા વગર કેવળ અર્થાપત્તિના આભાસથી ખંડન કરવું તેનું નામ અર્થાપત્તિસમ જાતિ કહેવાય છે. જેમકેઃ—જો કાર્યત્વરૂપ હેતુથી અને અનિત્ય પદાર્થના સાધર્મ્યથી શબ્દ અનિત્ય ઠરતો હોય તો અર્થાપત્તિથી એમ

પણ માની શકાય કે નિત્ય પદાર્થ સાથે શબ્દનું સાધર્મ્ય હોવાથી શબ્દ નિત્ય છે. જો પૂછવામાં આવે કે શબ્દનું નિત્ય પદાર્થ સાથે શું સાધર્મ્ય છે? તો તેનો ઉત્તર કહેવામાં આવે છે. આકાશ એ નિત્ય પદાર્થ છે અને તેમાં નિરવયવત્વ છે. તેજ પ્રમાણે શબ્દમાં પણ નિરવયવત્વ ધર્મ છેજ, માટે શબ્દ નિત્ય હોવો જોઇએ. આવી જાતના ખંડનને અર્થાપત્તિસમ જાતિ કહેવામાં આવે છે. (૨૧)

આનો ઉત્તર.

**अनुक्तस्यार्थापत्तेः पक्षहानेरुपपत्तिरनुक्तत्वाद्-नैकान्तिकत्वाच्चार्थापत्तेः ॥ २२ ॥**

**પદાર્થ:**—(**अनुक्तस्य**) અનુક્ત માત્રની સિદ્ધિ (**अर्थापत्तेः**) જો અર્થાપત્તિના આભાસથી થતી હોય તો (**पक्षहानेः**) પક્ષહાનિની પણ (**उपपत्तिः**) સિદ્ધિ થઈ શકે (**अनुक्तत्वात्**) કારણ કે તે અનુક્ત છે, (**च**) વળી (**अर्थापत्तेः**) અસમર્થ અર્થાપત્તિથી (**अनैकान्तिकत्वात्**) અનૈકાંતિક દોષ પણ આવે છે.

**ભાવાર્થ:**—જો અર્થાપત્તિથી અનુક્ત માત્રની સિદ્ધિ થતી હોય તો પ્રતિપક્ષની હાનિ પણ સિદ્ધ થવી જોઇએ કારણ કે ખંડન કરનારે પોતાના પક્ષની હાનિ પણ કહી નથી.

વળી અસમર્થ અર્થાપત્તિથી નિત્યનું સાધર્મ્ય બતાવી વાદી જેમ શબ્દમાં નિત્યત્વ માને છે તેમ તેજ અસમર્થ અર્થાપત્તિથી અનિત્યની સાથે સાધર્મ્ય બતાવી શબ્દમાં અનિત્યત્વને પણ પ્રતિ-વાદી માની શકે છે. એકજ પદાર્થમાં નિત્યત્વ અને અનિત્યત્વ આવા વિરુદ્ધ ધર્મ કેમ માની શકાય? શું ઘટ કાળો છે એમ કહ્યું એટલે બીજી બધી વસ્તુઓ કાળી નથી એમ અર્થાપત્તિથી સિદ્ધ થઇ શકે? 'વિશેષનું વિધાન કરવાથી બાકી રહેલાઓનો નિષેધ થાય છે' એ કેમ બની શકે? માટે અસમર્થ અર્થાપત્તિથી ખંડન કરવું એ અસત્ય ઉત્તર છે. (૨૨)

હવે 'અવિશેષસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

**एकधर्मोपपत्तेरविशेषे सर्वाविशेषप्रसङ्गात् सद्भावोपपत्ते रविशेषसमः ॥२३॥**

**પદાર્થ:**—(**एकधर्मोपपत्तेः**) એક ધર્મની સાધ્ય અને ઉદાહરણમાં સિદ્ધિ થવાથી (**अविशेषे**) બંનેમાં જો સાધ્ય સાધનભાવ બને તો (**सद्भावोपपत्तेः**) સત્વ રૂપ ધર્મ સર્વ પદાર્થમાં મળતો હોવાથી (**अविशेषप्रसङ्गात्**) સર્વ પદાર્થો એક રૂપ બનવાનો પ્રસંગ આવે માટે (**अविशेषसमः**) અવિશેષસમ જાતિ બને છે.

**ભાવાર્થ:**—શબ્દ અને ઘટમાં કાર્યત્વ રૂપ એક ધર્મ સમાન હોવાથી જો બંનેને અનિત્ય માનવામાં આવે તો સત્વ પ્રમેયત્વ અને અભિધેયત્વ ધર્મ પણ સર્વ પદાર્થોમાં હોવાથી બધા પદાર્થોને અનિત્ય માનવા જોઇએ. જો બધા પદાર્થો એક રૂપ થઇ જાય તો પક્ષ, હેતુ અને ઉદાહરણ પણ રહી શકશે નહીં, માટે કોઇ પણ એક ધર્મથી બે પદાર્થોને સમાન ગણવામાં આવે તો 'અવિશેષસમ' જાતિ ઉત્પન્ન થાય છે. તેથી માત્ર કાર્યત્વ રૂપ એક ધર્મ હોવાથી શબ્દને અનિત્ય માની શકાય નહિ. (૨૩)

ઉપર બતાવેલી અવિશેષસમ જાતિનો ઉત્તર.

**क्वचिद् धर्मानुपपत्तेः क्वचिच्चोपपत्तेः प्रतिषेधभावः ॥२४॥**

**પદાર્થ:**—(**क्वचिद्**) કોઈ ઠેકાણે (**धर्मानुपपत्तेः**) ધર્મની ઉપપત્તિ ન થવાથી (**च**) અને (**क्वचित्**) કોઇ ઠેકાણે (**उपपत्तेः**) ઉપપત્તિ થઇ શકતી હોવાથી (**प्रतिषेधाभावः**) પ્રતિષેધ થઇ શકતો નથી.

**ભાવાર્થ:**—કોઇ એક સાધ્યરૂપ ધર્મની વ્યાપ્તિ કોઇ અમુક ધર્મમાં જ હોવાથી, સર્વધર્મ સાધ્યને સિદ્ધ કરી શકતા નથી, માટે

ગમે તે ધર્મને લીધે પદાર્થોને અવિશેષ માની શકાય નહિ. સત્વ, પ્રમેયત્વ કે અભિધેયત્વ રૂપ ધર્મ સમાન હોવા છતાં તેનાથી બધા પદાર્થો નિત્ય કે અનિત્ય થઇ શકે નહિ, કારણ કે, અનિત્યત્વ રૂપ સાધ્યની વ્યાપ્તિ. સત્વ, પ્રમેયત્વ આદિમાં નથી, માટે 'અવિશેષસમ' જાતિ બની શકતી નથી. (૨૪)

હવે ઉપપત્તિસમ જાતિનું લક્ષણ બતાવે છે.

## उभयकारणोपपत्तेरुपपत्तिसमः ॥ २५ ॥

**પદાર્થ:—**( **उभयकारणोपपत्तेः** ) બન્નેના કારણોની ઉપપત્તિ થવાથી ( **उपपत्तिसमः** ) ઉપપત્તિસમ જાતિ બને છે.

**ભાવાર્થ:—**શબ્દમાં અનિત્યત્વના કારણની સિદ્ધિથી જો શબ્દ અનિત્ય સિદ્ધ થતો હોય તો તેમ નિત્યત્વના કારણની સિદ્ધિથી નિત્ય પણ થવો જોઇએ. શબ્દમાં કૃતકત્વ છે અને તેથી તે અનિત્ય છે એ કબુલ છે પણ તેની સાથે જ શબ્દમાં અસ્પર્શત્વ પણ છે, તેને લીધે શબ્દ નિત્ય પણ હોવો જોઇએ. અથવા તારા પક્ષમાં જેમ અનિત્યત્વ હોવાનું પ્રમાણ છે તેમ મારા પક્ષમાં પણ નિત્યત્વ હોવાનું પ્રમાણ છે. **मत्पक्षः सप्रमाणः, त्वत्पक्षमत्पक्षान्यतरत्वात्, त्वत्पक्षवत्** અન્યતરત્વ રૂપ ધર્મ તારા પક્ષમાં અને મારા પક્ષમાં એક સરખું જ છે. આ પ્રમાણે ખંડન કરવું તેનું નામ ઉપપત્તિસમ જાતિ કહેવાય છે. (૨૫)

હવે ઉપર બતાવેલી જાતિનો ઉત્તર આપે છે.

## उपपतिकारणाभ्यनुज्ञानादप्रतिषेधः ॥ २६ ॥

**પદાર્થ:—**( **उपपत्तिकारणाभ्यनुज्ञानात्** ) ઉપપત્તિનું કારણ સ્વીકારવાથી ( **अप्रतिषेधः** ) પ્રતિષેધ થઈ શકતો નથી.

**ભાવાર્થ:—**મારા પક્ષમાં જ્યારે તું પ્રમાણ માને છે, તો પછી ખંડન શાનું થયું? પ્રમાણ માનવાથી તો મારા પક્ષની સિદ્ધિ

થાય છે. જો શબ્દમાં અનિત્યત્વ તું પ્રમાણથી સ્વીકારે છે તો પછી અનિત્યત્વનું ખંડન થઈ શકે જ નહિ. નિત્યત્વ અને અનિત્યત્વ બંને વિરુદ્ધ છે. વિરુદ્ધ બે સ્વરૂપવાળો કોઈ પણ પદાર્થ હોય જ નહિ. એટલે તારો પક્ષ આપોઆપ ખોટો ઠરે છે. વળી નિત્યત્વની વ્યાપ્તિ અસ્પર્શત્વમાં ન હોવાથી અસ્પર્શત્વ નિત્યત્વનું સાધક પણ થઈ શકતું નથી. આ પ્રમાણે 'ઉપપત્તિસમ' જાતિ અસત્ય ઉત્તર તરીકે ઠરે છે. (૨૬)

હવે 'ઉપલબ્ધિસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

## निर्दिष्टकारणाभावेऽप्युपलम्भादुपलब्धिसमः ॥२७॥

**પદાર્થ:—(निर्दिष्टकारणाभावे)** બતાવેલા કારણના અભાવમાં (**अपि**) પણ (**उपलम्भात्**) સાધ્યની સિદ્ધ થવાથી (**उपलब्धिसमः**) ઉપલબ્ધિસમ જાતિ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—કોઇએ ધૂમથી પર્વત આદિમાં અગ્નિની સિદ્ધિ કરી હોય અને પછી કોઈ પ્રતિવાદી ઉભો થઇને કહે કે ધૂમ ન હોય તો પણ પર્વતમાં અગ્નિની સિદ્ધિ થઈ શકે છે. જેમકે **पर्वतो वह्निमान् आलोकात्** પર્વત અગ્નિવાળો છે કારણ ત્યાં જ્વાળા દેખાય છે, માટે ધૂમમાં વહ્નિની સાધકતા નથી. બીજું ઉદાહરણ પ્રયત્નથી શબ્દ ઉત્પન્ન થાય છે માટે શબ્દ અનિત્ય છે એમ સિદ્ધ કર્યા પછી કોઈ પ્રતિવાદી કહે કે પ્રયત્ન વગર પણ શબ્દ ઉત્પન્ન થાય છે. જેમકે પ્રબળ પવનના વેગથી તૂટી પડતા વૃક્ષથી પણ શબ્દ ઉત્પન્ન થાય છે, માટે પ્રયત્નાન્તરીયકત્વ હેતુ અસત્ય ઠરે છે. આવી રીતે ખંડન કરવું તેનું નામ ઉપલબ્ધિસમ જાતિ કહેવાય છે. (૨૭)

ઉપર બતાવેલી જાતિનું સમાધાન.

## कारणान्तरादपि तद्धर्मोपपत्तेरप्रतिषेधः ॥ २८ ॥

**પદાર્થ:**—( **कारणान्तरात्** ) બીજા કારણથી ( **अपि** ) પણ ( **तद्धर्मोपपत्तेः** ) સાધ્યરૂપ ધર્મની સિદ્ધિ થતી હોવાથી ( **अप्रतिषेधः** ) પૂર્વ કહેલા કારણનું ખંડન થઇ શકતું નથી.

**ભાવાર્થ:**—ધૂમરૂપ હેતુથી અગ્નિની સિદ્ધિ થાય છે, આલોકથી પણ અગ્નિની સિદ્ધ થાય છે. અહીં બંને હેતુ અગ્નિના સાધક છે. સાધ્યનું સાધન એકજ હોવું જોઇએ એવું કશું અવધારણ અમે કરતા નથી, જે જે હેતુમાં સાધ્યની વ્યાપ્તિ હશે તે તે બધા હેતુઓ સાધ્યના સાધક થઇ શકશે, પણ આલોક હેતુ આપવાથી ધૂમરૂપ હેતુ અગ્નિની સિદ્ધિ માટે ખોટો ઠરતો નથી માટે 'ઉપલબ્ધિસમ' જાતિ અસત્ય ઉત્તર ઠરે છે. ( ૨૮ )

હવે ' અનુપલબ્ધિસમ ' જાતિનું લક્ષણ સમજાવે છે.

**तदनुपलब्धेरनुपलम्भादभावसिद्धौ तद्विपरीतोपपत्ते रनुपलब्धिसमः ॥२९॥**

**પદાર્થ:**—( **तदनुपलब्धेः** ) તે અનુપલબ્ધિનો પણ ( **अनुपलम्भात्** ) ઉપલંભ એટલે પ્રાપ્તિ ન થવાથી ( **तद्विपरीतोपपत्तेः** ) તેનાથી વિરુદ્ધ સિદ્ધિ થવાને કારણે ( **अनुपलब्धिसमः** ) 'અનુપલબ્ધિ' સમ જાતિ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—નૈયાયિકો શબ્દને અનિત્ય માને છે. જ્યારે પ્રતિવાદી મીમાંસક શબ્દને નિત્ય માને છે. હવે નૈયાયિક પૂછે કે જો શબ્દ નિત્ય હોય તો સદૈવ કેમ સંભળાતો નથી, એના જવાબમાં મીમાંસક કહે છે કે એના ઉપર આવરણ છે. એ આવરણ સંયોગ અને વિભાગ આદિને લીધે ખસી જાય છે, ત્યારે શબ્દ સાંભળી શકાય છે. નૈયાયિક ફરીથી પૂછે કે જો શબ્દ ઉપર આવરણ હોય તો તે કેમ જણાતું નથી ? માટે આવરણની અનુપલબ્ધિ હોવાને લીધે શબ્દને નિત્ય નહિ પણ ઉત્પન્ન થનાર માનવો જોઇએ.

આ શંકાના ઉત્તર રૂપે મીમાંસકો કહે છે કે આવરણની અનુપલબ્ધિ પણ નથી જણાતી. માટે અનુપલબ્ધિની અનુપલબ્ધિ ઉપલબ્ધિ જ થઇ. અનુપલબ્ધિમાં ઉપલબ્ધિત્વરૂપ ધર્મ સંભવી શકે નહિ. બે નકાર વાકયમાં આવવાથી વિધિ=અસ્તિત્વ સિદ્ધ થાય છે. આ ઉપરથી આવરણની ઉપલબ્ધિ સિદ્ધ થઇ અને તેને લીધે શબ્દ નિત્ય છે એ સિદ્ધ થાય છે. આવા પ્રકારના ખંડનને 'અનુપલબ્ધિ' સમ જાતિ કહેવાય છે. ( ૨૯ )

હવે અનુપલબ્ધિસમ જાતિનો ઉત્તર આપે છે.

**अनुपलम्भात्मकत्वादनुपलब्धेरहेतुः ॥ ३० ॥**

**પદાર્થઃ—**( अनुपलम्भात्मकत्वात् ) અનુપલંભસ્વરૂપ ( अनुपलब्धेः ) અનુપલબ્ધિ હોવાથી ( अहेतुः ) પ્રતિષેધ કરનાર હેતુ અસત્ય ઠરે છે.

**ભાવાર્થઃ—**અનુપલબ્ધિ અભાવ રૂપે જ હોય છે. ભાવ રૂપ પદાર્થમાં અસ્તિત્વ હોય છે અને અભાવમાં નાસ્તિત્વ હોય છે. એક જ પદાર્થમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ આવા વિરુદ્ધ ધર્મ સંભવી શકે જ નહીં. માટે આવરણની અનુપલબ્ધિનો વિષય અભાવ રૂપે જ છે. એ કેવળ શબ્દના આડંબરથી ભાવરૂપ ન જ બની શકે. જેનો ઉપલંભ થતો હોય તે 'છે' એમ કહેવાય, જેમકે મનુષ્ય. મનુષ્યનો ઉપલંભ થાય છે માટે મનુષ્ય છે. જેનો ઉપલંભ ન થતો હોય તે નથી એમ કહેવાય છે. જેમકેઃ—મનુષ્યનું શીંગડું: મનુષ્યના શીંગડાનો ઉપલંભ નથી થતો માટે મનુષ્યને શીંગડું નથી એમ કહેવાય છે. માટે અનુપલબ્ધિસમ રૂપ જાતિ અસત્ય ઉત્તર રૂપ છે. (૩૦)

બીજી રીતે પણ અનુપલબ્ધિસમ જાતિ અસત્ય ઉત્તર રૂપે છે.

**ज्ञानविकल्पानां च भावाभावसंवेदनादध्यात्मम् ॥ ३१ ॥**

**પદાર્થ:**—(**च**) અને (**अध्यात्मम्**) આત્મામાં (**ज्ञानविकल्पानाम्**) જ્ઞાનના વિશેષોના (**भावाभावसंवेदनात्**) ભાવ અને અભાવ મનથી જણાતા હોવાથી.

**ભાવાર્થ:**—જો આત્મામાં કોઈપણ વિષયનું સંશયાત્મક જ્ઞાન હોય તો તે મનથી સમજી શકે છે અને કહે છે કે મને અમુક બાબતમાં સંશય છે. જો કોઇ વિષયનું નિશ્ચયાત્મક જ્ઞાન હોય તો પણ આત્મા કહે છે કે મને અમુક બાબતમાં નિશ્ચય છે. એજ પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, સ્મૃતિ આદિ જ્ઞાનોને પણ આત્મા પોતાના મનથી સમજી શકે છે. શબ્દ ઉપરનું આવરણ હું જાણી શકતો નથી એટલે શબ્દ ઉપર આવરણ નથી એવો નિશ્ચય પણ આત્માને છે માટે આવરણની અનુપલબ્ધિ પણ આત્મા મનથી નિશ્ચિત કરી શકે છે. એમાં ખોટા તર્કનું જરાપણ સ્થાન નથી. (૩૧)

હવે 'અનિત્યસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

**साधर्म्यात्तुल्यधर्मोपपत्तेः सर्वानित्यत्वप्रसङ्गात् अनित्यसमः ॥ ३२ ॥**

**પદાર્થ:**—(**साधर्म्यात्**) સાધર્મ્યથી જો (**तुल्यधर्मोपपत्तेः**) તુલ્યધર્મની સિદ્ધિ થતી હોય તો (**सर्वानित्यत्वप्रसङ्गात्**) સર્વનો અનિત્ય પ્રસંગ આવવાથી (**अनित्यसमः**) અનિત્યસમ જાતિ થશે.

**ભાવાર્થ:**—જો ઘટરૂપ દૃષ્ટાંતમાં રહેલા કૃતકત્વ સાધર્મ્યથી સાધ્ય સાથે તુલ્યધર્મતા થતી હોય અને એવા સાધર્મ્યથી જો શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ થતું હોય તો બધા પદાર્થો અનિત્ય થઈ જાય, કારણ કે, સત્વ, પ્રમેયત્વરૂપ ધર્મ સર્વના સમાન ધર્મ છે. સર્વ જો અનિત્ય હોય તો વ્યતિરેકી દૃષ્ટાંત ન મળવાથી હેતુમાં વ્યતિરેક મુખથી વ્યાપ્તિનું જ્ઞાન ન થવાથી અનુમાન થઈ શકે નહિ.

વ્યાપ્તિને ધ્યાનમાં લીધા વગર દષ્ટાંતમાં રહેલા કોઈ પણ સાધર્મ્યને લઈ બધામાં સાધ્યવત્ત્વનું આપાદાન કરવું તેનું નામ અનિત્યસમ જાતિ કહેવાય છે. ( ૩૨ )

હવે ઉપલી જાતિનું સમાધાન કરવામાં આવે છે.

**साधर्म्यादसिद्धेः प्रतिषेधासिद्धिः प्रतिषेध्य-साधर्म्याच्च ॥ ३३ ॥**

**પદાર્થઃ**—(**च**) અને (**साधर्म्यात्**) જો સાધર્મ્યથી કોઈ પણ હેતુ (**असिद्धेः**) ન બનતો હોય તો (**प्रतिषेधासिद्धिः**) પ્રતિષેધક હેતુની પણ સિદ્ધિ થશે નહિ. (**प्रतिषेधसाधर्म्यात्**) પ્રતિષેધ્ય હેતુની સાથે કોઇ ને કોઇ પણ અંશમાં સાધર્મ્ય હોવાથી.

**ભાવાર્થઃ**—ગમે તેવા સાધર્મ્યથી સર્વમાં સાધ્યવત્વનું આપાદાન કરનારનો હેતુ પણ અસત્ય જ ઠરશે કારણ કે, તેના હેતુમાં પણ પ્રતિષેધ્યમાં રહેલા સત્વ પ્રમેયત્વરૂપ ધર્મ છેજ તો એ સાધર્મ્યને લીધે પ્રતિવાદીનો હેતુ પણ ખોટો જ થાય, માટે ગમે તેવા સાધર્મ્યથી હેતુથી સિદ્ધિ અથવા ખંડન થતું નથી પણ જે હેતુમાં વ્યાપ્તિ-વિશિષ્ટ સાધર્મ્ય હોય, તેનાથી જ હેતુ સાધક અથવા બાધક થઇ શકે છે. (૩૩)

બીજું કારણ બતાવે છે.

**दृष्टान्ते च साध्यसाधनभावेन प्रज्ञातस्य धर्मस्य हेतुत्वात् तस्य चोभयथाभावान्नाविशेषः ॥ ३४ ॥**

**પદાર્થઃ**—(**च**) અને (**दृष्टान्ते**) દષ્ટાન્તમાં (**साध्यसाधन-भावेन**) સાધ્યસાધનભાવથી (**प्रज्ञातस्य**) જણાયેલા (**धर्मस्य**)

ધર્મને (**हेतुत्वात्**) હેતુપણું હોવાથી (**च**) અને તેથી (**उभयथा भावात्**) સાધર્મ્યથી અને વૈધર્મ્યથી પણ હેતુ સાધક બનતો હોવાથી (**अविशेषः**) સમાનતા (**न**) નથી.

**ભાવાર્થ:**—દૃષ્ટાન્તમાં જે ધર્મમાં સાધ્ય અને સાધનમાં રહેલી વ્યાપ્તિ જણાતી હોય તેજ ધર્મ હેતુ થઈ શકે છે. એ વ્યાપ્તિ સાધર્મ્ય સાથે હોય છે અને વૈધર્મ્ય સાથે પણ હોય છે. સાધર્મ્યમાં જે વ્યાપ્તિ હોય તે અન્વય વ્યાપ્તિ અને વૈધર્મ્ય સાથે હોય તે વ્યતિરેક વ્યાપ્તિ. આ પ્રમાણે સાધર્મ્યથી પણ હેતુ બને છે અને વૈધર્મ્યથી પણ હેતુ બને છે માટે અસત્ય હેતુ અને સત્ય હેતુ બંને એક સરખા નથી. (૩૪)

હવે 'નિત્યસમ' જાતિનું લક્ષણ બતાવે છે.

## नित्यमनित्यभावादनित्ये नित्यत्वोपपत्ते र्नित्य-समः ॥३५॥

**પદાર્થ:**—(**अनित्यभावात्**) અનિત્યત્વ હોવાથી (**अनित्ये**) અનિત્યમાં (**नित्यत्वोपपत्तेः**) નિત્યત્વની સિદ્ધિ થતી હોવાથી (**नित्यसमः**) 'નિત્યસમ' જાતિ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—અનિત્યત્વ એ સાધ્ય ધર્મ છે. એની ઉપર એવા વિકલ્પ કરવામાં આવે છે કે શબ્દમાં રહેલું અનિત્યત્વ નિત્ય છે કે અનિત્ય? જો અનિત્યત્વને અનિત્ય માનો તો અનિત્યત્વ નષ્ટ થયા પછી શબ્દ નિત્ય જ રહેવો જોઇએ. હવે શબ્દમાં અનિત્યત્વ નથી એનો અર્થ એજ થાય કે હવે શબ્દ નિત્ય છે.

જો અનિત્યત્વને નિત્ય માનવામાં આવે તો અનિત્યત્વ એ એક ધર્મ છે. ધર્મ ધર્મી વગર રહી શકે નહી, માટે શબ્દરૂપ ધર્મી નિત્ય હોય તો જ તેમાં અનિત્યત્વ નિત્ય રહી શકે. આધાર વગર આધેય રહી શકે નહિ, એ તો દેખીતી વાત છે. માટે નિત્ય

અનિત્યત્વના આશ્રય તરીકે શબ્દ નિત્યજ ઠરે છે. આ પ્રમાણે 'अनित्यः शब्दः कार्यत्वात्' એ પ્રતિજ્ઞાનું ખંડન કરવું તેનું નામ 'નિત્યસમ' જાતિ કહેવાય છે. (૩૫)

હવે એનો ઉત્તર આપે છે.

**प्रतिषेध्ये नित्यमनित्यभावादनित्यत्वोपपत्तेः प्रतिषेधाभावः ॥ ३६ ॥**

**પદાર્થઃ**—(**प्रतिषेध्ये**) પ્રતિષેધ કરવા યોગ્ય શબ્દમાં (**नित्यम्**) નિત્ય (**अनित्यभावात्**) અનિત્યત્વ માની લેવાથી શબ્દમાં (**अनित्यत्वोपपत्तेः**) અનિત્યત્વની સિદ્ધિ થવાથી (**प्रतिषेधाभावः**) શબ્દના અનિત્યત્વનો પ્રતિષેધ થઇ શકતો નથી.

**ભાવાર્થઃ**—જ્યારે તમે શબ્દમાં નિત્ય અનિત્યત્વનો સ્વીકાર કરો છો તો શબ્દ અનિત્ય થઇ ચુકયો. શું શબ્દમાં નિત્યત્વ અને અનિત્યત્વ આ બંને વિરુદ્ધ ધર્મ રહી શકે?

અનિત્યત્વ એ અભાવાત્મક ધર્મ છે. અભાવ કોઇ દિવસ પણ પ્રતિયોગીનો આશ્રય કરી રહી શકતો નથી. ઘટનો અભાવ ઘટમાં રહી શકેજ નહિ. માટે અભાવ રૂપ ધર્મના આધાર તરીકે શબ્દના અસ્તિત્વને સ્વીકારવાની જરા પણ જરૂર નથી. અનિત્યત્વ એટલે નિરોધ અથવા પ્રધ્વંસાભાવ. શબ્દનો પ્રધ્વંસાભાવ માનવાથી શબ્દ અનિત્ય તરીકે સિદ્ધ થાય છે, માટે 'નિત્યસમ' જાતિ અસત્ય ઉત્તર કરે છે. (૩૬)

હવે 'કાર્યસમ' જાતિનું લક્ષણ બાંધે છે.

**प्रयत्नकार्यानेकत्वात् कार्यसमः ॥ ३७ ॥**

**પદાર્થઃ**—(**प्रयत्नकार्यानेकत्वात्**) પ્રયત્નનાં ફળ અનેક જાતનાં હોવાથી (**कार्यसमः**) 'કાર્યસમ' જાતિ બને છે.

**ભાવાર્થ:**—પ્રયત્ન કરવાથી અભૂતપૂર્વ કાર્ય જ બને છે એવો કશો નિયમ જણાતો નથી. પ્રયત્ન કરવાથી તો જમીન આદિમાં દટાયેલી વસ્તુ પણ મળી આવે છે. જમીન ખોદવાથી વિદ્યમાન પાણી મળી આવે છે. એજ પ્રમાણે પ્રયત્ન કરવાથી વિદ્યમાન શબ્દ મળી આવતો હોય તો એ સંભવિત છે. પ્રયત્ન કરવાથી નવીન વસ્તુ પણ પેદા કરી શકાય છે. માટીમાં જે ઘડો પ્રયત્ન કરી બનાવાય છે તે તો ઘડો ઉત્પન્નજ થાય છે માટે પ્રયત્ન કરવાથી આવરણ ખસેડી વિદ્યમાન આવૃત વસ્તુ પણ મળી આવે છે અને પ્રયત્નથી નવીન વસ્તુ ઉત્પન્ન પણ થતી જોવામાં આવે છે. આ રીતે પ્રયત્ન અનેક જાતના હોવાથી **शब्दः, अनित्यः, प्रयत्नान्तरीयकत्वात्**। આ હેતુ 'કાર્યસમ' જાતિ બને છે. (૩૭)

હવે એનો ઉત્તર આપે છે.

## कार्यान्यत्वे प्रयत्नाहेतुत्वमनुपलब्धिकारणोपपत्तेः ॥ ३८ ॥

**પદાર્થ:**—( **कार्यान्यत्वे** ) પ્રયત્નના કાર્યમાં ભેદ હોવા છતાં ( **प्रयत्नाहेतुत्वम्** ) પ્રકૃત પ્રયત્નાન્તરીયકત્વ હેતુ અસિદ્ધ નથી કારણ કે ( **अनुपलब्धिकारणोपपत्तेः** ) અનુપલબ્ધિનું કારણ ન મળતું હોવાથી.

**ભાવાર્થ:**—પ્રયત્નના કાર્ય એટલે ફળમાં ભેદ હોય છે છતાં **शब्दः, अनित्यः, प्रयत्नान्तरीयकत्वात्** આ ઠેકાણે પ્રયત્નથી શબ્દ ઉત્પન્ન થાય છે, એમાં કશો પણ દોષ નથી. શબ્દ જો વિદ્યમાન અને કોઇથી પણ ઢંકાયેલો હોય તો તેના (શબ્દના) ઉપર રહેલા આવરણનું જ્ઞાન થવું જોઇએ. જેમ જમીનમાં વિદ્યમાન પાણીનું આવરણ માટી હોય છે, તેમ શબ્દ ઉપર કોઇ પણ જાતનું આવરણ જડતું નથી, માટે શબ્દને વિદ્યમાન ન માની તેની અભિ-વ્યક્તિ માનવી એ ખોટું છે. શબ્દ તો પ્રયત્નને લીધે નવો જ

ઉત્પન્ન થાય છે એમ માનવું જ જોઇએ. માટે 'કાર્યસમ' જાતિનો અહીં અવકાશ નથી, તેથી શબ્દની ઉત્પત્તિમાં આપેલો પ્રયત્નાન્તરીયકત્વ હેતુ સત્ય જ છે. આના સંબંધમાં આગળ પણ ઘણું કહેવાઈ ગયું છે.

આ પ્રમાણે ૨૪ જાતિઓ બતાવવામાં આવી છે. આમાં કેવળ ઉદ્ભાવન કરવામાં જ વિલક્ષણતા છે તેથી ઘણે ઠેકાણે ઉપલક દૃષ્ટિથી પુનરુક્તિ જેવું જણાશે અથવા એક જાતિમાં બીજી જાતિ સમાય જતી જણાશે પણ દોષ દેવાના પ્રકારની સૂક્ષ્મતા ઉપર ધ્યાન દેવામાં આવશે તો ભેદ સ્પષ્ટ જણાઈ આવશે. કેટલાક નૈયાયિકો આ સિવાય બીજી જાતિઓ પણ માને છે, કારણ કે દોષ દેવાના પ્રકારની ઇયત્તા બાંધી શકાતી નથી. માટે આ જાતિના ગણને આકૃતિ ગણ તરીકે માન્યો છે.

તારા પક્ષમાં પણ કંઇકને કંઇક દોષ હોવો જ જોઇએ, કારણ સંસારમાં સર્વથા નિર્દોષ વસ્તુ કોઈ નથી આમ કહી વાદીના હેતુમાં શંકા લાવવી એને શાઠીસમા જાતિ કહેવામાં આવે છે. એ પ્રમાણે બીજી જાતિઓનું પણ ઉદ્ભાવન કરી શકાય છે. (૩૯)

હવે 'ષટ્પક્ષી' પ્રકરણ સમજાવે છે.

## प्रतिषेधेऽपि समानो दोषः ॥ ३९ ॥

**પદાર્થઃ**—(**प्रतिषेधे**) પ્રતિષેધ કરનાર હેતુમાં (**अपि**) પણ (**समानः**) સમાન (**दोषः**) દોષ છે.

**ભાવાર્થઃ**—**अनित्यः शब्दः, प्रयत्नानन्तरीयकत्वात्** શબ્દ અનિત્ય છે, પ્રયત્ન કર્યા પછી ઉત્પન્ન થતો હોવાથી આ સ્થાપના વાદીનો પ્રથમ પક્ષ છે. ૧.

હવે જાતિવાદી કહે કે **प्रयत्नानन्तरीयकत्व** હેતુ અનૈકાન્તિક છે. કારણ કે પ્રયત્ન કર્યા પછી શબ્દની અભિવ્યક્તિ પણ થઇ શકે છે. આ થયો પ્રતિવાદીનો બીજો પક્ષ. ૨. પ્રતિવાદીએ હેતુને અને-

કાંતિક બતાવ્યો છે. અનેકાંતિક હેતુ સ્વપક્ષને તેમ પરપક્ષને પણ સાધી શકતો નથી. એટલે પ્રતિવાદીનો ઇષ્ટ પક્ષ જે શબ્દની અભિવ્યક્તિ છે, તેને પણ સિદ્ધ કરી શકતો નથી. માટે બંને પક્ષમાં સમાન દોષ છે એમ જો સ્થાપના વાદી પ્રતિવાદીને દોષ આપે તો તે ત્રીજો પક્ષ ઉત્પન્ન થાય છે. ૩. જો અનેકાંતિક હેતુનું રીતસર ખંડન કરે તો તો કથા ત્યાં પૂરી થઇ જાય, પણ પ્રતિષેધમાં સમાન દોષ છે એમ કહેવાથી કથા આગળ ચાલે છે અને છઠ્ઠા પક્ષ સુધી લંબાય છે. (૩૯)

## सर्वत्रैवम् ॥४०॥

**પદાર્થ:**—(**सर्वत्र**) સર્વ જાતિઓમાં (**एवम्**) એ પ્રમાણે બને છે.

**ભાવાર્થ:**—જાતિનો જ્યારે જ્યારે પ્રયોગ થાય છે ત્યારે ત્યારે તેમાં અનેકાંતિકતાનું ઉદ્ભાવન કરી શકાય છે. (૪૦)

## प्रतिषेधविप्रतिषेधे प्रतिषेधदोषवद्द् दोषः ॥४१॥

**પદાર્થ:**—(**प्रतिषेधविप्रतिषेधे**) પ્રતિષેધના વિપ્રતિષેધમાં એટલે તુલ્યબળવાળા વિપ્રતિષેધમાં (**प्रतिषेधवत्**) પ્રતિષેધ જેવો જ (**दोषः**) દોષ છે.

**ભાવાર્થ:**—તુલ્ય બળનો જે વિરોધ હોય છે તે વિરોધને વિપ્રતિષેધ કહે છે. પ્રતિષેધના જેવો જ વિપ્રતિષેધમાં દોષ છે. એ ચોથો પક્ષ કહેવાય છે.

(૧) વાદીનો પક્ષ. **शब्दः अनित्यः प्रयत्नानन्तरीयकत्वात्** શબ્દ અનિત્ય છે. પ્રયત્નને લીધે ઉત્પન્ન થતો હોવાથી. આ વાદીનો પહેલો પક્ષ.

(૨) પ્રતિવાદીનો બીજો પક્ષ: प्रयत्नकार्यानेकत्वात् कार्य-समः પ્રયત્નના કાર્ય અનેક હોવાથી વાદીનો હેતુ કાર્યસમ જાતિ બને છે એમ પ્રતિવાદી તરફથી કહેવું એ પ્રતિવાદીનો બીજો પક્ષ થયો.

(૩) જાતિનું રીતસર ખંડન કરતાં તેમાં અનૈકાંતિકતા બતાવવી એ વાદીના તરફથી ત્રીજો પક્ષ ઉભો થાય છે.

(૪) પ્રતિવાદી તરફથી પ્રતિષેધના વિપ્રતિષેધમાં પણ અનૈકાન્તિકતા બતાવવી એ ચોથો પક્ષ કહેવાય છે. અર્થાત્ જેવો પ્રતિષેધમાં દોષ છે તેવોજ વિપ્રતિષેધમાં પણ દોષ છે એમ કહેવાથી પ્રતિવાદી ચોથો પક્ષ ઉભો કરે છે. (૪૧)

## प्रतिषेधं सदोषमभ्युपेत्य प्रतिषेधविप्रतिषेधे समानो दोषप्रसङ्गो मतानुज्ञा ॥ ४२ ॥

**પદાર્થ:**—(**प्रतिषेधम्**) પ્રતિષેધને (**सदोषम्**) દોષવાળો (**अभ्युपेत्य**) સ્વીકારીને (**प्रतिषेधविप्रतिषेधे**) પ્રતિષેધના વિપ્રતિષેધમાં (**समानः**) સમાન (**दोषप्रसङ्गः**) દોષપ્રસંગ કહેવો એ (**मतानुज्ञा**) કહેવાય છે અને એથી પાંચમો પક્ષ ઉભો થાય છે.

**ભાવાર્થ:**—મૂળ સ્થાપનાવાદી જ્યારે પ્રતિવાદીના પક્ષમાં રહેલા દોષનું ઉદ્ધરણ કર્યા વગર સદોષ પ્રતિષેધને સ્વીકારીને કહે કે પ્રતિષેધના વિપ્રતિષેધમાં સમાન દોષના પ્રસંગને ઉભો કરનાર પ્રતિવાદીના પક્ષમાં મતાનુજ્ઞા નામનું નિગ્રહસ્થાન આવે છે એમ કહેવું એ પાંચમો પક્ષ કહેવાય છે. 'તું ચોર છે' એવો આરોપી ઉપર દોષ હોય તો આરોપીએ એ દોષ દૂર કરવો જોઇએ પણ એ દોષ દૂર કર્યા વગર આરોપી જો એમ કહે કે 'તું પણ ચોર છે' એમ કહેવાથી પોતે પોતામાં ચૌર્ય સ્વીકારી લીધું એમ સિદ્ધ થાય છે. (૪૨)

હવે છઠ્ઠો પક્ષ બતાવે છે.

**स्वपक्षलक्षणापेक्षोपपत्त्युपसंहारे हेतुनिर्देशे परपक्षदोषाभ्युपगमात् समानो दोष इति ॥४३॥**

**પદાર્થઃ**—(**स्वपक्षलक्षणापेक्षोपपत्त्युपसंहारे**) પ્રથમ પક્ષને લક્ષીને ઉત્પન્ન થયેલો જે બીજો પક્ષ, તેમાં દોષ બતાવ્યા વગર પ્રથમ પક્ષ એટલે ત્રીજા પક્ષવાળો જે દોષ આપે છે કે (**हेतुनिर्देशे**) 'તારા પક્ષમાં પણ સમાન દોષ છે' તેથી (**परपक्षदोषाभ्युपगमात्**) પરપક્ષે આપેલા દોષનો સ્વીકાર થઈ જવાથી (**समानः**) મતાનુજ્ઞા નામનો (**दोषः**) એક સરખો દોષ લાગુ પડે છે. (**इति**) પાદની સમાપ્તિ સૂચવે છે.

**ભાવાર્થઃ**—વાદી પોતાના પક્ષની સ્થાપના કરે તે પ્રથમ પક્ષ (૧). તેને લીધે પ્રતિવાદી ઉભો થાય અને પ્રથમ પક્ષમાં દોષ આપે તે બીજો પક્ષ (૨). વાદી તે દોષનો ઉદ્ધાર કર્યા વગર કહે કે તારામાં પણ એ દોષ તો છે એ ત્રીજો પક્ષ (૩). પ્રતિવાદી પોતાના હેતુમાં બતાવવામાં આવેલા દોષને દૂર કર્યા વગર કહે કે એ દોષ તો તારા પક્ષમાં પણ છે એથી ચોથો પક્ષ ઉભો થાય છે (૪). વાદી ફરીથી કહે કે મેં જે દોષ તારા હેતુમાં આપ્યો તે દૂર ન કરવાથી તારા પક્ષમાં મતાનુજ્ઞા (આપેલા દોષને દૂર નહીં કરી સામા પક્ષમાં તેવીજ જાતનો દોષ આપવો તે) નામનો દોષ આવે છે એ થયો પાંચમો દોષ (૫). પ્રતિવાદી કહે કે એ મતાનુજ્ઞા નામનો દોષ તો તારા પક્ષમાં પણ આવે છે કારણ કે મેં તારા હેતુમાં દોષ આપ્યો છે તેનો તેં પણ ઉદ્ધાર કર્યો નથી. આ થયો છઠ્ઠો પક્ષ. (૬)

આ પ્રમાણે પહેલો, ત્રીજો અને પાંચમો પક્ષ વાદી તરફથી ક્રમથી ઉત્પન્ન થાય છે.

અને બીજો, ચોથો અને છઠ્ઠો પક્ષ પ્રતિવાદી તરફથી ક્રમથી ઉત્પન્ન થાય છે.

આ છયે પક્ષમાં પુનરુક્તિ અને મતાનુજ્ઞા રૂપ દોષ હોવાથી સાધ્યની સિદ્ધિ કરી શકતા નથી.

આ ઉપરથી એમ સમજવું કે સાધ્યને સિદ્ધ કરવા માટે સદ્ધેતુ જ આપવો અને જો તેમાં પ્રતિવાદી જાતિનો પ્રયોગ કરે તો જાતિ તરીકે તેને સિદ્ધ કરી આપી પોતાના પક્ષનું રક્ષણ કરવું, પણ જો સામી જાતિ આપવામાં આવે તો ઉપર પ્રમાણે છ પક્ષ ઉભા થાય છે અને તેનાથી કોઇપણ જાતનું સાધ્ય સિદ્ધ થતું નથી. નકામી માથા ફોડ થાય છે. માટે જિજ્ઞાસુઓએ ખોટા વાદ વિવાદ કરવા નહિ.

ન્યાય-મંજરીકાર જયંત ભટ્ટ લખે છે કે.

**वाच्यमुत्तर मतो निरवद्यं जातिवादिनमपि प्रति तज्ज्ञः।**
**कश्मलोत्तरगिरा न तु कार्या पक्षषट्क परिकल्पनगोष्ठी॥**

જાતિવાદીને પણ સાચો જ ઉત્તર આપવો. ખોટો ઉત્તર આપી ષટ્-પક્ષી ઉત્પન્ન કરવી નહિ.

સત્ય ઉત્તરથી વાદ વધારો
જાતિવાદી બનજો ન કદાપિ
દુષ્ટ ઉત્તરથી વાણી બને છે
દોષપૂરણ મલિન છ પક્ષે. (૪૩)

**इतिश्री न्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे पञ्चमाध्यायस्य प्रथम माह्निकं समाप्तम्।**

હવે પાંચમા અધ્યાયનું બીજું આહ્નિક શરૂ કરે છે. આ બીજા આહ્નિકમાં નિગ્રહસ્થાનનો વિભાગ કરી લક્ષણ બાંધી સમજાવે છે. નિગ્રહસ્થાન વસ્તુને ન સમજી શકવાથી અથવા ઉલટું સમજવાથી બને છે. વસ્તુને ન સમજવું તેનું નામ અપ્રતિપત્તિ અને ઉલટું સમજવું તેનું નામ વિપ્રતિપત્તિ. શાસ્ત્રકારે નિગ્રહસ્થાનના ૨૨ ભેદ પાડ્યા છે અને તે આ પ્રમાણે છે.

**प्रतिज्ञाहानिः प्रतिज्ञान्तरं प्रतिज्ञाविरोधः प्रतिज्ञासंन्यासो हेत्वन्तरमर्थान्तरं निरर्थकमविज्ञातार्थमपार्थकमप्राप्तकालं न्यूनमधिकं पुनरुक्तमननुभाषणमज्ञानमप्रतिभा विक्षेपो मतानुज्ञा पर्यनुयोज्योपेक्षणं निरनुयोज्यानुयोगोऽपसिद्धान्तो हेत्वाभासाश्च निग्रहस्थानानि ॥ १ ॥**

**પદાર્થ:**—१ **प्रतिज्ञाहानिः**, २ **प्रतिज्ञान्तरम्**, ३ **प्रतिज्ञाविरोधः**, ४ **प्रतिज्ञासंन्यासः**, ५ **हेत्वन्तरम्**, ६ **अर्थान्तरम्**, ७ **निरर्थकम्**, ८ **अविज्ञातार्थम्**, ९ **अपार्थकम्**, १० **अप्राप्तकालम्**, ११ **न्यूनम्**, १२ **अधिकम्**, १३ **पुनरुक्तम्**, १४ **अननुभाषणम्**, १५ **अज्ञानम्**, १६ **अप्रतिभा**, १७ **विक्षेपः**, १८ **मतानुज्ञा**, १९ **पर्यनुयोज्योपेक्षणम्**, २० **निरनुयोज्यानुयोगः**, २१ **अपसिद्धान्तः**, २२ **हेत्वाभासाश्च**.

**ભાવાર્થ:**—૧ પ્રતિહાનિ, ૨ પ્રતિજ્ઞાન્તર, ૩ પ્રતિજ્ઞાવિરોધ, ૪ પ્રતિજ્ઞાસંન્યાસ, ૫ હેત્વન્તર, ૬ અથાન્તર, ૭ નિરર્થક, ૮ અવિજ્ઞાતાર્થ, ૯ અપાર્થક, ૧૦ અપ્રાપ્તકાલ, ૧૧ ન્યૂન, ૧૨ આધક, ૧૩ પુનરુક્ત, ૧૪ અનનુભાષણ, ૧૫ અજ્ઞાન, ૧૬ અપ્રતિભા, ૧૭ વિક્ષેપ, ૧૮ મતાનુજ્ઞા, ૧૯ પર્યનુયોજ્યોપેક્ષણ, ૨૦ નિરનુયોજ્યો-

નુયોગ, ૨૧ અપસિદ્ધાન્ત અને ૨૨ હેત્વાભાસ. આ બાવીસ નિગ્રહસ્થાન છે. નિગ્રહસ્થાન એટલે પરાજય પામવાનાં સ્થાન. (૧)

હવે 'પ્રતિજ્ઞાહાનિ' નામના નિગ્રહસ્થાનનું લક્ષણ બતાવે છે.

**प्रतिदृष्टान्तधर्माभ्यनुज्ञा स्वदृष्टान्ते प्रतिज्ञाहानिः ॥ २ ॥**

**પદાર્થ:—(स्वदृष्टान्ते)** સ્વપક્ષમાં **(प्रतिदृष्टान्तधर्माभ्यनुज्ञा)** પરપક્ષના ધર્મનો સ્વીકાર તેનું નામ **(प्रतिज्ञाहानिः)** પ્રતિજ્ઞાહાનિ નામનું નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ:—**વાદીએ પ્રતિજ્ઞા કરી કે **शब्दः, अनित्यः, ऐन्द्रियकत्वात्, घटवत्।** શબ્દ અનિત્ય છે, ઇંદ્રિયથી ગ્રાહ્ય હોવાથી, ઘટ પેઠે. અર્થાત્ જેમ ઘડો ઇંદ્રિય-ગ્રાહ્ય હોવાથી અનિત્ય છે. આ પ્રમાણે વાદીએ પોતાનો પક્ષ સ્થાપિત કર્યો. પછી પ્રતિવાદી વાદીને કહે છે કે જો ઇંદ્રિયગ્રાહ્ય હોવાથી શબ્દ અનિત્ય તરીકે સિદ્ધ થતો હોય તો ઘટત્વ-આદિ સામાન્ય પણ ઇંદ્રિય ગ્રાહ્ય છે માટે તે પણ અનિત્ય તરીકે સિદ્ધ થવાં જોઇએ.

આ સાંભળી વાદી વગર સમજે કહે કે તો ઘટ પણ નિત્ય થઈ જાવ. આ પ્રમાણે ઘટને નિત્ય માનવાથી વાદીએ શબ્દને પણ નિ-ય માની લીધો કારણ કે ઘટ એ તો વાદીનું દૃષ્ટાંત છે. શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરવું એ તો વાદીનો પક્ષ હતો અને પછી શબ્દમાં નિત્યત્વ માની લીધું એટલે મૂળ પ્રત્યજ્ઞાની હાનિ થઈ એટલે વાદી 'પ્રતિજ્ઞા-હાનિ' નામના નિગ્રહસ્થાનમાં આવી ગયો. (૨)

હવે 'પ્રતિજ્ઞાન્તર' નામના નિગ્રહસ્થાનનું લક્ષણ બતાવે છે.

**प्रतिज्ञातार्थप्रतिषेधे धर्मविकल्पात् तदर्थनिर्देशः प्रतिज्ञान्तरम् ॥ ३ ॥**

**પદાર્થ:**— (**प्रतिज्ञातार्थप्रतिषेधे**) પ્રતિજ્ઞા કરેલા અર્થનો પ્રતિષેધ થયા પછી (**धर्मान्तरविकल्पात्**) પ્રતિજ્ઞાત અને ખંડિત થયેલા અર્થમાં કોઈ બીજું વિશેષણ આપી (**तदर्थनिर्देशः**) પ્રતિજ્ઞાત અર્થનો નિર્દેશ કરવો તેનું નામ (**प्रतिज्ञान्तरम्**) 'પ્રતિજ્ઞાન્તર' નિગ્રહ સ્થાન છે.

**ભાવાર્થ:**—વાદીએ પ્રતિજ્ઞા કરી કે 'શબ્દ અનિત્ય છે. કારણ કે અનિત્ય ઘટમાં જેમ ઐન્દ્રિયકત્વ છે તેમ તેમાં પણ ઐન્દ્રિયકત્વ એટલે ઇન્દ્રિયગ્રાહ્યત્વ છે.' હવે પ્રતિવાદી ઉપરના હેતુનું ખંડન કરે છે કે 'ઐન્દ્રિયકત્વ તો સામાન્યમાં પણ છે, છતાં સામાન્ય તો નિત્ય પદાર્થ છે, માટે જેમાં ઐન્દ્રિયકત્વ હોય તે અનિત્ય હોય એવો કશો નિયમ નથી."

આના ઉત્તરમાં વાદી કહે, 'સામાન્ય તો સર્વગત છે અને ઘટ તો અસર્વગત છે. માટે અસર્વગત શબ્દ અસર્વગત ઘટ પેઠે અનિત્ય છે." અહીં વાદીએ જુદી જ પ્રતિજ્ઞા કરી લીધી. શબ્દ અનિત્ય છે એ પહેલી પ્રતિજ્ઞા અને પછી શબ્દ અસર્વગતત્વ વિશેષણ યુક્ત હોઈ અનિત્ય છે આ થઈ બીજી પ્રતિજ્ઞા. આવી રીતે બીજી પ્રતિજ્ઞા કરવાનો કશો અર્થ નથી. એક પ્રતિજ્ઞાને બીજી પ્રતિજ્ઞા સિદ્ધ કરી શકતી નથી. પ્રતિજ્ઞાને સિદ્ધ કરવાને માટે તો સત્ય હેતુ આપવો જોઇએ. એ પ્રમાણે ન કરવાથી વાદી જુદી પ્રતિજ્ઞા કરી 'પ્રતિજ્ઞાન્તર' નામના નિગ્રહ સ્થાનમાં જઇ પડ્યો. (૩)

હવે 'પ્રતિજ્ઞા-વિરોધ' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## प्रतिज्ञाहेत्वोर्विरोधः प्रतिज्ञाविरोधः ॥४॥

**પદાર્થ:**—(**प्रतिज्ञाहेत्वोः**) પ્રતિજ્ઞા અને હેતુનો જે (**विरोधः**) છે તે (**प्रतिज्ञाविरोधः**) પ્રતિજ્ઞાવિરોધ નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ:**—પ્રતિજ્ઞાની સાથે હેતુ જો વિરોધ રાખતો હોય તો પ્રતિજ્ઞાવિરોધ નામનું નિગ્રહસ્થાન કહેવાય છે. દાખલા તરીકે:–

દ્રવ્ય ગુણથી જુદું છે, કારણ કે તે રૂપ-આદિ ગુણોથી અલગ જણાતું નથી. આ બે વાકયોમાં પહેલું વાક્ય પ્રતિજ્ઞા બતાવે છે અને બીજું વાક્ય હેતુને બતાવે છે. હવે જો દ્રવ્ય ગુણથી જુદો પદાર્થ છે તો તે રૂપ આદિ ગુણોથી જુદો જણાવવો જ જોઇએ. છતાં જુદો નથી જણાતો એમ કહેવું એમાં સ્પષ્ટ વિરોધ છે. બીજું ઉદાહરણ હરિલાલ ઉત્તમ ગવૈયો છે, કારણ કે તેણે કોઈ દિવસ પણ ગાયું નથી (ગાવાનું શિક્ષણ લીધું નથી). આમાં ગવૈયો હોવું એ પ્રતિજ્ઞા છે અને 'કદિ ગાયું નથી' એ હેતુ છે. જેણે કદિ પણ ગાયન કર્યું જ નથી તે ઉત્તમ ગવૈયો હોઈ શકે જ નહિ માટે કદી પણ ન ગાવું એ ગવૈયા હોવાનો વિરોધ કરે છે. આવા સ્થળોમાં વાદી કે પ્રતિવાદી 'પ્રતિજ્ઞા-વિરોધ' નામના નિગ્રહસ્થાનમાં આવી પડે છે. (૪)

હવે 'પ્રતિજ્ઞા-સંન્યાસ' નામનું નિગ્રહ સમજાવે છે.

**पक्षप्रतिषेधे प्रतिज्ञातार्थापनयनं प्रतिज्ञासंन्यासः ॥ ५ ॥**

**પદાર્થ:**—(**पक्षप्रतिषेधे**) પક્ષનો પ્રતિષેધ થયા પછી (**प्रतिज्ञातार्थापनयनम्**) પ્રતિજ્ઞા કરેલા અર્થનો અપલાપ કરવો એ (**प्रतिज्ञासंन्यासः**) 'પ્રતિજ્ઞાસંન્યાસ' નામનું નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ:**—વાદીએ જે અર્થ સિદ્ધ કરવા પ્રતિજ્ઞા કરી હોય તેનું પ્રતિવાદીએ ખંડન કર્યા પછી વાદી જો પોતાની પ્રતિજ્ઞા છુપાવે તો તે 'પ્રતિજ્ઞા-સંન્યાસ' નામે નિગ્રહસ્થાન કહેવાય છે. દાખલા તરીકે:-વાદીએ પ્રતિજ્ઞા કરી કે 'શબ્દ અનિત્ય છે, કારણ કે તેનું બાહ્ય ઇંદ્રિયથી ગ્રહણ થાય છે.' હવે આના ઉપર પ્રતિવાદી કહે કે શબ્દત્વ-આદિ સામાન્ય પણ બાહ્ય ઇંદ્રિયથી જ ગૃહીત થાય છે અને તે તો નિત્ય છે. આ સાંભળી વાદી ફરીથી કહે છે કે

'કોણ કહે છે શબ્દ અનિત્ય છે?' આ પ્રમાણે વાદી પોતાના પ્રતિજ્ઞાત અર્થને છુપાવવા પ્રયત્ન કરે છે માટે તે 'પ્રતિજ્ઞાસંન્યાસ' રૂપ નિગ્રહસ્થાનમાં આવી પડે છે અને તેનો પરાજય થાય છે. (૫)

હવે 'હેત્વન્તર' નામના નિગ્રહસ્થાનનું લક્ષણ બાંધે છે.

**अविशेषोक्ते हेतौ प्रतिषिद्धे विशेषमिच्छतो हेत्वन्तरम् ॥ ६ ॥**

**પદાર્થઃ**—(**हेतौ**) હેતુ (**अविशेषोक्ते**) સામાન્યરૂપે આપ્યો હોય અને પછી (**प्रतिषिद्धे**) તેનું ખંડન થયા પછી (**विशेषम्**) તે હેતુમાં વિશેષણ આપવા (**इच्छतः**) ઇચ્છતો હોય તો તેને (**हेत्वन्तरम्**) 'હેત્વન્તર' નામનું નિગ્રહસ્થાન થાય છે.

**ભાવાર્થઃ**—વાદી કોઇપણ અર્થને સિદ્ધ કરવા પ્રતિજ્ઞા કરે છે અને એ પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા હેતુ આપે છે, પણ જ્યારે પ્રતિવાદી એ હેતુનું ખંડન કરે છે ત્યારે વાદી તેમાં કંઇક વિશેષણ ઉમેરે છે એ વાદીનું 'હેત્વન્તર' નામનું નિગ્રહ સ્થાન થયું, કારણ કે તે મૂળ હેતુની અપૂર્ણતા એક રીતે માની લે છે.

જેમકે:—શબ્દ અનિત્ય છે, બાહ્ય ઇન્દ્રિયથી ગ્રાહ્ય હોવાને લીધે. આના ઉપર પ્રતિવાદી કહે છે કે સામાન્ય પણ બાહ્ય ઇંદ્રિયથી ગ્રાહ્ય છે, અને તે તો નિત્ય છે. આ ઉપરથી વાદી પોતાના મૂળ હેતુમાં એક વિશેષણ ઉમેરે છે કે જે સામાન્યવાન્ હોય અને બાહ્ય ઇન્દ્રિયથી ગ્રાહ્ય પણ હોય તે અનિત્ય હોય છે. આ પ્રમાણે 'સામાન્ય-વત્વ' રૂપ વિશેષણ હેતુમાં પછીથી ઉમેરવામાં આવ્યું છે માટે વાદી નિગ્રહ સ્થાનમાં આવી પડે છે અને એ 'હેત્વન્તર' નામનું નિગ્રહ સ્થાન છે. ભાષ્યકારે આ પ્રમાણે બીજું ઉદાહરણ આપ્યું છે.

'**एकप्रकृतिकम् इदम् व्यक्तम्**' આ બધાં કાર્યોનું ઉપાદાન કારણ એક જ છે અને તે એક પ્રકૃતિ જ છે. આ પ્રતિજ્ઞા સિદ્ધ

કરવા '**परिमाणात्**' એ હેતુ આપ્યો છે. દરેક કાર્યમાં પરિમાણ હોય છે, માટે બધાં કાર્યોનું એક જ ઉપાદાન કારણ છે. પ્રતિવાદી ઉપરના હેતુનું ખંડન કરે છે. કે જે કાર્ય અનેક ઉપાદાન કારણો-માંથી બને છે તેમાં પણ 'પરિમાણ' હોય છે. આ પ્રમાણે હેતુનું ખંડન થઈ જવાથી વાદી બીજો જ હેતુ મૂળ પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા આપે છે કે '**समन्वयात्**' અથાત્ જેટલાં પરિમિત કાર્યો છે તે બધાં સુખ, દુઃખ અને મોહથી સમન્વિત છે માટે બધાં કાર્ય એક પ્રકૃતિક છે. પ્રકૃતિ એક જ છે અને તેજ સુખ, દુઃખ અને મોહથી સમન્વિત છે. આ પ્રમાણે બીજો હેતુ વાદીએ સ્વીકાર્યો માટે તે 'હેત્વન્તર' નામના નિગ્રહ સ્થાનમાં આવી જાય છે. (૬)

હવે 'અર્થાન્તર' નામનું નિગ્રહ-સ્થાન સમજાવે છે.

## प्रकृतादर्थादप्रतिसम्बद्धार्थमर्थान्तरम् ॥ ७ ॥

**પદાર્થઃ**—(**प्रकृतात्**) પ્રકૃત (**अर्थात्**) અર્થની ઉપેક્ષા કરીને (**असम्बद्धार्थम्**) અસંબદ્ધ અર્થનું કથન કરવું તેનું નામ (**अर्थान्तरम्**) 'અર્થાન્તર' નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થઃ**—પ્રતિજ્ઞાત અર્થની સાથે જે સંબંધ ન રાખતું હોય તેનું વર્ણન કરવું તેનું નામ 'અર્થાન્તર' નામનું નિગ્રહસ્થાન કહેવાય છે. જેમકેઃ—શબ્દ અનિત્ય છે, કાર્ય હોવાથી. શબ્દ એ આકાશનો ગુણ છે. આ ઠેકાણે શબ્દ આકાશનો ગુણ છે એ કથન અસંબદ્ધ છે. બીજો દાખલોઃ—શબ્દ નિત્ય છે, નિરવયવ હોવાથી. અમે પાણિનીય વૈયાકરણ લોકો શબ્દને નિત્ય માનીએ છીએ. પાણિનીય એટલે પાણિનિ મુનિના શિષ્યો, ભગવાન્ પાણિનિની ઓળખાણ એ છે કે—

**येनाक्षरसमाम्नाय मधिगम्य महेश्वरात्**
**कृत्स्नं व्याकरणं प्रोक्तमाचार्यो नः स पाणिनिः**

ભગવાન્ મહેશ્વર પાસેથી જેણે અક્ષરસમામ્નાય મેળવીને સંપૂર્ણ વ્યાકરણ બનાવ્યું છે, તે અમારા ગુરુ પાણિનિ છે. અને મહેશ્વરની ઓળખાણ આ પ્રમાણે છે—

**अस्त्युद्भटजटाजूटकोटिग्रथितचन्द्रमाः**
**विश्वस्थितिलयोत्पादहेतुरेको महेश्वरः**

જેની જટાજૂટ ઉપર ચંદ્રમા વિરાજી રહ્યો છે અને જે વિશ્વની સ્થિતિ, લય અને ઉત્પત્તિનો હેતુ છે તે મહેશ્વર છે. વળી જે—

**अचिन्त्यवेशाभरणस्य तत्वतो ।**
**यदृच्छया यस्य निशासु ताण्डवम् ॥**
**स भस्मभक्तीनि बिभर्ति मौलिना**
**कृताञ्जलिः पादरजांसि वासवः**

જેનાં વેશ અને આભરણ વાસ્તવિક રીતે અચિન્ત્ય છે, જે રાત્રિઓમાં ઇચ્છા પ્રમાણે તાંડવ કરે છે અને જેની ભસ્મ લાંછિત ચરણ ધૂલિને સાક્ષાત્ ઇન્દ્ર હાથ જોડીને માથે ચડાવે છે તે ભગવાન્ મહેશ્વર છે. તાંડવ એ એક જાતનું નૃત્ય છે. આ બધું કથન શબ્દના નિત્યત્વને સિદ્ધ કરવા કશું ઉપયોગી નથી માટે આ પ્રમાણે અસંબદ્ધ અર્થને કહ્યા જવું તેનું નામ 'અર્થાન્તર' નિગ્રહસ્થાન છે અને એ પ્રમાણે બોલનાર વાદી અથવા પ્રતિવાદી પરાજય પામે છે. (૭)

હવે 'નિરર્થક' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## वर्णक्रमनिर्देशवन्निरर्थकम् ॥ ८ ॥

**પદાર્થ:**—(**वर्णक्रमनिर्देशवत्**) વર્ણોના ક્રમ પ્રમાણે કથન કરવું એ જેમ નિરર્થક છે તેમ (**निरर्थकम्**) 'નિરર્થક' નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ:**—વર્ણમાળાના અક્ષરોને ક્રમથી કહી જવા એ નિરર્થક છે. જેમકે **नित्यः शब्दः कचटतपाः जबगडदशत्वात्, झभञ् घढधषवत्** ક, ચ. ટ, ત, પ શબ્દો નિત્ય છે, જ, બ, ગ, ડ,

દ, હોવાથી ઝ, ભ, ઘ, ઢ, ધ પેઠે. આ બધું કથન અર્થ વગરનું હોવાથી 'નિરર્થક' નામનું નિગ્રહસ્થાન છે. ઉપરના કથનમાં વાચ્ય-વાચકભાવ સિદ્ધ થતો ન હોવાથી કશો પણ અર્થ સમજાતો નથી. કારણ કે કેવળ ક્રમથી અક્ષરોજ બોલી જવામાં આવ્યા છે. આ પ્રમાણે બોલનાર વાદી અથવા પ્રતિવાદીનો પરાજય થાય છે. (૮)

હવે 'અવિજ્ઞાતાર્થ' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

**परिषत्प्रतिवादिभ्यां त्रिरभिहितमप्यविज्ञातमविज्ञातार्थम् ॥ ९ ॥**

**પદાર્થ:**—(**त्रिः**) ત્રણ વખત (**अभिहितम्**) કહ્યા (**अपि**) છતાં પણ (**परिषत्प्रतिवादिभ्याम्**) પરિષદ્ અને પ્રતિવાદીથી (**अविज्ञातम्**) ન સમજાયું હોય તો (**अविज्ञार्थम्**) અવિજ્ઞાતાર્થ નામનું નિગ્રહસ્થાન થાય છે.

**ભાવાર્થ:**—સભા અને પ્રતિવાદી સમક્ષ વાદી પોતાનું વાકય ત્રણ વખત બોલે છે છતાં સભા અને પ્રતિવાદી બેમાંથી એકેય પણ ન સમજી શકે તો વાદી 'અવિજ્ઞાતાર્થ' નામના નિગ્રહસ્થાનમાં આવ્યો ગણાય છે. વાદી જો શ્લિષ્ટ શબ્દવાળું વાકય બોલે અથવા અપ્રસિદ્ધ શબ્દોનો જો વાકયમાં પ્રયોગ કરે અથવા અસ્પષ્ટ વાણીમાં બોલે તોજ સભા અથવા પ્રતિવાદી એ વાકયને ન સમજી શકે. આવું વાકય બોલવામાં વાદી પોતામાં રહેલું અસામર્થ્ય છુપાવવા ઇચ્છે છે.

નિરર્થક અને અવિજ્ઞાતાર્થ નિગ્રહસ્થાનોમાં એ ભેદ છે કે 'નિરર્થક'માં અર્થવાચક પદજ હોતું નથી જ્યારે 'અવિજ્ઞાતાર્થ'માં પદ તો વાચક હોય છે, પણ વાદી વિદ્વાનોની સભા અને વિદ્વાન પ્રતિવાદી ન સમજી શકે માટે અપ્રસિદ્ધ શબ્દવાળું, શ્લિષ્ટ શબ્દવાળું અથવા અસ્પષ્ટ ઉચ્ચારણવાળું વાકય બોલે છે. (૯)

હવે 'અપાર્થક' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## पौर्वापर्यायोगादप्रतिसम्बद्धार्थमपार्थकम् ॥ १० ॥

**પદાર્થ:**—(**पौर्वापर्यायोगात्**) કાર્યકારણભાવના અસંભવથી (**अप्रतिसम्बद्धार्थम्**) અસંબદ્ધ જેમાં અર્થ જણાતો હોય તે (**अपार्थकम्**) અપાર્થક નામનું 'નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ:**—શબ્દ-જન્ય જ્ઞાન થવામાં, આકાંક્ષા, યોગ્યતા, આસક્તિ અને તાત્પર્ય કારણ હોય છે. આ ચાર બાબત જે વાકયમાં ન હોય તે કાર્યકારણભાવથી રહિત ગણાય છે. વાકયમાં અર્થનો અપાય થાય છે માટે અપાર્થક કહેવાય છે. દાખલા તરીકે:— 'દશ દાડમ, છ માલપુવા, કુંડ, બકરાનું ચામડું, માંસનો પિંડ, તેનો બાપ, કુમારીનું કંકણ, પીવા યોગ્ય.' આ શબ્દના સમૂહમાંથી કશો અર્થ સમજાતો નથી, કારણ એક બીજા પદાર્થનો કશો સંબંધ જણાતો નથી, માટે જો વાદી કે પ્રતિવાદી ગભરાઇને સંબંધ વગરના શબ્દો બોલી જતો હોય તો તે 'અપાર્થક' નામના નિગ્રહ-સ્થાનમાં આવી પરાજય પામે છે. (૧૦)

હવે અપ્રાપ્તકાલ' નામનું 'નિગ્રહ-સ્થાન' સમજાવે છે.

## अवयवविपर्यासवचन मप्राप्तकालम् ॥ ११ ॥

**પદાર્થ:**—(**अवयवविपर्यासवचनम्**) અવયવોનું ઉલટી રીતે કથન કરવું તેનું નામ (**अप्राप्तकालम्**) 'અપ્રાપ્તકાલ' નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ:**—પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચે વાકયો ક્રમથી વાદ વખતે બોલવાં જોઇએ અથવા વિજય મેળવવાની ઇચ્છા રાખી જલ્પ આદર્યો હોય તેમાં પણ ક્રમથી ઉપરનાં અવયવ વાકયો બોલવાં જોઇએ, જેથી જેવું જ્ઞાન પોતાને છે તેવું જ જ્ઞાન બીજાને આપી શકાય. પણ જો વાદી અથવા પ્રતિ-વાદી એ ક્રમનું ઉલ્લંઘન કરી આડાં અવળાં વાકયો બોલે તો તે

નિગ્રહસ્થાનમાં આવી પડે છે. આડાં અવળાં વાક્ય બોલવાં એ ગભરાયાની નિશાની છે.

બીજો એવો પણ ક્રમ છે કે:-વાદીએ પોતાની પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા હેતુ આપવો જોઇએ અને હેત્વાભાસ દૂર કરવા જોઇએ. એ થયો પ્રથમ પાદ. પ્રતિવાદીએ વાદીના હેતુનું ખંડન કરવું જોઇએ. એ થયો બીજો પાદ. પછી પ્રતિવાદીએ પોતાનો પક્ષ સિદ્ધ કરવા હેતુ આપવો અને હેત્વાભાસનો ઉદ્ધાર કરવો જોઇએ. એ થયો ત્રીજો પાદ. ત્યારબાદ જય અને પરાજયની વ્યવસ્થા કરવી એ થયો ચોથો પાદ. આ ક્રમ પ્રમાણે વિજય ઇચ્છનારાઓએ કથા ચલાવવી જોઇએ. આ ક્રમનો ભંગ કરે તો પણ 'અપ્રાપ્તકાલ' નામનું નિગ્રહસ્થાન આવી પડે છે. (૧૧)

હવે 'ન્યૂન' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## हीन मन्यतमेनाप्यवयवेन न्यूनम् ॥१२॥

**પદાર્થ:**—(**अन्यतमेन**) પાંચ અવયવોમાંના કોઇપણ (**अवयवेन**) અવયવથી (**हीनम्**) હીન હોય તો (**न्यूनम्**) ન્યૂન નામનું નિગ્રહ સ્થાન થાય છે.

**ભાવાર્થ:**—પાંચ અવયવોમાંથી જો એક પણ અવયવનો સમજાવવા માટે પ્રયોગ ન કર્યો હોય તો નિગ્રહસ્થાન ગણાય છે. આ પણ વિજય ઇચ્છનારાઓની કથામાં હોય છે. આ ભૂલ પણ વિજય કથામાં ગભરાવાને લીધે થાય છે. (૧૨)

હવે 'અધિક' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## हेतूदाहरणाधिक मधिकम् ॥१३॥

**પદાર્થ:**—(**हेतूदाहरणाधिकम्**) હેતુ અથવા ઉદાહરણ એક કરતાં વધારે આપવામાં આવે તો (**अधिकम्**) અધિક નામનું નિગ્રહસ્થાન બને છે.

**ભાવાર્થ:**—પ્રતિજ્ઞા સિદ્ધ કરવા એક હેતુને બદલે બે હેતુ આપવામાં આવે અથવા બે ઉદાહરણ આપવામાં આવે તો 'અધિક' નામનું નિગ્રહસ્થાન થઈ જાય છે. આ પણ જલ્પ-કથામાં બને છે. એક હેતુ અને એક ઉદાહરણ આપવાથી જ ઇષ્ટ સિદ્ધ થઇ જતું હોવાથી બીજો હેતુ અથવા બીજું ઉદાહરણ આપવું એ પણ ગભરાવાનું ચિહ્ન છે. (૧૩)

હવે 'પુનરુક્ત' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

**शब्दार्थयोः पुनर्वचनं पुनरुक्त मन्यत्रानुवादात् ॥१४॥**

**પદાર્થ:**—(**शब्दार्थयोः**) શબ્દ અને અર્થનું (**पुनर्वचनम्**) ફરીથી કથન કરવું તે (**पुनरुक्तम्**) 'પુનરુક્ત' નામનું નિગ્રહસ્થાન કહેવાયછે. (**अनुवादात्**) અનુવાદ (**अन्यत्र**) સિવાય.

**ભાવાર્થ:**—જ્યાં એકજ અર્થ એજ શબ્દથી ફરીથી કહેવાય ત્યાં 'પુનરુક્તિ' નામનું નિગ્રહસ્થાન ગણાય છે. દાખલા તરીકે:— **नित्यः शब्दः। नित्यः शब्दः** શબ્દ નિત્ય છે. શબ્દ નિત્ય છે.

અર્થ એનો એજ હોય પણ શબ્દ જુદો હોય તો 'અર્થ-પુનરુક્ત' કહેવાય છે. જેમકે:—**अनित्यः शब्दः। निरोधधर्मको ध्वानः।** શબ્દ અનિત્ય છે. અવાજનો નિરોધ થાય છે. આ ઠેકાણે બંને વાક્યમાં અર્થ તો એક જ છે પણ શબ્દો જુદા જુદા છે.

અથવા **घटः, घटः,** ઘડો ઘડો. આ શબ્દ પુનરુક્ત અને **घटः, कुम्भः** ઘડો કુંભ. આ અર્થ-પુનરુક્ત કહેવાય છે. (૧૪)

અનુવાદ એટલે શું તે સમજાવે છે.

**अनुवादे त्वपुनरुक्तं शब्दाभ्यासादर्थविशेषोपपत्तेः ॥१५॥**

**પદાર્થઃ**—(**तु**) પણ (**अनुवादे**) અનુવાદમાં (**अपुनरुक्तम्**) પુનરુક્ત દોષ ગણાતો નથી (**शब्दाभ्यासात्**) શબ્દના અભ્યાસથી (**अर्थविशेषोपपत्तेः**) વિશેષ અર્થ જણાતો હોવાથી.

**ભાવાર્થઃ**—અનુવાદમાં જે પુનર્વચન હોય છે તેમાં ખાસ વિશેષ અર્થ હોય છે તેથી તે 'પુનરુક્ત' નિગ્રહસ્થાન ગણાતું નથી. જેમકે:-**हेत्वपदेशात् प्रतिज्ञायाः पुनर्वचनं निगमनम्**। 'હેતુનો સંબંધ બતાવી પ્રતિજ્ઞાનું ફરીથી કહેવું તેનું નામ નિગમન છે.' અહીં પ્રથમ જે પ્રતિજ્ઞા કરી હતી તે માત્ર સાધ્યનો નિર્દેશ હતો અને ફરીથી જે તેજ પ્રતિજ્ઞા કરવામાં આવે છે તેમાં હેતુનો સંબંધ બતાવેલો હોય છે માટે તે નિરર્થક નથી પણ સાર્થક છે. આ કારણથી અનુવાદમાં પુનરુક્તિ દોષ રૂપે નથી. (૧૫)

'પુનરુક્ત' નિગ્રહસ્થાનનો બીજો ભેદ બતાવે છે.

## अर्थादापन्नस्य स्वशब्देन पुनर्वचनम् ॥ १६ ॥

**પદાર્થઃ**—(**अर्थात्**) અર્થથી (**आपन्नस्य**) પ્રાપ્ત થયેલાનું (**स्वशब्देन**) શબ્દથી કથન કરવું તે પણ (**पुनर्वचनम्**) પુનર્વચન કહેવાય છે.

**ભાવાર્થઃ**—'જેની ઉત્પત્તિ થાય તે બધા અનિત્ય હોય છે.' આ ઉપરથી સમજી શકાય છે કે જેની ઉત્પત્તિ ન થતી હોય તે નિત્ય છે. છતાં પણ ઉપલું વાકય બોલ્યા પછી કહેવું કે 'અનુત્પત્તિ ધર્મવાળો પદાર્થ નિત્ય છે.' એ 'પુનરુક્ત' દોષરૂપે સમજવું જોઇએ. અર્થ સમજવાને માટેજ શબ્દનો પ્રયોગ થાય છે. તે અર્થ જો કોઈ બીજી રીતે સમજાય ગયો હોય તો તેને માટે શબ્દ-પ્રયોગ નકામો છે. (૧૬)

હવે 'અનનુભાષણ' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## विज्ञातस्य परिषदा त्रिरभिहितस्याप्यनुच्चारणमननुभाषणम् ॥ १७ ॥

**પદાર્થ**:—( **परिषदा** ) પરિષદે ( **विज्ञातस्य** ) જાણેલો વિષય ( **त्रिः** ) ત્રણ વખત ( **अभिहितस्य** ) વાદીએ કહેલો હોય ( **अपि** ) છતાં પણ ( **अनुच्चारणम्** ) ઉત્તરના રૂપે કશું ન બોલવું તેનું નામ ( **अननुभाषणम्** ) 'અનનુભાષણ' નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ**:—વાદીએ પોતાના પક્ષની સ્થાપના કરી હોય અને પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા હેતુ આપ્યો હોય છતાં તેના ઉપર પ્રતિવાદી કશું ન બોલે તો પ્રતિવાદી અનનુભાષણ નામના નિગ્રહ-સ્થાનમાં આવી જાય છે. પ્રતિવાદીએ ન સાંભળ્યું હોય તો વાદી એક વારને બદલે ત્રણ વાર બોલે છે. અને પરિષદ્ વાદીનું કહેવું બરાબર સમજે છે છતાં પણ પ્રતિવાદી મૌન જ પકડે અને કશું પણ ન બોલે તો પછી પ્રતિવાદી 'અનનુભાષણ' નામના નિગ્રહ-સ્થાનમાં આવી પરાજય પામે છે. (૧૭)

હવે 'અજ્ઞાન' નામનું નિગ્રહસ્થાન બતાવે છે.

## अविज्ञातं चाज्ञानम् ॥ १८ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अविज्ञातम्** ) વિષયને ન સમજી શકવો તે ( **अज्ञानम्** ) અજ્ઞાન નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ**:—પરિષદ્ જે અર્થને સમજી શકે છે અને પ્રતિ-વાદીએ પણ એક વારને બદલે ત્રણ વાર વિષયને સમજાવ્યો છતાં પણ જો વાદી ન સમજી શકતો હોય તો તેને 'અજ્ઞાન' નામનું નિગ્રહસ્થાન લાગુ પડે છે. જ્યારે વાદી પ્રતિવાદીના કથનને સમજી જ નથી શકતો તો પછી પ્રતિવાદીના હેતુનું ખંડન તો ક્યાંથી જ કરી શકે ? ( ૧૮ )

હવે 'અપ્રતિભા' નામનું નિગ્રહસ્થાન બતાવે છે.

## उत्तरस्याप्रतिपत्तिरप्रतिभा ॥ १९ ॥

**પદાર્થઃ—**(**उत्तरस्य**) ઉત્તરની (**अप्रतिपत्तिः**) પ્રતિપત્તિ ન સૂજવી તે (**अप्रतिभा**) અપ્રતિભા નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થઃ—**પ્રતિવાદીએ જે કંઇ વાદીના હેતુનું ખંડન કર્યું હોય તે બધું વાદી સમજી તો શકે પણ એનો હવે ઉત્તર શો આપવો તે વાદી ન સમજી શકે તો વાદીને અપ્રતિભા નામનું નિગ્રહસ્થાન લાગુ પડે છે અને તેથી તેનો પરાજય થાય છે. તેજ પ્રમાણે વાદીનું કથન સમજવા છતાં તેનો ઉત્તર શો આપવો તે જો પ્રતિવાદીને ન સૂજે તો પ્રતિવાદી અપ્રતિભા નામના નિગ્રહસ્થાનમાં આવે છે અને તેનો પણ પરાજય થાય છે. (૧૯)

હવે 'વિક્ષેપ' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## कार्यव्यासङ्गात् कथाविच्छेदो विक्षेपः ॥ २० ॥

**પદાર્થઃ—**(**कार्यव्यासङ्गात्**) કોઇપણ કાર્યનું બાનુ કાઢી (**कथाविच्छेदः**) કથાના–વાદનો વિચ્છેદ કરવો તેનું નામ (**विक्षेपः**) 'વિક્ષેપ' નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થઃ—**જ્યારે વાદી અને પ્રતિવાદી વચ્ચે વાદ ચાલતો હોય ત્યારે બેમાંથી એક વાદી અથવા પ્રતિવાદી કોઇ કાર્યનું બાનું કાઢી વાદ બંધ પાડી સભામાંથી ચાલ્યો જાય તો કાર્યનું બાનુ કાઢનાર 'વિક્ષેપ' રૂપ નિગ્રહસ્થાનમાં આવે છે અને તેનો પરાજય થાય છે. જેમ કોઈ કહે કે મારી મા બહુજ બીમાર છે અને તે મને મળવા માગે છે, માટે તેને મળી આવી પછી વાદ આગળ ચલાવીશ. જો વાત ખોટી હોય તોજ બાનું કહેવાય અને આવી રીતે કથામાં વિક્ષેપ નાખવામાં વાદ કરનારની અશક્તિ સ્પષ્ટ પ્રતીત થાય છે. (૨૦)

હવે 'મતાનુજ્ઞા' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

## स्वपक्षदोषाभ्युपगमात् परपक्षदोषप्रसङ्गो मतानुज्ञा ॥ २१ ॥

**પદાર્થ**:—(**स्वपक्षदोषाभ्युपगमात्**) પોતાના પક્ષમાં દોષને સ્વીકારી (**परपक्षदोषप्रसङ्गः**) પરપક્ષમાં દોષ આપવો એ (**मतानुज्ञा**) મતાનુજ્ઞા નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ**:—વાદીના સ્થાપના-પક્ષમાં પ્રતિવાદીએ જે દોષ આપ્યો હોય, તે દોષ દૂર કર્યા વગર જો વાદી એમ કહે કે 'તમારા પક્ષમાં પણ દોષ છે.' તો વાદી 'મતાનુજ્ઞા' નામના નિગ્રહસ્થાનમાં આવી પરાજિત થાય છે. પ્રતિવાદીએ આપેલા દોષને દૂર કર્યા પછીજ વાદીએ પ્રતિવાદીના પક્ષમાં દોષ બતાવવો જોઇએ. જો પોતાના પક્ષમાં આપેલા દોષનું ઉદ્ધરણ ન થાય તો એ દોષ પોતે સ્વીકારી લીધો છે એમજ માની શકાય, કારણ કે **अप्रतिषिद्ध मनुमतं भवति** જેમકે **अ** **ब** ને કહે કે તું ચોર છે ત્યારે **ब** પણ **अ** ને કહે કે તું પણ ચોર છે. આ ઉપર બંને ચોર છે એમ સિદ્ધ થાય છે. ( ૨૧ )

હવે 'પર્યનુયોજ્યોપક્ષણ' નામનું નિગ્રહ સ્થાન સમજાવે છે.

## निग्रहस्थानप्राप्तस्यानिग्रहः पर्यनुयोज्यो· पेक्षणम् ॥ २२ ॥

**પદાર્થ**:—( **निग्रहस्थानप्राप्तस्यानिग्रहः** ) નિગ્રહસ્થાનમાં આવી ગયો હોય છતાં તેનો નિગ્રહ ન કરવો એનું નામ (**पर्यनु-योज्योपेक्षणम्**) 'પર્યનુયોજ્યોપેક્ષણ' નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ**:—વાદી અથવા પ્રતિવાદી નિગ્રહસ્થાનમાં આવ્યો હોય છતાં 'તું અમુક જાતના નિગ્રહસ્થાનમાં આવી ગયો છે' એમ ન કહેવું એનું નામ 'પર્યનુયોજ્યોપેક્ષણ' નિગ્રહસ્થાન છે. આવી રીતે એક બીજા એક બીજાની ઉપેક્ષા કરતા રહે તો જલ્પ રૂપ કથાનો અંતજ આવે નહિ, માટે જલ્પ કરનાર વાદી અથવા પ્રતિ-વાદી બેમાંથી કોઇપણ નિગ્રહસ્થાનમાં આવી જાય તો સ્પષ્ટ કહી

દેવું જોઇએ કે તું નિગ્રહસ્થાનમાં આવી ગયો છે. આવું કથન જે નિગ્રહસ્થાનમાં ન આવ્યો હોય તે વાદી અથવા પ્રતિવાદી કરી શકે છે. (૨૨)

હવે 'નિરનુયોજ્યાનુયોગ' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

**अनिग्रहस्थाने निग्रहस्थानाभियोगो निरनु-योज्यानुयोगः ॥ २३ ॥**

**પદાર્થ:**—(**अनिग्रहस्थाने**) નિગ્રહસ્થાનમાં આવ્યો ન હોય છતાં (**निग्रहस्थानाभियोगः**) 'તું નિગ્રહસ્થાનમાં આવી ગયો છે.' એમ કહેવું એ (**निरनुयोज्यानुयोगः**) 'નિરનુયોજ્યાનુયોગ' નામનું નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ:**—વાદીના પક્ષમાં કોઇપણ દોષ ન હોય છતાં પ્રતિવાદી વાદીને ભૂલાવામાં નાંખવા તદ્દન ખોટું જ કહે 'તું અમુક પ્રકારના નિગ્રહસ્થાનમાં આવી ગયો છે' તો અસત્ય બોલનાર પ્રતિવાદી પોતે જ 'નિરનુયોજ્યાનુયોગ' નામના નિગ્રહસ્થાનમાં આવી પડે છે. પ્રતિવાદી આવું જુઠું બોલે છે તેમાં તેનો એ હેતુ હોય છે કે, 'મારા કહેવા ઉપર વિશ્વાસ રાખી વાદી પ્રતિજ્ઞા છોડી દેશે અથવા પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા બીજો હેતુ આપશે. વાદીના આ બંને પ્રકારના પ્રયત્ન નિગ્રહસ્થાનમાં પરિણમશે અને મારો વિજય થશે.' આ દુષ્ટ હેતુ સિદ્ધ ન થાય માટે શાસ્ત્રકારે 'નિરનુયોજ્યા-નુયોગ' નામનું નિગ્રહસ્થાન બતાવ્યું છે. (૨૩)

હવે 'અપસિદ્ધાંત' નામનું નિગ્રહસ્થાન સમજાવે છે.

**सिद्धान्त मभ्युपेत्यानियमात् कथाप्रसङ्गोऽ-पसिद्धान्तः ॥२४॥**

**પદાર્થ:**—(**सिद्धान्तम्**) સિદ્ધાંતને (**अभ्युपेत्य**) સ્વીકારીને (**अनियमात्**) નિયમ ભંગ કરીને (**कथाप्रसङ्गः**) જે કથાનો પ્રસંગ ઉભો કરવામાં આવે છે તે (**अपसिद्धान्तः**) અપસિદ્ધાંત નામનું નિગ્રહસ્થાન કહેવાય છે.

**ભાવાર્થ:**—પોતે જે શાસ્ત્રને માનતો હોય તે શાસ્ત્રમાં સ્વીકાર કરેલા સિદ્ધાંતને કબુલ કરી વાદી વાદ કરવા ઉભો થાય અને પછી તેજ સિદ્ધાંતથી વિરુદ્ધ બોલવા માંડે ત્યારે સમજવું કે તે 'અપસિદ્ધાંત' નામના નિગ્રહસ્થાનમાં આવી ગયો છે. આવી રીતે સિદ્ધાંતથી વિરુદ્ધ બોલવું તે પ્રતિવાદીને ઉત્તર આપવાનું અસામર્થ્ય સૂચવે છે. દાખલા તરીકે **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः** સત્ વસ્તુનો કોઈ પણ દિવસ નાશ કે ઉત્પત્તિ થતાં નથી. એમ સાંખ્યશાસ્ત્રના સિદ્ધાંતને અનુસરી વાદી વાદ કરવા ઉભો થાય છે અને ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરે છે. હવે નૈયાયિક એને પૂછે છે કે જો કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ કે નાશ નથી થતાં તો તમે જેને પ્રકૃતિ કહો છો તે શું છે? વાદી એનો ઉત્તર આપે છે કે, જે દ્રવ્ય કાયમ રહે અને તેમાં પૂર્વધર્મની નિવૃતિ થાય અને બીજા ધર્મની પ્રવૃત્તિ થાય તે પ્રકૃતિ. આમાં વાદીએ ધર્મનાં ઉત્પત્તિ અને નાશ સ્પષ્ટ રીતે માની લીધાં છે. નિવૃત્તિ=નાશ અને પ્રવૃત્તિ= ઉત્પત્તિ. આ પ્રમાણે વાદીનું કથન સાંખ્યસિદ્ધાંતથી વિરુદ્ધ જતું હોવાથી તે 'અપસિદ્ધાંત' નામના નિગ્રહસ્થાનમાં આવી જાય છે. (૨૪)

હવે 'હેત્વાભાસો' પણ નિગ્રહસ્થાન તરીકે છે એ સમજાવે છે.

## हेत्वाभासाश्च यथोक्ताः ॥ २५ ॥

**પદાર્થ:**—(**च**) અને (**हेत्वाभासाः**) હેત્વાભાસ (**यथोक्ताः**) જેનાં લક્ષણ આગળ કહેવામાં આવ્યાં છે તે પણ નિગ્રહસ્થાન છે.

**ભાવાર્થ:**—પ્રથમ અધ્યાયમાં જે સવ્યભિચાર, વિરુદ્ધ પ્રકરણસમ, સાધ્યસમ અને અતીતકાલ હેત્વાભાસ બતાવ્યા છે, તે બધા તેજ રૂપે નિગ્રહસ્થાન છે. નિગ્રહસ્થાન તરીકે એનું જુદું લક્ષણ નથી. પ્રમાણ જેમ કોઈ વખતે પ્રમેય બને છે તેમ હેત્વાભાસ પણ નિગ્રહસ્થાન બને છે.

હેત્વાભાસ નિગ્રહસ્થાન હોવા છતાં **प्रमाणप्रमेय** આદિ પ્રથમ સૂત્રમાં જે જુદું ગ્રહણ કર્યું છે તેનાં કારણો ભાષ્યકાર, વાર્તિકકાર અને વૃત્તિકાર વગેરે જુદાંજુદાં આપે છે. ભાષ્યકારના મતમાં હેત્વાભાસ વાદમાં દેશનીય હોવાથી પૃથક્ ગ્રહણ કર્યું છે.

ન્યાયવાર્તિકારના મતમાં આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ આ ચાર વિદ્યા છે, તેમાં ન્યાયશાસ્ત્ર એ આન્વીક્ષિકી વિદ્યા ગણાય છે, માટે એના પ્રસ્થાન ભેદ જણાવવા ખાતર હેત્વાભાસનું જુદું ગ્રહણ કરવામાં આવ્યું છે.

વૃત્તિકારના મતમાં હેત્વાભાસ નિગ્રહસ્થાન નથી પણ તેનો પ્રયોગ જ નિગ્રહસ્થાન છે.

આ સંબંધમાં વિશેષ જ્ઞાન મેળવવા ઇચ્છનારે તે તે ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ.

મયાશંકર શર્માએ, રચ્યું ગુર્જર વાણીમાં;
ન્યાયનું ભાષ્ય તે પૂર્ણ, થયું ઈશ-દયા થકી.

**इतिश्री न्यायदर्शनस्य गुर्जरभाषाग्रथिते न्यायार्थप्रकाशे पञ्चमाध्यायस्य द्वितीय माह्निकं समाप्तम्।**

**समाप्तश्चायं ग्रन्थः**

# सूत्रोंनी अनुक्रमणिका